# બાદશાહ બાબર

અથવા

## નૂરે ઇસ્લામ !

હાલના જમાનાનું બાદશાહી સેન્ટ

# ઓટો દીલબહાર

(રજીસ્ટર્ડ)




ફક્ત ત્રણ ચાર ટીપાં કપડા ઉપર અથવા રૂમાલ ઉપર લગાડવાથી જુદા જુદા ફુલોના જેવી મનહર સુગંધી હવામાં બહેક બહેક થઈ રહે છે. ઓટો દીલબહારમાં સ્પીરીટ વિગેરે નહીં હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે.

તેની શ્રેષ્ઠતા માટે મદ્રાસનાં છેલ્લાં પ્રદર્શનમાં

**ડીપ્લોમા ઓફ મેરીટસ**

આપવામાં આવેલ છે.

બીજું કાઇ પણ સેંટ અથવા અત્તર ખરીદતાં પહેલાં

**ઓટો દીલબહાર**

ખરીદો અને તેની સુગંધીને એ ઘડી ખ્યાલ કરો.

## હરેક ઠેકાણે વેચાય છે.

**ખરીદતા વખતે ઓટો–દીલબહાર બરાબર વાંચીને પેકબંધ શીશી લેજો. નહિ તો વેપારીઓ ભલતુંજ આપી દેશે.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| કીંમત | નાની | ૦॥ | ડ્રામની | બાટલી | રૂા. ૦–૮–૦ |
| ,, | વચલી | ૧ | ,, | ,, | રૂા. ૦–[illegible]–૦ |
| ,, | મોટી | ૦॥ | ઔંસની | ,, | રૂા. ૨–[illegible]–૦ |

વી૦ પી૦ રૂા. ૦–૪–૦ ખર્ચ જુદા.

સોલ એજન્ટ:—

**ધી એંગ્લો ઇન્ડિયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.**

નં. ૧૫૫, જુમામસીદ—મુંબઈ.

# તીજોરીની મજબુતાઇનાં પરીક્ષા

બે તીજોરી બહારના દેખાવમાં બરાબર એક સરખી હોય તેમજ વજનમાં પણ એક સરખી હોય તે છતાં મજબુતાઇમાં તેમજ કીંમતમાં બહુજ ફેર હોય એવું તીજોરીની બનાવટનું કામ હોય છે.

તીજોરીની મજબુતાઇનો આધાર ફક્ત પ્લેટની જાડાઈ ઉપર હોતો નથી. પ્લેટ ગમે એટલી જાડી હોય પણ મજબુતાઇને લગતું કામ બરાબર કરેલું નહીં હોય તો તીજોરી બહુજ જલદી તોડી નાખી શકાય.

મજબુતાઇનું કામ સારી રીતે થયલું છે કે નહીં તે તીજોરી તૈયાર થયા પછી કારીગર પોતે પણ કહી શકે નહીં.

લડાઇ પેહેલાં ઓસ્ટ્રીયન તીજોરીઓ આવતી હતી અને તે એવી હતી કે પંદરથી વીસ મીનીટમાં તોડી શકાય. હાલમાં તે તીજોરીઓ આવતી નથી ત્યારે તેની જગ્યા અમેરીકન તીજોરીઓએ લીધી છે. એ તીજોરીઓ ઓસ્ટ્રીયન તીજોરીઓ કરતાં પણ હલકી બનાવટની હોય છે.

ગોદરેજને કારખાને આવનારને બીજી તીજોરીઓ તેમજ ગોદરેજની તીજોરીઓની બનાવટની પુરતી સમજ આપવામાં આવશે.

બગદાદ, બસરા વીગેરે માટે સરકારે હાલમાં ગોદરેજને ૬૮ તીજોરીઓનો ઓર્ડર આપ્યો છે. જુદા જુદા મેકરોની તીજોરીઓની બનાવટની સરખામણી કર્યા પછી એ ઓર્ડર ગોદરેજને આપવામાં આવ્યો છે.

**કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઈ.**



હિંદનો પેહેલો મોગલ શાહ સુલ્તાન બાબર

'ગુ'ની ૩૬ મી ભેટ

# બાદશાહ બાબર

અથવા

# નૂરે ઇસ્લામ!

કર્ત્તા

**ઠક્કુર નારાયણ વિસનજી**

"With fame, even if I die, I am contented :
Let fame be mine, since my body is death's."
Bâbar's Motto (A quotation from Firdausi).

" જો કીર્ત્તિ સહિત મારું મરણ થઈ જાય તો તે કીર્ત્તિ સહિત મરણથી હું સંતુષ્ટ છું; મારા દેહપર મૃત્યુનો અધિકાર છે, તો પછી કીર્ત્તિને તો મારી મતા થવા દ્યો. "

બાદશાહ બાબરનો મુદ્રાલેખ ( ફિરદોસીના 'શાહનામા'માંથી )



" ગુજરાતી " પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,
સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ.

વિક્રમાર્ક ૧૯૭૬ ઇ. સ. ૧૯૨૦

મૂલ્ય રૂ. ૪-૮-૦

# "ગુજરાતી"એ આપેલી ભેટો

૧ રાસેલાસની કથા.
૨ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.
૩ હિન્દ અને બ્રિટાનિયા.
૪ ગંગા ગોવિન્દસિંહ.
૫ સવિતા સુંદરી.
૬ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ).
૭ દિલ્લીપર હલ્લો.
૮ અરાઢમી સદીનું હિન્દુસ્તાન.
૯ ઔરંગઝેબ અને રાજપૂતો.
૧૦ શાહજાદો ને ભીખારી.
૧૧ હેસ્ટિંગ્સની સોટી.
૧૨ બાજીરાવ બલ્લાળ (સચિત્ર).
૧૩ બેગમ સાહેબ.
૧૪ પાણીપતનું યુદ્ધ.
૧૫ નૂરજહાન.
૧૬ રૂપનગરની રાજકુંવરી.
૧૭ ઈન્દુકુમારી.
૧૮ પ્લાસીનું યુદ્ધ.
૧૯ શિવાજીનો વાઘનખ.
૨૦ હળદીઘાટનું યુદ્ધ.
૨૧ નંદનવનનો નાશ.
૨૨ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.
૨૩ ઔરંગઝેબનો ઉદય.
૨૪ પદ્મિની.
૨૫ કત્લેઆમ.
૨૬ પુરાતન દિલ્હી (સચિત્ર).
૨૭ ચુમ્બનમીમાંસા.
૨૮ ભદ્રકાળી.
૨૯ જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય.
૩૦ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો.
૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા.
૩૨ પાટણની પ્રભુતા.
૩૩ ચાણક્યનન્દિની; અ. સભ્ય અને સુંદરી.
૩૪ અનંગભદ્રા અ. વલ્લભીપુરનો વિનાશ!
૩૫ રૈનક મહેલની રાજખટપટ.
૩૬ બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ.

## ગ્રન્થસમર્પણ

આપણી સ્વર્ગાદપિ ગરીયસી પવિત્ર જન્મભૂમિ **ભારત**ભૂમિનાં
જે તરુણ, પ્રૌઢ તથા વૃદ્ધ નરનારી સુસન્તાનોની
"મઝહબ નહીં સિખાતા આપસમેં બયર રખના:
હિન્દી હયઁ હમ્વતન હયઁ હિન્દોસ્તાં હમારા!"
એ પરમ રમણીય, આદરણીય, અનુસરણીય તથા બંધુભાવવર્ધિની
ભાવનામાં અવિચલ શ્રદ્ધા બંધાયલી છે અને જેઓ ભુતકાલિક વિરોધને
વિસ્મરવાના પ્રયત્નપૂર્વક પરધર્મસહિષ્ણુતા તથા બંધુભાવનાથી
**ભારત**વર્ષની ધાર્મિક, નૈતિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક
તથા રાજનૈતિક ઉન્નતિની સિદ્ધિના ઉદ્યમમાં એકત્વ અને
એકપ્રાણથી પ્રવૃત્ત થયેલાં છે તે **હિન્દુ**, **મુસલ્માન**,
**પારસી**, **યહૂદી**, **ક્રિશ્ચિયન્** તેમજ અન્ય ધર્મ તથા
અન્ય જાતિનાં ભારતીય સુસન્તાનોનાં કરકમળોમાં
પ્રસ્તુત પુસ્તક અનન્ય ભ્રાતૃભાવપૂર્વક સાદર
સમર્પિત કરવામાં આવે છે.

# ભારતીય સ્નેહસંગીત

ભલે હો ભિન્ન ભિન્ન અભિધાન;
એક દેહના ભાગ અમે બે હિન્દૂ મુસલ્માન—ભલે
દ્વૈપભાવનું નામ કહો ક્યાં જ્યાં છે સર્વ સમાન;
ઈશ્વર એક જ નામ ભિન્ન છે રામ અને રહમાન;
સર્વ ધર્મોનું એ ફર્માન;
સ્નેહનું કરો સદા સન્માન—એક દેહના
હિન્દુ મુસલ્માનનાં છો ચાલે સ્વતંત્ર ધર્મવિધાન;
હિન્દુ મુસલ્માં છતાં '**અમારો સ્વદેશ હિન્દુસ્તાન!**'
અમો એક જ માનાં સંતાન;
અમારૂં બંધુભાવમાં ધ્યાન—એક દેહના
મત્સરમદિરા ત્યજી કરી લ્યો સ્નેહસુધાનું પાન;
સુખદુઃખે એકત્ર રહો છો એ જ સત્ય અભિમાન;
ભિન્નતા હરનારી છે પ્રાણ;
એકતા કરનારી કલ્યાણ—એક દેહના

**ઠક્કુર નારાયણ**

# ઉપોદ્ઘાત

ઈશ્વર જેમ અનાદ્યનન્ત છે તેમ જ કાળ પણ અનાદિ તથા અનન્ત હોવાથી કાળને ' નિરવધિ ' કહેવામાં આવ્યો છે; છતાં પણ ઈશ્વર તથા કાળનું તુલનાત્મક દૃષ્ટિથી અવલોકન કરતાં તેમનામાં જે એક પ્રધાન તથા અતિશય મહત્ત્વમય ભેદ દેખાઈ આવે છે તે એ છે કે ઈશ્વર પરિવર્ત્તનશીલ નથી અને કાળ પરિવર્ત્તનશીલતાના વિકારને આધીન છે અને તેટલામાટે જ નીતિશાસ્ત્રવેત્તા વિચારશીલ પુરુષોએ સર્વ સાધારણ જનસમાજને એવા આશયનો યોગ્ય ઉપદેશ આપેલો છે કે:." કોઈ પણ કાર્ય કરતી વેળાયે દેશ કયો છે, કાળ કેવા પ્રકારનો ચાલી રહ્યો છે, આપણા મિત્રો કોણ છે, આપણા શત્રુઓ કોણ છે, આપણે પોતે કોણ છીએ, આપણી શક્તિ કેટલી છે તેમ જ આપણી કમાણી કેટલી છે અને આપણો ખર્ચ કેટલો છે, એ સર્વ વિષયોનો વારંવાર વિચાર કર્યા પછી જ વિચારશીલ મનુષ્યે નિર્ધારિત કાર્યનો આરંભ કરવો." આથી સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જે દેશમાં આપણો જન્મ થયો છે તે આપણા ભારતવર્ષ નામક દેશની, તે દેશમાં જે કાળ અત્યારે વર્ત્તમાન છે તે કાળની, આપણા મિત્રોની, આપણા શત્રુઓની, આપણી પોતાની, આપણી શક્તિની તેમ જ આપણી આવકની તથા આપણા વ્યયની પરિસ્થિતિ શી છે અને કેવી છે? આ પ્રશ્નનું ઉત્તર એ જ છે કે આપણા પરસ્પર દ્વેષ, મત્સર તથા ગૃહકલેશના પરિણામે આપણો દેશ અધોગતિની ગર્ત્તામાં જઈ પડ્યો છે, કાળ આપણામાટે સર્વથા પ્રતિકૂળ થઈ પડ્યો છે; પરસ્પર મિત્રભાવના ઘટી ગઈ છે, પરસ્પર શત્રુભાવની વૃદ્ધિ થઈ છે, આપણે પોતે કોણ છીએ એ જાણવાનું જ્ઞાન કે ભાન આપણામાં રહ્યું નથી; આપણી શક્તિ ક્ષીણ થયેલી છે તેમ જ આપણી આવક સાથે સરખાવતાં આપણો ખર્ચ બહુ જ વધી ગયેલો હોવાથી ક્યાંક દીવાળું ન ફૂંકાઈ જાય એવી ભીતિ આપણા મનમાં અષ્ટૌપ્રહર રહ્યા કરે છે. જો આવી સર્વથા પ્રતિકૂલ પરિસ્થિતિનું પરિવર્ત્તન કરીને અનુકૂલ પરિસ્થિતિને ઉત્પન્ન કરી લેવાની ભારતભૂમિનાં સુસંતાનોની આકાંક્ષા હોય, તો ધર્મભિન્નતા તથા જાતિભિન્નતાની વર્જ્ય મહત્તાને ઘટાડવાની; પરધર્મ સહિષ્ણુતાને વધારવાની; મિત્રભાવ, બંધુભાવ, પરસ્પર અનુકંપા, સંપ તથા સંઘશક્તિને દૃઢતાપૂર્વક સ્થાપવાની અને રાજભક્તિ તથા શાંતિમય સૌમ્ય પ્રયત્નોદ્વારા ભારતવર્ષના ધાર્મિક, નૈતિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક તથા રાજનૈતિક ઉત્કર્ષના કાળને શીઘ્રગતિથી નિકટમાં ખેંચી લાવવાની આવશ્યકતા અનિવાર્ય છે, એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી; એ આવશ્યકતાની પૂર્તિના એક અંગ તરીકે હવે પછીનું સાહિત્ય પણ બહુધા એવા જ પ્રકારનું નિર્માણ થવું જોઇએ કે જેના પઠનપાઠનથી ભારતવર્ષની ધર્મનિષ્ઠ તથા રાજનિષ્ઠ પ્રજાનાં બે મુખ્ય અંગો હિન્દુ તથા મુસલ્માનો પોતાના પરસ્પર ધાર્મિક તથા જાતીય ભૂતકાલિક વૈરભાવને સર્વથા ભૂલી જાય; તેમનાં અંતઃકરણોમાં પરસ્પર પ્રબળ પ્રેમભાવનો આવિર્ભાવ થાય અને તેમના એકત્ર સૌમ્ય પ્રયત્નોથી ભારતવર્ષની ધાર્મિક, નૈતિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક તથા રાજનૈતિક ઉન્નતિ થવા સાથે ભારત-

વર્ષની શાંતિની પણ ચિરરક્ષા થતી રહે. આવા પ્રકારના સાહિત્યના નિર્માણનો સરળ માર્ગ એ છે કે જેમના યોગે હિન્દુ તથા મુસલ્માનોના ભૂતકાળમાં થઈ ગયેલા ધાર્મિક વિરોધો તથા જાતીય વિગ્રહોનું પુનઃ સ્મરણ થતાં પરસ્પર વૈર-ભાવ તથા દ્વેષભાવ તેમ જ તિરસ્કાર તથા ઘૃણાનો નવીનતાથી ઉદ્ભવ થવાનો સંભવ હોય તેવી સર્વ ઐતિહાસિક ઘટનાઓનો ઐતિહાસિક લેખોમાંથી તેમ જ ઐતિહાસિક નવલકથાઓમાંથી સર્વથા બહિષ્કાર થવો જોઇએ અને ઐતિહાસિક ચરિત્રો તથા ઐતિહાસિક નવલકથાઓની રચનામાટે ભારતવર્ષના ભિન્ન ભિન્ન કાળના ઇતિહાસોમાંથી ઐતિહાસિક સ્ત્રીપુરુષોનાં એવા પ્રકારનાં ચરિત્રોને શોધી કાઢવાં જોઇએ કે જે ચરિત્રોના અવલોકન તથા પરિશીલનથી હિન્દુઓના હૃદયમાં મુસલ્માનોમાટે તેમ જ મુસલ્માનોના અંતઃકરણમાં હિન્દુઓમાટે પ્રેમ, બંધુ-ભાવ, સન્માન તથા સહાનુભૂતિની લાગણીઓનો જ ઉદય થાય અને ભૂતકાલિક વિરોધ તથા વૈરભાવનું તેમના ચિત્તમાં સર્વથા વિસ્મરણ થઈ જાય. આવી રીતે પરસ્પર પ્રેમ તથા અનુકંપાની લાગણીઓને ઉત્પન્ન કરનારાં અનેક હિન્દુ તથા મુસલ્માન મહાત્મા સાધુઓ, રાજાઓ, બાદશાહો તથા ગૃહસ્થો તેમ જ સતી સાધ્વી પ્રાતઃસ્મરણીયા સન્નારીઓનાં ચરિત્રો, જો શોધવામાં આવે તો વિપુલ પરિમાણમાં મળી શકે તેમ છે.

હવે પછી એવાં જ ઐતિહાસિક જીવનચરિત્રો તથા એવી જ ઐતિહાસિક નવલકથાઓ લખવાનો મારો મનોભાવ હોવાથી પ્રસ્તુત નવલકથામાં જે બાબર નામક મુગલવંશાવતંસ બાદશાહનું જીવનચરિત્ર અપાયલું છે તે પણ એક આદર્શ ચરિત્ર હોવાથી પ્રસ્તુત નવલકથાની સૃષ્ટિ પણ ઐક્ય તથા બંધુભાવની સિદ્ધિના આશયથી જ નિર્માયલી છે.

બાદશાહ બાબરની યોગ્યતા કેવી અને કેટલી હતી તેનું 'બાબરની યોગ્યતા' શીર્ષક પ્રસ્તુત નવલકથાના ૨૬ મા પ્રકરણમાં સવિસ્તર નિરૂપણ કરાયલું છે. બા-બરની યોગ્યતા અદ્વિતીય તથા અલૌકિક હોવાથી જ બાબરના પોતાના લખેલા આત્મચરિત્ર ઉપરાંત પણ યુરોપની ભિન્નભિન્ન ભાષાઓ, ફારસી ભાષા તેમ જ ભારતવર્ષની કેટલીક વર્ત્તમાન ભાષાઓમાં બાબરના ચરિત્રવિષયક ગ્રન્થો તથા લેખો એટલી તો વિશાળ સંખ્યામાં લખાયલા છે કે જો કોઈ મનુષ્ય એ સર્વ ભાષાઓનો જ્ઞાતા હોય અને તે એ સર્વ ગ્રન્થો તથા લેખોનું નિત્ય ચારથી પાંચ કલાક પર્યન્ત સતત વાંચન કરતો રહે, તો પણ એ ગ્રન્થોના તથા લેખોના વાંચનમાં તેનો ઓછામાં ઓછો છથી આઠ મહિના જેટલો સમય તો અવશ્ય વીતી જાય, એવું મારું માનવું છે. બાબરના ચરિત્રમાં રહેલી એક વિશિષ્ટ ચમત્કૃતિ અથવા મહત્તા તો વળી એ છે કે કોઈ પણ રાજ્યકર્ત્તાની કાર્યકીર્ત્તિનો ઇતિહાસ લખતી વેળાયે તેના ગુણો કરતાં પણ તેના દોષોનું અધિક સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારા અને તે દોષોના શાબ્દિક ચિત્રને યથા-સંભવ ભયાનક સ્વરૂપમાં આલેખનારા ભારતવર્ષના ઇતિહાસના પાશ્ચાત્ય લેખ-કોની દૃષ્ટિ પણ બાબરના ચારિત્ર્યમાં એવા કોઈ પણ વિઘાતક દોષનું દર્શન કરી શકી નથી કે જે દોષના પરિણામે બાબરની યોગ્યતા કિંવા મહત્તામાં લેશ માત્ર પણ ન્યૂનતા થવાનો સંભવ હોય. એકલા મુસલ્માન મોર્રિખો એટલે કે

ઇતિહાસ લેખકોએ જ બાબરની પ્રશંસા આટલી સીમા પર્યન્ત કરી હોત, તો તો કદાચિત્ કેટલાક લોકો તે પ્રશંસાને અતિશયોક્તિ અથવા મિથ્યા પ્રશંસા પણ કહી શકત; પરંતુ બાબરની મહત્તાનો જ્યાં મુસલ્માન, હિન્દુ તેમ જ યુરોપીયન આદિ સર્વ ઇતિહાસવેત્તાઓએ અનન્ય તથા સમભાવથી જ સ્વીકાર કરેલો છે એટલે પછી એથી બાબરની યોગ્યતા અથવા મહત્તા સર્વથા સર્વમાન્ય છે એમ જ નિર્વિવાદ સિદ્ધ નથી થતું કે શું? અંગ્રેજી ભાષામાં બાબરનાં જે અનેક જીવનચરિત્રો લખાયાં છે તેમાંના એક જીવનચરિત્રનો લેખક રેવરંડ હોબર્ટ કાઉન્ટર બી. ડી. બાબરની યોગ્યતાનું દિગ્દર્શન કરાવતો તે ચરિત્ર ગ્રન્થનાં અંતિમ પૃષ્ઠોમાં લખે છે તેનો ભાવાર્થ આ પ્રમાણે* છેઃ—

"તે (બાબર) એકસમયાવચ્છેદે એક કર્ત્તવ્યનિષ્ઠ અથવા આજ્ઞાધારક પુત્ર હતો, એક વાત્સલ્યપૂર્ણ પિતા હતો, કોમળ હૃદય તથા પ્રેમપૂર્ણ પતિ હતો અને પ્રજાવત્સલ સમ્રાટ્ હતો. સમ્રાટોની ઉન્નતિનો આધાર પ્રજાની ઉન્નતિપર રહેલો છે અને પ્રજાની ઉન્નતિનો આધાર રાજ્ય શકટને ચલાવવાની ઉત્તમ વ્યવસ્થાપર રહેલો છે એ તત્ત્વને તે સારી રીતે જાણતો હોવાથી અને તેથી પરમેશ્વર અથવા નિસર્ગદેવતાએ મનુષ્યોના જે સર્વસામાન્ય પરસ્પર સ્વત્વાધિકારની સ્થાપના કરેલી છે તેવી જ રીતે રાજા તથા પ્રજાનાં પણ જે પરસ્પર કર્ત્તવ્યો અસ્તિત્વ ધરાવે છે અને જે કર્ત્તવ્યોને જાણવા-

---

* "He was at once a dutiful son, an affectionate father, a tender husband, and a benevolent sovereign. Aware that monarchs are dependent upon their subjects for the prosperity attendant upon all wise administrations, he was ever anxiously mindful of those reciprocal obligations, which exist, and consequently ought to be recognised, between prince and subject, as among the common claims established by nature between man and man. The overflowing generosity of his disposition extended to all around him, and throughout his Memoirs he almost invariably speaks of every one connected with him, either by the ties of kindred or friendship, in terms of affectionate interest, sometimes of glowing enthusiasm. In short, his whole character was one of the purest benevolence. The forbearance of Mercy was at all times much more conspicuous in him than the severity of Justice He poised the scales of the latter, but retained her sword in the scabbard. 'A striking feature in Baber's character is his unlikeness to the Asiatic princes. Instead of the stately, systematic, artificial character that seems to belong to the throne of Asia, we find him natural, lively, affetionate, simple, retaining upon the throne all the best feelings and affections of common life."

The Oriental Annual, 1837. Page 239.

માટેની તથા જે કર્ત્તવ્યોને પાળવામાટેની રાજમાટે અતિશય આવશ્યકતા રહેલી હોય છે તે કર્ત્તવ્યો વિશે તે નિરંતર આતુરતાપૂર્વક સચેત રહ્યા કરતો હતો. તેની સ્વાભાવિક ઉદારતાનો પ્રવાહ તેની આસપાસનાં સર્વ મનુષ્યો પર્યન્ત પહોંચતો હતો, એ તેના આત્મચરિત્રના વાંચનથી આપણે જાણી શકીએ છીએ; કારણ કે, તેના આત્મચરિત્રમાં બહુધા તે એકરૂપતાથી તેની સાથે પારિવારિક સંબંધના કિંવા મૈત્રીના ગ્રન્થિથી બંધાયલી પ્રત્યેક વ્યક્તિ વિશે એવા તો પ્રેમપૂર્ણ અને કેટલીક વાર તો એવા ઉમળકાવાળા ઉદ્‌ગારો કાઢતો દેખાય છે કે તેની એ પ્રેમાર્દ્રતાને જોઇને આપણે આશ્ચર્યચકિત થઈ જઇએ છીએ. સારાંશ કે જો સંક્ષેપમાં કહીએ તો તેનું સમસ્ત ચારિત્ર્ય વિશુદ્ધતમ જનહિતૈષિતાથી આકંઠ ભરેલું હતું. તેનામાં ન્યાયની કઠોરતા કરતાં દયા અથવા ક્ષમાશીલતાની પ્રવૃત્તિ સદા સર્વદા વિશેષ જાગ્રત રહ્યા કરતી હતી અને તેથી તે ક્ષમાપ્રવૃત્તિ સ્પષ્ટ દેખાઈ આવતી હતી. ન્યાયની તુલાને તો તે નિરંતર સમતોલ રાખતો હતો, પરંતુ ન્યાયના શસ્ત્રને તે સદા કોષ–મ્યાન–માં જ બંધ કરી રાખતો હતો. બાબરના ચારિત્ર્યનું જો સર્વથી વિશેષ આશ્ચર્યકારક કોઈ સ્વરૂપ હોય તો તે તેની એશિયાના બાદશાહો સાથેની અસમાનતા છે; કારણ કે, તેનામાં એશિયાના અન્ય બાદશાહોમાં દેખાતી આડંબરશીલતા, પ્રણાલીબદ્ધતા તથા ચારિત્ર્યની કૃત્રિમતાને બદલે સ્વાભાવિકતા તેજસ્વિતા, પ્રેમાર્દ્રતા તથા સરળતા આદિ સર્વસાધારણ જીવનની અત્યંત ઉત્કૃષ્ટ ગુણપરંપરા જ જોવામાં આવ્યા કરે છે અને એ જ બાબરની યોગ્યતાની અદ્વિતીયતા, અલૌકિકતા કિંવા ઉત્કૃષ્ટતા છે અને એ સત્યનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ.”

આવા એક મહાપુરુષ અથવા દૈવી વિભૂતિરૂપ બાદશાહના જીવનચરિત્રને નવલકથાના રૂપમાં લખવાનો સુયોગ પ્રાપ્ત થવાથી જો પ્રસ્તુત નવલકથાનો રચયિતા પોતાને ભાગ્યશાળી તથા કૃતકૃત્ય માને તો તે સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક જ છે. બાદશાહ બાબરના જીવનચરિત્ર વિષયક જે જે ગ્રંથો તથા લેખો ભિન્નભિન્ન દેશીય તથા વિદેશીય ભાષાઓમાં લખાયલા તથા છપાયલા છે તે સર્વ ભાષાઓનો જ્ઞાતા હું ન હોવાથી તે સર્વ ગ્રંથો તથા લેખોનો લાભ મારાથી ન લઈ શકાય એ સ્પષ્ટ જ છે અને તેથી જે જે ભાષાઓ મને અવગત છે તે અંગ્રેજી, ફારસી, ઉર્દૂ, મરાઠી અને બંગાળી આદિ ભાષાઓમાં પ્રકાશિત થયેલા બાબર વિષયક ગ્રંથો તથા લેખો મારાથી મેળવી શકાયા તેટલી સંખ્યામાં મેં મેળવ્યા છે અને તે સર્વ ગ્રંથો તથા લેખોની પ્રસ્તુત નવલકથાની રચનામાં ન્યૂનાધિક પરિમાણમાં આવશ્યકીય સહાયતા લેવામાં આવી છે. તે સર્વ ગ્રન્થકારોનો હું આ સ્થળે કૃતજ્ઞતાપૂર્વક આભાર માનું છું. પ્રસ્તુત નવલકથાની રચનામાં બાબરના જીવનચરિત્રને જ વિશિષ્ટતાથી ચર્ચતા તેમ જ જે ગ્રન્થોમાં બાબરનો સંબંધ આવેલો છે તેવા અન્ય ગ્રન્થોમાંથી અલ્પ કે વિશેષ સહાયતા લેવામાં આવી છે તે ગ્રન્થોનાં નામો નીચે પ્રમાણે છેઃ—

૧ બાબરના પોતાના લખેલા આત્મચરિત્રનો ‘મેમ્વર્સ્ ઑફ્ બાબર’ નામક અર્સ્કીન્‌કૃત અંગ્રેજી અનુવાદ.

૨ ‘ઓરિયન્ટલ્ ઍન્યુઅલ્’માં રેવરંડ હોબર્ટ્ કાઉન્ટર બી. ડી. નું લખેલું બાબરનું જીવનચરિત્ર: (અંગ્રેજી) લંડન, ઈ. સ. ૧૮૩૭.

૩ ‘રૂલર્સ્ ઑફ્ ઇન્ડિયા’ નામક ગ્રન્થમાળામાં પ્રકટ થયેલું અને સ્ટેન્લી લેન-પૂલનું લખેલું જીવનચરિત્ર (અંગ્રેજી).

૪ શ્રીમતી ફ્લોરા ઍની સ્ટીલ્કૃત ‘King Errant’ નામક બાબરનું જીવનચરિત્ર (અંગ્રેજી).

૫ ‘When Kings Rode to Delhi’ નામક ક્રૅબ્રીલ્ ફ્રેસ્ટિગ્કૃત ગ્રન્થમાંનો ‘The Prince who went to seek his fortune’ શીર્ષક લેખ (અંગ્રેજી).

૬ બાબરની શાહજાદી ગુલ્બદન બેગમકૃત ‘હુમાયુનનામા’ ફારસી મૂળ અને તેનો એનેટ્ એસ્ બેવરિજકૃત અંગ્રેજી અનુવાદ.

૭ ફિરિશ્તાના ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસનો બ્રિગ્કૃત ‘History of the Rise of the Mahomedan Power’ નામક અંગ્રેજી અનુવાદ, કલકત્તા આવૃત્તિ ભાગ ૧ લો તથા ૨ જો.

૮ વિન્સેન્ટ એ. સ્મિથ્કૃત ‘મહાન્ મુગલ અકબર’ (‘Akbar, the Great Mogul’) અંગ્રેજી.

૯ સી. એમ્. વિલીયર્સ્ સ્ટુઅર્ટ્ કૃત ‘મહાન્ મુગલોના બગીચા’ (‘Gardens of the Great Mughals’) અંગ્રેજી.

૧૦ ટૉડ્ કૃત ‘રાજસ્થાનનો ઇતિહાસ’ ભાગ ૧ લો. (અંગ્રેજી).

૧૧ મુન્શી દેવીપ્રસાદકૃત ‘બાબરનામા’ (ઉર્દુ).

૧૨ રાજા શિવપ્રસાદ સિતારયે હિન્દકૃત ‘ઇતિહાસ તિમિરનાશક’ (હિન્દી).

૧૩ ગોવિન્દ સખારામ સર દેસાઈ બી. એ. કૃત ‘હિન્દુસ્થાનચ્યા અર્વાચીન ઇતિહાસ’ ભાગ પહિલા, ‘મુસલમાની રિયાસત’ (મરાઠી).

૧૪ શ્રી રામપ્રાણ ગુપ્તકૃત ‘પાઠાન રાજવૃત્ત’ (બંગાળી).

૧૫ કુવર હનુમન્તસિંહજી રઘુવંશી તથા ઠાકુર પુર્ણસિંહજીકૃત ‘મેવાડકા ઇતિહાસ’ (હિન્દી).

આ પંદર ગ્રન્થોમાંના નં૦ ૧, ૨, ૩, ૬ અને ૧૧ એ પાંચ ગ્રન્થો તો વળી બહુ જ ઉપયોગી થઈ પડ્યા છે અને તેમાં પણ બાદશાહ બાબરનો કૌટુંબિક ઇતિહાસ જેટલા પરિમાણમાં નં૦ ૬ એટલે કે બાબરની શાહજાદી ગુલ્બદન બેગમકૃત ‘હુમાયુન નામા’માં સવિસ્તર વર્ણવાયલો છે તેટલા પરિમાણમાં તે અન્ય કોઈ પણ ગ્રન્થમાં વર્ણવાયલો નથી અને તેથી જો એ ગ્રન્થ પ્રાપ્ત થયો ન હોત, તો પ્રસ્તુત નવલકથામાં કમરપારા અથવા હાજી બેગમનો જે પ્રેમપ્રસંગ ઐતિહાસિક સંબંધથી આપી શકાયો છે તે આપી શકાય તેમ નહોતું અને જો તેમ થયું હોત, તો નવલકથાના શૃંગારમાટે એવા કોઈ કાલ્પનિક પ્રસંગને લાવવાની આવશ્યકતા અનિવાર્ય થવાનો સંપૂર્ણ સંભવ

હતો. સારાંશ કે પ્રસ્તુત નવલકથામાં ઐતિહાસિકતાને ગૌણ રાખી રસોત્પત્તિમાટે કલ્પનાની સૃષ્ટિને પ્રાધાન્ય અપાયલું નથી; છતાં પણ પ્રસ્તુત નવલકથામાં કલ્પનાની સૃષ્ટિનો સર્વથા અભાવ છે એમ તો નથી જ; પરંતુ કલ્પનાની સૃષ્ટિ એટલા પ્રમાણમાં જ રખાયલી છે કે જેના યોગે ઐતિહાસિક ઘટનાઓને પુષ્ટિ, રસમયતા તથા આકર્ષકતાની પ્રાપ્તિ થઈ શકે. મારી અત્યાર સુધીની અન્યાન્ય ઐતિહાસિક નવલકથાઓ કરતાં પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા કિંચિત્ ભિન્ન અથવા અન્ય પ્રકારની પદ્ધતિથી લખાયલી હોવાથી મારી એ પદ્ધતિમાં મને કેટલી સીમા પર્યન્ત સફળતાની પ્રાપ્તિ થયેલી છે એના નિર્ણયનો અધિકાર સુજ્ઞ પાઠક તથા પાઠિકાઓના હસ્તમાં અર્પીને જો ઐતિહાસિક નવલકથા લેખનની મારી આ પદ્ધતિ હિન્દુ તથા મુસલ્માન પાઠકપાઠિકાઓના આદરને પાત્ર થશે, તો હું મારા પરિશ્રમની સર્વાંશે સાર્થકતા થયેલી માનીશ અને ભવિષ્યમાં આ જ પદ્ધતિથી ઐક્યવર્ધિની ઐતિહાસિક નવલકથાઓને રચવાનો પ્રયત્ન કરતો રહીશ, એ જે મારો મનોભાવ છે તે મનોભાવને પાઠકપાઠિકાઓ સમક્ષ વ્યક્ત કરવાની હું આજ્ઞા લઉં છું.

બાબરના જીવનચરિત્રના અવલોકનથી એ સત્ય તો તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે કે બાલ્યાવસ્થાથી જ બાબરના શિરપર અનેક સંકટો એક પછી એકના અનુક્રમથી આવતાં રહ્યાં હતાં અને એવાં અસંખ્ય સંકટોમાંથી પસાર થયા પછી જ તે હિન્દુસ્તાનનો પ્રતાપી સમ્રાટ્ થઈ શક્યો હતો; તે પ્રમાણે બાબરના જીવનચરિત્રને ચર્ચતી આ ઐતિહાસિક નવલકથાનાં લેખનમાં પણ અનેક વાર ભંગાણ પડ્યા પછી જ આ ગ્રંથની પૂર્ણાહુતિના કાર્યની સિદ્ધિ થઈ શકી છે એટલે જાણે 'બાદશાહ બાબર' નામક પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાએ સંકટના વિષયમાં પણ સજીવન બાબરના જીવનનું જ અનુસરણ કર્યું હોયની ! એવો જ આપણને કાંઇક ભાસ થયા કરે છે. ૧૯૧૪માં મેં તે શરુ કરી હતી અને તેનાં સો પાનાંનો મજકુર લખાયો હતો અને કેટલાંક વિઘ્નો લેખકપર વીત્યા પછી આજે તેની પૂર્ણાહુતિ થાય છે. ગમે તેમ પણ અંતે સર્વ વિઘ્નોનું નિવારણ થઈ જતાં પરમકૃપાળુ પરમાત્માની દયાદૃષ્ટિથી બાદશાહ બાબરની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ પ્રમાણે જ પ્રસ્તુત નવલકથાની પૂર્ણાહુતિના કાર્યની પણ સિદ્ધિ થયેલી છે અને તે માટે પરમાત્માનો જેટલો પણ ઉપકાર માનવામાં આવે તેટલો અલ્પ છે. પ્રસ્તુત ગ્રંથલેખનની સમાપ્તિના આનન્દદાયક પ્રસંગનો સાક્ષાત્કાર કરાવવામાટે પુનઃ એક વાર અનન્યભાવથી દયાળુ પરમાત્માનો ઉપકાર માનીને ઉપોદ્‌ઘાતની આટલેથી જ સમાપ્તિ કરી હું અહીં જ વિરમવાની આજ્ઞા ઇચ્છું છું.

સુદામાપુરી ( પોરબંદર )
વિક્રમાર્ક ૧૯૭૬, વૈશાખ,
કૃષ્ણ દશમીઃ ગુરુવાસરઃ
તા. ૧૩ મી મે ૧૯૨૦

ઠક્કુર નારાયણ

# અનુક્રમણિકા







ॐ

# બાદશાહ બાબર

અથવા

# નૂરે ઇસ્લામ!



## પ્રકરણ ૧ લું

## પંજાબનાં પ્રવાસી

ઈ૦ સ૦ ૧૫૨૫ ના જાન્યુઆરી માસમાં આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો પ્રારંભ થાય છે. શરદૃઋતુની સ્વતંત્ર સત્તાનો કાળ અને પંજાબનો પ્રદેશ એટલે સ્વાભાવિક જ સર્વત્ર ભયાનક શીતલતાનો અધિકાર વ્યાપી ગયો હતો. આપણે અત્યારે જે કાળનું પર્યાલોચન કરીએ છીએ, તે કાળમાં વર્ત્તમાન કાળ જેવાં અગ્નિરથ આદિ પ્રવાસસાધનોનો સર્વથા અભાવ હોવાથી લોકોને બળદનાં ગાડાં, ઊંટ, ઘોડા અને ખચ્ચર આદિ વાહનોનો જ પ્રવાસમાં ઉપયોગ કરવો પડતો હતો. પંજાબ દેશમાં ગ્રીષ્મકાળમાં સૂર્યના તાપનો ઉત્તાપ પ્રચંડ હોવાથી પ્રવાસિજનો આખી રાત પ્રવાસમાં વીતાડીને દિવસે કોઈ પણ સ્થળે વિશ્રાંતિ લેવામાટે છાવણી નાખીને પડતાં હતાં અને શીત કાળમાં આખા દિવસનો વ્યય કરી રાતે કોઈ ઠેકાણે પડાવ નાખી અગ્નિ સળગાવી તાપણું કરી બેસતાં હતાં; કારણ કે, ત્યાંની શરત્કાલિક શીતલતા પણ મહાભયાનક હોવાથી નિશાના સમયમાં ભાગ્યે જ પ્રવાસ કરી શકાતો હતો. ત્યાંના પ્રવાસીઓનો એવો એક નિયમ જ થઈ ગયો હતો કે જો દીર્ઘ પ્રવાસ કરવો હોય તો ઊનાળામાં રાત્રિના સમયમાં અને શિયાળામાં દિવસના સમયમાં પ્રવાસ કરવો; ઊનાળાનો દિવસ વિશ્રાંતિમાં વીતાડવો અને શિયાળાની રાત વિશ્રાંતિમાં વીતાડવી. આવો તે પ્રદેશમાંનો પ્રવાસ-નિયમ હોવા છતાં અત્યારે પ્રત્યેક નિયમના અપવાદ પ્રમાણે એ નિયમનો પણ એક અપવાદ આપણા જોવામાં આવતો હતો.

પૌર્ણિમાની નિશા હોવાથી શુભ્ર ચંદ્રિકાનો સર્વત્ર વિસ્તાર થયેલો હતો અને તેના યોગે અરણ્ય અને પર્વતપરનાં નાના પ્રકરનાં વૃક્ષો દૂરથી વિલક્ષણ શોભામય દેખાતાં હતાં. વનવિભાગમાં આવા સમયમાં સ્વાભાવિક જ સિંહ, વ્યાઘ્ર અને એવાં જ અન્ય હિંસ્ર પશુઓના ભીષણ ધ્વનિ વારંવાર સંભળાય છે, પરંતુ આજની શીતલતા અત્યંત પ્રખર હોવાથી હિંસ્ર વનપશુઓ પણ પોતપોતાની ગુહામાં ભરાઈ બેઠાં હતાં અને તેથી કોઇ પણ પ્રકારનો શબ્દ કર્ણગોચર થતો નહોતો. શાંતતાની સત્તા એટલી સીમાપર્યન્ત વ્યાપી ગઈ હતી કે દિવાભીત પણ મૌન ધારીને પોતપોતાના સ્થળમાં લપાઈ રહ્યાં હતાં. જ્યાં વનચર

૧

પશુઓની આવી દશા હોય, ત્યાં પછી લુટારા અને ચોર ઇત્યાદિ માનવ પ્રાણીઓનો ત્યાં સર્વથા અભાવ હોય, એ તો નૈસર્ગિક અને નિર્વિવાદ જ કહી શકાય.

આવી ભયાનક શીતલતાથી વ્યાપ્ત, નિર્જન અને નિઃસ્તબ્ધ વનપ્રદેશમાં અચાનક અશ્વોનાં પગલાંનો અવાજ સંભળાયો અને તેથી મનુષ્યોના આગમનની સૂચના મળી. આવા ભયંકર વનપ્રદેશમાં આવા નિશાકાળમાં આવનાર એ કોણ હશે વારૂ? ચોર, લુટારા કે સાધારણ પ્રવાસી? તેઓ પાસે આવતાં જાય છે, એટલે કદાચિત્ તેમના સંભાષણથી તેમના સત્ય સ્વરૂપનો આપણને પરિચય મળી શકશે.

એ આવનારી વ્યક્તિઓ ચાર હતી. ચારેના પોશાકોને જોતાં પ્રથમ દૃષ્ટિએ તે સર્વ પુરુષો હોય, એવું જ અનુમાન કરી શકાતું હતું. છતાં તેમાંની બે વ્યક્તિઓ સત્તાધારિણી અને બે આજ્ઞાધારિણી હોય, એમ પણ જણાઇ આવતું હતું. સર્વ વ્યક્તિઓએ પોશાક તો કાળા રંગનો જ પહેર્યો હતો, પણ ભેદ એટલો હતો કે, બે વ્યક્તિઓનો પોશાક કાળી મખમલનો હતો અને બેનો સાધારણ કાળા રંગના કપડાનો હતો. મખમલના પોશાકવાળી બે વ્યક્તિઓમાંની એક વ્યક્તિ ભૂરા રંગના અરબી ઘોડાપર બેઠેલી હતી, તેના શરીરનો વર્ણ કિંચિત્ શ્યામ અને બાંધો બહુ જ મજબૂત તથા ઘાટીલો હતો. તેની મુખમુદ્રા ખસખસી દાઢી અને સુંદર મૂછોના યોગે બહુ જ શોભી રહી હતી. તેની ડાબી બાજૂના કટિભાગમાં રત્નજડિત મૂઠવાળી તલ્વાર લટકી રહી હતી અને આગળના ભાગમાં જંબિયો પણ ખોસેલો હતો; એ ઉપરાંત એક પિસ્તોલ પણ તેની કમરપર દેખાતી હતી. મખમલના પોશાકવાળી બીજી વ્યક્તિ ગૌરવર્ણ, કોમળતનુ, શ્મશ્રૂવિહીન અને મનોહર આકૃતિ હતી; અને તે કાળા રંગની અરબી ઘોડીપર સ્વાર થયેલી હતી. પ્રથમ વ્યક્તિનું વય લગભગ પચીસથી છવ્વીસ વર્ષનું અને દ્વિતીય કોમળ વ્યક્તિનું વય ઓગણીસથી વીસ વર્ષનું અટકળી શકાતું હતું. બાકીની બે વ્યક્તિઓમાંની એક વ્યક્તિ શસ્ત્રાસ્ત્રયુક્ત હોવા સાથે કાંઇક કઠિન હૃદયની અને જમાનાની ખાધેલી હોવી જોઇએ, એવો તેની ગંભીર મુદ્રાને જોતાં તરત ભાસ થતો હતો. તેની અવસ્થા લગભગ પચાસની દેખાતી હતી. ચોથી વ્યક્તિ રંગે અમાવાસ્યાની નિશા જેવી કાળી અને નહિ દાઢી કે નહિ મૂછોવાળી હોવા છતાં શરીરે એવી તો હૃષ્ટપુષ્ટ અને બળવતી હતી કે પ્રથમ વર્ણવેલી ત્રણે વ્યક્તિઓમાંની એક પણ એ ચતુર્થ વ્યક્તિના શારીરિક બળ સમક્ષ ભાગ્યે જ ટકાવ કરી શકે. એણે પણ શસ્ત્રાસ્ત્ર આદિ યુદ્ધ અને આત્મરક્ષણનાં સાધનો પોતા પાસે રાખ્યાં હતાં.

"કેટલીક રાત વીતી હશે, સાદિક?" મખમલના પોશાકવાળા પ્રથમ પુરુષે શાંતિનો અચાનક ભંગ કરીને સાદા પોશાકવાળા વૃદ્ધ સાથીને પૂછ્યું.

"બંદાપરવર, અડધી રાત વીતવા આવી છે." સાદિકે આકાશના મધ્યભાગમાં આવેલા ચન્દ્રનું અવલોકન કરીને જવાબ આપ્યો.

"ભેડામાં આપણે ક્યારે પહોંચીશું?" પાછો તેણે સવાલ કર્યો.

"જો આવી જ રીતે આપણે આપણા પ્રવાસમાં આગળ વધતાં રહીએ તો

એક પ્રહર પછી ભેડામાં પહોંચી જઇએ; કારણ કે, હવે આપણે ચાર પાંચ ગાઉ કરતાં વધારે રસ્તો કાપવાનો નથી." સાદિકે જવાબ દીધો.

"મારો વિચાર છે કે આપણે થોડીવાર અહીં પડાવ કરી તાપણાથી જરા ગરમ થઇને પછી આગળ વધીએ, તો સારું; કારણ કે, ટાઢનું જોર બહુ છે અને એવી ઠંડી હવા ચાલે છે કે અમો બન્નેનાં શરીર લગભગ અકળાઈ ગયાં છે અને શરીર કંપ્યાં કરે છે. આપણે અડધો પ્રહર અહીં વીતાડીને નીકળીશું, તો પણ બામદાદ પહેલાં તો જરૂર ભેડામાં પહોંચી જઇશું; કેમ ખરું કે નહિ?" પ્રથમ પુરુષે પોતાનો ત્યાં પડાવ કરવાનો મનોભાવ દર્શાવ્યો.

"ઘણી જ ખુશીની સાથે, બંદાનવાજ!" સાદિકે એમ કહીને પોતાના ઘોડાને લગામ ખેંચીને થોભાવી દીધો.

"યાસીન, નીચે ઉતર, ગાલીચો બિછાવ અને આસપાસમાંથી થોડુંક ઘાસ અને પાંચ પંદર લાકડાં એકઠાં કરી લે." પ્રથમ પુરુષે પેલા કાળા અને હૃષ્ટપુષ્ટ પુરુષને ઉદ્દેશીને હુકમ ફર્માવ્યો.

"ખુદાવન્દનો જેવો હુકમ!" એમ કહી તે હબ્શી ઘોડાપરથી ઊતર્યો અને ગાશામાંથી ગાલીચો કાઢી પાસેના એક વિશાળ વૃક્ષ નીચેની જમીનને સાફ કરી તેપર બિછાવી દીધો. સાદિક પણ ઘોડાપરથી ઉતરીને ઘોડાની ગર્દનપર વ્હાલથી હાથ ફેરવવા લાગ્યો.

પ્રથમ પુરુષે પોતાના અરબી અશ્વની પીઠપરથી ઊતરી મખમલના પોશાકવાળી વ્યક્તિની ઘોડી પાસે જઈ પોતાના હાથને આગળ લંબાવીને કહ્યું કે: "મંજૂરેનંજર, મને હાથ આપો અને રકાબમાં સંભાળથી પગ રાખી નીચે ઊતરો." તે વ્યક્તિ પણ પ્રથમ પુરુષના હાથનો આધાર લઈ ઘોડીપરથી ઊતરી પડી અને પછી તે બન્ને કમ્મલ ઓઢી ગાલીચાપર જઇને બેઠાં. પૃથ્વી પણ એટલી બધી શીતલ થઈ ગયેલી હતી કે સ્થૂલ ગાલીચાને ભેદીને તેમાંની શીતલતા એ પ્રવાસીઓનાં શરીરોને સ્પર્શ કરી કંપાવ્યા કરતી હતી.

હબ્શી યાસીન થોડીવારમાં જ લાકડાં અને ઘાસ લઈ આવ્યો અને લોહ તથા ચકમકનો પત્થર તેની પાસે તૈયાર હોવાથી તત્કાળ ત્યાં અગ્નિ પ્રજળાવી દીધો. દાહક અગ્નિ અત્યારે તે શરત્પીડિત પ્રવાસીઓને સુધાસમાન ભાસવા લાગ્યો અને તેના યોગે શીતલ શરીરોમાં ઉષ્ણતાનો સંચાર થતાં તેમનામાં એક પ્રકારના નવીન ઉત્સાહનો આવિર્ભાવ થતો દેખાયો.

મખમલના પોશાકવાળા પ્રથમ પુરુષે થોડીવાર પછી વૃદ્ધ સાદિકને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે: "સાદિક, આ દુનિયામાં ખરી હમ્દર્દી અને ખરી દોસ્તીની બુનિયાદ બાકી છે કે નહિ, એ ખાત્રીથી કહી શકાતું નથી. જે દોસ્ત અને આશનાઓએ મરતાં સુધી મારા તરફ વફાદાર રહેવાની અને મારી બાજૂમાં રહી લડવાની મને જબાન આપી હતી અને જેમના સુખનમાં એતબાર રાખી મેં મારા ભાઈ, દિલ્લીના સુલ્તાન સાથે લડવાનો કસ્દ કર્યો; તે દોસ્ત આશનાઓ સુલ્તાન પાસેથી થોડાક વધારે હક અને ફાયદા મળતાં જ બેવફા થયા, મારી બાજૂમાંથી ખસી ગયા અને છેવટે મારી બેગમને લઇને દિલ્લીને છોડવાનો અને આમ એક ચોરની પેઠે ન્હાસવાનો મને વખત આવી લાગ્યો.

હવે જોવાનું છે કે લાહોરના સૂબેદાર મારા કાકા દૌલતખાનના દરબારમાં આ બદબખ્ત આલમખાનનો કેવોક સત્કાર થાય છે; કારણ કે, ફરી ગયેલું તકદીર આપણા પહોંચવા પહેલાં જ આપણી પામાલી કરવાને વીજળીની ગતિથી ગમે ત્યાં પહોંચી જાય છે! મારી પોતાની મને જરા પણ ફિકર નથી; જે ફિકર થાય છે તે ફક્ત આ મારી ગમગુસાર બેગમની જ અને એ ફિકરથી મારું જિગર ચીરાય છે!" પ્રથમ પુરુષ કે જેને હવે આપણે આલમખાનના નામથી ઓળખીશું, તે આ પ્રમાણેના ઉદ્ગારો કાઢી કેટલીકવાર સુધી ચિંતામાં નિમગ્ન થઈ બેસી રહ્યો. તેના મુખમંડળમાં ચિંતા, નિરાશા અને કોપનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં.

"વ્હાલા ખાવિન્દ, મારા સરતાજ, મારા જાનોજિગર, આપ આટલા બધા ગમગીન શામાટે થાઓ છો વારુ?" મખમલના પોશાકવાળી બીજી કોમળ વ્યક્તિ પોતાના બુલબુલ સમાન મધુર કંઠથી અનુકંપા દર્શાવતી કહેવા લાગી: "જેની કિસ્મતનો સિતારો બુલંદ હોય, જેના ખજાનામાં જર હોય અને જેના હાથમાં હુકૂમત હોય, તેની બાજૂમાં જવાનો અને સરનિગું થવાનો આ બેવફા દુનિયાનો ગોયા કાયદો જ છે! ગરજ કે, બીજાના બોલમાં ભરોંસો રાખી કોઈ પણ કામ કરવાને આગળ પડવું, એ જ એક મોટામાં મોટી ભૂલ છે. ભરોંસો રાખવો તો એક પાક પરવરદિગારમાં અને બીજો પોતાના બાજુઓમાં! પછી જુઓ કે, ખુદા ફતહ બક્ષે છે કે નહિ! તકદીરને બદનામ કરી નિરાશ થવાની કાંઈ પણ જરૂરત નથી. શું દાનાઓનો આ કઓલ આપે નથી સાંભળ્યો;—

'જુનૂં હય ખ્બ્ત હય તક઼દીરસે નાહક ઝગડ઼તે હયઁ;
હમ્ આપ્ હી અપને હી કરનેસે બનતે ઔર બિગડ઼તે હયઁ!'

"વળી અત્યારે આ ખાદિમાની પણ એટલી બધી ચિંતા રાખશો નહિ. જે આલમપરવર પરવરદિગાર કુલ બનીઆદમને સંભાળે છે, તે આ આપની નાચીજ઼ કનીજ઼ને પણ સંભાળશે, આપણી બધી અલાબલાને ટાળશે! માટે ખુદામાં ભરોંસો રાખી જે કોશિશ કરવાની હોય તે બેધડક કરો!"

આપણા એ પ્રવાસીઓનો આ વાર્તાલાપ સ્પષ્ટ જણાવતો હતો કે તેઓ ચોર કે લુટારા નહિ, પણ ફલકના સતાવેલા અને આવારાવતન થયેલા દિલ્હીના તે સમયના રાજ્યકર્ત્તા લોદી ખાન્દાનના ઇન્સાન હતા અને તેમની સાથે બીજા બે તેમના વફાદાર અને જાંનિસાર ગુલામ હતા. હવે અમે એમનો પાઠક તથા પાઠિકાઓને કાંઇક વિશેષ પરિચય આપીશું.

લોદી ખાન્દાનના લોકો પ્રથમ અફગાન જ હતા અને વ્યાપાર એ તેમનો ઉદ્યોગ હતો. ઈરાન અને હિન્દુસ્તાન આદિ દેશો સાથે વ્યાપાર કરીને તેઓ શ્રીમંત થયા હતા. ફીરોજ તગલખે તેમને બહુ જ સારો આશ્રય આપ્યો હતો. બુહ્લોલ લોદીનો દાદો મુલ્તાનનો સૂબેદાર હતો. સૈયદોની કાર્યકીર્ત્તિમાં તેનો પિતા અને તેના કાકાઓ લશ્કરમાં સરદારના ઓહદા ભોગવતા હતા. સૈયદ મહંમદે એ લોકોને બહુ જ સતાવ્યા હતા; પણ છેવટે બુહ્લોલ લોદીએ સરહિંદને કબ્જે કરી આખા પંજાબ પ્રાંતને પોતાના તાબામાં કરી લીધો. ઇ. સ. ૧૪૫૦ માં રાજપદ મળ્યા પછી તેણે સૈયદોના વજીર અમીર (અથવા હમીર)ને તેના ઘરમાં બેસાડી દીધો. પંજાબ પ્રાંત તેના તાબામાં હોવાથી તેના રાજ્યની મર્યાદા બહુજ

વધી ગઈ. તે પોતે મહા શૂરવીર અને ઉદાર હોવાથી લોકોનો તેનામાં બહુ જ સારો વિશ્વાસ અને ભક્તિભાવ હતો. જોનપુરના શર્કી રાજાઓ સાથે તેને એક-સરખા અનેક ઝગડા કરવા પડ્યા હતા અને અંતે તે સ્વતંત્ર થયેલા રાજ્યને ઇ. સ. ૧૪૭૮ માં જીતીને તેણે દિલ્હીની શહનશાહત સાથે મેળવી દીધું. અવ્યાહત પરિશ્રમ કરીને તેણે પંજાબથી બંગાલ પર્યન્તનો ઉત્તર હિન્દુસ્તાનનો ઘણોખરો ભાગ પોતાના રાજ્યમાં શામિલ કરી દીધો. એવી રીતે એકંદર આડત્રીસ વર્ષ સુધી પરાક્રમ તથા સુખપૂર્વક રાજ્ય કરીને બુહ્‌લોલ લોદીએ ઇ. સ. ૧૪૮૮ માં આ અસાર સંસારને ત્યાગી સ્વર્ગમાં નિવાસ કર્યો. બુહ્‌લોલ લોદીના બધા મળીને નવ પુત્ર હતા. જેમ જેમ તેનો વૃદ્ધાપકાળ થવા લાગ્યો હતો તેમ તેમ તે રાજ્યસત્તા વધારે અને વધારે પ્રમાણમાં પોતાના પુત્રોના હાથમાં આપતો રહ્યો હતો. પણ તેની એ ઉદારતાનું અનિષ્ટ પરિણામ થયું. મહાપરિશ્રમથી એકસત્તાત્મક કરેલા રાજ્યના પાછા વિભાગ પડી ગયા. એક સોનીની સ્વરૂપસુંદરી પુત્રી સાથે બુહ્‌લોલે લગ્ન કર્યું હતું અને પોતાની એ નવી બેગમમાં તેનો અતિશય અનુરાગ હોવાથી તેના પુત્ર નિજામખાનને પોતાના મરણ પછી દિલ્હીનું સિંહાસન મળવું જોઇએ, એવી તેની ઈચ્છા હતી અને મરણ સમયે એ પ્રમાણેનો લેખ પણ તેણે લખી આપ્યો હતો. પરંતુ એ નિજામખાનના મોટા ઓરમાન ભાઇઓનો ગાદીપર વધારે હક હોવાથી કેટલાક વખત સુધી તકરારો ચાલી અને છેવટ નિજામ-ખાન જ બાદશાહ થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો. તે સિકંદરશાહ એવું નવું નામ ધારણ કરીને દિલ્લીનો બાદશાહ થયો. એ સિકંદરશાહ હિન્દુ ધર્મનો કટ્ટો વૈરી છતાં રાજ્યમાં સુધારણા કરવાના અને ન્યાયના કાર્યમાં અત્યંત કુશળ હતો. એની કાર્યકાર્ત્તિમાં ઇ. સ. ૧૫૦૫ ના જુલાઇ મહિનાની ૫ મી તારીખે આગ્રામાં એક મોટો ધરણીકંપ થયો, તેના યોગે કેટલાક પર્વતો ચળી ગયા, ગ્રામો અને દેવાલયો ધૂળમાં મળી ગયાં અને અનેક મનુષ્યોનો સંહાર થઈ ગયો. સિકંદર ઇ. સ. ૧૫૦૭ માં મરી ગયો અને તેના મરણ પછી તેનો પુત્ર ઇબ્રાહીમ લોદી દિલ્લીનો સુલ્તાન થયો. એ વેળાયે કશો પણ દંગોફસાદ થયો નહોતો.

લોદીઓના સમયમાં રાજ્યનો વિસ્તાર જો કે બહુ જ વધેલો હતો, છતાં રાજ્યમાં ક્યાંય પણ નિયમ કે બંધનનું અસ્તિત્વ રહ્યું નહોતું. જૂદા જૂદા પ્રાંતો-માંના કામદાર, જમીનદાર અને નાના નાના અમલદાર સુદ્ધાં દિલ્લીના સુલ્તા-નની પરવા ન રાખતાં પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણેનો સ્વતંત્ર કાર્યભાર ચલાવતા હતા. રૈયત પણ મુખ્ય સુલ્તાનની પરવા રાખતી નહોતી; જે અમલ-દાર આંખોની સામે ઊભો હોય કે ગર્દનપર ચઢી બેઠો હોય, તેની જ માત્ર રૈયતના લોકો દરકાર રાખતા હતા. રાજ્યનું શકટ નિયમના માર્ગમાં નહિ, પણ વ્યક્તિના માર્ગમાં જ ચાલતું હતું. એ કાળમાં અફગાન લોકો બહુ જ સરજોર થઈ ગયા હતા અને તેમને તેમની ઇચ્છા પ્રમાણેની સ્વતંત્રતા આપ્યા વિના લોદી સુલ્તાનનું ગાડું ગબડી શકે તેમ નહોતું. એથી આખા રાજ્યમાં અફગાનો અને અફ-ગાનોનો જ ભરાવ થતાં તેઓ પોતાને ફાવતો કાર્યભાર ચલાવવા લાગ્યા. આવા સરજોર અમલદારોને દાબમાં રાખવાનું કામ કઠિન હોવાથી ઇબ્રાહીમ લોદીએ તેમને સંતુષ્ટ રાખવામાટે અનેક જાતની સગવડો કરી આપી હતી. પણ પછીથી અફગાનોને વધારે

અને વધારે મદોન્મત્ત અને ઉચ્છૃંખલ થતા જોઇને ઇબ્રાહીમે તે બધી સગવડો અને તેમને અપાયલી સ્વતંત્ર સત્તા બંધ કરી દીધી; તેમ જ દરબારમાં આજ સુધી અફ્ગાનોને જ વધારે માન આપવામાં આવતું હતું, તેને બદલે તેણે એવું ફર્માન કાઢ્યું કે, 'બીજા સરદારોને પણ અફ્ગાનો પ્રમાણેનું જ માન મળવું જોઇએ!' આગળ શાહી દરબારમાં સર્વ સરદારો ઊભા રહેતા હતા અને માત્ર અફ્ગાનોને જ બેસવાનો અધિકાર હતો; પણ ઇબ્રાહીમ લોદીએ એ પ્રચારને બંધ કરીને અફ્ગાનોને નમાવવાનો આડો પ્રયત્ન કર્યો. એથી બધા અફ્ગાનો છેડાઈ ગયા અને જલાલખાન નામક ઇબ્રાહીમનો એક ભાઈ હતો તેની સાથે જઈ મળ્યા. જલાલખાને જોનપુરમાં સ્વતંત્ર રાજપદ ધારણ કર્યું. પરંતુ જલાલખાનના દરબારમાં પણ અફ્ગાનોની ઇચ્છા તૃપ્ત ન થવાથી તેઓ પાછા ઇબ્રાહીમના પક્ષમાં આવી ગયા. ઇબ્રાહીમે જલાલખાન સાથે યુદ્ધ કરીને તેને અને તેના પક્ષના પુષ્કળ અફ્ગાનોને યમપુરીનો માર્ગ બતાવી દીધો. એવી રીતે એક બળવાની આગ તો બુઝાઈ ગઈ.

એટલામાં બળવાની આગનો એક બીજો ભડકો થયો. ઇસ્માઇલખાન નામનો કુરા પ્રાંતનો એક સૂબેદાર હતો, તેનો જલાલખાન સાથે ગાઢ મૈત્રીસંબંધ હોવાથી જલાલખાનના વધના વૈરનો બદલો લેવામાટે તેણે નવો બળવો જગાવ્યો. ઇબ્રાહીમથી એ બળવાની આગને શમાવવાની વ્યવસ્થા ન કરી શકાયાથી તેણે યુદ્ધને લંબાવવાની એક નવી યુક્તિ શોધી કાઢી. તે સમયમાં શેખ રાજૂ બુખારી નામનો એક પ્રખ્યાત ફકીર હતો તેની મધ્યસ્થતાથી કેટલાક દિવસ તેણે તહ-માટેના સંદેશા ચલાવવામાં કાઢી નાખ્યા. એટલામાં ઇબ્રાહીમની ફોજો ચારે તરફથી આવી પહોંચતાં તે તત્કાળ પોતાના દુશ્મનપર ચઢી ગયો અને બળવાખોરોને વિખેરી નાખીને તેણે હાલ તરત પોતાના માર્ગને નિષ્કંટક કરી નાખ્યો.

અમે જે પુરુષને ઉપર આલમખાનના નામથી ઓળખાવ્યો છે, તે ઇબ્રા-હીમ લોદીનો પિત્રાઈ ભાઈ થતો હતો. તેનું નામ અલાઉદ્દીન હતું, પણ બહુધા તે આલમખાનના નામથી જ ઓળખાતો હતો. નિઝામખાનને સુલ્તાનપદ મળવાથી બુહ્લોલ લોદીના બીજા હકદાર પુત્રોના હકની પાયમાલી થઈ હતી, એ તો ઉપર જણાવેલું જ છે. તે પુત્રોમાંના સર્વથી મોટા પુત્ર હિલાલુદ્દીનના બે પુત્ર હતા, તેમાંના મોટા પુત્રનો બાલ્યાવસ્થામાં જ અંતકાળ થયો હતો અને બીજો પુત્ર તે આપણો પરિચિત અલાઉદ્દીન અથવા આલમખાન. પોતાના પિતાના લૂટાયલા હકનું તે તરુણ અવસ્થામાં આવતાં જ તેને સ્મરણ થઈ આવ્યું અને તે સાથે રાજ્ય મેળવવાની મહત્ત્વાકાંક્ષાનો તેના હૃદયમાં ભયંકરતાથી ઉદ્ભવ થયો. જે વેળાયે અફ્ગાનો જલાલખાન સાથે મળી ગયા હતા, તે વેળાયે કેટલાક અફ્ગાન સરદારોને પોતાના પક્ષમાં લઈ પગભર થવાનો અને વખત આવતાં ઇબ્રાહીમને પદભ્રષ્ટ કરી પોતે સુલ્તાન થવાનો પ્રયત્ન તેણે આરંભ્યો અને કેટલાક સરદારોએ તેના પક્ષમાં મળવાની હા પણ પાડી. પણ પછીથી તે સર્વ સરદારો પાછા ઇબ્રાહીમના પક્ષમાં જવાથી આલમખાનની બધી આશાઓ ધૂળમાં મળી ગઈ. ઇબ્રાહીમને આલમખાનના કારસ્થાનના ગુપ્ત સમાચાર મળી ચૂક્યા હતા, પણ તે ઇસ્માઇલખાનને શિકસ્ત આપવાના કામમાં રોકાયલો

હોવાથી તત્કાળ, જાણે પોતે કાંઈ જાણતો જ નથી, એવો ડોળ બતાવીને શાંત રહ્યો. જ્યારે ઇસ્માઇલખાન સાથેના વિગ્રહનો અંત આવી ગયો અને સર્વત્ર શાંતિનો અધિકાર થયો, ત્યારે ઇબ્રાહીમે એ કાંટાને છુપી રીતે છાંટી નાખવાના ઉદ્યોગનો આરંભ કર્યો. તેણે આલમખાનના શિરચ્છેદની સઘળી તૈયારી કરી રાખી હતી, પણ જે દિવસે તેનો શિરચ્છેદ થવાનો હતો, તેથી બે દિવસ પહેલાં એ વિશેની ખબર તેને મળી જવાથી તે પોતાની બેગમ અને પોતાના બે વફાદાર ગુલામો સાથે રાત્રિના સમયમાં કોઇના જાણવામાં ન આવે તેવી રીતે દિલ્હીમાંથી પલાયન કરી ગયો. તેમના ઘોડા ચાલવામાં વીજળીની ઝડપના હોવાથી અને દિલ્હીથી નીકળ્યા પછી અગત્ય વિના ક્યાંય માર્ગમાં એક પળવાર પણ ન રોકાયાથી તેઓ સહીસલામત પંજાબની સરહદમાં આવી પહોંચ્યાં કે જ્યાં આપણે તેમને જોઈ ચૂકયા છીએ. આલમખાન પંજાબમાં એટલામાટે આવ્યો હતો કે તેનો અને ઈબ્રાહીમનો કાકો દૌલતખાન પંજાબનો સૂબેદાર હતો અને તે પણ અંદરખાનેથી ઇબ્રાહીમનો જાની દુશ્મન હોવાથી તેના દરબારમાં આશ્રય મળવાની તેને પૂર્ણ આશા હતી.

ખરી રીતે જોતાં આલમખાનના હૃદયમાં સુલ્તાનપદ મેળવવાનો જે જોશ ઉછળી આવ્યો હતો, તે સકારણ હતો; કારણ કે, જો નિઝામખાનને બદલે હિલાલુદ્દીન દિલ્લીની ગાદીએ આવ્યો હોત, તો નિઝામખાન-સિકંદરશાહ-ના મરણ પછી દિલ્લીની જે શહનશાહત ઇબ્રાહીમખાનના હાથમાં આવી, તે શહનશાહત અવશ્ય આલમખાનના હાથમાં જ આવત. પણ ભાગ્યદેવીની પ્રતિકૂળતાને લીધે તેનો પ્રયત્ન સફળ ન થયો અને સુલ્તાન થવાને બદલે સામો તે હયરાન અને પરીશાન થઈ ગયો. તેના ભાગ્યની એટલી વળી પ્રબળતા કે તેને જે સ્ત્રી મળી હતી તે સ્વામિનિષ્ઠ, આજ્ઞાધારક, દુ:ખમાં આનંદથી ભાગ લેનારી અને ધૈર્યશીલા હતી; તેમ જ શારીરિક સૌન્દર્યમાં પણ તે હૂર અને ગિલમાનની બરાબરી કરે તેવી હોવાથી સુવર્ણ અને સૌગંધ્યનો એકત્ર નિવાસ થયો હોયની! એવો જ ભાસ થતો હતો. આલમખાનની બેગમ યુદ્ધમાં માર્યા ગયેલા અફગાન સરદાર જલાલખાનની દુખ્તર હતી. તેનું મધુર નામાભિધાન હતું નાદિરા અને ખરેખર આ દુનિયામાંની ઔરતોમાં તે સૌન્દર્ય અને સદ્ગુણોના એક નાદિર-અલભ્ય-નમૂનારૂપ જ હતી, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

પ્રારંભમાં આવેલાં પાત્રોનો આટલો પૂર્વ ઇતિહાસ આપ્યા પછી હવે આપણે આપણી વાર્તાની શૃંખલાને આગળ લંબાવીશું, તો તે યોગ્ય જ કહેવાશે.

પોતાની બીબીનાં ઉત્સાહવર્ધક અને આશાજનક વાક્યો સાંભળીને નિરાશ થયેલા આલમખાનના હૃદયમાં નવીન ઉત્સાહ અને આશાનો ઉદ્ભવ થયો. તેની દૃષ્ટિ સાદિક અને યાસીનપર પડતાં મનમાં અચાનક એક વિશિષ્ટ ભાવનાનો આવિર્ભાવ થવાથી તે બોલવા લાગ્યો કે: "નહિ, દુનિયામાં કાંઈ બધા ઇન્સાન શાગિર્દેશયતાન અને બેઇમાન તો નથી જ; કારણ કે, જો તેમ હોત, તો આ બુજર્ગ સાદિક અને આ હબ્શી યાસીન આવા બુરા વખતમાં મારા મદદગાર થઇને અહીં સુધી આવવાની જેહમત શામાટે ઊઠાવત? દુનિયામાં શયતાન પણ છે અને આમના જેવા ફિરિશ્તા પણ છે; અને જ્યાં સુધી દુનિયામાં ફિરિશ્તાની

હસ્તી છે, ત્યાં સુધી નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, કોઈ પણ ફરિશ્તો જરૂર મારો મદદગાર થશે જ !"

"મારા મર્હૂમ માલિકના નૂરે ચશ્મ, મારા આકાજાદા, મારા મેહરબાન આલમખાન ! આ ખાદિમે આપના ઘરનું જે નમક ખાધું છે, તેને હલાલ કરવાનો વખત હવે અત્યારે જ આવ્યો છે અને પરવર દિગારે અમને અમારી નમકહલાલી બતાવવાનો જે આ મૌકો આપ્યો છે, તેમાટે તે બારેહક્તઆલાના અમે હજારો હજાર એહસાન માનીએ છીએ ! અમો બન્ને મરતાં સુધી પણ આપનો સાથ છોડવાના નથી, એ વિશે ખાત્રી રાખવી; કદાચિત્ અજલનો ફરિશ્તો આવીને અમને આપથી જૂદા પાડે, તો તે એક જૂદી વાત છે." સાદિકે પોતાની કૃતજ્ઞ બુદ્ધિનો શબ્દોદ્વારા પરિચય કરાવ્યો.

"એ જ હાલત આ નાચીજ અને અદના ગુલામની પણ સમજી લેવી ;" હબ્શી ચાસીને સંક્ષેપમાં જ પોતાનો મનોભાવ જણાવ્યો.

"શાબાશ, શાબાશ, મારા નમકહલાલ અને વફાદાર અજીજો ! તમો મારા ખાદિમ અને ગુલામ નથી, પણ મુશ્કિલમાં કામ આવનાર જાંનિસાર દોસ્ત અથવા અજીજ રિશ્તેદાર છો. જો મારું નસીબ મને કોઇવાર યારી આપશે, તો તમારી આ મેહરબાની અને જાંનિસારીનો બદલો હું તમને બરાબર વાળી આપીશ ! ખુદા મારી એ તમન્નાને પૂરી કરે !"

"પણ મારા સરતાજ, આપના કાકા દૌલતખાન તો લાહોરમાં રહે છે અને આપણે ભેડા તરફ જવાને તૈયાર થયાં છીએ, એનું શું કારણ વારુ ?" નાદિરાએ પોતાના ઢીલા પડેલા દુપટ્ટાને ઊતારી ફરી બાંધવામાટે તેની ઘડીને દુરુસ્ત કરતાં એ સવાલ પૂછયો. એ વેળાયે તેના શિરપરનો લંબ કેશકલાપ વિસ્કલિત થઇને તેના પૃષ્ઠભાગપર પથરાઈ જતાં મર્દાના પોશાકમાં પણ તેના સૌન્દર્યની અદ્ભુત છટા દેખાતી હતી. તેની મનોહારકતાનું ક્ષણ બે ક્ષણ નિરીક્ષણ કરતાં આલમખાન પોતાની મનોવ્યથાને પણ ભૂલી ગયો અને ઉત્તરમાં કહેવા લાગ્યો કે: "મંજૂરેનજર, દિલ્હીમાંથી નીકળતી વેળાયે મારા જાણવામાં આવ્યું હતું કે કોઈ ખાસ કામમાટે પંજાબના સૂબેદાર સાહબ દૌલતખાન ભેડામાં આવેલા છે અને ત્યાં લગભગ એક મહિના સુધી તેઓ રહેવાના છે. આપણું કામ લાહોર સાથે નહિ, પણ દૌલતખાન સાથે હોવાથી જ્યાં તે હોય ત્યાં જ આપણે પણ જવું જોઇએ અને એટલામાટે જ આપણે ભેડા તરફ જવાને તૈયાર થયાં છીએ. દૌલતખાનને મળ્યા પછી કદાચિત્ આપણને લાહોર જવું પડશે."

"ત્યારે જો દૌલતખાન આપણને આશ્રય આપે, તો હમેશને માટે લાહોરમાં તેમની તહનાતમાં રહેવાનો જ આપનો વિચાર છે કે કેમ?" સાદિકે વાતચીતના અત્યાર સૂધીના વલણને ફેરવીને એક નવો સવાલ પૂછયો.

"એ વિશે અત્યારે મારાથી કશો પણ જવાબ આપી શકાય તેમ નથી. ત્યાં પહોંચીએ અને જોઇએ કે આપણને કેવોક આવકાર મળે છે, એટલે પછી કોઇ પણ જાતના મુસ્તકીમ ઇરાદાપર આવી શકાય ! ફક્ત એટલી અત્યારે મને ખાત્રી છે કે, ઇબ્રાહીમથી ડરીને જો દૌલતખાન આપણને આશ્રય ન પણ આપે, તોય આપણને તે ઇબ્રાહીમના હાથમાં તો સોંપવાનો નથી જ. જો દૌલતખાનનો આશ્રય

નહિ મળે, તો નસીબને વળી બીજે કોઈ સ્થળે જઇને અજમાવીશું." આલમખાને વિચાર કરીને યથોચિત ઉત્તર આપ્યું.

"બન્દાપરવર, ગુસ્તાખી મોઆફ!" હબ્શી યાસીન કે જે આટલી વાર સુધી ચુપ બેઠો હતો તે હવે તેમના સંભાષણના પ્રવાહની વચ્ચે પડીને બોલવા લાગ્યો: "આપણે દિલ્લીથી અહીં સુધી આડી વાટે આવ્યાં છીએ, પણ હવે પછી સીધા અને રાતદિવસ ચાલતા રસ્તાપરથી આપણે જવાનું છે. દિલ્લીમાં આપણા પલાયનના સમાચાર કયારનાય ફેલાયા હશે અને કદાચિત્ સુલ્તાને આપણને પકડવામાટે ઘોડેસ્વારોને રવાના પણ કરી દીધા હશે. એટલામાટે મારો એવો અભિપ્રાય છે કે હવે રસ્તામાં વધારે વખત ન વીતાડતાં આપણે વખતસર આપણા મુકામપર પહોંચી જઇએ તો સારું. ત્યાં પહોંચ્યા પછી બધો બંદોબસ્ત કરી લેવાશે."

"મારી પણ એ જ ઇચ્છા છે કે હવે આપણે ચાલીએ તો સારું!" નાદિરાએ પોતાના વાળોને દુપટ્ટામાં છુપાવી દુપટ્ટો બાંધતાં યાસીનના અભિપ્રાયને અનુમોદન આપ્યું.

"ચાલો, ત્યારે કરો તૈયારી અને વધો આગળ!" આલમખાને હુકમ આપ્યો.

અશ્વ તો તૈયાર જ હતા એટલે તરત તેઓ અશ્વારૂઢ થયાં; પણ જેવી તેમણે પોતાના ઘોડાની લગામોને હાથમાં લીધી કે દૂર દિલ્લીની દિશામાંથી દોડતા આવતા ઘોડાનાં પગલાંનો સ્પષ્ટ ધ્વનિ તેમના કાનોમાં આવી અથડાયો.

"ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાય છે!" આલમખાન બોલ્યો.

"મને લાગે છે કે મારી શંકા ખરી થવાનો વખત પાસે આવતો જાય છે!" યાસીને જણાવ્યું.

"કદાચિત્ એ દૌલતખાનની કોઈ લશ્કરી ટુકડીના ઘોડેસ્વારો પણ હોઈ શકે!" સાદિકે કહ્યું.

"ધારો કે, એ આપણા દોસ્તો પણ હોય, તો પણ અત્યારે આપણી જાનની સલામતીમાટે દોસ્તને પણ દુશ્મન માની લેવા, એ વધારે સારું છે; ચાલો—" નાદિરાએ પોતાની લજ્જાશીલતાને ઘડીભર ત્યાગીને તત્કાળ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

ચારે પ્રવાસીઓએ પોતાના અશ્વોને એડીઓ મારી અને તે વફાદાર પ્રાણીઓ વાયુના વેગે ભેડાની દિશામાં દોડી બેચાર પળમાં તો સર્વથા અદૃશ્ય થઈ ગયા. ખૂબી તો એ હતી કે નાદિરાની ઘોડી વળી સર્વથી અગ્રભાગે હતી અને તે કોઈ ઘોડાને પોતાની નજદીકમાં ભાગ્યે જ આવવા દેતી હતી.

* * * * *

એ પ્રવાસીઓના ગમન પછી લગભગ પંદર કે વીસ પળ જેટલા અલ્પ સમયમાં જ દશ ઘોડેસ્વારોની એક લશ્કરી ટુકડી ત્યાં આવી લાગી. અગિયારમો ઘોડેસ્વાર તે ટુકડીનો અફસર હતો. જ્યાં આપણાં પૂર્વ કથિત પ્રવાસીઓએ વિશ્રાંતિમાટે પડાવ નાખ્યો હતો, ત્યાં હજી તાપણામાટે સળગાવેલો અગ્નિ પ્રજળતો હતો, એટલે તે પ્રજળતા અગ્નિને જોઇને તે ઘોડેસ્વારો ઊભા રહી ગયા

"અહીંથી કોઇ પણ મુસાફિરો અત્યારે જ ગયેલા હોવા જોઇએ; કારણ કે, આ આગ તાજી સળગાવેલી હોય એમ જ દેખાય છે!" ટુકડીના અફસર ઇનાયતુલ્લાએ પોતાના ઘોડેસ્વાર ફૌજી જવાનોને સંબોધીને કહ્યું.

"તેઓ બધા મળીને ચાર જણ છે, ખરું કે નહિ?" એક ઘોડેસ્વાર એમ કહી પોતાના ઘોડા પરથી નીચે ઊતરી પડ્યો અને જમીનપર નજર દોડાવીને બોલ્યો કે;–"ઘોડાનાં પગલાં તાજાં જ દેખાય છે."

ઇનાયતુલ્લા ઘડીભર વિચારમાં પડી ગયો અને આમતેમ નજર દોડાવી મનમાં એક પ્રકારના નિશ્ચયપર આવીને બોલ્યો કે: "જંગીઓ, દિલ્લીમાંથી આપણને એવી છુપી ખબર મળી છે કે આલમખાન પોતાની બેગમ અને પોતાના બે ખાદિમ સાદિક તથા યાસીનને સાથે લઇને લાહોર તરફ જવાને નીકળ્યો છે; અહીંથી બે રસ્તા ફૂટે છે; એક રસ્તો ભેડા તરફ જાય છે અને બીજો રસ્તો લાહોરની દિશામાં લંબાય છે. આપણા સુલ્તાનના દુશ્મનો લાહોર જવાના હોવાથી આપણે પણ લાહોરનો રસ્તો જ લેવો જોઇએ; કદાચિત્ રસ્તામાં જ તેઓ આપણા હાથમાં આવી જશે; કારણ કે, આ તાપણું કરવામાટે આગ સળગાવનાર તેઓ જ હોવા જોઇએ, એવી મને છુપી બસારત થયા કરે છે!"

"ઠેઠ દિલ્લીથી નીકળીને આપણે અહીં સુધી આવ્યા, છતાં તેમનો પત્તો ન મળ્યો અને હવે અહીંથી લાહોર સુધીના રસ્તામાં તેઓ પકડાઈ જશે, એ વાત કાંઈ આપણા ધ્યાનમાં ઉતરી શકતી નથી. મારો તો એવો અભિપ્રાય છે કે તેઓ પંજાબમાં આવ્યાં જ નથી; કદાચિત્ બંગાળા તરફ ચાલ્યાં ગયાં હશે. એટલામાટે અહીં બેસો, આ ઘોડાઓને થાક ઉતારવા દ્યો અને તમે પણ આરામ લ્યો. બિચારા કોઈ મુસાફિરો આ આગ સળગાવી ગયા છે તેમાં બેચાર લાકડાં નાખો, તાપથી જરા ગરમ થાઓ અને પછી લાહોર જવાની તૈયારી કરો. સુલ્તાનના ગુનાહગારો મળે કે ન મળે, પણ લાહોર જવા વિના હવે તો આપણો છુટકો જ નથી; કારણ કે, જાનપર જુલ્મ કરતા અહીં સુધી આવ્યા છીએ, એટલે થાક ઉતારવા અને મોજમજા કરવામાટે ચાર દિવસનો વખત તો જોઇશે જ ને! એટલે તે વખત આપણે લાહોરમાં જ વીતાડીશું." પોતાનું ખરું નામ અબ્દુલ્લાખાન હોવા છતાં વિલાસપ્રિય સ્વભાવના પ્રતાપે ઐયાશખાનના નામથી ઓળખાતા લગભગ ચાળીસ પિસ્તાળીસ વર્ષની અવસ્થાના વાંકડી મૂછો અને અણીદાર દાઢીવાળા એક ઘોડેસ્વારે પોતા તરફથી આ પ્રમાણેનો અભિપ્રાય રજૂ કરી દીધો.

તેનો આ અભિપ્રાય બધાને યોગ્ય લાગવાથી અને માન્ય થવાથી ત્યાં જ બધા ઘોડેસ્વારો ઉતરીને તાપના યોગે શરીરમાંની શીતલતાની અસરને ઓછી કરી જરા ગરમાગરમ થવામાટે ધૂણીની આસપાસ કુંડાળું વાળીને બેસી ગયા.

લગભગ ઉષ:કાળ થવા આવ્યો તે વેળાયે તેઓ પાછા ઘોડેસ્વાર થઇને લાહોરની દિશામાં પ્રયાણ કરી ગયા. જો તેમણે ઘોડાનાં તાજાં પગલાંની નિશાની ભેડા તરફના રસ્તાપર છે કે લાહોર તરફના રસ્તાપર છે, એની બરાબર તપાસ કરી હોત અને એ મુસાફિરો સુલ્તાનના ગુનાહગારો જ હોવા જોઇએ એવો તેમનો શક મજબૂત હોત, તો અવશ્ય તેઓ ભેડાની દિશામાં જ જાત; પણ તેમણે વધારે તપાસ કરી નહિ અને તેમનો શક પણ મજબૂત નહોતો એટલે

તેઓ લાહોરની દિશામાં પ્રયાણ કરી ગયા અને તેથી હાલ તરત આલમખાન અને તેનાં સાથીઓના શિરપર ઘેરાયલું ભયનું વાદળ વિખરાઈ ગયું.

* * * * *

બાલરવિએ પોતાનાં તેજસ્વી કિરણોથી વિશ્વને પ્રકાશિત કરવાનો ઉદ્યોગ આરંભ્યો હતો અને કૃષિકારો પોતપોતાનાં ક્ષેત્રોમાં જવાને ગૃહમાંથી બહાર નીકળી ચૂક્યા હતા; નિશાના અંત સાથે નિદ્રા અને આલસ્યનો પણ અંત થતાં સૃષ્ટિ ઉદ્યોગશીલા થઈ હતી. એવા રમણીય સમયમાં આલમખાન, નાદિરા, સાદિક અને યાસીન ભેડા નગરની સીમામાં આવી લાગ્યાં. જેહલમ નદીના તીરપ્રાંતમાં, નગરના બાહ્ય ભાગમાં, એક મોટું મુસાફિરખાનું હતું, તેમાં ઉતારો કરીને આલમખાને યાસીનને નગરમાંથી ખાનપાનની કેટલીક વસ્તુઓ લાવવામાટે અને સાદિકને દૌલતખાન જ્યાં પણ હોય ત્યાં તેને મળી પોતાના આવવાના સમાચાર આપવામાટે મોકલી દીધો; કારણ કે, કદાચિત્ દૌલતખાનનો પોતાને આશ્રય આપવાનો વિચાર ન હોય, તો પોતે મોઢામોઢ અપમાન પામવા કરતાં તેવો જવાબ સાદિકને જ મળી જાય, તો વળી ક્યાંક અન્યત્ર જવાનો વિચાર કરી શકાય, એ કારણથી આલમખાને પોતે જ તત્કાળ દૌલતખાન પાસે જવાનું વ્યાજબી ધાર્યું નહોતું. સાદિક અને યાસીનના જવા પછી આલમખાન અને નાદિરાએ મુસાફિરખાનાના રખવાલને બોલાવી એક સોના મોહોર આપી પાણી વગેરેનો બંદોબસ્ત કરી આપવાનું કહ્યું. પૈસાએ તત્કાળ બધી સગવડ મેળવી આપી અને આલમખાન તથા નાદિરા ગુસ્લ વગેરેના આવશ્યકીય કાર્યમાં પ્રવૃત્ત થયાં.



# પ્રકરણ ૨ જું

## સૂબેદાર દૌલતખાન

અત્યારનું ભેડા નગર જેહલમ નદીના ડાબા કિનારાપર છે; પરંતુ તેની સામે જમણા કિનારાપર જે અવશેષ છે, તેમને જૂનું ભેડા નગર અથવા જોબનાથ નગર કહેવામાં આવે છે. એ રાજા જોબનાથ અથવા ચોબનાથનું નગર હતું. ભેડાના સીમાડામાંથી મીઠું લઈ જનારા લમાણોના મોટા અને પ્રસિદ્ધ બે રસ્તા ફૂટે છે. એમાંનો એક માર્ગ લાહોર તરફ જાય છે અને બીજો માર્ગ મુલ્તાનની દિશામાં લંબાય છે. એથી પ્રાચીન કાળમાં એ સ્થળે કોઈ પણ રાજાની રાજધાની હોવી જોઇએ એવી કલ્પના કરી શકાય છે. સિકંદરના સમયમાં સોફિટી નામનો એક રાજા હતો તેની રાજધાની એ જ હોવી જોઇએ. એક સ્થળે એવો ઉલ્લેખ પણ મળી આવે છે કે, કાબુલમાંના બ્રાહ્મણ રાજાઓને જ્યારે પેશાવર અને ઉ-હિંદમાંથી કાઢી મૂકવામાં આવ્યા, ત્યારે પંજાબમાં પ્રથમ તેમણે ભેડા નગરીને જ પોતાની રાજધાની બનાવી હતી અને ત્યાર પછી જ જેહલમ તથા લાહોરને રાજધાની થવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ પ્રાંતમાંનું પિંડદાદન શહેર પ્રસિદ્ધિમાં આવ્યા પૂર્વે એ જ નગર સર્વથી મોટા નગર તરીકે ગણાતું હતું. બાબર બાદશાહે પહેલી ચઢાઈ એ જ શહેરપર કરી હતી. સોફિટી રાજાનો પ્રાંત કયો, એ વિશે

સર્વ ગ્રીક ગ્રન્થકારોનો એક અભિપ્રાય નથી. સ્ટ્રેબોએ, તેના પ્રાંતમાં લવણનો પર્વત છે અને તેમાંથી આખા હિન્દુસ્તાનને પૂરું થાય તેટલું લવણ–મીઠું–નીકળે છે, એ પ્રમાણે લખેલું છે. એથી બેહાત અને ચિનાબના મધ્યમાંનો માત્ર દુઆબ પ્રાંત જ તેના હાથમાં હતો, એમ નહોતું; કિંતુ સિંધુસાગર દુઆબની ઉપરનો ભાગ પણ હતો; એટલે કે અત્યારના પિંડદાદન અને શહાપુર એ બે પ્રાંતો સિંધુથી ચિનાબ પર્યન્ત લંબાયલા હતા. ગ્રીકોએ તે રાજાની પુષ્કળ કથાઓ લખી રાખી છે. તે રાજા શરીરે બહુ જ સુંદર અને છ ફીટ ઊંચો હતો. તેની પ્રજા પણ અત્યંત સુંદર હતી; કારણ કે, તેના પ્રજાજનો પોતાની કુરૂપ સંતતિને મારી નાખતાં હતાં. તેણે સિકંદરને એક શ્વાન આપ્યો હતો કે જે હાથી અને સિંહ સાથે પણ યુદ્ધ કરતો હતો; ઇત્યાદિ. અસ્તુ!

આપણી કથાના કાળમાં, એટલે કે, જે સમયમાં ઈબ્રાહીમ લોદી દિલ્લીનો સુલ્તાન અને દૌલતખાન લાહોરનો સુબેદાર હતો, તે સમયમાં તો ભેડા નગર જે સ્થળે અત્યારે છે તે સ્થળે જ, એટલે કે, જેહલમ નદીના ડાબા કિનારાપર જ હતું. પંજાબમાં વ્યાપારનાં જે મુખ્ય નગરો તે સમયમાં ગણાતાં હતાં, તેમાં જ ભેડા નગરની પણ ગણના થતી હોવાથી તે નગરમાં પ્રતિષ્ઠિત અને ધનાઢચ અનેક વ્યાપારીઓ વસતા હતા અને તેમની હવેલીઓ તથા બાગબગીચાથી નગરના આંતર તથા બાહ્ય ભાગને અપૂર્વ શોભા પ્રાપ્ત થયેલી હતી. ભેડા નગરનાં હવાપાણી પણ સારાં હોવાથી ઘણીકવાર રાજકીય કાર્યમાટે તેમ જ હવાપાણીમાટે પણ દૌલતખાન લાહોરનો કાર્યભાર પોતાના પુત્ર ગાઝીખાનને સોંપી ભેડા નગરમાં આવીને વસતો હતો. પોતાના નિવાસમાટે તેણે નગરના મધ્યભાગમાં એક હવેલી ચણાવી હતી કે જે 'શાહીમહલ'ના નામથી ઓળખાતી હતી અને નગર બહારના એક વિશાળ બગીચામાંની નાની પણ સુંદર હવેલીમાં પણ તે ઘણીકવાર આવીને રહેતો હતો. હમણાં તે રાજકીય કાર્યમાટે ભેડામાં આવેલો હોવાથી અને શિયાળાની મોસમ હોવાથી તેણે પોતાનો નિવાસ નગરમાંના 'શાહીમહલ'માં જ રાખ્યો હતો.

દૌલતખાન ગુસલખાના અથવા હમ્મામમાંથી ગુસલ કરી હમણાં જ પોતાના ખાનગી ઓરડામાં આવી મસ્નદપર કાવો પીતો બેઠો હતો અને એક ગુલામ તેના પડતા બોલને ઝીલવામાટે હાથ જોડીને તેની પાસે જ ઉભો હતો. દૌલતખાન ઓછામાં ઓછી સાઠ વર્ષની અવસ્થાનો પીરમર્દ હતો; પરંતુ જો તેના સફેદ વાળોને બાદ કરીએ, તો વૃદ્ધાપકાળનાં બીજાં કશાં પણ સ્પષ્ટ ચિન્હો તેના શરીરમાં દેખાતાં નહોતાં. તે કદાવર બાંધાનો અને ઘઉંલા રંગનો જવાંમર્દ હતો. તે શરીરે સ્થૂલ, પરંતુ પુષ્ટ અને પીલતન હોવાથી પહલવાનને પણ પછાડી નાખવા જેટલું બળ અત્યારની પોતાની સાઠ વર્ષની અવસ્થામાં પણ ધરાવતો હતો. તેનાં વિશાળ નેત્રો, વિશાળ ભાલ પ્રદેશ, વિશાળ વક્ષસ્થળ અને વિશાળ આજાનુ બાહુ આદિ જોનારના મનમાં વિલક્ષણ પ્રભાવ પાડી દેતાં હતાં. તેની ચામડીમાં હજી એક પણ કરચોળી પડી નહોતી, તેની દંતપંક્તિમાંથી એક પણ દાંત ઓછો થયો નહોતો અને તેનાં નેત્રોની તેજસ્વિતા તથા નિરીક્ષણશક્તિ અદ્યાપિ તરુણાવસ્થા સમાન અવિચલ હતી.

તેણે પોતાના શરીરને કષ્ટ સહન કરવાની એવી તો સારી ટેવો પાડી દીધી હતી કે પંજાબ દેશના શિયાળાની કકડતી ટાઢમાં પ્રભાતમાં જ તે બર્ફ જેવા અત્યંત શીતલ જળથી સ્નાન કરતો હતો અને સ્નાન કર્યા પછી ઊનનાં વસ્ત્રો કદાપિ પહેરતો નહોતો. અત્યારે પણ સ્નાન કર્યા પછી તેણે એક ઢીલી ઇજાર અને ગોઠણ સૂધીનું લાંબું સાદા કપડાનું પેરણ એ બે વસ્ત્રો જ શરીરપર ધારણ કર્યાં હતાં. તેની દાઢી છાતી સૂધી લંબાયલી હતી, મૂછોનો ભરાવ પણ બહુ જ સારો અને ઘાટદાર હતો અને માથાના વાળ પાછળ ગરદન સૂધીના રાખ્યા હતા. પુષ્ટ અને કદાવર શરીર, પ્રભાવશાળી મુખમંડળ અને શ્વેત કેશો સાથે શ્વેત વસ્ત્રોનું સંમેલન થવાથી તેનો દેખાવ એક ફિરિશ્તા જેવો જ લાગતો હતો. જેવો દેખાવમાં તે ફિરિશ્તા સમાન હતો, તેવો જ, માત્ર તેની રાજ્યતૃષ્ણાને બાદ કરતાં, ગુણોમાં પણ તે ફિરિશ્તાખસ્લત હતો. મદિરાને તેણે પોતાના જીવનકાળમાં અદ્યાર સૂધી સ્પર્શ માત્ર પણ કર્યો નહોતો, વ્યભિચારનો કટ્ટો શત્રુ હતો અને હિન્દુ તથા મુસલ્માન પ્રજાને એક ન્યાય આપી અનેકવાર તે પોતાની ન્યાયશીલતાનો પ્રજાને સાક્ષાત્કાર કરાવી ચૂકેલો હોવાથી હિન્દુ અને મુસલ્માન બન્નેને તે એકસરખો પ્રિય થઈ પડ્યો હતો. શરાબખોરી અને જનાકારી જેવા વિઘાતક દુર્ગુણોથી દૂર રહેવાથી જ તે વૃદ્ધાવસ્થામાં પોતાની શારીરિક સંપત્તિને આટલી સીમા પર્યન્ત જાળવી શકયો હતો, એ નવેસરથી કહેવાની અગત્ય નથી. દીને ઈસ્લામના ફર્માન પ્રમાણે તે બરાબર પાંચ વખત ગમે તેવી અડચણ છતાં પણ નમાજ પડતો હતો અને મજહબના બીજા કાનૂનોનું પણ પોતાથી બની શકે ત્યાં સૂધી યથાર્થ પાલન કરતો હતો. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, પંજાબનો તે સમયનો બુજર્ગ સૂબેદાર ખરી મુસલ્માનીનો એક નાદિર નમૂનો હતો.

અમીરોમાં કાવો પીવાનો એવો રિવાજ છે કે ગરમ કાવો એક મોટા પાત્રમાં રાખવામાં આવે છે અને પાસે નાની પ્યાલીઓ પણ રખાય છે; એટલે પીનારની ઇચ્છા હોય તેટલી પ્યાલીઓ તે પીએ છે. દૌલતખાન આગળ મેજપર કાવાનું ચાંદીનું પાત્ર અને ચાંદીની પ્યાલીઓ પડી હતી. ઇશારો થતાં જ ગુલામે મોટા પાત્રમાંથી કાવો રેડીને પ્યાલીમાં નાખ્યો અને દૌલતખાને તે પીવાનો પ્રારંભ કર્યો. તેનો સવારમાં છ પ્યાલી કાવો પીવાનો કાયદો હતો. તે ત્રીજી પ્યાલી પીતો હતો તે વખતે એક બીજા ગુલામે આવી સર ઝુકાવીને પોતાના માલિકને અર્જ કરી કે: "જાનની અમાન હોય તો ગુલામ જબાન ખોલે !"

"શું કહેવાનું છે?" દૌલતખાને કરડાકીથી સવાલ કર્યો.

"દિલ્લીથી હુજૂરના ભત્રીજા આલીશાન આલમખાનનો એક ખાદિમ આવ્યો છે અને તે હુજૂરેવાલાની કદમબોસીની આરજૂ રાખે છે!" ગુલામે જે કહેવાનું હતું તે સંભાળી સાચવીને જેમ બને તેમ થોડા, પણ માનદર્શક શબ્દોમાં કહી નાખ્યું.

"તેને લાવીને અહીં હાજર કર!" દૌલતખાને હુકમ ફર્માવ્યો.

ગુલામ પાછો સર ઝુકાવી સલામ કરીને ચાલ્યો ગયો અને પાંચ દશ પળમાં જ બુજર્ગ સાદિક દૌલતખાનની જનાબમાં આવીને હાજર થયો. કાયદા પ્રમાણે સૂબેદારને તાજીમ કર્યા પછી સાદિક તેના બોલવાની વાટ જોતો માથું નમાવીને ઊભો રહ્યો.

"સાદિક, બેસ અને જણાવ કે તું દિલ્લીથી શા કારણથી આવ્યો છે અને તારા આકાનો શો પયગામ લાવ્યો છે?" દૌલતખાને બેસવાનો હુકમ આપીને સવાલ પૂછ્યો.

"મેહરબાન બુઝર્ગ, મારા આકા આલમખાન પોતાની બેગમ નાદિરાખાનમ અને અમો બે ગુલામો સાથે આજે બામદાદમાં અહીં આવી પહોંચ્યા છે, તેઓ શહર બહારના મુસાફિરખાનામાં ઊતર્યા છે અને મને તેમણે આપની પાસે મોકલ્યો છે." સાદિકે જવાબ આપ્યો.

"તને મોકલ્યો? આલમખાન પોતે મારી પાસે કેમ ન આવ્યો? પોતાના ચચાના ઘરને છોડી બીબી સાથે હોવા છતાં સરામાં ઊતરવાનો શો સબબ હતો, તે હું સમજી શકતો નથી!" દૌલતખાને અજાયબી બતાવી.

"એનો સબબ એ છે કે ઇબ્રાહીમ લોદીએ મારા આકાને મારી નાખવાની ગોઠવણ કરી હતી, પણ તે અમારા જાણવામાં આવતાં અમો નાસી છૂટ્યાં છીએ અને તેથી કદાચિત્ સુલ્તાનના સિપાહી અમને શોધવાને પંજાબમાં આવે એવો સંભવ છે. આવી હાલત હોવાથી આપ અમને પનાહ આપી શકશો કે કેમ, એમ મારા આકા આલમખાને આપને માનપૂર્વક પૂછવાનું મને કહ્યું છે." સાદિકે ટુંકામાં આલમખાનના ન આવવાનો સબબ જણાવી દીધો.

દૌલતખાન થોડીવાર ગંભીર વિચારમાં પડી ગયો અને ત્યારપછી અમુક પ્રકારનો મનમાં નિશ્ચય કરીને બોલ્યો કે: "ફિકર નહિ; આલમખાનને જઇને કહે કે, હમણાં તો તમો બધાં અહીં આવો અને આરામથી પોતાના બુઝર્ગની પનાહમાં રહો. જ્યારે સુલ્તાનનાં માણસો આવશે, ત્યારે જોઇ લેવાશે. તું જા, હું મારાં માણસો અને નાદિરાખાનમને લાવવામાટે પાલખી વગેરે મોકલી આપું છું."

"નિહાયત એહસાન! હુજૂરેવાલાની ઉમ્ર દરાજ થાઓ અને ઇકબાલ બુલંદ! ખાદિમને ઇજાજત છે?" સાદિકે આભાર માનીને રજા માગી.

"મારી રજા પહેલાંથીજ તને મળી ચૂકી છે!" દૌલતખાન બોલ્યો.

સાદિકના જવા પછી હુક્કાની નળીને મુખમાં ધારણ કરી મુખમાંથી ધૂમાડાને બહાર કાઢતાં દૌલતખાને પોતાના ગુલામને હુકમ ફર્માવ્યો કે: "સલીમ, જા અને આપણા કોતવાલ તથા સિપાહસાલારને થોડાક સિપાહો સાથે જવાનું અને આલમખાનને ઇજ્જત સાથે લાવવાનું કહી આવ; તેમજ ત્યાં એક પાલખી લઇ જવાનું પણ કહી દેજે. તેઓ આવે, એટલામાં અહીં નાદિરાખાનમના ઊતારામાટે એક જૂદો ઓરડો તૈયાર કરાવજે અને બે ચાર બાંદીઓને પણ તૈયાર રખાવજે; આપણું જનાનખાનું અહીં ન હોવાથી નાદિરાખાનમને કોઇ જાતની તકલીફ ન ભોગવવી પડે, એની તારે ખાસ સંભાળ રાખવાની છે."

"જેવું બન્દાપરવરનું ફર્માન!" એટલું કહીને ગુલામ સલીમ ત્યાંથી તરત પાછા કદમે ચાલતો થઇ ગયો. તેના જવા પછી દરબારનો મુન્શી આવ્યો અને તેણે લાહોર તથા પ્રાંતનાં બીજાં મુખ્ય સ્થાનોમાંથી આવેલા કાગળો સૂબેદાર આગળ પેશ કર્યા. દૌલતખાને મોહોરો તોડીને તે કાગળો હુક્કો પીતાં પીતાંજ વાંચવા માંડ્યા અને દરેક કાગળ વાંચી તેનો જે જવાબ લખવાનો હોય તેની તે મુન્શીને નોંધ કરાવતો ગયો. જે કાગળોના જવાબ આપવાની જરૂરત નહોતી,

તેવા કાગળોને એક તરફ જૂદા રાખવામાં આવ્યા. એ કાર્યની સમાપ્તિ થવા પછી દરબારનો વખત થવાથી ગુલામો પોશાક લઇને હાજર થયા અને તે પોશાક પહેરી દૌલતખાન નીચેના ભાગમાં આવેલા તેજ હવેલીમાંના દરબારના ઓરડામાં જવાને રવાના થયો.

*　　*　　*　　*　　*

દૌલતખાનનો એવો રવૈયો હતો કે, પોતાના સૂબાના જૂદા જૂદા જિલ્લાઓના મુખ્ય મુખ્ય નગરને વર્ષમાં એકવાર તે પોતાની મુલાકાતનો લાભ આપતો હતો અને જ્યાં તેનો મુકામ હોય, ત્યાં જેટલા દિવસ તે રહેવાનો હોય તેટલા દિવસ દરરોજ સવારમાં આઠ વાગ્યાથી અગિયાર વાગ્યા સુધી પોતાનો દરબાર ભરતો હતો. એ દરબારમાં હિન્દુ, મુસલ્માન, નીચ કે ઉચ્ચ અને ગરીબ કે તવંગર દરેકને પોતાની ફરિયાદ પેશ કરવાની સદર પરવાનગી હતી અને દરેકને દૌલતખાનના દરબારમાં વ્યાજબી ઇન્સાફ પણ મળતો હતો. વળી તેની નિષ્પક્ષપાત અને ઉદાર બુદ્ધિનું એ પણ એક સજીવ ઉદાહરણ હતું કે તેના અધિકારમાંના પ્રાંતમાંના કેટલાક મોટા અધિકારીઓ જેમ મુસલ્માન હતા તેમ જ કેટલાક મોટા અને જવાબદારીવાળા અધિકારો હિન્દુ ઉમ્મા પણ ભોગવતા હતા. અસ્તુ.

દરબારમાટે જે ઓરડો નીચેના ભાગમાં રાખવામાં આવ્યો હતો તે બહુ જ વિશાળ હતો. જમીનપર સંગેમર્મરની લાદીઓ બેસાડેલી હતી અને તેની ઉપર તુર્કસ્તાનની કારીગરીનો ઉત્તમ ગાલીચો પાથરેલો હતો. ગાલીચાપર દરવાજાની બરાબર સામેની ભીંત પાસે સૂબેદારની મખમલના આચ્છાદનવાળી ઉંચી ગાદી ગોઠવેલી હતી અને તેની બાજૂમાં બન્ને તરફ તેનાથી નીચી અને સાદાં આચ્છાદનવાળી બીજી કેટલીક ગાદીઓ જૂદા જૂદા અધિકારીઓ અને પ્રતિષ્ઠિત નાગરિકોમાટે રાખવામાં આવી હતી. સૂબેદારની ગાદી પાસે બે લશ્કરી અમલદાર હાથમાં નાગી તલ્વાર સાથે ઊભા હતા અને ચાર ફોજી સિપાહો દરબારના દરવાજાપર હથિયાર સાથે હાજર હતા. સર્વના જોવામાં આવે, તેવી રીતે ચારે તરફ ભીંતોપર અરબી હર્ફોમાં કુરાનશરીફમાંનાં કેટલાંક નીતિ અને ધર્મનાં વાકયો સોનેરી રંગ ચઢાવીને આલેખવામાં આવ્યાં હતાં. સભાસદનમાં એક પણ તસ્વીર દેખાતી નહોતી અને તેનું ખાસ કારણ એ હતું કે, મુસલ્માની મજહબમાં કોઈ પણ પ્રકારના સજીવ પ્રાણીના ચિત્રને રાખવાની મુમાનિયત છે અને દૌલતખાન એક સાચો મુસલ્માન હતો, એટલે તેનાથી જીવ જતાં પણ પાક પયગંબરની આજ્ઞાનો ભંગ કરી શકાય તેમ નહોતું. સર્વ સભાસદો યથાસમય આવીને સભાસદનમાં પોતપોતાના આસનપર બેસી ગયા અને ત્યાર પછી થોડીવારમાં જ નકીબે સૂબેદાર સાહબના પધારવાની સૂચના આપી. સર્વ સભાસદો પોતપોતાના આસનપરથી ઊઠીને ઊભા થયા, સૂબેદારે દરબારમાં પ્રવેશ કર્યો, સર્વેએ તેને મસ્તક નમાવીને માન આપ્યું, સૂબેદાર પાક પરવરદિગારના નામનો ઉચ્ચાર કરી ગાદીને સલામ કરીને ગાદીપર ગોઠણ વાળીને બેઠો અને ત્યાર પછી તેનો ઇશારો મળવાથી અન્ય સભાસદો પણ બેસી ગયા. પોતાના લશ્કરી પોશાકમાં સજ્જ થયેલો વૃદ્ધ સૂબેદાર અત્યારે ખરેખર એક વૃદ્ધ અને શૂરવીર સિંહ જેવો જ જણાતો હતો.

દૌલતખાનને લેડામાં આવ્યાને એક માસ કરતાં વધારે વખત થઈ ગયો હતો અને તેથી કેટલાક મોટામોટા મુકર્દમા અને ત્યાંના લોકોની કેટલીક તકરારોના ફેસલા તેણે અત્યાર પહેલાંજ કરી નાખ્યા હતા. આજના દરબારમાં બે ત્રણ નવા મુકર્દમા રજૂ કરવામાં આવ્યા અને તેમના ચુકાદા પણ અપાઈ ગયા. સુબેદાર દરબારને બરખાસ્ત કરવાનો હુકમ ફર્માવવાની તૈયારીમાં હતો, એટલામાં નકીબે એક અરજી લાવીને દૌલતખાનના હાથમાં આપી અને જણાવ્યું કે: "ગરીબ-પરવર, અરજદારે પોતાની એવી મરજી બતાવી છે કે, મેહરબાની કરીને આ અરજી મુન્શીને વાંચવા ન દેતાં હુજૂરે પોતે જ વાંચવાની તકલીફ લેવી; કારણ કે, જો મારી ફરિયાદ બીજાના જાણવામાં આવશે, તો મને સાચો ઇન્સાફ કદાપિ મળી શકવાનો નથી!" સુબેદારે પોતેજ તે અરજી વાંચવા માંડી. તે ફારસી ભાષામાં અને ઉત્તમ અક્ષરોથી લખાયલું પ્રાર્થનાપત્ર હતું અને તેમાં નીચેના માત્ર થોડા જ શબ્દો લખેલા હતા;-

"પંજાબના નૌશીરવાને આદિલ, ચિરાગે ઇસ્લામ, ફરિશ્તાખસ્લત સુબેદાર સાહબ દૌલતખાનની જનાબમાં: જો આપને કોઈ જાતનો વહમ અને ગુમાન ન હોય, તો તન હાઈ–એકાંત–માં આપની કદમબોસીનો આ ગુલામને લાભ આપો. હું રૂબરૂમાં જ મારી ફરિયાદ પેશ કરવા ચાહું છું; આપ આ ગુલામની ફરિયાદ સાંભળો, તે વેળાયે બીજો કોઈ પણ માણસ ત્યાં હાજર હોવો ન જોઇએ. શકિમ– એક દુર્ભાગી હિન્દુ ધર્માધ્યક્ષ!"

આ પ્રાર્થનાપત્ર વાંચીને સુબેદારે તરત દરબાર બરખાસ્ત કરવાનો હુકમ ફર્માવી દીધો, પણ પોતે દરવાજા સુધી આવીને અટકી ગયો અને સર્વ સભાસદોને વિદાય કરી તે અર્જદારને પોતા પાસે લાવવાનો નકીબને તેણે ધીમા સ્વરથી કાનમાં ઇશારો કરી દીધો.

નકીબ બહારના ચોગાનમાં ગયો અને દૌલતખાન પાછો સભાસદનમાં આવી ત્યાંના મહરીઓને બહાર મોકલી ગાદીપર તે હિન્દુ અર્જદારના આવવાની વાટ જોતો બેઠો. તરત ત્યાં એક તરુણ અને સુંદર ત્રિપુંડ્રમંડિત ભાલવાળો બ્રાહ્મણ આવી લાગ્યો અને સુબેદારને આશીર્વાદ આપી ઊભો રહ્યો.

"મહારાજ, આ અરજી તમારી છે?" સુબેદારે સવાલ કર્યો.

"જી હા, બન્દાપરવર!" બ્રાહ્મણે જવાબ આપ્યો.

"તમારી શી ફરિયાદ છે અને ગુનાહગાર કોણ છે?" સુબેદારે પૂછ્યું.

"હજરત સલામત, હું કાશ્મીરનો નિવાસી બ્રાહ્મણ અને હિન્દુઓનો એક ધર્મગુરુ છું. મારી પત્ની જેવી નવયૌવના અને સુંદરી છે તેવી જ સદ્‌ગુણવતી અને પતિવ્રતા પણ છે. આ નગરમાં મને આવી વસ્યાને બે મહિના થયા છે અને હું નગર બહારના શિવાલયમાં રહું છું; કારણ કે, મને ત્યાંનો પૂજારી નીમવામાં આવ્યો છે. આજે પંદર વીસ દિવસથી અહીંનો એક મોટો મુસલ્માન અમલદાર ઘણીકવાર રાતની વેળાયે બળાત્કારે મારા ઘરમાં ઘુસી આવે છે; કારણ કે, મારી સ્વરૂપસુંદરી સ્રી વિશે તેના મનમાં કુવિકારની ભાવના ઉદ્ભવી છે. અત્યાર સુધીમાં તે પાંચ વાર એવી રીતે અમારા ઘરમાં આવ્યો છે અને મારી બુદ્ધિમતી સ્રીએ તેને એક કે બીજું કારણ બતાવી પોતાના પાતિવ્રત્યને બચાવી પાછો

કાઢ્યો છે. પરમ દિવસે છેલ્લીવાર આવ્યો, ત્યારે તે જતી વેળાએ એવી ધમકી આપી ગયો છે કે, 'જો પરમ દિવસે મારી ઇચ્છા રાજી ખુશીથી પૂરી કરવામાં નહિ આવે, તો હું બળાત્કારે પણ મારા વિકારની શાંતિ કરીશ!' તે આજ રાત્રે આવવાનો છે, અને એ આદિલ સૂબેદાર, જો હવે આપની મદદ આ ગરીબ બ્રાહ્મણને નહિ મળે, તો અવશ્ય આજે મારી પત્નીના પાતિવ્રત્યનો ભંગ થશે અને મારા પૂર્વજોની નિષ્કલંક કીર્તિમાં સદાને માટે કૃષ્ણ કલંક લાગી જશે. આપના અદલ ઇન્સાફની જે તારીફ મારા સાંભળવામાં આવી છે, તે જો સાચી હોય, તો તો મારો દૃઢ વિશ્વાસ છે કે આપ આ ગરીબ બ્રાહ્મણની મદદે આવશો અને અમારી આબરૂને બચાવશો! આ અમારું નહિ, પણ ખરી રીતે જોતાં આપનું અને આપની હુકૂમતનું જ અપમાન થાય છે! પછી તો જેવી આપની ઇચ્છા!!" બ્રાહ્મણે પોતાની ફરિયાદ યોગ્ય શબ્દોમાં રજૂ કરી દીધી.

બ્રાહ્મણની આ ફરિયાદ સાંભળતાં જ આદિલ દૌલતખાન ગુસ્સાથી લાલ પીળો થઈ ગયો અને દાંત હોઠ ચાવવા લાગ્યો. તેની આંખોમાંથી જાણે હમણાં જ અંગાર વર્ષી પડશે, એવો તેનો ભયંકર દેખાવ થઈ ગયો. બ્રાહ્મણ તો બિચારો ડરી જ ગયો કે, "કયાંક 'આ બલા પકડ ગલા, ઈસ બલાસે ભાગના ભલા!' જેવો ઘાટ ન આવી જાય!" તે થરથર કંપવા લાગ્યો. પોતાના કોપનું બ્રાહ્મણના હૃદયમાં વિલક્ષણ પરિણામ થયેલું જોઇને બુદ્ધિમાન્ દૌલતખાન તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે:—

"મહારાજ, તમે જરાપણ ગભરાશો નહિ; કારણ કે, મારો ગુસ્સો તમારા વિશેનો નથી. હું કયારનો એજ વિચારમાં પડી ગયો છું કે, મારો આટલો દાબ છતાં અને મારી હુકૂમતમાં વાઘ તથા બકરી એક આરે પાણી પીતાં હોવા છતાં એવો બે માથાનો શયતાનખસ્લત કોણ ઈન્સાન છે કે જેણે ભેડા નગરમાં મારી હાજરીમાં જ આટલી હદ સુધીની બદકારી કરવાની હામ ભીડી છે! પણ ફિકર નહિ; એ શયતાનજાદાને તેના આ ગુનાહે અજીમની લાયક સજા મળવાની જ; પછી ભલે ને તે મારો અજી જ હોય કે સાહબજાદો હોય, તો પણ શું થયું! હં, પણ હજી સુધી તમારી બીબીના દામનપર ધબ્બો તો નથી લાગ્યો ને?"

"ઈશ્વરની કૃપાથી હજી સૂધી તો તે પાપી પોતાની દુષ્ટ ધારણામાં ફાવ્યો નથી; અમારી આબરૂપર દાગ આવ્યો નથી!" બ્રાહ્મણે ઉત્તર આપ્યું.

"વારુ;–અને તે નાપાક પાજીનું નામ તમે જાણો છો ખરા કે?" સૂબેદારે દાઢીપર હાથ ફેરવતાં ફેરવતાં સવાલ કર્યો.

"જી, નહિ; આદિલ સરદાર!" જવાબ મળ્યો.

"બહુ સારું; એવા ફિરઓનના નામને જાણવાની અને જબાનપર લાવવાની જરૂરત પણ નથી. હાથના કંકણને જોવામાટે આઇનો શામાટે જોઇએ? જે હશે, તે પોતાની મેળે જ ઓળખાઈ આવશે." દૌલતખાન બોલ્યો.

"પોતાની મેળે જ કેવી રીતે ઓળખાઈ આવશે, હજૂરેવાલા?" હૃદયમાં એક પ્રકારની શંકા થવાથી બ્રાહ્મણે પ્રશ્ન પૂછયો.

"આજે રાતે તે તમારા ઘરમાં આવવાનો છે કે નહિ?" સૂબેદારે કહ્યું.

"જી, હા; સરકાર!" બ્રાહ્મણે ઉત્તર આપ્યું.

"એ મૂર્તિ જે વેળાયે તમારા ઘરમાં આવે, તે વેળાયે તમે દીવા લઇને ઘરમાંથી બહાર નીકળજો અને પછી જો જો કે શું થાય છે, તે!" દૌલતખાને માર્મિક આજ્ઞા આપી અને ત્યારપછી પૂછ્યું કે: "પણ હા, તમારું પોતાનું નામ?"

"આ દેહને લોકો આત્માનંદના નામથી ઓળખે છે." ઉત્તર મળ્યું.

"તમે માત્ર સંસ્કૃત વિદ્યા જ ભણ્યા છો કે બીજી વિદ્યા પણ જાણો છો?" દૌલતખાને એક ગુપ્ત ઉદ્દેશથી એ પ્રશ્ન પૂછ્યો.

"હુજૂર, આ ગુલામ સંસ્કૃત ઉપરાંત અરબી, ફારસી, તુર્કી અને પુશ્તુ આદિ જબાનો પણ સારી રીતે જાણે છે; મને પ્રથમથી જ જૂદી જૂદી ભાષાઓ જાણવાનો અને તે તે ભાષાના ગ્રંથો વાંચવાનો શોક હોવાથી એ ભાષાઓનો મેં નિયમપૂર્વક અભ્યાસ કર્યો છે." આત્માનન્દે વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"અને તમારી સ્ત્રી પણ ભણેલી છે કે?" પાછો સવાલ પૂછાયો.

"તે સંસ્કૃત ભાષા અને અમારાં ધર્મશાસ્ત્રોનું બહુ જ સારું જ્ઞાન ધરાવે છે!" જવાબ અપાયો.

"તમો મીયાં બીબી બન્ને આવાં આકિલ અને આલિમ છો, એ જાણીને હું નેહાયત ખુશ છું અને તમને મુબારકબાદ આપું છું!" દૌલતખાને બ્રાહ્મણને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યો.

"બીજી કાંઈ આજ્ઞા?" આત્માનંદે વિનય અને વિવેક દર્શાવવાના ઉદ્દેશથી કહ્યું.

"હવે પધારો અને ચિંતાને વિસારો. રાતમાટે મેં આપેલી સૂચનાને બરાબર સ્મરણમાં રાખજો, ભૂલી ન જશો; નહિ તો પછી તમારી ભૂલનો જવાબદાર હું નથી." દૌલતખાને જવાની આજ્ઞા આપીને પોતાની સૂચનાનું બીજી વાર સ્મરણ કરાવ્યું.

આત્માનંદ પોતાના નિવાસસ્થાનમાં જવાને રવાના થયો; અને બુજર્ગ સૂબેદાર દૌલતખાન આલમખાનને મળવાની આતુરતાથી ઝટ હવેલીના ઉપરના ભાગમાં ચાલ્યો ગયો; કારણ કે, ગુલામ સલીમે સભાસદનના દ્વારમાં આવીને આલમખાનના આગમનની તેને ક્યારનીયે સૂચના આપી દીધી હતી.



# પ્રકરણ ૩ જું

## ન્યાયની તુલા!

દૌલતખાન અને આલમખાન-કાકો અને ભત્રીજો-એક બીજાને મળ્યા, બન્નેએ કાંઇક શોકમિશ્રિત હર્ષનાં અશ્રુ વર્ષાવ્યાં અને એક બીજાની ખેરઆફીયત પૂછ્યા પછી બન્ને નીરાંત કરીને બેઠા. દૌલતખાને આલમખાનને પોતાની પાસે પોતાના જ આસનપર બેસાડ્યો અને ત્યાર પછી તે કાંઇક નારાજગી બતાવતો કહેવા લાગ્યો કે: "આલમખાન, તું જઇને સરામાં ઊતર્યો, એ બહુ જ સારી લાયકાત બતાવી! દૌલતખાન પોતે લાહોર નગરમાં હોવા છતાં તેનો ભત્રીજો અને ભત્રીજાની બીબી એક મુસાફિરખાનામાં ઊતર્યાં હતાં, એ વાત જો લોકોના જાણવામાં આવે, તો તેઓ મારી કેટલી અને કેવી ગીબત કરે, એનો તને કાંઈ ખિયાલ છે ખરો કે? પણ હશે, તું અત્યારે બલાએનાગહાનીમાં આવી પડ્યો છે અને

ગભરાઈ ગયેલો છે, એટલે તને વધારે ઠપકો આપી તારા ગમમાં હું વધારો કરવા નથી માગતો."

"કિબ્લગાહ, સુલ્તાનેવક્તના દુશ્મનોને વાલિદ કે બિરાદર પણ પનાહ આપતાં અચકાય છે, તો આપ ચચા આ બદકિસ્મતને પનાહ આપશો કે નહિ, એનો મારા દિલમાં શક હોવાથી જ મેં સરામાં ઊતારો કર્યો હતો. છતાં જો એ મારી ભૂલ થઈ હોય, તો તેમાટે મોઆફી ચાહીને આપે બતાવેલી હમ્દર્દી અને ઇન્સાનિયતમાટે હું આપનો દિલોજાનથી એહસાન માનું છું." આલમખાને યોગ્ય કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

"કેમ રે સલીમ, જમવાની તૈયારીમાં કેટલીક વાર છે?" દૌલતખાને પાસે જ ઊભેલા ગુલામ સલીમને સવાલ કર્યો.

"ખુદાવન્દ, દસ્તરખાન તૈયાર છે, ફકત આપના ઊઠવાની જ વાર છે." સલીમે જવાબ આપ્યો.

"આલમખાન, ત્યારે જા, તું અને તારી બેગમ બન્ને સાથે બેસીને જમો અને પછી જરાક આરામ કરો; કારણ કે, સફરની અસર તારા ચહેરાપર ખુલ્લે ખુલ્લી દેખાય છે અને તેથી આરામની તને સખ્ત જરૂરત છે. અહીં તને કોઈ પણ જાતનો ખૌફ નથી. પરવરદિગાર સહુ સારાં વાનાં કરશે." દૌલતખાને આલમખાનને જમવા જવાની સૂચના સાથે યોગ્ય આશ્વાસન પણ આપ્યું.

"મારો એવો ઇરાદો છે કે આપણ બન્ને સાથે જ જમીએ અને ત્યાર પછી જો આપને અડચણ ન હોય, તો આરામ કરવાને બદલે કેટલીક અગત્યની વાતો કરી લઇએ." આલમખાને પોતાની ઇચ્છા દર્શાવી.

"નૂરેચશ્મ, ગઈ કાલથી મારી તબીયત જરા બગડી આવી છે એટલે અત્યારે મારો જમવાનો ઇરાદો નથી; નહિ તો આપણે સાથે જ જમવા બેસત. તેમ જ આરામનો ભોગ આપી બપોરનો વખત વાતચીતમાં વીતાડવાની પણ અગત્ય નથી; કારણ કે, તું અને તારી બેગમ બે દિવસ પૂરતો આરામ લ્યો, તાજાંતવાનાં થાઓ અને ગમને ભૂલી જાઓ, એટલે પછી નીરાંતે આપણે બધો બંદોબસ્ત કરી લઇશું.' દૌલતખાને શાંતિનો ઉપદેશ આપ્યો, અને વધારામાં કહ્યું કે: "ત્યારે જા; કારણ કે, ખાનું ઠંડું થશે તો જાયકો બધો ચાલ્યો જશે. હું પણ મારા આરામગાહમાં જાઉં છું; હું પાછો મગરિબની નમાજ પછી તને મળીશ.'

"જેવી ઇચ્છા.' આલમખાને બુજર્ગના ફર્માનને માથાપર ચઢાવ્યું.

દૌલતખાન પોતાના આરામગાહ અથવા ખાબગાહમાં ચાલ્યો ગયો અને આલમખાન નાદિરાના ઓરડામાં આવ્યો. ત્યાં દસ્તરખાન બિછાવેલો હતો અને તેપર નાના પ્રકારની ખાદ્ય વસ્તુઓથી મંડિત બે થાળ રાખેલા હતા. ઠંડા પાણીથી ભરેલી ચાંદીની સુરાહી અને ચાંદીના પ્યાલા પણ તૈયાર હતા તેમ જ શરબતના શીશા પણ પાસેના એક મેજપર તૈયાર હતા. ખાસ નાદિરાની ખિદમતમાટે બોલાવવામાં આવેલી બે હુસ્નઅફરોજ બાંદીઓ અને આલમખાનનો હબ્શી ગુલામ યાસીન તેમના ફર્માનને ઝીલવામાટે દસ્તબસ્તા થઇને ઊભાં હતાં. હબ્શી યાસીન જનાનખાનાનો ખાજાસરા હોવાથી તેને બેગમની તહનાત અને ખિદમતમાં હાજર રહેવામાં કશો પણ વાંધો આવે તેમ નહોતું.

દિલ્હી છોડ્યા પછી આજે જ આલમખાન તથા નાદિરાને નીરાંતે સાથે બેસીને ખાનાને ઇન્સાફ આપવાનો અવસર મળ્યો હતો એટલે ખુદાના શુક્રાના માનીને તેમણે સંતોષથી ભોજનનો સત્કાર કર્યો. જમતાં જમતાં દિલ્હીમાંના પોતાના આગલા આરામમાં વીતેલા દિવસોની યાદ આવતાં કોમળહૃદયા નાદિરાની આંખોમાંથી આંસૂનાં બે ચાર ટીપાં ખરી પડ્યાં, પણ આંખોને તરત લૂછીને તેણે પોતાના શોકને મનમાં જ દબાવી રાખ્યો.

આલમખાન અને નાદિરા જમીને આરામગાહમાં ચાલ્યાં ગયાં એટલે ચાસીને સાદિકને બોલાવ્યો અને બન્નેએ સાથે બેસીને ઉદરપૂર્ણ કર્યા પછી આરામ લેવામાટે નીચેના એક ઓરડામાં જવાને પ્રયાણ કર્યું. આલમખાનનો ભેડામાં અત્યારે તો બહુ જ સારો આદરસત્કાર થયો હતો; પણ ભવિષ્યની ઘટના અદ્યાપિ ભવિષ્યના પટમાં જ છુપાયલી હતી.

* * * * *

મગરિબની નમાજથી ફારિગ થઇને દૌલતખાન ખાનગી બેઠકમાં આવ્યો કે આલમખાન તેની વાટ જોતો જ બેઠો હતો. રોજ એ વખતે સૂબેદાર બે ચાર પ્યાલી ભરીને કાવો પીતો હતો, પણ આજે તેણે કાવો પણ ન લીધો. તેણે આલમખાનને સંબોધીને કહ્યું કે: "આલમખાન, આજે એક પ્રહર રાત વીત્યા પછી આપણે બહાર ગશ્ત કરવાને જવાનું છે; માટે જરા વહેલો જમી લેજે; ત્યાં એક અજીબ તમાશો તારા જોવામાં આવશે."

"અત્યારે જમવાની મેં ના પાડી દીધી છે; કારણ કે, બપોરની ગિજાને મારો માદો હજી હજમ કરી શકયો નથી. આપ જે ઘડીએ ફર્માવો તે ઘડીએ હું આપની સાથે આવવાને અને આપનો હુકમ બજાવવાને તૈયાર છું." આલમખાને જવાબ આપ્યો.

"અત્યારથી જ તમારા જેવા નૌજવાનોના માદા આટલા બધા કમજોર થતા જાય છે, તો અમારી ઉમ્રમાં આવતાં તમારી શી હાલત થશે, એ કાંઇ કલ્પી શકાતું નથી!" દૌલતખાને જરાક વિનોદ કર્યો.

"જેમ જેમ નવો જમાનો આવતો જાય છે, તેમ તેમ ઓલાદે આદમજાદ કમજોર અને નાતવાન થતી જાય છે, એમાં તો જરા પણ શક નથી!" આલમખાને દૌલતખાનના અભિપ્રાયને પુષ્ટિ આપી.

આવા પ્રકારના વાર્ત્તાલાપમાં કેટલોક સમય વીત્યા પછી દૌલતખાને પોતાનો કાળો પોશાક મગાવીને પહેરી લીધો અને તલ્વાર, કટાર તથા તમંચો આદિ શસ્ત્રાસ્ત્રો પણ સાથે લીધાં. આલમખાને પ્રવાસમાં જે પોશાક પહેર્યો હતો તે જ પોશાક ધારણ કર્યો અને એટલામાં વખત થઇ જવાથી દૌલતખાન તથા આલમખાન બન્ને નગર બહાર જવામાટે ત્યાંથી ચાલતા થઈ ગયા.

* * * * *

રાતના બહુધા દશ વાગ્યાનો અમલ થયો હતો. આકાશવાસી ચંદ્રમાના પ્રકાશથી નિશા હોવા છતાં બહુ અંશે અંધકારનો પ્રતિકાર થઈ ગયો હતો. નગર બહારના પ્રદેશમાં સર્વત્ર શાંતિ અને શૂન્યતાનો અધિકાર વ્યાપી ગયો હતો. એવા સમયમાં એક સુંદર, ઘાટીલો અને તરુણ–બહુધા સત્તાવીસ કે

અઠ્ઠાવીસ વર્ષના વયનો–પુરુષ નગરના દ્વારમાંથી બહાર નીકળ્યો. તેણે અત્યારે ચુસ્ત પાયજામો, પહેરણ અને અંગરખું તથા તેની ઉપર ટાઢથી શરીરને બચાવવા-માટે કાશ્મીરની બનાવટનો ઢીલો સાયો અને માથાપર ગરમ શાલ, એટલાં વસ્ત્રો ધારણ કરેલાં હતાં અને તેનું મુખમંડળ દાઢીયુક્ત હોવાથી તે અવશ્ય મુસલ્માન જ હોવો જોઇએ, એવો તત્કાળ નિશ્ચય કરી શકાતો હતો; કારણ કે, તે સમયમાં કાશ્મીર અને પંજાબના હિન્દુઓ ભાગ્યે જ દાઢી રખાવતા હતા.

તે ચાલતો ચાલતો એક શિવાલયના આંગણાના દરવાજા પાસે આવ્યો અને તેના અડકણને ઊઘાડી આંગણામાં પેસી શિવાલયના પાછલા ભાગમાંના પૂજારીના ઘરના ઊંબરામાં આવી ઊભો રહ્યો. ઘરનો દરવાજો અંદરથી બંધ હોવાથી ધીમેથી તેણે સાંકળ ખખડાવી અને તે સાથે દરવાજો ઊઘડતાં એક શ્વેતવસ્ત્રપરિધાના યૌવનમદમાતી મનોહર સુંદરી દરવાજાના મધ્ય ભાગમાં ઊભેલી તેના જોવામાં આવી. વાંચનાર જાણી તો ગયા જ હશે કે, એ સુંદરી બીજી કોઈ નહિ, પણ સવારના દરબારમાં સૂબેદાર દૌલતખાન પાસે ફર્યાદ કરવા આવેલા વિપ્ર આત્માનંદની મહામનોહર પત્ની જ હતી. તેનું નામ માયાદેવી હતું અને બાહ્ય સૌન્દર્યમાં તે ખરેખર વિશ્વમોહિની માયાની સાક્ષાત્ પ્રતિકૃતિ કિંવા સજીવ પ્રતિમા જ હતી, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી.

તે મનોહારિણી એ આગંતુક મુસલ્માનને આવકાર આપતી કહેવા લાગી કે; “મહાશય, આવી પહોંચ્યા ? પધારો પધારો !” એમ કહીને સત્કારપૂર્વક તેણે તેને પૃથ્વીપર પાથરી રાખેલા સાદા આસનપર બેસાડયો; કારણ કે, વિપ્ર આત્માનંદની આર્થિક અવસ્થા કાંઈ એટલી બધી સારી ન હોતી અને તેથી ઘરમાં સામાન વગેરે પણ તેવા જ પ્રકારનો જોવામાં આવતો હતો. ઘરમાંની ચીજો ઘરની ગરીબીને ખુલ્લી રીતે જાહેર કરતી હતી.

“માયાદેવી, હું જ્યારે પણ આવું છું ત્યારે માન આપવામાં અને મીઠી મીઠી વાતો કરી આશા બંધાવવામાં તમે જરા પણ કચાશ રાખતાં નથી; પણ હજી સૂધી તમારા ગુલાબી ગાલના એક બોસાનો જયકો પણ આ આશકે જારને મળી શકયો નથી. મારું દિલ અને બદન આતિશેઇશ્કથી બળી જવા માંડ્યું છે, એટલે હવે મારાથી એક પળવાર પણ દિલપર જબ્ર કરીને સબ્ર કરી શકાય તેમ નથી. આજે કાં તો હું તમારા વસ્લથી દામને મુરાદને ભરીશ અને કાં તો તમારી પાયમાલી કરીશ ! જો મારી ઉમીદ બર લાવશો, તો માલોજરના મુખ્તાર થશો અને મને ઉડાવશો, સતાવશો તો જાણજો કે જરૂર ખસ્તાખાર થઇ જશો !” તે મુસલ્માને આશા અને ભીતિ ઉભયનું મિશ્ર દર્શન કરાવીને કહ્યું.

“ત્યારે આપ સાહબ, લોકોને પાયમાલ કરવાની શક્તિ પણ ધરાવો છો ખરા કે ?” માયાદેવીએ મંદ હાસ્ય કરીને પૂછ્યું.

“આગ વધારે ભડકે છે તો જંગલોનાં જંગલ અને ગામોનાં ગામ બાળી નાખે છે; છેડાયલો અજ્દહા પોતાના ઝેરથી કોઈ પણ પ્રાણીની જિન્દગીને ટાળી નાખે છે અને વીજળી જેના પર પડે છે તે વસ્તુને ત્યાંને ત્યાંજ પ્રજાળી નાખે છે; તેજ પ્રમાણે આ કોતવાલજાદો જાફરખાન પણ જેનાપર કોપાય છે, તેનું જડમૂળથી સત્યાનાશ વાળી નાખે છે !” જાફરખાને અહંકારના સીમાડાપર આવીને કહ્યું.

"પણ ગમે તેવા પ્રચંડ અગ્નિની ભયંકર જ્વાળાને પ્રલયકાળની વૃષ્ટિ પળમાત્રમાં બુઝાવી નાખે છે; ગમે તેવા વિષધર સર્પના વિષને પ્રબળ માંત્રિક ક્ષણવારમાં ઊતારી નાખે છે; અને જો અમુક ધાતુના કકડાને શરીરપર રાખવામાં આવે તો તે વીજળીના પરિણામને પણ અટકાવે છે; તો શું આપના કોપનો પ્રતિકાર કોઇથી પણ નહિ જ કરી શકાય?" માયાદેવીએ પ્રતિવાદ કર્યો.

"પ્યારી હસીના, આટલા દિવસ તમે જે કાંઇ બોલતાં હતાં તેમાં અને આજના બોલવામાં મોટો તફાવત પડી ગયેલો દેખાય છે; તમારા આજ સૂધીના ભાષણમાં નર્મી હતી અને આજની ગુફતારમાં ગર્મી આવેલી જણાય છે. હું સમજી શકતો નથી કે, આજે આટલી હદ સૂધી કોના જોરપર કૂદાય છે! આ ભેડા શહરમાં તો એવો કોઈ ઇન્સાન નથી કે જે મારા મદને ઊતારી શકે અને મારા કામની વચ્ચે માથું મારી શકે! માટે વિચાર કરો, નહિ તો પસ્તાશો." જાફરખાને પાછો તેવો જ રંગ બતાવ્યો.

"હુજૂર, આ આપની ખામખિયાલી છે; ગુરૂરનાં ઘર હમેશાં ખાલી છે!" માયાદેવીએ નીતિવાકયનો ઉચ્ચાર કર્યો.

"મારા ગુરૂરને કોણ ઉતારનાર છે?" જાફરખાન બોલ્યો.

"એક તો પરમાત્મા અને બીજો તે આદિલ સૂબેદાર કે તારો બાપ જેનો એક ગુલામ અને જેના હુકમનો બંદો, તાબેદાર છે!" માયાદેવીએ હવે 'આપ' પરથી 'તું' પર આવી જઇને જુસ્સાથી બોલવા માંડ્યું.

"તે નામનો સૂબેદાર છે; અહીં બધો મારા વાલિદનો જ અધિકાર છે!" જાફરખાને તિરસ્કારપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા.

"ત્યારે સૂબેદારનો તને જરા પણ ડર નથી?" માયાદેવીએ પૂછ્યું.

"સૂબેદારનો તો શું, પણ મને અત્યારે ખુદાનો પણ ડર નથી!" જાફરખાને હયવાનીયતની સીમા કરી બતાવી, અને પુનઃ કહ્યું કે: "જો ત્યારે હવે જબ્રથી હું તારા દામનને ખરાબ કરું છું અને જોઉં છું કે કોણ શયતાન થવા આવે છે તારો મદદગાર!"

"ખબરદાર! પાકદામન ઔરતનો શયતાન નહિ, પણ હમેશાં મદદગાર છે પાક પરવરદિગાર!!"

જાફરખાન પવિત્ર માયાદેવીના શરીરને પોતાના અપવિત્ર હસ્તથી સ્પર્શ કરવા જતો હતો, એટલામાં બહારના ચોગાનમાંથી ઉપરના શબ્દો સંભળાયા અને તે સાંભળતાં જ તે બે કદમ પાછો હટી ગયો. તત્કાળ માયાદેવીના પતિ આત્માનંદે ગૃહમાં પ્રવેશ કર્યો અને એકદમ બળતા દીપકને હાથના ઝપાટાથી બુઝાવી નાખ્યો. અંધકાર થતાં જ એક બીજા પીલતન મર્દે ઘરમાં આવી તે બદકાર જાફરખાનને જમીનપર પછાડી તેની છાતીમાં પોતાની તીક્ષ્ણ ધારવાળી કટાર ચલાવી દીધી અને ત્યારપછી બ્રાહ્મણને ઉદ્દેશીને કહ્યું કે: "મહારાજ, હવે દીવો સળગાવો; કારણ કે, ગુનાહગારને તેના ગુનાહની સજા મળી ચૂકી છે; શયતાનની માટી માટીમાં ભળી ચૂકી છે!"

આત્માનંદે દીવો પ્રકટાવ્યો અને તેના પ્રકાશમાં પંજાબના સૂબેદાર આદિલ દૌલતખાનને પોતાના ગરીબ ઘરમાં પોતાની આંખો સામે ઉભેલો જોઈ માયાદેવી આશ્ચર્યથી મુગ્ધ અને સ્તબ્ધ બની ગઈ.

સૂબેદારે દીપકના પ્રકાશની સહાયતાથી તે મરી ગયેલા જવાનનું મોઢું તાકી તાકીને જોયું અને 'ખુદાવન્દે કરીમ ! તારા હજારો હજાર એહસાન !' એ પ્રમાણેનો ઉદ્ગાર કાઢી બ્રાહ્મણની પત્નીને ઉદ્દેશીને કહ્યું કે: "બેટા, તારા ઘરમાં જો કાંઈ પણ ખાવાનું હોય, તો મને તે લાવી આપ; કારણ કે, મને અત્યારે કકડીને ભૂખ લાગી છે !"

"અમો બપોરે એક જ વાર જમીએ છીએ; રાતે રસોઈ કરતાં નથી; કારણ કે, બન્ને વખત બરાબર રાંધીને જમી શકાય એટલાં સાધનો અમારી પાસે નથી. એટલે બપોરનો કરેલો એક ટાઢો રોટલો છે અને ગાયનું દૂધ સાંઝનું દોહેલું છે તે કહો તો દાસી લાવીને હાજર કરે !" માયાદેવીએ વિનય અને નમ્રતાથી કહ્યું.

"જે હશે તે ચાલશે; રોટલો અનાજ નથી કે શું ? શું રોટલો અને દૂધ ખાવાથી પેટ નહિ ભરાય ? વખતપર રજ્જાક જે કાંઈ રિજક આપે, તેને શુકર ગુજારીને માન આપવું, એ ઈન્સાનનો ફર્જ છે." દૌલતખાને આશ્ચર્યકારક નમ્રતા બતાવી.

માયાદેવી એક થાળીમાં રોટલો અને દૂધનો ભરેલો વાટકો લાવી અને તે થાળી સૂબેદાર આગળ મૂકી પાછી જઇને પાણીનો લોટો ભરી આવી. સૂબેદારે સવાલ કર્યો કે: "હું જો આ થાળીમાં જમીશ અને વાટકો તથા લોટો વગેરે એઠાં કરીશ, તો એ વાસણો પાછાં તમારા કામમાં આવી શકશે નહિ; માટે મને પત્રાવળી અને માટીનાં વાસણ આપો તો વધારે સારું; કેમ મારું કહેવું ખરું છે કે નહિ ?"

"ખરી વાત છે; પણ આપના કરતાં કાંઈ આ વાસણો વધારે નથી. એ તો અમારી પાસે સાધનોનો અભાવ છે, નહિ તો આપ જેવા આદિલ દેશપતિના નામપરથી લાખો સોના મોહોરો ઓવારીને ફેંકી દઇએ, તો પણ તે કાંઈ ન કર્યું જ કહી શકાય !" માયાદેવીએ પોતાના હૃદયની ઉદારતાનો પરિચય કરાવ્યો.

"અન્નદાતા, અમારાં વાસણોના અભડાઈ જવાનો આપ લેશ માત્ર પણ વિચાર કરશો નહિ; આપને બહુ ભૂખ લાગી છે, માટે વાતોમાં વખત ન વીતાડતાં બેસો અને જમતા થાઓ. અમારી થાળીમાં આપ જમવા બેસો, એવાં વળી અમ ગરીબોનાં ભાગ્ય ક્યાંથી ?" આત્માનંદે આગ્રહ કર્યો.

પતિપત્નીના આગ્રહથી દૌલતખાન જમવા બેસી ગયો અને 'બિસ્મિલ્લાહ'-ના ઉચ્ચાર સાથે જમવાના કાર્યનો આરંભ કરી દીધો. જમી રહ્યા પછી હિન્દુઓના રિવાજ પ્રમાણે વાસણ ઉપાડીને તેણે બહાર મૂકી દીધાં અને તે જગ્યાએ પોતાના હાથે માટીને ચોકો પણ કરી દીધો. આલમખાન પણ સાથે જ હતો, એટલે દૌલતખાનની આ સર્વ ચર્યાઓને જોઇને તે મનમાં એટલો બધો આશ્ચર્યચકિત થઈ ગયો કે જેની સીમા જ ન હોતી. તેના મનમાં અનેક પ્રકારના પ્રશ્ન અને સંશયો ઉદ્ભવ્યા, પણ અત્યારે દૌલતખાન સાથે વાર્ત્તાલાપ કરી એ સંશયોનાં નિરાકરણ કરી લેવાનો અવસર ન હોવાથી મનના ઉભરાને હાલ તરત મનમાં જ દબાવીને ચાલતા ખેલનું તે શાંતિથી અવલોકન કરવા લાગ્યો.

સૂબેદાર જમી રહ્યા પછી આત્માનંદે નમ્રતાથી જણાવ્યું કે: "મુલ્કના મેહરબાન માલિક, આજે આપે અમારામાટે જે તકલીફ લીધી છે અને અમને જે મહા-

બારત સંકટમાંથી બચાવ્યા છે, તે ઉપકારનો બદલો અમારી ખાલનાં ખાસડાં સીવડાવીને આપના પગમાં પહેરાવીએ તો પણ બરાબર વળી શકયો કહેવાય નહિ. 'ઈશ્વર આપનું કલ્યાણ કરો અને દિવસે દિવસે આપની ચઢતી કળા થાઓ' એ શુભ આશીર્વાદ વિના આપને નજરાણા તરીકે આપવા જેવું અમારી પાસે બીજું કાંઈ પણ નથી."

"જેવી રીતે આપે આજે મારી પવિત્રતાનું રક્ષણ કર્યું છે, તેજ પ્રમાણે ઈશ્વર આપના ખાન્દાનની વહૂ દીકરીઓની પવિત્રતાનું સદા રક્ષણ કરે, એજ આ આપની દીન કન્યાનો આશીર્વાદ છે!" માયાવતીએ પણ શુભ આશીર્વચનનો મૃદુતાથી ઉચ્ચાર કર્યો.

"પવિત્ર જીવો, હું તમારા આ આશીર્વાદોને માનપૂર્વક મારા મસ્તકપર ચઢાવું છું અને ખુદાતાલાપાસેથી એજ માગું છું કે, તમારા એ આશીર્વાદોને તે સફળ કરી બતાવે! ખરેખર ગરીબોના ભલા અને ભોળા દિલની દુવા જેવું આ દુનિયામાં બીજું એક પણ સાધન નથી કે જેનામાં મનુષ્યનું એટલી હદ સૂધી ભલું કરવાની તાકત રહેલી હોય! તમારા આશીર્વાદોને હું મોંઘામાં મોંઘું અને અલભ્ય નજરાણું માનું છું કે જે કોઈ મહાભાગ્યશાળીને જ મળી શકે છે!" દૌલતખાને દીન જનના આશીર્વાદની મહત્તાનું વિવેચન કરી સંભળાવ્યું.

"પણ નેકકિરદાર સરદાર, આપે મને દરબારમાં અમુક વખતે હાથમાં દીવો લઇને ઘરમાંથી બહાર નીકળવાની અને ત્યાર પછી ઘરમાંનો દીવો બુઝાવી નાખવાની અહીં આવ્યા પછી આજ્ઞા કરી; પછી મારા ઘરમાં આવી આ સિતમગારને મારી, દીવો સળગાવી, એનું મોઢું જોઇને ઈશ્વરનો આભાર માન્યો અને છેવટે મારા ઘરના ટાઢા રોટલા અને દૂધનો અત્યંત સંતોષથી આહાર કર્યો, એ સર્વનો ભેદ શો છે, તે કૃપા કરીને કહી સંભળાવશો તો આ ગુલામપરના આપના ઉપકારોમાં એક ઉપકારનો વધારો થશે." આત્માનંદે અત્યંત નમ્રતાથી તેના વિલક્ષણ વર્તનના રહસ્યને જાણવાની પોતાની ઇચ્છાને પ્રકટ કરી બતાવી.

"એનો ભેદ એ છે કે, જ્યારે તમે દરબારમાં આવીને આ નાપાકના ગુનાહની ફરીયાદ કરી, તે વેળાયે મારા દિલમાં મેં કસમ ખાધા હતા કે જ્યાં સૂધી એ જનાકાર હરામખોરને જહન્નમવાસિલ ન કરું ત્યાં સૂધી અનાજ અને પાણી લેવાં હરામ છે. તમને દીવો સળગાવીને બહાર નીકળવાની આજ્ઞા આપવાનો સબબ એ કે તે મૂજી ઘરમાં આવ્યો છે એની અમને દૂરથી જ સૂચના મળી જાય, પછીથી ઘરમાંનો દીવો બુઝાવવાનો હુકમ આપ્યો તે એટલામાટે કે, મારો એવો મજબૂત શક હતો કે, અહીંના કેટલાક અમલદારો મારા ખાન્દાનના છે, તેમનામાંથી જ કોઇ અમલદાર અથવા તેવા કોઇ અમલદારનો પિસર જ આટલી હદ સૂધીની હિંમત કરનાર હોવો જોઇએ એટલે દીવાના અજવાળામાં અમારી નજર એક ન થાય અને હું મારા ફર્જને બજાવતો અટકી ન જાઉં, એ કારણથી અંધારાની અગત્ય હતી; છેવટે તેનું મોઢું જોઇને મેં પરવરદિગારનો આભાર માન્યો તે એટલા માટે કે, એ મારો રિશ્તેદાર અથવા મારા કોઈ રિશ્તેદાર અમલદારનો પિસર ન હોવાથી મારા મનમાં સંતોષ થયો કે, 'શુક્ર આલમપરવર! કે અમારા ખાન્દાનમાં આવો કોઈ બદમાશ અને શયતાનખસ્લત ઈન્સાન

પયદા નથી થયો!' અંતે આખા દિવસનો અપવાસ હોવાથી દૂધ રોટલાનો મેં સંતોષથી આહાર કર્યો હોય, તો તે સ્વાભાવિક જ હતું." સૂબેદાર દૌલતખાને બધી ચેષ્ટાના ભેદનો પડદો ખોલી નાખ્યો.

હવે, દૌલતખાને આજે બન્ને વખતનાં ભોજનમાં પોતા સાથે ભાગ શામાટે અને શા કારણથી ન હોતો લીધો, તે મેહમાન આલમખાનના જાણવામાં આવી ગયું; છતાં દૌલતખાને જાફરખાનને જાનથી મારી નાખવા સૂધીનું સાહસ શા કારણથી કર્યું હશે, એ પ્રશ્ન બહુ વારથી તેના મનમાં ઘોળાયા કરતો હોવાથી તેણે છેવટે હૃદયના ભારને ઓછો કરવાના ઉદ્દેશથી પૂછ્યું કે: "કિબ્લગાહ, એ તો ઠીક, પણ આને જાનથી મારી નાખવાનું શું કારણ હતું વારુ?"

"કારણ કે, કુરાનશરીફના ફર્માન પ્રમાણે જનાકારીની સજા મૌત છે;* અને કુરાનના ફર્માન મુજબ વર્ત્તવાને દરેક અહલે ઈસ્લામ અજલથી અજલજન્મથી મરણ-સૂધી બંધાયલો છે." દૌલતખાને જવાબ આપ્યો.

"ધારો કે, કોઈવાર આપના પોતાના સાહબજાદાના હાથે જ આવો ગુનાહ થાય તો?" આલમખાને પૂછ્યું.

"તો તેનું માથું પણ ધડથી જૂદું જ થઈ જાય; મજહબના ફર્માનનું પાલન પહેલું અને પછી સાહબજાદાની જાન!" દૌલતખાને જવાબ આપ્યો.

"આફ્રીન, મરહબા! આપના જેવા દુનિયામાં થોડા જ હશે નાયાબ ગૌહરે દીનો ઇમાન!" આલમખાને તેને ધન્યવાદ આપ્યો.

"આત્માનંદ મહારાજ, આ દશ સોના મોહોર છે તે મારી હુકૂમતમાં તમને ભોગવવી પડેલી આ તકલીફના દંડ તરીકે હું આપું છું તે સ્વીકારો; અને મારી ધર્મપુત્રી, આટલી ગરીબીમાં પણ તું પોતાની પાકદામાનીને જાળવી રાખીને પવિત્ર રહી છે, તે તારી પવિત્રતાથી પ્રસન્ન થઇને હું તને પચીસ સોના મોહોર આપું છું તે સ્વીકારીને મારા કલ્યાણમાટે તારા દેવોને પ્રાર્થના કરતી રહેજે. મેં તને મારી ધર્મદુહિતા કહી છે, એટલે જ્યારે પણ તને કાંઈ મદદની દરકાર હોય ત્યારે આ તારો ધર્મપિતા તારો મદદગાર થવાને તૈયાર રહેશે!" દૌલતખાને બન્નેને સોના મોહોરો આપવા સાથે એ ઉદ્દ્ગારો કાઢ્યા.

---

* "*Ye are* also *forbidden* to *take to wife* free women *who are married*, except *those women* whom your right hands shall possess *as slaves*." Sale's Koran, chap. IV.

"According to this passage it is not lawful to marry a free woman that is already married, be she a Mohammedan or not, unless she be legally parted from her husband by divorce; but it is lawful to marry those who are slaves, or taken in war, after they shall have gone through the proper purification, though their husbands be living. Yet, according to the decision of Abu Hanifah, it is not lawful to marry such whose husbands shall be taken, or in actual slavery with them." Sale's Koran, chap. IV A foot note.

"હાતમદિલ સરદાર, આજથી આપ પણ એમ જ માનજો કે, અમો આપનાં ફર્માબર્દાર ગુલામ છીએ; અને એવો જ વખત આવશે, તો અમારી નમકહલાલીના જોહરને અમે બરાબર પ્રકાશમાં લાવી બતાવીશું!" **આત્માનંદે** ભેટનો સ્વીકાર કરીને કૃતજ્ઞતા દર્શાવી.

"ધર્મપિતા, આ આપની ધર્મદુહિતા પણ પ્રસંગ આવતાં આપની કોઇ પણ પ્રકારની સેવા બજાવવાને પોતાનો ધર્મ માની તેમાં ઝંપલાવશે અને આ ઉપકારનો બદલો વ્યાજ સાથે વાળી બતાવશે!" **માયાદેવીએ** પણ તેવો જ ભાવ દર્શાવ્યો.

"બસ–હવે આ ઝગડાનો અંત લાવો; અને **આલમખાન** તથા **આત્માનંદ**, આ બેઇમાનની લાશને અહીંથી ઉઠાવી મારી સાથે આવો;" સૂબેદારે ચાલતા વિષયને હદથી ઉપરાંત વધતો જોઇને વાતને ટૂંકી કરવાનો યત્ન કર્યો.

"જેવો હુકમ!" એમ કહીને તે લાશને તેના હાથ પગ દોરીથી બાંધીને **આલમખાન** તથા **આત્માનંદે** ઉપાડી લીધી અને સૂબેદારની પાછળ તેઓ લાશને લઇને ચાલવા લાગ્યા.

---

એનો ભાવાર્થ એવો થાય છે કે;–જે ઔરતો તમારી પોતાની માલિકીની એટલે કે તમારી પોતાની ગુલામ હોય તેવી ઔરતો વિના બીજી કોઈ પણ પરણેલી સ્વતંત્ર સ્ત્રીને પોતાની પત્ની તરીકે સ્વીકારવાની તમને મનાઈ કરવામાં આવે છે." સેલકૃત કુરાનનું ભાષાંતર પ્રકરણ ૪ થું.

"આ આજ્ઞાથી પ્રથમથી જ જે સ્ત્રી વિવાહિતા હોય તેવી કોઈ પણ મુસલ્માન જાતિની કે બીજી કોઈ પણ જાતિની સ્ત્રી સાથે લગ્નસંબંધ કરવો તે મુસલ્માનધર્મશાસ્ત્ર પ્રમાણે કાયદાસર નથી; માત્ર જો પરણેલી સ્ત્રી કાયદાસર તલાક લઇને પોતાના ધણીથી જૂદી થઈ ગઈ હોય, તો તે સ્ત્રી સાથેનો લગ્નસંબંધ કાયદાસરનો ગણી શકાય. પરંતુ ઘરમાંની બાંદીઓ અને લડાઇમાં જીતાયલી સ્ત્રીઓ સાથે, તેઓ પવિત્રતાના કેટલાક વિધિઓમાંથી પસાર થયા પછી, તેમના પતિ જીવતા હોય છતાં લગ્ન કાયદાસર કરી શકાય છે. પરંતુ અબ્બુ હનીફના નિર્ણય પ્રમાણે જે બાંદીઓના ગુલામ ખાવિન્દો પણ પોતાની સ્ત્રીઓ સાથે ગુલામી કરતા હોય અથવા તો લડાઇમાં જીતાયલી જે સ્ત્રીઓના પતિઓ પણ ગુલામ તરીકે લવાયલા હોય, તેવી બાંદીઓ અથવા જીતાયલી સ્ત્રીઓ સાથે લગ્નસંબંધ કરવો, તે કાયદાસર નથી." સેલકૃત કુરાનનું ભાષાંતર; પ્રકરણ ૪થું; ટિપ્પણ.

આ આજ્ઞાઓ વાંચતાં સ્પષ્ટ જણાય છે કે, કોઈ પણ જાતિની અને કોઈ પણ ધર્મની વિવાહિતા સ્ત્રી સાથે કોઈ પણ મુસલ્માનથી લગ્નસંબંધ કરી શકાતો નથી; અને લગ્નસંબંધ કર્યા વિના કોઈ પણ પરણેલી સ્ત્રી સાથેનો અયોગ્ય વ્યવહાર મુસલ્માન ધર્મના કાનૂન પ્રમાણે જિનાકારી ગણાય છે અને જિનાકારી કરનારને કુરાન શરીફમાં મોતની સજા ફર્માવેલી છે. આથી સ્પષ્ટ જણાય છે કે, કેટલીક વ્યક્તિઓ અત્યાચાર અને અધર્મ આચરનારી હોય, તો તેથી મુસલ્માનોના અત્યંત ઉત્તમ આજ્ઞાઓથી મંડિત કુરાન શરીફ જેવા નાદિર ધર્મગ્રન્થને આર્યસમાજીઓ પ્રમાણે દૂષિત માનવો, એ એક અક્ષમ્ય પ્રમાદ છે.

ત્યાંથી શહેર તરફ જતા માર્ગમાં થોડા જ અંતરપર નદીના તીરે તે લાશને ઊતારવાની આજ્ઞા કરીને દૌલતખાને આત્માનંદને કહ્યું કે: આ ખૂન તમારા ઘરમાં થયું છે, એ ભેદ બહુધા કોઇના પણ જાણવામાં આવે તેમ નથી; કારણ કે, જાફરખાનને ચોરીથી તમારા ઘરમાં આવતો કોઇએ કદાપિ જોયો નથી અને બીજી એવી પરિસ્થિતિ છે નહિ કે જે કોઇના પણ મનમાં તમારા વિશે કશી શંકા ઉપજાવી શકે. માત્ર તમે કોઇને પણ આ વાત જણાવશો નહિ અને માયાદેવીને પણ એ વિશે ચુપકીદી ઇખ્તિયાર કરવાની સખ્ત તાકીદ આપી દેજો. આ ભેદને ગુપ્ત રાખવાનું કારણ એટલું જ છે કે, જો દીકરાની આ બદકારી લોકોના જાણવામાં આવશે, તો દીકરાના ગુનાહથી બિચારા ઇમાનદાર બાપની આબરૂપર પણ ધબ્બો લાગી જશે. જો ભેદ ગુપ્ત રહેશે, તો કોઇ દુશ્મને ગમે તે કારણથી કોટવાલના છોકરાને મારી નાખ્યો, એવી કલ્પના કરીને થોડા વખતમાં જ, હવે પછી આવતી કાલે લોકોના સમુદાયમાં ઉત્પન્ન થનારો ખળભળાટ, પાછો શાંત થઇને શમાઈ જશે. એથી બીજો ફાયદો એ થશે કે, તમારાં નામો પણ લોકોની બત્રીસીએ ચઢતાં અને વગોવાતાં અટકશે."

આજ્ઞાને શિરોધાર્ય કરીને આત્માનંદ પાછો પોતાના ઘરભણી ફર્યો અને દૌલતખાન તથા આલમખાન આજની વિલક્ષણ ઘટના વિશે ધીમા સ્વર અને સાંકેતિક ભાષામાં વાતચીત કરતા નગરભણી જવાને ચાલતા થઈ ગયા.

તેમણે જ્યારે નગરમાં પ્રવેશ કર્યો તે વેળાએ ત્રણ પ્રહર જેટલો રાત્રિનો સમય વીતી ગયો હતો. અચાનક નગરમાં ગસ્ત કરવા નીકળેલા બે સિપાહી તેમને મળ્યા અને તેમાંના એકે સૂબેદારને ખબર આપી કે: "બન્દાનવાજ, દિલ્લીના સુલ્તાનના કેટલાક ઘોડેસ્વારો થોડા વખત પહેલાં આવ્યા છે અને તેઓ શાહી મહલની નીચે આપની વાટ જોતા બેઠા છે. તેમનું કહેવું એમ છે કે, દિલ્લીના સુલ્તાન ઇબ્રાહીમ લોદીના ચાર શાહી ગુનાહગારો ન્હાસીને અહીં આવ્યા છે અને તેઓ પંજાબના સૂબેદાર સાહબની પનાહમાં છે એમ સાંભળી તેમને પકડીને દિલ્લી લઈ જવામાટે તેમને અહીં આવવું પડ્યું છે. આપ શાહી મહલમાં ન હોવાથી ચોકીદારોએ તેમને બહાર બેસાડી રાખ્યા છે."

આ નવી આફતની ખબર સાંભળીને દૌલતખાન થોડીવાર તો મોટી ચિંતામાં પડી ગયો, પણ એટલામાં એક સમયાનુકૂલ વિચાર આવતાં તેણે તે સિપાહીઓને કહ્યું કે: "તમે અત્યારે જ મહલમાં જાઓ અને મારા વફાદાર ગુલામ સલીમને, મેહમાનોમાંના કોઇને પણ મહલમાંથી બહાર ન નીકળવાની સૂચના આપવાનું કહી અહીં લઈ આવો."

સિપાહીઓ તેના હુકમની તામીલ કરવાને ચાલતા થઈ ગયા.

અહીં જણાવવાની આવશ્યકતા છે કે, લાહોરની દિશામાં ગયેલા દિલ્લીના ઘોડેસ્વારોને લાહોર પહોંચ્યા પહેલાં માર્ગમાં સૂબેદારનો એક હલકારો મળ્યો અને તેણે તેમને સૂબેદારનો મુકામ ભેડામાં હોવાના સમાચાર આપ્યા. એથી 'જો શાહી ગુનાહગારો પંજાબમાં આવે, તો તેમને પનાહ ન આપવી અને પકડીને પાછા દિલ્લી તરફ મોકલી દેવાનાં ફર્માન પંજાબના બધા અમલદારોપર મોકલી આપવાં, એવી સૂચના આપવાના હેતુથી પાછા તેઓ ભેડા તરફ આવવાને

નીકળ્યા. ત્યાં વળી રસ્તામાં બેચાર બીજા પ્રવાસીઓ મળ્યા અને તેઓ ભેડાની ધર્મશાળા–સરા–માંથી આવેલા હોવાથી અને તેમણે આલમખાન વગેરેને માન-પાનથી શાહી મહલમાં જતાં જોયેલાં હોવાથી વાતપરથી વાત નીકળતાં ત્યાંનો બધો અહવાલ કહી સંભળાવ્યો. એ અહવાલ સાંભળી શાહી ગુનાહગારોને કેદ કરી દિલ્લી લઇ જવાની અને ત્યાં મોટાં મોટાં ઇનામો મેળવવાની આશાઓ બાંધી ઘોડેસ્વારો ધામધૂમથી ભેડાનગરમાં મધ્યનિશા પછી આવી લાગ્યા હતા.

સલીમ આવી પહોંચ્યો અને તેને ઉદ્દેશીને તત્કાળ દૌલતખાને કહેવા માંડ્યું કે: "આલમખાનને અત્યારે ને અત્યારે નદીપારના જૂના ભેડાનગરનાં ખંડીયેરમાં લઇ જા અને પેલા છુપા ભોંયરામાં છુપાવી દે! એના મનમાં કોઇ જાતનો અ-વિશ્વાસ ન આવે એટલામાટે તું પણ એની સાથે જ રહેજે. કાલે બપોર પછી બહાર નીકળીને ખંડીયરોમાં ફરતો રહેજે; અને મારા આવવાની વાટ જોજે." એ પછી આલમખાનને તેણે કહ્યું કે: "ત્યારે તું હવે આની સાથે જા; હું અહીં બધો બંદોબસ્ત કર્યા પછી આવતી કાલે તને મળીશ. મનમાં કોઇ પણ જાતનો ખતરો રાખીશ નહિ અને મારામાં પૂરેપૂરો વિશ્વાસ રાખજે. મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તારી સાથે હું કદાપિ પણ દગો કરવાનો નથી; કારણ કે, દગો કોઇનો સગો નથી એ દાનાઓના કૌલને હું સારી રીતે જાણું છું."

"બુજર્ગ મેહરબાન કિબ્લગાહ, મારો આપના વચન અને વર્ત્તનમાં પૂરેપૂરો વિશ્વાસ છે! માત્ર મારી બેગમની સંભાળ રાખજો; તે બિચારીને કોઇ જાતની તકલીફ ન થવી જોઇએ." આલમખાને પોતાનો સંપૂર્ણ વિશ્વાસ થોડા શબ્દોમાં જ વ્યક્ત કરી બતાવ્યો.

"નાદિરાખાનમ તારી બેગમ છે અને શું મારી દુખ્તર નથી? દુખ્તરની આબરૂ ઇજ્જતની હિફાજત કરવી એ પિદરનો સર્વથી પ્રથમ ધર્મ છે. એ વિશેની તારે જરા પણ ફિકર રાખવી નહિ. ચાલો ત્યારે સલામ વાલેકુમ!" દૌલતખાને આશ્વાસન આપીને વિદાય થવાની સૂચના આપી દીધી.

"ખુદાહાફિજ! વાલેકુમસ્સલામ!!" આલમખાને કહ્યું.

દૌલતખાન શાહીમહલ તરફ ચાલ્યો અને આલમખાન ગુલામ સલીમ સાથે જૂના જોબનાથનાં ખંડિયેરો તરફ જવાને રવાના થઇ ગયો.

× × × × ×

આલમખાન જ્યારથી દૌલતખાન સાથે ગયો હતો ત્યારથી નાદિરા તેના આગમનની પ્રતીક્ષા કરતી અને ઘટિકા તથા પળની ગણના કરતી જાગતી જ પોતાના ઓરડામાં બેસી રહી હતી. એટલામાં દૌલતખાનની આજ્ઞા પ્રમાણે સલીમે દિલ્હીના ઘોડેસ્વારોના આવવાના સમાચાર આપી સાદિક તથા યાસીનને મહલમાંથી બહાર ન નીકળવાની સૂચના આપી દીધી અને યાસીને એ સર્વ સમાચાર પોતાની ખાતુનને સંભળાવ્યા. કારસ્થાનોના કેન્દ્રરૂપ દિલ્હી નગરમાં લાંબા સમય સુધી વસેલી અને તેથી કાંઇક શંકાશીલ સ્વભાવને વશ થયેલી નાદિરાના હૃદયમાં એ સમાચાર સાંભળી કાંઇક જાૂદા જ પ્રકારના તર્કવિતર્કોનો ઉદ્દ્ભવ થવા માંડ્યો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે:–

"રાત્રિના સમયમાં દૌલતખાન એમને પોતાની સાથે લઈ ગયા અને પાછ-ળથી તરત જ ઘોડેસ્વારો આવી લાગ્યા; એટલું જ નહિ, પણ તે સાથે અમને

મહેલમાંથી બહાર ન નીકળવાની સૂબેદાર સાહબે સૂચના મોકલી દીધી. આ સર્વ પરિસ્થિતિ શું બતાવે છે વારુ? સૂબેદારની દગાબાજીનો તો આ અંજામ નહિ હોય ને? મારા ખાવિન્દને બારોબાર કયદ કરીને દિલ્હી મોકલી દેવાની અને મારાપર બીજી કોઈ જફા કરવાની તો આ બધી બાજી નહિ રચાઈ હોય? અત્યારે એક પરવરદિગાર વિના મારો બીજો કોઈ પણ આધાર નથી! યા રબ્બુલ આલમીન! અમને આફતમાંથી બચાવનાર અને અમારી ઇજ્જત રાખનાર તું જ એક રબ્બુલૂઇબાદ છે!'

તે આવી રીતે ખુદાની ઇબાદતમાં મશગૂલ થયેલી હતી એવામાં દૌલતખાન મહેલના દરવાજાપર આવી પહોંચ્યો અને તેને જોતાં જ દિલ્હીના ફોજી જવાનો જ્યાં બેઠા હતા ત્યાંથી ઊઠીને ઊભા થઈ ગયા અને કોર્નિશ્ કરી તેની આસપાસ ઊભા થઈ રહ્યા. દૌલતખાને ગંભીરતા અને કિંચિદ્ ગર્વની છટાથી તેમની સાથે નીચે પ્રમાણેના સંભાષણનો આરંભ કર્યો:-



## પ્રકરણ ૪ થું
## દૌલતખાનની દિલાવરી

"સુલ્તાને દેહલીના ફોજી જવાનો, તમારો એકાએક પંજાબમાં આવવાનો અને તેમાં પણ વળી અરધી રાતના વખતે મારા મહેલ પાસે આવી મારી મુલાકાતમાટે આટલી બધી ઉતાવળ બતાવવાનો શો હેતુ છે, તે જણાવો; કારણ કે, આ વખત મુલાકાતનો કે કામકાજનો નથી, એ તો તમો સારી રીતે જાણો જ છો. આ તમારી ચાલ ખિલાફે તહજીબ છે અને તેથી જો આમ કરવાનો વાજિબ સબબ નહિ બતાવો, તો તમને આનો બુરો અંજામ જોવો પડશે." જમાનાના ખાધેલા સૂબેદાર દૌલતખાને શરૂઆતથી જ તે ઘોડેસ્વારોને ઊધડા લેવા માંડ્યા.

"આલીશાન સરદાર અને પંજાબના જીવિકાર સૂબેદાર સાહબ! અમે ખાસ સબબ વગર તો આપને તકલીફ આપવાને નથી જ આવ્યા. પાકે પાયે અમારા જાણવામાં આવ્યું છે કે, દિલ્લીમાંથી છુપી રીતે તીર થયેલા સુલ્તાનના ભત્રીજા અને શાહી ગુનાહગાર આલમખાન, તેની બેગમ અને તેના બે ગુલામોને આપના મહેલમાં પનાહ મળી છે; જો તેમ જ હોય, તો તે શાહી ગુનાહગારને સુલ્તાનના ફર્માનની રૂએ અમારા હાથમાં સોંપી દ્યો એટલે પછી અમે એક પળ વાર પણ અહીં થોભવા કે આપને તકલીફ આપવાના નથી." ઘોડેસ્વારોના અફસર ઇનાયતુલ્લાએ કાંઇક દૃઢતાથી જવાબ આપ્યો.

"આલમખાન અહીં તો નથી જ આવ્યો, પણ પંજાબ પ્રાંતમાં સુદ્ધાં પણ નથી આવ્યો; અને તમે કહો છો કે, તેને મારા મહેલમાં પનાહ મળી છે, એ સાંભળીને ખરેખર મને બહુ જ અજાયબી થાય છે!" દૌલતખાને તેમની વાતને હવામાં ઊડાવી દેવાની કોશિશ કરી.

"ત્યારે આજે સવારમાં અહીં શહેરબહારની સરામાં જે મુસાફિરો ઉતર્યાં હતાં અને જેમને તમો સરદારે પછીથી ઇજ્જત અને હુરમત સાથે પાલખી તથા ઘોડા વગેરે મોકલી પોતાના મહેલમાં બોલાવી મંગાવ્યાં હતાં, તે મુસાફિરો કોણ

હતાં વારૂ? અમે પાકી ખબર મેળવ્યા વગર અહીં આવવાની તકલીફ વેઠીએ, એટલા બધા બેવકૂફ અને દીવાના તો નથી જ." ઇનાયતુલ્લા બોલ્યો.

"આ જ તમને મળેલી પાકી ખબર કે? તમે એ ખબરને પાકી ખબર તરીકે માની લેવામાં છેતરાયા છો અને તેથી જ અહીં આવી આટલી હદ સુધીની ગુસ્તાખી કરવાને તૈયાર થયા છો!" દૌલતખાને બીજીવાર વાતને ટાળી દેવાનો પ્રયત્ન કર્યો.

"પણ તે મુસાફિરો કોણ હતા, એ તો આપ જણાવતા જ નથી અને આડી વાતોમાં જ અમને ઊડાવ્યા કરો છો." ઇનાયતુલ્લાએ ગંભીરતાથી કહ્યું.

"અમે થાક્યા, ભૂખ્યા અને આખી રાતના ઉજાગરાથી ઘેરાયલા છીએ; અમને જરા પણ આરામ મળ્યો નથી અને આપ આમ ઊડાવ્યા કરો છો એ સારું નથી!" ઐયાશખાને પોતાને અપયશ કરવાનો વખત મળી ન શકેલો હોવાથી પોતાની છાતીમાંનો બળાપો બહાર કાઢવા માંડ્યો.

"તમે થાક્યા, ભૂખ્યા કે ઊંઘતા જાગતા હો તેની સાથે મારે શા લેવા દેવા? તમે જેનો પગાર ખાઓ છો, તે સુલ્તાનના કામમાટે આવ્યા છો; કાંઈ મારાપર કે બીજા કોઈપર એહસાન કરવાને આવ્યા નથી. પોતાની ઔકાતને અને લાયકાતને ભૂલી ન જાઓ, ગુસ્તાખાના કલામ ન કાઢો અને અદબ આદાબથી વાત કરો. વધારે ત્રણ પાંચ કરશો, તો સજાને કાબિલ ગણાશો!" ઐયાશખાનની બેવકૂફીનો લાભ લઇને દૌલતખાન સામો તેમને જ ગળે બાઝી પડ્યો.

ઇનાયતુલ્લા જાણી ગયો કે, દૌલતખાન એમ કાંઈ દાબ્યો દબાય તેમ નથી અને વધારે ત્રણ પાંચ કરીશું, તો ખરેખર તેનું ભયંકર પરિણામ જ ભોગવવું પડશે, એટલે વાયુ પ્રમાણે પીઠ ફેરવીને તે કહેવા લાગ્યો કે: "રહમદિલ સરદાર સાહબ, અમો ગમે તેવા પણ નોકર હોવાથી અમારાથી કાંઈ પણ ગુસ્તાખી થઈ જાય, તો તેની આપ જેવા દિલાવર સરદારે તો મોઆફી જ આપવી જોઇએ. અમો સુલ્તાને વક્તનું ફર્માન હતું તે આપને કહી સંભળાવ્યું; હવે એની તામીલ કરવી કે ન કરવી, એ આપની મરજીની વાત છે; કારણ કે, અત્યારે પંજાબમાં હુકૂમત આપની છે. આપ પંજાબના સુલ્તાને દેહલીના નીમેલા સૂબેદાર છતાં એક આઝાદ સુલ્તાન સમાન છો, એ અમે સારી રીતે જાણીએ છીએ, એટલે આપ જે જવાબ આપશો તે સાંભળીને ચાલતા થઇશું અને તે જવાબ સુલ્તાન સાહબને સંભળાવી દઇશું. અમે ચિઠ્ઠીના ચાકર હોવાથી અમારે વધારે ઊંડાણમાં શાને ઉતરવું જોઇએ!"

"આમ સીધી રીતે અને લાયકાતથી બોલો, તો તમારા સવાલનો વાજિબ જવાબ જરૂર આપવામાં આવશે. તમે જે ચાર મુસાફિરોની વાત કરો છો તે તદ્દન નાપાયદાર છે; કારણ કે, મારા મહલમાં માત્ર ત્રણ મેહમાનોજ આવેલા છે." દૌલતખાને પણ વિવેકનો વિવેકથી જ સત્કાર કર્યો.

"તે ત્રણ મહેમાનો કોણ છે?" ઇનાયતુલ્લાએ પૂછ્યું.

"નાદિરાખાનમ, ગુલામ સાદિક અને ખાજાસરા યાસીન!" દૌલતખાને જવાબ આપ્યો અને તે પણ વળી ત્રણે મેહમાનોનાં નામોના ઉચ્ચાર સાથે.

"અને આલમખાન પોતે?" ઇનાયતુલ્લાએ અજાયબીથી પૂછ્યું.

"તે અહીં આવ્યો જ નથી!" દૌલતખાને બીજીવાર આલમખાનના આવવા વિશેનો સાફ ઇન્કાર કરી દીધો.

"આવ્યો જ નથી!" ઇનાયતુલ્લાએ તે શબ્દોનો પ્રતિઘોષ કર્યો.

"ના; પોતાની બેગમને ગુલામ અને ખાજાસરા સાથે અહીં પંજાબ તરફ મોકલીને તે પોતે બીજી દિશામાં ચાલ્યો ગયો છે. સારું થયું કે, તે પોતે અહીં ન આવ્યો, નહિ તો મારી હાલત સૂડી વચ્ચે સોપારી જેવી જ થઇ પડત; કારણ કે, તે મારો ભત્રીજો હોવાથી પનાહની ના પાડી શકાત નહિ અને તેને પનાહ આપવાથી દિલ્લીના નામદાર સુલ્તાનની મારાપર ખફગી થાત! નાદિરાખાનમને મેં બેખૌફ થઇને પનાહ આપી છે; કારણ કે, એ એક લાચાર ઔરત છે અને સુલ્તાનની દુશ્મની એ બેગુનાહ ઔરત સાથે નથી તેમ જ સાદિક અને યાસીન પણ કાંઇ સુલ્તાનના ગુનાહગાર નથી. સાદિકના મોઢેથી એટલું મારા જાણવામાં આવ્યું છે કે, આલમખાનનો ચિત્તોડના રાણા સંગ અથવા સંગ્રામસિંહના દરબારમાં અથવા તો બિહારના સૂબેદારના દરબારમાં પનાહ મેળવવામાટે જવાનો ઇરાદો હતો અને તેથી એ બે જગ્યાએ તપાસ કરશો, તો કોઇ પણ એક સ્થળે તેનો પત્તો મળી શકશે." દૌલતખાને જાણે પોતે બિલ્કુલ સાચે સાચી વાત જણાવતો હોયની! તે પ્રમાણે ત્રણ જણના આવવાની કબૂલાત આપી અને આલમખાનને ક્યાંનો ક્યાંય ગયેલો બતાવી દીધો.

ઇનાયતુલ્લા વિમાસણમાં પડી ગયો અને થોડીવાર પછી બોલ્યો કે: સૂબેદાર સાહબ, અમને એ ચારે આસામીઓને પકડી લાવવાનો હુકમ મળેલો હોવાથી જો એ ત્રણ આસામીઓને આપ અમારા હાથમાં સોંપી દેશો, તો આલમખાનને, તે જમીનના કોઈ પણ પડદામાં જઇને છુપાયો હશે તો ત્યાંથી પણ, અમે શોધીને બહાર ખેંચી લાવીશું. આપ કદાચિત્ એ ત્રણ આસામીઓને ગુનાહગાર નહિ માનતા હો, પણ સુલ્તાને વક્ત માને છે અને તેથી સુલ્તાનના ફર્માનને માન આપવું એ આપનો ફર્જ઼ છે!"

"બેગુનાહોને જાણી જોઇને આફતમાં નાખવાં, એ ઇન્સાનીયતથી ખિલાફ છે; કુસૂરવારને સજા અને બેકુસૂરને પનાહ એ જ કાનૂને ઇન્સાનીયતનો હક્ક અને સાફ ઇન્સાફ છે!" દૌલતખાને માનવધર્મની મહત્તા દર્શાવી.

"એમને પકડવામાટે ફર્માને સુલ્તાન છે!" ઇનાયતુલ્લા બોલ્યો.

"એમને બચાવવામાટે ફર્માને સુબહાન છે!" દૌલતખાને કહ્યું.

"સુલ્તાન ખૂંખાર છે!" ઇનાયતુલ્લાએ ડર બતાવ્યો.

"બેકસોનો ખુદા મદદગાર છે!" દૌલતખાને દૃઢ ઉત્તર આપ્યું.

"આનો અંજામ સારો નથી!" ઇનાયતુલ્લાએ ઉદ્ગાર કાઢ્યો.

"એ બોલવાનો હક તમારો નથી!" દૌલતખાને આંખોમાંથી અંગાર વર્ષાવીને એ વાક્ય ઉચ્ચાર્યું; અને કહ્યું કે;–

"મેહમાન એ મારા ગરીબોપાસ માલોજર નથી;
એ બેકસોના હાથમાં પયકાં નથી ખંજર નથી.
લાચાર એવાં ઝૂંપડું રહેવા નથી કે ઘર નથી;
સુલ્તાન સામો થાય એવો કોઈ તાલેવર નથી.
આ જીવ જતાં એમને તમ હાથમાં ધરવા નથી;
આગાજ઼ સારો હોય તો અંજામની પરવા નથી!"

"આ જ આપનો છેલ્લો જવાબ છે?" ઇનાયતુલ્લાએ ખાત્રી કરી લેવામાટે ખેંચીને સવાલ કર્યો.

"જી હા; એ જ છેલ્લો જવાબ કે જેમાં આકબતનો સવાલ છે!" દૌલતખાને પોતાના વચનમાં દૃઢ રહીને કહ્યું.

"ત્યારે અમે ચાલતા થઇએ?" ઇનાયતુલ્લા બોલ્યો.

"હા, જાઓ; પણ હું સુલ્તાનપર એક રુક્કો લખી આપું છું તે લેતા જાઓ." એમ કહીને દૌલતખાન પોતાના ખાનગી ઓરડામાં ચાલ્યો ગયો.

થોડીવારમાં જ દૌલતખાનની મોહોર સાથેનો એક રુક્કો લાવીને એક ગુલામે ઇનાયતુલ્લાના હાથમાં આપ્યો અને કહ્યું કેઃ "આ રુક્કો દિલ્લીના નામદાર સુલ્તાનને હાથોહાથ આપવાનો છે; અને અમારા સૂબેદાર સાહબે કહેવડાવ્યું છે કે, જો તમારો અહીં એક બે દિવસ રહેવાનો અને આરામ લેવાનો ઇરાદો હોય, તો ખુશીથી શાહી મેહમાંસરામાં રહો; ત્યાં ખાવાપીવા અને સૂવા બેસવાનો તમને બધો બંદોબસ્ત કરી આપવામાં આવશે."

"આમ અમારો મુસાફિરખાનામાં એક દિવસ રહેવાનો ઇરાદો હતો, પણ સૂબેદાર સાહબ જ્યારે આટલી મેહરબાની બતાવે છે તો ત્યાં જવાનું કાંઇ પણ કારણ નથી. શાહી મેહમાંસરા કયાં છે વારુ?" ઇનાયતુલ્લાએ રુક્કાને પોતાની પાઘડીમાં ખોસી એ પ્રમાણેનો વિચાર દર્શાવ્યો.

"ચાલો, આવો મારી પાછળ;" એમ કહીને તે ગુલામ ચાલવા લાગ્યો અને શાહી ઘોડેસ્વારો ધીમી ચાલથી પોતાના ઘોડાને ચલાવતા તેની પાછળ પાછળ ચાલતા થયા. તેઓ મેહમાંસરામાં પહોંચી ઘોડાને તબેલામાં બાંધી પોતાનાં કપડાં ઊતારવા લાગ્યા, એટલામાં તો મસ્જિદના મીનારપરથી મુલ્લાની અજાન્ સાંભળવામાં આવી અને તે પ્રભાતકાલિક નમાજની સૂચના હોવાથી તે સર્વ વજૂ* કરીને નમાજ અથવા ખુદાની બંદગીમાં મશગૂલ થયા.

---

* નમાજ પહેલાં મુસલ્માનો જળવડે જે શરીરશુદ્ધિ કરે છે તેને વજૂ કહેવામાં આવે છે. એ વજૂનો વિધિ આ પ્રમાણેનો છેઃ—પ્રથમ હાથના પહોંચા ધોઇને નમાજી મુસલ્માન મોઢામાં પાણી લઈ કોગળો કરી નાખે છે; ત્યાર પછી કપાળપર પાણી સીંચે છે, આખું મોઢું ધુએ છે અને સહુથી છેલ્લે પગને ધોઇ સાફ કરવામાં આવે છે. એ વિધિ થઇ રહ્યા પછી નમાજ પઢી શકાય છે.

ઇસ્લામમાં આ વિધિ અતિશય અગત્યનો હોવાથી મોટાં મોટાં શહેરોમાંની મોટી મોટી દરેક મસ્જિદમાં અવશ્ય એક જળાશય આંગણામાં હોય છે જ અને તેના પાણીનો એ વજૂમાં ઉપયોગ થાય છે. પરંતુ સિંધમાંનાં કેટલાંક ગામોમાં એવા જળાશય વિનાની નાની નાની મસ્જિદો પણ મારા જોવામાં આવી છે અને ત્યાં જળાશય ન હોવાથી માટીના ઘડા પાણીથી ભરીને તૈયાર રાખવામાં આવે છે કે જેથી મસ્જિદમાં નમાજ પઢવા આવનારને વજૂ કરવામાં હરકત ન થાય. નમાજ દરેક મુસલ્માને મસ્જિદમાં જઇને જ પઢવી જોઇએ, એવું મજહબનું સખ્ત ફર્માન ન હોવાથી ગમે તે સ્થળે નમાજ પઢી શકાય છે; પણ નમાજ પૂર્વે વજૂનો વિધિ તો કરવો જ જોઇએ અને તે એક લોટા પાણીથી ગમે ત્યાં કરી શકાય છે. એટલામાટે જ મુસલ્માન મુસાફિરો જ્યારે પણ પ્રવાસમાં નીકળે છે, ત્યારે પાણી

ઇબાદત કરી રહ્યા પછી ઈનાયતુલ્લાએ પોતાના સાથીઓને કહ્યું કે: "દોસ્તો, મને હજી એવો શક છે કે, આલમખાન અહીં આવેલો છે અને સૂબેદારે તેને કોઈ સલામત જગ્યામાં છુપાવી દીધો છે. અહીં આરામ લેવાનું કારણુ બતાવી એક બે દિવસ રહી જવામાં મારી એ મકસદ સમાયલી છે કે, બની શકે તો તેનો પત્તો મેળવવો; જો તે મળી આવે તો તેને પકડીને દિલ્લી તરફ લઈ જવો અને જો તે અહીં નથી જ એવી ખાત્રી થઈ જાય, તો પછી લાચારીએ ખાલી હાથે કોરાના કોરા રહીને ચાલ્યા જવું."

આલમખાન મળે કે ન મળે તેની સાથે આપણો કશો સંબંધ નથી; કારણુ કે, તે પકડાશે, તો એ બહાદુરીનું ઇનામ તમને મળશે, કાંઈ અમને મળવાનું નથી; એ તો "બાગ લગાવે કલ્લૂજી ઔર ફલ ખાવે લલ્લૂજી!" એવો દુનિયાનો કાયદો જ થઈ ગયો છે. પણુ અહીં બે દિવસ સૂબેદાર સાહબના મેહમાન થઇને રહીશું તો માલપાણી પણુ મળશે અને આરામ મળવાથી સફરની તકાન પણુ ટળશે, એટલા પૂરતા આપણે આપ સાહબના અહીં બે દિવસ રહી જવાના ઇરાદાને ટેકા સાથે થાંભલો પણુ આપવાને તૈયાર છીએ!" ઐયારશખાને પોતાના અંતરનો ખરેખરો અભિપ્રાય દર્શાવી દીધો.

× × × ×

હવે આપણે આલમખાનને દૌલતખાને ગુલામ સલીમ સાથે જે ભોંયરામાં મોકલ્યો હતો, ત્યાં જઇએ અને ત્યાંની પરિસ્થિતિનું અવલોકન કરીએ. સલીમ આલમખાનને લઇને નદીના કિનારાપર આવી લાગ્યો અને એક નાની નૌકામાં બેસી તે બન્ને સામા કિનારાપર પહોંચી ગયા. ત્યાંથી લગભગ અડધા ગાઉ જેટલો પંથ કાપીને તેઓ જોબનાથના એક પુરાતન અવશેષમાં આવી પહોંચ્યા. ચન્દ્રના પ્રકાશમાં એ અવશેષ કોઈ રાજમહાલયનો હોય, એવી તેના બાહ્ય આકાર અને કેટલાંક વિશિષ્ટ ચિહ્નોને જોઇને કલ્પના કરી શકાતી હતી. સલીમની પાછળ આલમખાને પણુ તે અવશેષના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. એક ભગ્ન આવાસના એક ખૂણામાં એક નિ:સરણી દેખાઈ, તેપરથી તેઓ નીચે ઉતર્યા. સો પગથિયાં ઉતરીને ભીંત વચ્ચે આવવાથી અટકી ઊભા અને સલીમે ભીંતના એક વિશિષ્ટ ભાગને દબાવતાં વચ્ચેની ભીંત એક બાજૂ હટી ગઈ, તેઓ આગળ વધ્યા અને ભીંત તેમની પાછળ આગળ હતી તેવા જ આકારમાં પાછી પોતાના પૂર્વસ્થાનમાં આવી ગઈ. સલીમે ગંધકની દીવાસળી સળગાવીને પાસે જ એક દીપક હતો તે સળગાવ્યો અને તેના પ્રકાશનો વિસ્તાર થતાં આલમખાન જોઈ શકયો કે તે નામની ગુહા હોવા છતાં

---

માટે કોઈ પણુ ધાતુ કે મૃત્તિકાનું એક પાત્ર અને 'મુસલ્લા' એ બે ચીજો તો પોતાની સાથે અવશ્ય રાખે જ છે. 'મુસલ્લા' એટલે નમાજ વખતે જમીનપર પાથરીને તેપર બેસવા અને ઊભા રહેવા માટેનો જમીનપોશ. ખાસ 'મુસલ્લા' ની ગયરહાજરીમાં કોઈ પણુ સ્વચ્છ વસ્ત્રનો મુસલ્લા તરીકે ઉપયોગ કરી શકાય છે. હિન્દુઓના પૂજાસમયના 'આસનિયા' કરતાં 'મુસલ્લા' ની લંબાઇ પહોળાઈ કાંઇક વધારે હોય છે; કારણુ કે, નમાજીને તેપર ગોઠવણુમંડીએ બેસી મસ્તકને ભૂમિપર નમાવીને સિજદો કરવો પડે છે.

સારા રાજમહાલયને પણ લજાવે એવી ત્યાં માનવનિવાસમાટેની યોગ્ય વ્યવસ્થા રાખવામાં આવી હતી. એક ઓરડામાં બેસવામાટેનાં પાષાણનાં આસનો, સૂવામાટે પલંગ અને બીજી પણ શય્યા આદિ આવશ્યકીય વસ્તુઓ ઉત્તમ રચનાથી રાખેલી હતી. તે ઓરડામાં આલમખાનને નિદ્રા લેવાનું કહી સલીમ પોતે તે ઓરડાના દરવાજા પાસે પથારી પાથરીને સૂઈ ગયો. સલીમના મસ્તિષ્કમાં પણ અનેક પ્રકારના તર્કવિતર્કનું યુદ્ધ ચાલતું હોવાથી નાદિરાખાનમ પ્રમાણે પ્રભાત થતાં સુધી નિદ્રાદેવીનો તેનાં નેત્રોમાં પણ નિવાસ ન થયો તે ન જ થયો. ગુહાભૂમિના ગહન ગર્ભમાં અને ચારે તરફથી બંધ હોવા છતાં આલમખાન જે ઓરડામાંની શય્યામાં પડ્યો હતો, ત્યાં પવનની એવી તો સુખકર મંદ મંદ લહરી આવ્યા કરતી હતી કે તેના મનમાં જરા પણ અશાંતિ કિંવા શરીરમાં ઉત્તાપ કે ગભરાટ જેવું કશું પણ પરિણામ થયું નહિ. માત્ર પોતાની મંઝૂરેનજર નાદિરા અત્યારે તેની પાસે હોત, તો એ ગુહામાંનો નિવાસ બિહિશ્તે બરીં અથવા બાગે રિદ્દવાનના નિવાસ કરતાં પણ તેને અત્યંત આનંદદાયક થઈ પડત!

પ્રભાત થતાં ગાઢ અંધકારના સ્થાનમાં મંદ મંદ પ્રકાશનો ત્યાં અધિકાર થવા લાગ્યો અને તેથી ભૂમિના ઉપરિભાગમાં સૂર્યનાં તેજસ્વિ કિરણોનો પાત થયેલો હોવો જોઇએ, એવી સહજ કલ્પના કરી શકાતી હતી. સલીમ તો ક્યારનોય જાગ્યો હતો અને તેથી આલમખાન જેવો કુદરતી હાજતથી ફારિગ થઇ મોઢું હાથ ધોઇને ઓરડામાં બેઠો કે, સલીમે ગરમાગરમ કાવાનો એક મોટો પ્યાલો લાવીને તેની આગળ હાજર કરી દીધો. આલમખાને પૂછ્યું કે: "આ કાવો તું ક્યાંથી લાવ્યો?"

"જી, હુજૂર, અહીં જ બનાવ્યો!" સલીમે જવાબ આપ્યો.

"અહીં જ બનાવ્યો?" આલમખાને આશ્ચર્ય દર્શાવ્યું.

"જી હા; અહીં જરૂરત પડે ત્યારે કામ લાગે એટલામાટે પાંચ માણસને લગભગ છ મહિના ચાલે એટલી ખાનપાનની બધી ચીજો, મરચું મસાલો, ઘી તેલ, બળતણ અને ચૂલો ચક્કી વગેરે સર્વ સાધનો ભરી રાખવામાં આવે છે. હમણાં જ બાવર્ચીખાનામાં જઇ હું ખાનું પકાવીશ અને વખત થતાં આપને ગરમાગરમ ભોજન જમાડીશ!" સલીમે ખુલાસો કર્યો.

"આવી જગ્યામાં આવી અને આટલી બધી તૈયારી રાખવાનું કાંઇ કારણ?" આલમખાને બીજો સવાલ પૂછ્યો.

"ગરીબપરવર, એ તો આપ જાણો જ છો કે, આ કાળ લડાઇ ભિડાઇ અને દગાફટકાનો છે; એટલે હુકૂમત ચલાવનારપર ક્યારે અને કયે વખતે કેવી નાગહાની આફત આવી પડશે, એનો આગળથી કશો પણ અંદાજ કરી શકાતો નથી. અર્થાત્ જો એવો વખત આવી પડે અને દૂર ભાગી જવાની ગોઠવણ ન થઇ શકે, તો પોતાનો અમુક વખત સુધી બચાવ કરવાને અમારા સૂબેદાર સાહબે આવાં કેટલાંક છુપાં સ્થળો મુકર્રર કરી રાખ્યાં છે અને તેમનો ભેદ માત્ર ચાર પાંચ વફાદાર અને જાંનિસાર ગુલામો વિના સૂબેદાર સાહબે બીજા કોઇને પણ જણાવ્યો નથી." સલીમે કારણનો સ્ફોટ કર્યો.

"ત્યારે બેશક તું પણ તે જાંનિસાર ગુલામોમાંનો જ એક છે, એમ મારે માનવું જ જોઇએ." આલમખાને કહ્યું.

"એ હુજૂરની કદ્રદાની છે; આ ગુલામને જાંનિસાર નામથી સરફરાજ કર્યો છે, એ મારા કદ્રદાન આકાની મેહરબાની છે!" સલીમે ખાક સારી બતાવી.

આ વાતચીત કરતાં કરતાં આલમખાને કાવો પી લીધો અને ખાલી પ્યાલો ઉપાડી સલીમ બાવર્ચીખાનામાં ગયો અને આલમખાન તે ગુહામાંના જરા પેલી તરફના ભાગમાં આવેલા પાણીથી છલાછલ ભરેલા હોજમાં સ્નાનમાટે ઊતર્યો. એ પાણીનો હોજ નાનો, ચારે તરફથી પત્થરની પાળ બાંધેલો અને સુંદર હતો; તેમાં ઉપરના ઝરણામાંથી પાણી આવતું હતું અને નહાયા પછી એક ખૂણામાંનો દાટો કાઢી નાખતાં તે પાણી નીચેના ખાળકૂવામાં નીકળી જતું હતું. સલીમે એ બધી ચીજો તેને સવારમાં જ બતાવી દીધી હતી.

તે સ્નાન કરી પોતાના ઓરડામાં આવી વસ્ત્ર પહેરીને પાછો વિચારમાં લીન થયો. વિચારમાં કેટલો સમય વીતી ગયો એનું તેને જરા પણ ભાન નહોતું. જ્યારે સલીમ આવ્યો અને તેણે 'હુજૂર, ખાનું તૈયાર છે!' એ પ્રમાણે કહ્યું, ત્યારે જ વિચારનિદ્રાનો લોપ થતાં તે શુદ્ધિમાં આવ્યો. તેને જમાડી, પોતે પણ જમી લઇને સલીમ આલમખાનને "બન્દાનવાજ, સૂબેદાર સાહબ હવે થોડા સમયમાં આવશે, એટલે તેમને લાવવામાટે હું બહાર જાઉં છું; આપ ગભરાશો નહિ; અહીં કોઈ પણ જાતનો ખોફ નથી!" એ પ્રમાણેની આશ્વાસનમયી સૂચના આપીને બહાર જવામાટે ત્યાંથી ચાલતો થઈ ગયો.

આલમખાનનો પોતાના કાકાના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ હોવા છતાં પણ તેની અત્યારની કફોડી હાલતે તેને બળાત્કારે સંશયપિશાચના પાશમાં સપડાવી દીધો. તેના વિશ્વાસવ્યાસ હૃદયમાં પણ શંકાપિશાચિનીએ સંચાર કરવા માંડ્યો. "અહીં દગાબાજીથી મને કયદ કરી છેવટે મારું ખૂન કરી લાશને અહીં જ દફનાવીને આ ગારને જ મારી ગોર બનાવવામાં આવે, તો મારી નાદિરાને મારા ઇન્તકાલની પણ ખબર પડી શકે ખરી કે? અરે તે બિચારીને પોતાના શૌહરની કબ્રપર ચાર આંસૂ ખેરવાનું નસીબ પણ ન મળી શકે! પાકજાદ પરવરદિગાર, તું જ હવે છે આ બેકસોનાકિસનો બચાવનાર અને મદદગાર!! તારા વિના કોઈ બચાવનાર નથી, આ લાચારનો હવે તારા વિના બીજો કોઈ પણ આધાર નથી!!-

મજધારથી કિશ્તી અમારી પાર તું કરનાર છે;
તૂફાનમાંથી નાવ તારા નામથી તરનાર છે!

* * * * *

ગુહામાંથી સલીમ જે વેળાયે નીકળીને બાહ્ય ભાગમાં આવ્યો તે વેળાયે સૂર્યનારાયણનો રથ બરાબર આકાશના મધ્યભાગમાં આવી પહોંચ્યો હતો અને શરદ્તુના સૂર્યનાં તીવ્ર કિરણો શરીરપર પડીને શરીરમાં સોયની અણીના સ્પર્શ જેવી સંવેદના ઉપજાવતાં હતાં. આસપાસ દૃષ્ટિ કરતાં કોઇ પણ મનુષ્ય તેના જોવામાં ન આવ્યો અને સૂબેદારના આગમનમાં અદ્યાપિ અવકાશ હોવાથી પુરાતન અવશેષોમાં તે આમતેમ ભ્રમણ કરવા લાગ્યો. એ ખંડિયેરોમાંની પત્થરની જાડી દીવાલોના ગર્ભમાંથી આગળ એક બે વાર તેને જૂની પુરાણી કેટલીક સોનામોહોરો મળી આવી હતી અને તેથી લોભ લાગતાં જ્યારે પણ ત્યાં આવવાનો અને ફરવાનો પ્રસંગ મળતો ત્યારે તે પોતાના તે સમયને સોનામોહોરોના

શોધમાં જ વ્યતીત કરતો હતો. આજે પણ એ જ આશાથી તે અવશેષોની માપણી કરવા મંડી ગયો. ભટકતાં ભટકતાં એક પ્રહર જેટલો સમય વીજળીના ઝબકારાની પેઠે પસાર થઇ ગયો, પણ સોનામોહોરોનો ક્યાંય પત્તો મળી શક્યો નહિ. સોનામોહોરોની આશાએ માત્ર એટલી સગવડ તેને કરી આપી કે, આમ તેનો વખત કંટાળાભરેલો થઇ પડત, તે વખત જેની કલ્પના પણ ન કરી શકાય તેટલી ઝડપથી વીતી ગયો અને તૃતીય પ્રહરની સમાપ્તિ થતાં જ દૌલતખાનની સૂચનાનું સ્મરણ થવાથી સલીમ અવશેષોના જે વિભાગમાં ભ્રમણ કરતો હતો ત્યાંથી ચાલી સૂબેદારના આવવાના માર્ગમાં આવીને તેના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો. નિયત સમયે દૌલતખાન આવી લાગ્યો અને સલીમને જોઇ સંતોષ-દર્શક મુદ્રા અને ગંભીર સ્વરથી કહ્યું કે: "સલીમ, સુલ્તાનના ઘોડેસ્વારો શાહી મેહમાંસરામાં ઊતર્યા છે અને તેઓ બે દિવસ અહીં રહેવાના છે. હું મહલમાંથી અહીં આવવા નીકળ્યો તે વેળાયે મને ખબર મળ્યા કે, તેમાંના બે જવાનો સાદા પોશાક પહેરી બપોર થતાં બહાર ચાલ્યા ગયા છે ને તેઓ હજી પાછા ફર્યા નથી. તું અહીં જ ફર્યા કરજે, હું ગારમાં જાઉં છું અને આફતાબની મગરિબમાં જવાની વેળા થાય એટલે તું પણ ગારમાં ચાલ્યો આવજે; તારા આવ્યા પછી જ હું ત્યાંથી પાછો ફરીશ." આ પ્રમાણેની આજ્ઞા આપીને સૂબેદાર ગુહાના માર્ગમાં આગળ વધી અદૃશ્ય થઇ ગયો.

* * * * *

દૌલતખાને ગુહામાં આવી આલમખાનના ઓરડામાં પ્રવેશ કર્યો, તે વેળાયે કેટલાક દિવસથી બિલ્કુલ આરામ ન મળેલો હોવાથી વિચાર કરતો કરતો આલમ-ખાન ગાઢ નિદ્રામાં પડી ગયો હતો અને તેથી દૌલતખાન તેના પલંગ પાસે આવીને ઊભો રહ્યો, પણ તેને એનું કશું પણ ભાન નહોતું. દિવસના ત્રણ પ્રહર વીત્યા હતા, પણ ગુહા ભૂમિના ગર્ભમાં હોવાથી ત્યાં સંધ્યાકાળના અંત અને નિશાના પ્રથમારંભ સમાન અંધકાર પ્રસરેલો હતો, એટલે દૌલતખાને પ્રથમ દીપક પ્રકટાવ્યો અને ત્યારપછી આલમખાનને નિદ્રામાંથી જાગ્રત કર્યો. આલમ-ખાન મોઢું ધોઇને તેની પાસે બેઠો અને તેમની વચ્ચે નીચે પ્રમાણેના અગત્યના વાર્ત્તાલાપનો આરંભ થયો:–

"આલમખાન, તારા પંજાબમાં આવવાની અહીં આવેલા ઘોડેસ્વારો પાછા દિલ્લી પહોંચતાંની સાથે જ સુલ્તાનને ખબર પડી જશે; અત્યારે આ સિપાહી-ઓને તો કાંઇક નર્મી અને કાંઇક ગર્મીથી મેં દબાવી અને સમજાવી દીધા છે; તારા આવવાની વાત તો મેં કબૂલી જ નથી; માત્ર નાદિરા બેગમ બે ગુલામો સાથે આવ્યાં છે અને આલમખાન બિહાર અથવા ચિત્તોડના દરબારમાં પનાહ લેવાને ચાલ્યો ગયો છે, એવી જ મેં તેમને થાપ આપી છે. પણ હવે જો વધારે દિવસ પંજાબમાં તારું રહેવું થાય, તો એ વાત છૂપી રહી શકવાની નથી; એટલા-માટે જેમ બને તેમ ઉતાવળથી પંજાબને છોડી બીજા કોઈ નિર્ભય સ્થાનમાં જવા-માટેની તારે તૈયારી કરવી જ જોઇએ." દૌલતખાને સલાહ આપી.

"જ્યારે પોતાના કાકા જ આ કમનસીબને પનાહ નથી આપી શકતા તો બીજો કોણ પનાહ આપશે? પારકાને પંચાતમાં પડવાનું શું કારણ હોય? હવે

તો રખડી રઝળીને બેગોરોકફન મરી જવાનું જ મારા નસીબમાં લખાયલું છે!" આલમખાન બહુ જ નિરાશ થઈ ગયો અને નિરાશાથી જ બોલ્યો.

"અત્યારે તું જાણે છે કે, ઈબ્રાહીમે પોતાના વખતને વિચારીને બધા અફ્ગાન સરદાર તથા જાગીરદારોને તેમની માગણી મુજબના હક્કો આપી તેમ જ બીજી રીતે પણ તેમને ખુશ રાખીને પોતાના પક્ષમાં લઈ લીધા છે. આખા હિન્દુસ્થાનમાં જો અંદરખાનેથી તેના કોઈ પણ દુશ્મન હોય તો તે આ પંજાબનો સૂબેદાર દૌલતખાન અને બિહારના જન્નતનશીન સૂબેદારનો સાહબજાદો બહાદુરખાન એ બે જ છે. મેવાડનો જંગબહાદુર મહારાણો સંગ્રામસિંહ પણ ઇબ્રાહીમનો જાની દુશ્મન છે ખરો, પણ આપણે પણ મુસલ્માન હોવાથી તે આપણો મદદગાર થાય કે નહિ તેમાટે શક છે. એટલે કે, જો અત્યારે સુલ્તાન સાથે લડાઈ થાય તો એક તરફ સુલ્તાન અને બધા અફગાન સરદાર તથા જાગીરદારો અને એક તરફ હું અને બહાદુરખાન એવો રંગ જામે. એ લડાઇ પણ જગાડીએ, પણ સુલ્તાનની ફોજ સાથે જો હું અને બહાદુરખાન પોતાની ફોજના જોરથી બરાબર ટક્કર ન ઝીલી શકીએ, તો ઉલ્ટા હાંસીને લાયક થઇ જઇએ. દિલ્લીના તાજો તખ્તનો ખરો હકદાર વારિસ તું છે અને તેથી દિલ્લીના તખ્તપર તને બેઠેલો જોવાની મારી દિલી તમન્ના છે; પણ શું કરીએ કે, અત્યારે આપણો કોઇ ઇલાજ નથી. જો આપણને કોઇની મોટી અને જોરાવર ફોજની મદદ મળી શકે, તો જ આપણી મુરાદ અને મકસદો બર આવે!" દૌલતખાને પરિસ્થિતિનું દર્શન કરાવીને નિરાશાનો જ રંગ બતાવ્યો.

"તેવી મદદ અત્યારે મળવી દુશ્વાર છે, દુશ્મનની તલ્વાર બેરહમ ખૂંખાર છે અને મારી કજા મને આશા ભર્યો જ આ દુનિયામાંથી અકાળે ખેંચી લઇ જવામાટે તૈયાર છે!" આલમખાને વિદીર્ણ હૃદયનું દર્શન કરાવ્યું.

દૌલતખાન મહા ગંભીર વિચારમાં પડી ગયો અને કેટલીક વારની વિચારમગ્નતા પછી જાણે કોઈ ઉપાય સૂઝી આવ્યો હોય તે પ્રમાણે મુખમંડળમાં કાંઇક પ્રફુલ્લતાની છટા બતાવીને કહેવા લાગ્યો કે: "આલમખાન, આશાનું માત્ર એક સ્થાન છે, પણ જો તારાથી દૂરના દેશમાં જવાનું અને પ્રવાસનાં સંકટો વેઠવાનું સાહસ કરી શકાય, તો!"

"જો આશાની સફળતાનો નિશ્ચય હોય, તો હું આકાશ કે પાતાળમાં જવાને પણ તૈયાર છું, તો પછી દૂરના દેશ કે પ્રવાસનાં સંકટોનો ભય વ્યર્થ છે." આલમખાને વીરતા અને નિર્ભયતાનો પરિચય કરાવ્યો.

"તું એ જાણે છે કે, આજથી છ વર્ષ પહેલાં કાબુલના સુલ્તાન બાબરે હિન્દુસ્તાનપર પોતાની પહેલી ચઢાઈ કરી હતી? તે વેળાયે પંજાબમાં આવીને તેણે ઇબ્રાહીમને એવો સંદેશો કહાવ્યો હતો કે, 'પંજાબ પ્રાંત તૈમૂરના વંશજોની માલિકીનો હોવાથી તે પ્રાંત અમને પાછો આપો અને નહિ તો અમારી સાથે લડવાને તૈયાર થાઓ!' પરંતુ કેટલીક પ્રતિકૂલ પરિસ્થિતિના કારણથી તે ચીનાબ નદી સુધી આગળ વધીને પાછો કાબુલ તરફ ચાલ્યો ગયો હતો. એ જ વર્ષમાં તે પાછો હિન્દુસ્તાનમાં બીજીવાર આવ્યો, પણ કાશગરના રાજાએ બદખ્શાન પ્રાંતપર ચઢાઈ કરવાથી તે પ્રાંતના બચાવમાટે બીજીવાર પણ અહીં કાંઈ કર્યા વિના એમને એમ જ તેને કાબુલ તરફ પાછા વળવાની ફરજ પડી. પાછો બીજે વર્ષે તે સિયાલ-

કોટ સુધી આવીને એવા જ કોઈ કારણથી પાછો સ્વદેશમાં ચાલ્યો ગયો. એ તેના છેલ્લા આગમનને પાંચ વર્ષ થઈ ગયાં છે, અત્યારે કાબુલમાં તેની સત્તા ઘણી જ સારી જામેલી છે, તેની ફોજ જોરાવર છે અને હિન્દુસ્તાનપર પોતાનું નામનું વર્ચસ્વ રાખવાની તેની લાંબા વખતની મહત્ત્વાકાંક્ષા હોવાથી જો તું તેની પાસે જઇશ, તો તારો ત્યાં સારો સત્કાર થશે અને જોઇતી મદદ પણ મળશે. તે કાંઈ હિન્દુસ્તાનને પોતાનું હમેશનું નિવાસસ્થાન બનાવી અહીં રહેવાનો નથી એટલે ભવિષ્યના ભયનું પણ કાંઈ કારણ નથી." દૌલતખાને બાબર પાસે જવાનો આલમખાનને ઉપદેશ આપ્યો.

"જ્યારે હિન્દુસ્તાનમાંથી ક્યાંયથી પણ કશી મદદ મળવાની આશા નથી જ રહી, એટલે લાચારીએ બાબર પાસે જવા વગર બીજો ઇલાજ નથી; નહિ તો ખરી રીતે પરદેશીને પોતાના દેશમાં લાવી પોતાના ઘરના ભેદ બતાવી દેવા, એ વિશે મારો તો સદાસર્વદા વિરુદ્ધ અભિપ્રાય છે." આલમખાને કિંચિદ્ રાજનીતિનો ઇશારો કર્યો.

"અત્યારે તો વખતને માન આપવું જ પડશે; પછીનો વિચાર પછીથી કરી લેવાશે." દૌલતખાને દબાણ કર્યું.

"તો ભલે ખુદામાં વિશ્વાસ અને તવક્કલપર આધાર રાખીને હું ત્યાં જવાને તૈયાર છું." આલમખાને અનુમતિ દર્શાવી.

"તો હજી, જ્યાં સુધી દિલ્લીના સિપાહી અહીં છે, ત્યાં સુધી બે દિવસ તારે આ અંધેરી ગારમાં જ વીતાડવા પડશે; ત્યાર પછી હું બાબરપર મારા નામનો એક રુક્કો લખી આપીશ, તારી સાથે બે વિશ્વાસપાત્ર માણસ પણ આપીશ અને તારા પ્રવાસની બીજી પણ જોઇતી તૈયારી કરી આપીશ. એ વિશે હવે તારે બેફિકર રહેવું." દૌલતખાને કહ્યું.

"પણ મારી વસીલા વગરની બેગમ નાદિરાનું શું થશે? તે બિચારી ક્યાં અને કોની પનાહમાં રહેશે?" આલમખાને બીજી ચિન્તા રજૂ કરી.

"નાદિરા મારી દુખ્તર છે, તે વસીલા વગરની નથી, તેનું સારું જ થશે, તે મારી પનાહમાં રહેશે. નાદિરાની તારે જરા પણ ચિંતા ન રાખવી." દૌલતખાને આશ્વાસન આપ્યું.

"કિબ્લયે બરતર, જે આલમનો અને આલમના સુલ્તાનોનો પણ સુલ્તાન છે; જેનું આકાશ નક્ષત્રરૂપ હીરાથી ઝગમગી રહ્યું છે; જેની જમીન જવાહિરાતથી ભરપૂર છે; જેનો ખજાનો ઇન્સાનના આરામમાટે ખુલ્લો છે; જેનો બનાવેલો આફતાબ દિવસે અને ચંદ્ર તથા તારક રાત્રિના સમયમાં આપણામાટે પ્રકાશે છે; જેનો સૂજેલો વાયુ આપણને શીતલતા આપી દરિયામાં આપણી કિશ્તીઓને ચલાવે છે; જેની સરજમીન ઠામ ઠામ મહાસાગરોથી ભરેલી છે, કે જેથી બિલ્લૂરી કુંચન સમાન વૃષ્ટિ વર્ષે છે અને જે અલ્લાહના દુનિયારૂપ આનન્દમય મકાનમાં ઇન્સાન આમતેમ ફરીને આનન્દવિહાર કર્યા કરે છે, તે અલમલેકો* જો પોતાના

* કુરાન શરીફમાં અલ્લાહનાં જે નવ્વાણું નામો બંદગીમાટે આપવામાં આવ્યાં છે, તેમાંનું એક નામ 'અલ-મલેકો' પણ છે. 'અલ-મલેકો' એ નામનો અક્ષરાર્થ એવો છે કે, 'સુલ્તાનોના સુલ્તાન!' એટલે કે, "તે સર્વ સુલ્તાનોના સુલ્તાનને 'અલ-મલેક' કહીને બોલાવો કે જે પયદા થયેલી ચીજોનો સરજનહાર અને માલિકો મુખ્તાર છે!"

આ ગુલામપર મેહરની નજર કરી સારો વખત બતાવશે, તો આપના એહસાનોને હું ભૂલી જવાનો નથી! મારાથી બની શકશે તેટલી હું આપની સેવા કરી છૂટીશ." આલમખાને ખુદાની મેહરબાની માગીને કર્ત્તવ્યનું દર્શન કરાવ્યું.

"આમીન!" દૌલતખાને ઉદ્દગાર કાઢ્યો.

"ત્યારે હવે આ આપણો ઠરાવ નક્કી થઈ ગયો!" આલમખાન બોલ્યો.

"કોઈ પણ વાતને નક્કી થઈ ગયેલી માનવી એ શયતાનનું કામ છે; કારણ કે, મૌલાની મરજી વગર કોઈ પણ કામ બની શકતું નથી. આપણે અમુક પ્રકારનો વિચાર કરી રાખ્યો છે, પણ તેની સફળતા ખુદાયેપાકના હાથમાં છે!" દૌલતખાને કહ્યું.

આલમખાને તૌબા કરીને મનમાં ખુદાની ખરા દિલથી મોઆફી માગી અને કહ્યું કે;—

"આપનાર સહુ વસ્તુનો, સાચો તે સુલ્તાન;
માલિકનો માલીક તે, તેનું ધરવું ધ્યાન!"

એ જ વખતે સલીમ ઓરડામાં આવ્યો અને કહ્યું કે: "બન્દાનવાજ, આપ ગારમાં આવ્યા ત્યાર પછી કોઈ બે માણસ ખંડિયેરોમાં આવી કાંઇક ગુસપુસ કરતા આમ તેમ ફર્યા કરે છે; કારણ કે, મને તેમણે જોયો છે. હું તેમની નજર ચૂકાવીને અહીં આવી પહોંચ્યો છું."

"તારી પાસે હથિયાર છે?" દૌલતખાને પૂછ્યું.

"એક તમંચો છે અને એક કટાર છે." સલીમે જવાબ આપ્યો.

"ચાલ ત્યારે મારી સાથે;" એમ કહેતાંની સાથેજ બુઢ્ઢો શેર ઉઠીને ઊભો થઈ ગયો.

"હું પણ સાથે આવું?" આલમખાને પૂછ્યું.

"નહિ; તારું કામ નથી!" દૌલતખાન એ પ્રમાણે કહીને ચાલવા લાગ્યો.

દૌલતખાન અને સલીમ ગારના દ્વારને ખોલી સીડીપર ચઢ્યા અને ઉપરથી નીચે પ્રમાણેનો વાર્ત્તાલાપ તેમને સંભળાયો;—

"દૌલતખાનનો ગુલામ આ જીનાપરથી ઊતરીને ક્યાંક ગયો!" એક વ્યક્તિએ કહ્યું.

"પણ નીચે ઊતરીને હું જોઈ આવ્યો, પણ ત્યાં તો ભીંત વગર બીજું કાંઈ પણ નથી." બીજી વ્યક્તિએ જણાવ્યું.

"પેલા ગામડિયાના જણાવ્યા પ્રમાણે આ ખંડિયેરોમાં કેટલાંક છુપાં ભોંયરાં છે અને મારી ધારણા પ્રમાણે તે તેવા જ કોઈ ભોંયરામાં ઊતરી ગયો હશે." પ્રથમ વ્યક્તિએ વાદ કરવા માંડ્યો.

"પણ તેની સાથે આપણો શો સંબંધ?" બીજો પુરુષ બોલ્યો.

"એ કે, કદાચિત્ આલમખાનને એવા કોઈ છુપા ભોંયરામાં છુપાવી રાખવામાં આવ્યો હોય, તો પત્તો મળી જાય; કારણ કે, પોતાની બીબીને અહીં મોકલી તે ચિત્તોડ કે બિહારના દરબારમાં ગયો હોય, એવી મારી માન્યતા નથી." પ્રથમ પુરુષે પોતાના સંશયનો પ્રકાશ કર્યો.

"ઠીક છે; ત્યારે આફતાબ ગુલ થવાનો વખત થવા આવ્યો છે, માટે આવો

આપણે આટલામાં છુપાઈ બેસીએ અને આ રસ્તેથી કોઈ બહાર નીકળે છે કે કેમ, એની તપાસ રાખીએ." બીજા પુરુષે એ વાત ગળે ઊતરવાથી સલાહ આપી.

એ વાર્ત્તાલાપ કરનાર પુરુષો હજી તો ત્યાંથી બે ચાર ડગલાં પણ નહિ ભરી શકયા હોય એટલામાં તો ગુહામાંથી છળંગ મારીને બહાર નીકળતા મૃગરાજ પ્રમાણે દૌલતખાન અને સલીમ એકદમ બહાર નીકળી આવ્યા અને તે અજ્ઞાત પુરુષોનાં શરીરપર ધસી જઇને તેમને જમીનપર પછાડી તેમની છાતીપર ચઢી બેઠા. દૌલતખાને વનરાજ સિંહસમાન ગર્જના કરીને કહ્યું કેઃ—"તમે કોણ છો અને આ વખતે આ ખંડિયેરોમાં ચોરી છુપીથી શા માટે ફરો છો? તમે ચોર છો કે જાસૂસ છો?"

પોતાના મરણને પાસે આવેલું જોઇને તેમણે તે મરણના પંજામાંથી છૂટવા માટે નમ્રતાથી ઉત્તર આપ્યું કેઃ—"મેહરબાન, અમે ચોર પણ નથી અને જાસૂસ પણ નથી; અમે દિલ્લીથી આવેલી લશ્કરી ટુકડીમાંના બે ઘોડેસ્વારો છીએ. ફરતા ફરતા અમે અચાનક અહીં આવી લાગ્યા અને આ ખંડિયેરોને જોઈ શહરમાં જવાની તૈયારીમાં હતા એટલામાં આપે અમારાપર હમલો કરીને અમને પછાડી નાખ્યા."

"તમે દિલ્લીના ઘોડેસ્વાર છો એ ખરી વાત, પણ ફરવામાટે આવ્યા છો એ ખોટી વાત. તમારી હમણાંની બધી વાતચીત મેં સાંભળી છે અને તેથી તમે જાસૂસગીરી કરવાને આવ્યા છો, એ નિર્વિવાદ છે. જાસૂસને મોતની સજા મળવી જ જોઇએ, એવો કાયદો હોવાથી ખુદાના નામને જબાનપર લાવો અને મરવાને તૈયાર થાઓ." એમ કહેતાંની સાથે જ દૌલતખાને એકને પોતાના ખંજરથી ખલાસ કરી નાખ્યો અને બીજાની છાતીમાં સલીમે પોતાની ગોળી ચલાવી દીધી.

બન્નેની લાશોને પાસેના એક અવાવરૂ કૂવામાં નાખી દીધા પછી દૌલતખાને સલીમને કેટલીક સૂચનાઓ આપી નગરભણી જવાને પ્રયાણ કર્યું અને સલીમ પાછો આલમખાનની હિફાજતમાટે ભૂમ્યંતર્ગત ગુહાગારમાં ચાલ્યો ગયો. આલમખાનને બહાર બનેલા બનાવનો તેણે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે સાંભળી માથાપર આવેલી આફત ટળી જવાથી આલમખાને ફરી એકવાર અંતઃકરણપૂર્વક પોતાના પયદા કરનાર પરવરદિગારનો આભાર માન્યો.

એ રાતે ભોજન કરીને સૂતા પછી આલમખાનને ગાઢ નિદ્રા આવી ગઈ; કારણ કે, કાબુલ જવાનો નિશ્ચય થવાથી તેના હૃદયમાંથી ચિંતાનો કેટલોક ભાર હાલ તરત ઓછો થઈ ગયો હતો.



## પ્રકરણ ૫ મું
## કાબુલની સફર

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને સાત દિવસ થઈ ગયા. દિલ્લીના ફોજી જવાનોએ પોતાના ગુમ થયેલા સાથીઓને શોધવાનાં ઘણાં ફાંફાં માર્યાં, પણ જેઓ આ દુનિયામાં જ નહોતા, તેઓ તેમને પાછા પૃથ્વીપટપર ક્યાંથી અને કેમ કરીને મળી શકે વારુ? છેવટે કંટાળી જઈ નિરાશ થઇને તેઓ દિલ્લી જવામાટે જોડા

નગરને છેલ્લી સલામ કરી ગયા. દૌલતખાનના બે ત્રણ જાસૂસો તેમની હીલચાલની તપાસ રાખતા હેઠ તેઓ પંજાબની હદને ઓળંગી ગયા ત્યાં સૂધી તેમની પાછળ ને પાછળ રહ્યા. તેમણે જ્યારે તે ઘોડેસ્વારોના પંજાબમાંથી નીકળી જવાના સમાચાર આપ્યા, ત્યાર પછી છુપી રીતે દૌલતખાને રાત્રિના સમયમાં આલમખાનને મહલમાં બોલાવી મંગાવ્યો અને તેના પ્રવાસમાટેની સર્વે તૈયારી કરી રાખી. બીજી રાત્રે આલમખાન કાબુલના શાહના દરબારમાં જવામાટે પોતાની જન્મભૂમિ હિન્દુસ્તાનને તથા પોતાની પ્રિયતમા પ્રાણેશ્વરી નાદિરાખાનમને છોડી જવાનો હતો.

એક પ્રહર રાત્રિ વીતી હતી અને આજે મધ્યરાત્રિ થતાં જવાનું હોવાથી ભોજનની સમાપ્તિ કરી દૌલતખાને પોતામાટે તૈયાર કરાવેલો ખાસ પોશાક લાવવાની આલમખાને ખાનસરા યાસીનને આજ્ઞા કરી દીધી. પોતાના પ્રાણેશ્વરના વિયોગને નેત્રો સમક્ષ આવી ઊભેલો જોઇને પતિપરાયણા નાદિરાનાં નેત્રોમાંથી અશ્રુનો અખંડ પ્રવાહ વહી નીકળ્યો. પોતાની પ્રાણાધિક પ્રિયતમાની આવી અવસ્થાને જોઇને બહાદુર અને દિલાવર આલમખાન પણ પોતાના હૃદયના ઉભળકાને રોકી ન શકવાથી એકદમ રડી પડ્યો. પણ સ્ત્રી અને પુરુષના હૃદયની કોમળતા તથા સંવેદનામાં ભેદ એટલો જ કે, નાદિરાની રોદનપ્રવૃત્તિ લાંબા વખત સૂધી ચાલૂ રહી અને આલમખાને બે ચાર પળમાં આત્મસંયમ કરીને આંખમાંનાં આંસૂ લૂછી નાખ્યાં. તે પોતાની અર્ધાંગનાના હૃદયનું સાંત્વન કરતો કહેવા લાગ્યો કે;—

"જિગરપારા, આ અવસર રોવાનો અને હિંમત હારી જવાનો નહિ, પણ 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા!' એ તત્વને હૃદયમાં સ્થાન આપી હિંમત અને દિલાવરીથી 'ખુદાહાફિજ' કહી હસતે મોઢે મને વિદાયગીરી આપવાનો છે!"

"દિલબર, દુ:ખમાં દુ:ખીને દિલાસો દેવો એ જેટલી સહલ વાત છે, તેટલી દુ:ખીના દિલમાં તે દિલાસાની અસર થવી સહલ નથી. પાણીની માછલી પાણીમાંથી કાઢ્યા પછી દૂધમાં રાખ્યા છતાં જીવી શકતી નથી, પતંગનું જીવન કેવળ દીપકની શિખામાં બળી મરવામાટે જ સૃજાયલું હોવાથી તે સૂર્યના પ્રકાશને દીપકના પ્રકાશની સરખામણીમાં તુચ્છ માને છે; ચકોરને ચંદ્રનો વિયોગ મહાવિઘાતક થઈ પડે છે; વસંતકાળના વિયોગથી કોકિલા વાચાવિહીન થઈ જાય છે; ઘનનાદના વિયોગે મયૂરની અવસ્થા મૃતસમાન થાય છે; વર્ષાઋતુના વિયોગથી પપીહાની વાણીનો લય થાય છે; અને વગાડનારાના વિયોગથી સુસ્વર વીણા સર્વથા નિરુપયોગી થઈ જાય છે; તે જ પ્રમાણે જે ઔરત પોતાના શૌહરને જ જાન અને દીનોઈમાન માનનારી હોય છે, તે ઔરતના પ્રાણ શૌહરના વિયોગથી પળ માત્રમાં જ પ્રયાણ કરી જાય છે; અને નહિ તો ઝૂરી ઝૂરીને તેના દુ:ખમય જીવનનો અંત થાય છે, એ શું આપ નથી જાણતા કે? અર્થાત્ આપના વિયોગનું મારા કોમળ હૃદયમાં શું અને કેવું ભયંકર પરિણામ થશે, એની આપને કશી પણ કલ્પના છે ખરી કે? ના, નથી; કારણ કે, જો તેવી કલ્પના હોય, તો આપ આમ મને છોડી જવાને એકદમ કદાપિ તૈયાર થાઓ નહિ!" નાદિરાએ એક પાષાણને પણ પીગળાવી નાખે તેવાં કરુણોત્પાદક શબ્દોનો ડૂસકાં ભરી ભરીને ઉચ્ચાર કર્યો.

"પણ દિલારા, કોઇનો પણ વખત હમેશા એક સરખો રહેતો નથી; આફ્તાબ ઊગે છે અને આથમી જાય છે; માહતાબની રોશની પંદર દિવસ વધે છે તો પંદર દિવસ ઓછી થાય છે; દિવસ અને રાત હમેશા આવે છે અને જાય છે; ઝાડ પાન પાનખર ઋતુમાં સુકાય છે અને વર્ષા ઋતુમાં લીલાં થયેલાં દેખાય છે અને તે જ પ્રમાણે સુખના કે દુઃખના દિવસ પણ વીતી જાય છે. આજે આપણો દુઃખનો કાળ છે, તે વીતી જશે અને કાલે પાછો સુખનો પ્રભાત થશે. આ વિયોગ તે કાંઈ હમેશનો વિયોગ નથી; થોડા વખતનો વિયોગ છે; એટલે ખુદાનું ચાહવું છે તો આપણી આશા પૂર્ણ થશે, આપણો ગયેલો વૈભવ આપણને પાછો મળશે અને સુખપૂર્વક આપણો સંયોગ થવાનો સમય આવશે. પ્રયત્ન કર્યા વિના અને દુઃખ ભોગવ્યા વિના આ દુનિયામાં કદાપિ સુખ મળી શકતું નથી, એ શું તું નથી જાણતી? તું દાના અને આકિલ હોવાથી તને આમ કરવું ઘટતું નથી!" આલમખાને ભગ્નહૃદયા પ્રિયતમાને સમજાવવાનો યત્ન કરીને કહ્યું.

"ગયેલો વૈભવ પાછો મળશે એટલે એનો અર્થ એ જ કે, આપને આપની ધારણા પ્રમાણે જો પ્રયત્નની સફળતા થાય તો દિલ્લીની ગાદી અને હિન્દુસ્તાનની શાહનશાહત મળશે, આપ હિન્દુસ્તાનના નેકબખ્ત સુલ્તાન થશો અને આપની આ કમતરીન ખાદિમા હિન્દુસ્તાનની સુલ્તાના થશે. પણ હું એમ પૂછવા માગું છું કે, ખરું સુખ શું શાહનશાહ થવામાં અને શાહનશાહતને મેળવવામાં જ સમાયલું છે કે? સુખ વિશેનો મારો અભિપ્રાય એથી સર્વથા જૂદા પ્રકારનો છે. જંગલમાંનાં ઘાસપાંદડાંનાં ઝૂપડાંમાં રહેનાર અને રાહેરાસ્તપર ચાલી ખુદાથી ડરી હર હાલતમાં ખુશ રહી સંતોષથી પોતાના કુન્બા સાથે જિન્દગી બસર કરનાર ગરીબ મર્દ અને ઔરત,–રાત દિવસ પ્રપંચના વિચારોમાં પરોવાયલાં, દુશ્મનોના ડરથી આખી રાત નીશંતે ઊંઘી ન શકનારાં, ખુદાના ફર્માનને પોતાના ફાયદામાટે અપમાન આપનારાં, હવસપરસ્તીને દીનોઇમાન માનનારાં અને માબાપ કે ભાઈ બહેનનાં ગળાં રેંસી નાખવા સૂધીના ગુનાહને હસ્તે મુખે કરનારાં બદ્દખસ્લત અને બદનસીબ સુલ્તાન તથા સુલ્તાના કરતાં, હજાર દરજે વધારે સુખી છે; ખરા સુખનો આસ્વાદ માત્ર તેમના ભાગ્યમાં જ લખાયલો છે. આ ફાની જહાનના ચંદરોજ઼ આરામ અને ચાર દિવસની હુકૂમતમાટે આટલી બધી જેહમતો અને પીડાઓ શામાટે ભોગવવી જોઇએ, તે હું સમજી શકતી નથી–

"જહાં ફાની અને ઇન્સાનની આ જિન્દગી ફાની;
ફનાને જાવેદાની માનવી, એ સખ્ત નાદાની.
ગુનાહો લાખ લઈ સરપર કરી દિન ચાર સુલ્તાની;
મરીને દોજ઼ખે જાવા, ખરી એ વાત મેં માની.
ઉડાવી દીધિ વાયૂએ ઘણા શૂરાની રાખોને:
બળ્યા લાખો ચિતામાં ને ગળી ગઈ કબ્ર લાખોને!"

નાદિરાના આ વિચારો સાંભળીને આલમખાને આશ્ચર્યથી પૂછ્યું કે: "નાદિરા, આજે આવા વિચારો અને મને મારા કર્ત્તવ્યથી ચળાવનારા ઉદ્ગારો તારા મુખમાંથી કેમ નીકળે છે, એના ભેદને હું જાણી શકતો નથી. શું તારા દિલમાં સુલ્તાના

થવાની તમન્ના નથી? મર્દ કરતાં ઔરતને તો જાહોજલાલની વધારે તમન્ના હોય છે અને તારા આવા ફકીરાના ખિયાલો કેમ વારૂ?"

"બધી ઔરતો કાંઈ જાહોજલાલને જ ચાહનારી હોતી નથી. ઔરતની ખરી જિન્દગાની અને ઔરતનો ખરો જાહોજલાલ તે ફક્ત પોતાના શૌહરની સોહબત અને મહબ્બત છે! જો એ બે ચીજો દિલદાર ઔરતને બારેહકતાલાએ ઇનાયત કરી હોય, તો પછી ઔરત આ દુનિયામાંની બીજી કોઈ પણ ચીજની તમન્ના રાખતી નથી. એટલામાટે જે જાહોજલાલના કારણથી શૌહરની સોહબત અને મહબ્બતના ભોગવટામાં ખતરો આવી પડે છે, તે જાહોજલાલને અને તે વિશેના વિચારને પાકદામન ઔરત ધિક્કારે છે, એટલુંજ નહિ પણ લાત મારે છે!" નાદિરાએ જરા જોશમાં આવીને જણાવ્યું.

"ત્યારે તારો શો અભિપ્રાય છે?" આલમખાને પૂછ્યું.

"મારો એ જ અભિપ્રાય છે કે, શહનશાહત મેળવવાની આ બધી ખટપટોને છોડો, જેમાં રૂહાની આરામનો અંશ માત્ર પણ નથી તે શહનશાહતની પાછળ ન દોડો, હવસની ગર્દન મરોડો અને સંતોષમાં પોતાના મનને જોડો. હિન્દુસ્તાનમાં જાનની અમાન ન હોય, તો મક્કાશરીફ ચાલો; આપણે ત્યાં મેહનત કરી ગુજરાન કરીશું; છાશબાકળા ખાઇને પેટ ભરીશું; ધર્મ આચરીશું અને મરતાં સૂધી અમનચમનથી સાથે વસી હરીશું ફરીશું અને જિન્દગી પૂરી થતાં તે પાક જગ્યામાં મરીશું તો જન્નતમુકામ થઇશું! જો એમ ન કરવું હોય અને પોતાના ઇરાદામાં જ મુસ્તકીમ રહેવું હોય, તો મને પણ સાથે લેતા જાઓ; હું આપથી એક પળ માત્ર પણ જૂદી થવા નથી ચાહતી!" નાદિરાએ પોતાનો અંતિમ અભિપ્રાય જણાવી દીધો.

"ગુલબદન નાદિરા, કાબુલનો રસ્તો ઘણો જ ખરાબ છે; અનેક નદીનાળાં અને પહાડ તથા ટેકરીઓને ઓળંગીને જવાનું છે, એટલે તારાથી આ સફરનાં સંકટો ખમી શકાશે નહિ અને તેથી તારો સાથ મને મદદગાર થવાને બદલે સામો આફતને વધારનાર જ થઈ પડશે; કારણ કે, જો તને જરા પણ તકલીફ થશે, તો મારી છાતી ચીરાઈ જશે. અહીં આપણા મુરબ્બી દૌલતખાન તારી પોતાની દુખ્તર પ્રમાણે સંભાળ રાખશે અને આપણા સાથીઓ સાદિક તથા યાસીન પણ તારી તહનાતમાં હાજર છે, એટલે તને કોઈ પણ જાતની અડચણ આવે તેમ નથી. વખત વીતતો જાય છે, માટે મને હંસી ખુશીથી રજા આપ!" આલમખાને નાદિરાને ચુંબનસુખનો અનુભવ કરાવીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"હું અહીં આપની છાયા વિના એકલી રહેવા નથી માગતી એનું એક બીજું પણ કારણ છે; અને તે એ કે, બાગબાનની હિફાજત વિના ગમે તેવો સારો બગીચો પણ કાં તો સૂકાઈ જાય છે અને કાં તો વગરમાલિકીના તે બાગને, તેમાં કેટલાક ચોર લુટારા પ્રવેશ કરીને, બગાડી નાખે છે અથવા તો બગાડવાની કોશિશ કરે છે. જંગલો હિફાજત વગરનાં રહી શકે છે, પણ મનોહર અને આકર્ષક ગુલ્શનોની હાલત તેથી તદ્દન જૂદા જ પ્રકારની છે; કારણ કે, જેનામાં જેટલી મનોહરતા અને આકર્ષકતા અધિક હોય છે, તેટલા જ પ્રમાણમાં હરામખોરોના હાથે તેની ભ્રષ્ટતા થવાનો પણ તેટલા જ પ્રમાણમાં ભય રહ્યા કરે છે." નાદિરાએ માર્મિક શબ્દો ઉચ્ચાર્યા.

"એ નવો ભય વળી તારા દિલમાં ક્યાંથી આવી ભરાયો ? તમો સર્વને કાકા દૌલતખાન અહીંથી લાહોર લઈ જશે અને ત્યાં પોતાની બેગમ, વહુ અને બેટીઓ સાથે તને પણ પોતાના જનાનખાનાના એક ભાગમાં હિફાજત સાથે રાખશે. ત્યાં કોઈ અજનવી શખ્સનું આવવું જ દુશ્વાર છે, તો પછી તને ડર કોનો છે ? વળી જેનો અલ્લાહ મદદગાર હોય છે, તેનો એક વાળ પણ કોઇથી વાંકો કરી શકાતો નથી, એ કાયદાને તું કેમ ભૂલી જાય છે વારૂ ?" આલમખાને ભય ન રાખવાનાં કારણો દર્શાવ્યાં.

"સુબેદારના જનાનખાનામાં કોઈ ગયર શખ્સ તો આવી શકે તેમ નથી, પણ તેમના પોતાના નૂરેનજર પિસરને તો જનાનખાનામાં આવવાની મુમાનિયત નહિ હોય ને ? હું બુજર્ગ દૌલતખાનના સાહબજાદા ગાઝીખાનને સારી રીતે ઓળખું છું અને તેના અયમાલોથી સારી રીતે વાકિફ છું અને તેથી જ મને ભય થયા કરે છે કે, જો કાંઈ વિપરીત પરિણામ આવશે, તો પિસરના કારણથી પિદર સાથે પણ આપણી દુશ્મની થશે; શયતાનની શયતાનીયત બિચારા ફરિસ્તાને પણ નડશે !" નાદિરાએ ભયના સત્ય કારણનો સ્ફોટ કરી દીધો.

"ગાઝીખાનના વર્ત્તન વિશે મેં પણ એવી અફવાઓ સાંભળી છે. એકવાર તે દિલ્લીમાં હતો તે વેળાયે એક અમીરની દુખ્તરની તેણે કાંઇક એવી જ છેડ છાડ કરી હતી અને તેથી અચાનક તેને દિલ્લીનો ત્યાગ કરવો પડયો હતો, એવી એક વાત પણ મારા સાંભળવામાં આવી હતી; પણ એક ઘર તો ડાકણ પણ છોડે છે, એટલે મારા ધારવા પ્રમાણે પોતાની રિશ્તદારીમાં તે આવો પથરો નાખે તેમ નથી; પોતાના પિદરની હાજરીમાં તેનાથી એવી બેઅદબી કરી શકાશે નહિ." આલમખાને નાદિરાના મતને ટેકો આપી નિર્ભયતાનું અન્ય કારણ બતાવ્યું.

"બકરીને કસાઇના તાબામાં સોંપીને અથવા ગાયને વાઘના પાંજરામાં પૂરીને તેની સલામતીની આશા રાખવી, એ મારી ધારણા પ્રમાણે તો નાદાની છે; કદાચિત્ તે મરી ન જાય, તો પણ ઘવાય તો ખરી જ. પછી તો જેવું આપ સરતાજનું ફર્માન !" નાદિરાએ પોતાથી કરી શકાયો તેટલો વાદ કરીને છેવટે ઔરતજાતને સ્વાભાવિક થઈ પડેલી તાબેદારી બતાવીને પોતાનાં હથિયાર છોડી દીધાં.

"મેહરબાન બેગમ સાહબા, આપણા માલિકના આફતોથી ઘવાયલા અને ખવાયલા જિગરમાં હવે કોઈ નવી ફિકરના બીજને ન વાવો. કુલ બનીઆદમના નિગાહબાન સુલ્તાનોના સુલ્તાન યજદાનપર ભરોંસો રાખો; કારણ કે, 'દુશ્મન્ અગર કવીસ્ત નિગહબાં કવીતરસ્ત !' દુશ્મન્ કદાચિત્ બલવાન્ હોય, પણ બચાવનાર અત્યંત બલવાન્ છે, એ શું આપે નથી સાંભળ્યું ?" એમ કહીને યાસીને નીચેનાં વાક્યોનો ઉચ્ચાર કર્યો:—

"વો કિસ્કે હાથોંસે ભલા હો સકતા હય ફિગાર;
જિસ્કા કે ઇસ જહાંમેં હય અલ્લાહ મદદગાર !"

"શાબાશ, મરહબા, આફરીન ! ખુદામાંનો વિશ્વાસ અને દિલની હિંમત તો આવાં જ હોવાં જોઇએ. આ બહાદુર રાત અને દિવસ તારી પાસેનો પાસે જ રહેશે તો તને ઊંચી આંખ કરીને જોવાની પણ કોઇની છાતી ચાલી શકે તેમ નથી !" આલમખાને યાસીનને શાબાશી આપીને પુનઃ નાદિરાના હૃદયને શાંત કરનારા શબ્દો ઉચ્ચાર્યા.

"પણ આપ એકલા જાઓ છો કે?" નાદિરાએ પૂછ્યું.

"ના; મારી સાથે દૌલતખાનના બે માણસો આવવાના છે." ઉત્તર મળ્યું.

"તો મારી છેલ્લી અર્જ એ છે કે, રસ્તામાં કાંઈ અડચણ થાય અને દુશ્મનોની જાનપર બીમારી કે એવો જ બીજો કોઈ વબાલ આવી પડે, તો તરત ખબર કહાવજો અને જરૂરત હોય તો અમો બધાંને ખિદમતમાટે બોલાવજો. આપ પોતાના દિવસો દુ:ખમાં વીતાડો અને અમે અહીં આરામમાં જિન્દગી બસર કરતાં રહીએ, એ મને તો જરા પણ ગમતું નથી; પણ આપ જોરાવરી કરીને જાઓ છો એટલે હું વધારે શું બોલું? અમો ઔરતોનું હથિયાર રડવું એટલે જે માથાપર આવી પડશે તે સહીશું અને રડીને બેસી રહીશું!" એમ કહીને નાદિરાએ આલમખાનના ગળામાં હાથ નાખી તેના ખભાપર પોતાનું માથું નાખી દીધું.

"દિલજાન, હવે જવામાં મને અકારણ વિલંબ થાય છે, માટે રજા આપે તો હું જાઉં; બુજર્ગ કિબ્લગાહ પણ મારી વાટ જોઈ રહ્યા હશે; કારણ કે, તેઓ મને વળાવવામાટે બે ચાર ગાઉ સુધી મારી સાથે આવવાના છે." આલમખાને આગ્રહથી કહ્યું.

"ભલે સિધારો અને ફતહયાબ થઇને પાછા વહેલા પધારો! પણ વ્હાલા આ ગરીબ નાદિરાને વિસારશો નહિ અને કામ વગર ક્યાંય વધારે દિવસ રોકાશો નહિ; કારણ કે, આપના આવતાં સુધી મારો સમય દિવસો ગણવામાં જ વીતવાનો છે!" નાદિરાએ લાચારીથી રજા આપીને કહ્યું.

"ત્યારે પ્યારી દિલારા, સલામ!" આલમખાને છેલ્લું ચુંબન કરીને કહ્યું.

"સરતાજ મારા, સલામ! ખુદા હાફિજ!" નાદિરા બોલી.

આલમખાને પ્રયાણ કર્યું; યાસીન તેને વળાવવામાટે જતો હતો, પણ દરવાજામાં તેને અટકાવીને આલમખાને કહ્યું કે: "યાસીન, તું અહીં બેગમની ખિદમતમાંજ હાજર રહે; મારી સાથે આવવાની અગત્ય નથી. મારી ગયર હાજરીમાં પળવાર પણ એને વીલી મૂકીશ નહિ અને બરાબર સંભાળજે."

"ઇન્શાઅલ્લા! આલીજનાબ, બેફિક્ર રહો અને ફતહ કરો!" યાસીને વિશ્વાસ બંધાવ્યો.

યાસીન ઓરડાના ઉંબરાપર જ ઊભો હતો; આલમખાન ગમગીનીમાં ગર્કાબ થઇને ચાલ્યો ગયો અને બીજી તરફથી ઓરડામાં કોઇના પડવાનો ધબાકો યાસીનના કાનોમાં આવીને અથડાયો. યાસીને ઓરડામાં જઇને જોયું, તો નાદિરા ગશ ખાઈ જમીનપર પછડાઇને બિલ્કુલ બેહોશ થઇને પડી હતી. બાંદીઓને બોલાવી ગુલાબજળ છાંટી તેને હોશમાં લાવવાનો યાસીને પ્રયત્ન કર્યો અને કેટલીકવાર સુધી એ કોશિશમાં નાસીપાસી મળ્યા પછી છેવટે નાદિરા કાંઇક હોશમાં આવી, પણ તેના દિમાગમાં એક જાતની ખોફનાક અસર થઈ ગયેલી હોવાથી તે અડધી બેહોશીની હાલતમાં ન સમજી શકાય તેવા ઉદ્ગારો કાઢતી બડબડાટ કરવા લાગી. યાસીનના મનમાં ભય થયો કે: "આલમખાનની જુદાઇમાં બેગમ ક્યાંક દીવાની ન થઈ જાય!" તે બેગમને શાંત કરવાના પોતાથી બનતા ઉપચારો કરવા મંડી ગયો.

* * * * *

ભેડા નગરની જે દિશામાં કાબુલના માર્ગનો આરંભ થતો હતો તે દિશાની સીમાપર ત્રણ સુસજ્જિત અશ્વો ચાલવામાટે ઉતાવળ કરતા હોયની તેવી રીતે હણહણતા ઉભા હતા. ત્યાં એક વિશાળ વૃક્ષતળે પ્રવાસીઓને બેસવામાટે એક મોટો ગોળ ઓટલો બાંધેલો હતો તે ઓટલાપર દૌલતખાન બેઠો હતો અને બીજા બે પ્રવાસમાટેની તૈયારીવાળા જવાંમર્દો તેની સામા ઊભા હતા. તેઓ ધીમા સ્વરથી પોતાના માલિક સાથે પ્રવાસ વિશેની વાતચીત કરી રહ્યા હતા એટલામાં આલમખાન અને સાદિક ત્યાં આવી લાગ્યા. આલમખાનને જોતાં જ દૌલતખાને ઓટલાપરથી ઊઠી એક રુક્કો તેના હાથમાં આપીને કહ્યું કે: "આલમખાન, આ રુક્કો સુલ્તાન બાબરને આપજે અને પછી તેની સાથે તારે જેવા કોલકરાર કરવા હોય તે કરજે. આ બે મારા કાબિલે ઇતબાર અને જાંનિસાર સિપાહીબચ્ચા તારી સાથે આવે છે, એઓ કાબુલના રસ્તાના પૂરા જાણકાર હોવાથી સહીસલામત તને ત્યાં પહોંચાડશે, ત્યાં પણ જ્યાં સૂધી તારી ઇચ્છા હશે ત્યાં સૂધી તારી સાથે રહેશે અને જો આપણી ધારણા પ્રમાણેની વ્યવસ્થા ત્યાં નહિ થાય, તો તને અહીં પાછો સહીસલામત લાવી મૂકશે. પણ અરે, હજી મારો ઘોડો લઇને સલીમ કેમ ન આવ્યો વારુ?"

"ગુલામ હાજર છે, બન્દાપરવર!" સલીમે દૂરથીજ જવાબ આપ્યો અને નિમેષમાત્રમાં ઘોડાને લઇને દૌલતખાનની સામો આવી ઊભો રહ્યો.

"કેમ વાર લાગી?" દૌલતખાને પૂછ્યું.

"ખજાનચીને કૂંચી જડતી નહોતી, તેથી જરાક વાર થઈ!" સલીમે વિલંબનું કારણ બતાવ્યું.

"વારુ; પણ પછી મારા કહેવા પ્રમાણેની રકમ લાવ્યો?" દૌલતખાને આતુરતાથી પૂછ્યું.

"જી હા; આ થેલીમાં તે તૈયાર છે;" એમ કહીને સલીમે એક નાની થેલી પોતાના અન્નદાતાના હાથમાં આપી દીધી.

તે લઇને દૌલતખાન આલમખાનને સંબોધી કહેવા લાગ્યો કે: "આલમખાન, તારે દૂરની સફર કરવાની છે એટલે રસ્તામાં ડગલે ને પગલે પૈસાની જરૂરત તો પડવાની જ; એટલામાટે આ એકસો સોનામોહોરની થેલી છે તે તારી પાસે રાખી લે. વધારે રકમ એટલામાટે નથી મગાવી કે રસ્તામાં લૂટારા વગેરેનો ડર હોવાથી જો તમો લૂટાઓ તો બધા પૈસા ચાલ્યા જાય! છતાં જો કાબુલમાં સહીસલામત પહોંચ્યા પછી જરૂરત હોય તો સુલ્તાન બાબર તને જોઇતાં નાણાં આપશે; કારણ કે, મારા રુક્કામાં મેં એ વિશેનો ઇશારો કરેલો છે."

"આપ બુજર્ગ મારામાટે આટલી બધી ચિન્તા રાખો છો, એમાટે હું આપનો નેહાયત એહસાનમંદ છું; પણ મેં સો સોનામોહોર મારી સાથે રાખી છે અને તેથી આ સોનામોહોરની મને અગત્ય નથી. નાદિરા પાસે પણ પૈસા તો છે જ; છતાં જો નાદિરાને, સાદિકને કે યાસીનને કોઇ વાર જોઇએ તો તે માગે તેટલા પૈસા આપજો." આલમખાને ઉપકાર સાથે સોનામોહોરોનો અસ્વીકાર કર્યો.

"અહીંની તારે કાંઈ પણ ફિકર રાખવાની કે ભલામણ આપવાની તકલીફ લેવી જ નહિ." દૌલતખાને વાતને ટુંકી કરી નાખી.

"પણ કિબ્લગાહ, મારે છેલ્લો એક સવાલ પૂછવાનો છે અને તે એ કે, જો મારી ગેરહાજરીમાં ઇબ્રાહીમ તમારી પાસેથી નાદિરા અને મારા બે ગુલામોની રુક્કો લખીને માગણી કરશે, તો આપ શું કરશો?" આલમખાને પૂછ્યું.

"પંજાબની હુકૂમત મારા હાથમાંથી જશે, મારું સર તનથી જૂદું થશે અને હજારો માણસોનાં લોહી જમીનપર રેડાશે, તો જ નાદિરા અને તારા બે ગુલામો સુલ્તાને દેહલીના કબ્જામાં જશે." દૌલતખાને ઓજસ્વિતાથી કહ્યું.

"ખુદા આપની ઇજ્જતને જાળવો!" આલમખાન એમ કહેતાંની સાથે જ પોતાના અશ્વની પીઠપર ચઢી બેઠો.

દૌલતખાન અને આલમખાન સાથે જનારા બે સિપાહીઓ પણ પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ ગયા. તેઓ ત્યાંથી કાબુલના રસ્તાપર ચાલ્યા અને સાદિક તથા સલીમ તે મુસાફિરોને સલામ કરી શહેર તરફ પાછા વળી ગયા. લગભગ ત્રણ ચાર ગાઉસુધી સાથે જઈ આલમખાનને બીજી પણ કેટલીક અગત્યની સૂચનાઓ આપીને દૌલતખાન એક પ્રહર દિવસ ચઢતાં પાછો ભેડામાંના પોતાના મહલમાં આવી લાગ્યો. નાદિરા હજી બરાબર હોશમાં આવી નહોતી. તેની ખોફનાક હાલતને જોઇને દૌલતખાન ગભરાઈ ગયો.



# પ્રકરણ ૬ હું

## બાબરનો પરિચય

હવે એ પ્રવાસીઓને તેમના માર્ગક્રમણમાં રાખીને તેમ જ નાદિરાને તેના સંરક્ષકોની સારવારમાં રહેવા દઇને જે સુલ્તાન બાબર આપણી નવલકથાનો મુખ્ય નાયક છે, તે બહાદુર સુલ્તાન બાબરનો ઐતિહાસિક દૃષ્ટિથી અમો અમારાં પાઠક તથા પાઠિકાઓને કેટલોક પરિચય કરાવીશું તો તે અયોગ્ય કિંવા અસ્થાનીય તો નહિ જ થાય; અસ્તુ.

જહીરુદ્દીન મહંમદ અથવા બાબર તે તયમૂરલંગનો છઠ્ઠો વંશજ હતો. બાબરનો પિતામહ અબૂ સઇદ મીરજા તયમૂરે જીતેલા વિશાળ રાજ્યનો માલિક હતો. એ અબૂ સઇદના બધા મળીને અગિયાર પુત્ર હતા અને તે સર્વેએ પોતાના પિતાના મરણ પછી રાજ્ય સરખા ભાગે વ્હેંચી લીધું હતું. અબૂ સઇદનો ચોથો પુત્ર ઉમરશેખ મીરજા તે બાબરનો જન્મદાતા પિતા. ઉમરશેખને પ્રથમ કાબુલનું રાજ્ય મળ્યું હતું, પરંતુ તે તેના હાથમાંથી જતું રહ્યું અને પછી શીરદરિયા નદીના ઉદ્ગમ પાસેનો ફરગાના પ્રાંત તેના તાબામાં આવ્યો. જગતાઈ નામનો ચંગેજખાનનો એક પુત્ર હતો, અને તે નામ પછીથી તુર્કોના એક ફિરકાને પ્રાપ્ત થયું. મહમૂદખાન નામનો એ જગતાઇનો એક વંશજ હતો અને તેની હમ્શીરા-બહેન ઉમરશેખને આપવામાં આવી હતી. એ કારણથી બાબર માતૃપક્ષે ચંગેજખાનનો અને પિતૃપક્ષે તયમૂરલંગનો વંશજ હતો. તે સમયમાં ફરગાના પ્રાંતની કવિ અને વિદ્વજ્જનોના ભંડાર તરીકે ખ્યાતિ હતી. અર્થાત્ ઉમરશેખ મીરજા પોતે વિદ્વાન્ હોવા સાથે કવિજનોના આશ્રયદાતા અને મહત્ત્વાકાંક્ષી પુરુષ હતો તેમ જ તે ઉદાર, શૂરવીર અને ન્યાયદક્ષ

પણ હતો એમ બાબરે જ પોતાના આત્મવૃત્તમાં લખેલું છે. બાબરનો જન્મ ઇ. સ. ૧૪૮૩ ના ફેબ્રુઆરી માસની ૧૪ મી તારીખે થયો હતો.

ઇ. સ. ૧૪૦૫ માં તયમૂરલંગનો સ્વર્ગવાસ થયો, તે વેળાયે તેનું રાજ્ય વિશાળ હતું; પણ તેની વ્યવસ્થાપૂર્વક મેળવણી થયેલી નહોતી; એથી તયમૂરનો સ્વર્ગવાસ થતાંની સાથે જ તત્કાળ તેના કકડા થઈ ગયા. મધ્ય એશિયામાંનો ઑક્સસ્ ઉર્ફે અમૂદરિયા અને જકઝાર્ટસ્ ઉર્ફે શીરદરિયા એ બે નદીઓની વચ્ચેનો પ્રદેશ તેના વંશજોના હાથમાં હતો. તયમૂરનો વંશવિસ્તાર વિશાળ હોઇને પ્રત્યેક વંશજના અધિકારમાં એક કે બીજો કાર્યભાર તો હોવાનો જ, એવી સ્થિતિ હતી. બાબરનો કાકો સુલ્તાન અહમદ મીરજા સમરકંદમાં રાજ્ય કરતો હતો. પૂર્વમાં હિસાર નામક સ્થાનમાં તેના બીજા કાકા મહમૂદની સત્તા હતી. ત્રીજા કાકા ઉલૂગબેગના અધિકારમાં કાબુલ અને ગજની એ બે પ્રાંતો હતા: અને બાબરનો પિતા ઉમરશેખ મીરજા ફરગાના પ્રાંતનો સત્તાધીશ સ્વામી હતો. એ પ્રાંત ઉપર જણાવ્યા પ્રમાણે શીરદરિયા નામક નદીના ઉદ્ગમ પાસે હોઇને અત્યારે ખોકંદના નામથી ઓળખાય છે. એ પ્રાંતની રાજધાની અંદિજાન શહેર હોઇને આકસી નામનું એક બીજું મજબૂત શહેર પણ એ પ્રાંતમાં હતું. બાબરના પિતા ઉમરશેખ મીરજાનો ઈ૦ સ૦ ૧૪૯૪ ના જૂન મહિનાની ૯ મી તારીખે પર્વતપરથી અચાનક નીચે ધસી પડવાથી સ્વર્ગવાસ થઈ ગયો. 'ઈ૦ સ૦ ૧૪૯૪ ના જૂન માસમાં મને ફરગાના પ્રાંતનું રાજ્ય પ્રાપ્ત થયું,' એ બાબરના આત્મચરિત્રમાંનું પ્રથમ વાક્ય છે.

ઉપર્યુક્ત તયમૂરના વંશજોના રાજ્યની પેલી તરફ પૂર્વ અને ઉત્તરે, ચંગેજ્ખાનના મુગલ વંશજો લૂટફાટના પોતાના આનુવંશિક વ્યવસાયને ચલાવ્યા કરતા હતા. તેમનામાં યૂનસખાન નામનો એક પ્રસિદ્ધ પુરુષ હતો. બાબરના દાદા સુલ્તાન અબૂ સઇદ મીરજાએ યૂનસખાનને પૂર્વે કેટલીક સહાયતા આપેલી હોવાથી તેણે પોતાની ત્રણ દીકરીઓ અબૂ સઇદ મીરજાના ત્રણ દીકરાને આપી હતી અને તેમાંની કુતલકનિગાર ખાનમ તે બાબરની જન્મદાત્રી માતા હતી. યૂનસખાનની બીબી ઇસાનદૌલત બેગમ કે જે બાબરની નાની થતી હતી તે પછીથી બહુધા બાબર પાસે જ રહેતી હતી. જ્યારે બાબરનો જન્મ થયો ત્યારે સીતેર વર્ષના વયનો વૃદ્ધ યૂનસખાન ખાસ અંદિજાનમાં આવ્યો હતો; કારણ કે, બાબરના નામકરણનો સમારંભ થવાનો હતો. તેનું 'જહીરુદ્દીન મહંમદ' એવું અરબી નામ રાખવામાં આવ્યું. પરંતુ એ પરકીય ભાષાના નામનો યૂનસખાનથી યથાર્થ ઉચ્ચાર કરી શકાતો ન હોવાથી તેણે જહીરુદ્દીન મહંમદને બદલે તેને 'બાબર'* નામથી બોલાવવા માંડ્યો અને ત્યાર પછી તે

---

* અંગ્રેજી ભાષામાં અત્યાર સુધીમાં મુસલ્માન રાજ્ય કર્તાઓના જેટલા ઇતિહાસો છપાયા છે, તે સર્વમાં 'બાબર' (Babar) નામ જ આપવામાં આવ્યું છે; પણ જેમ બંગાળાના નવ્વાબ સિરાજુદ્દૌલાને અંગ્રેજ ઇતિહાસલેખકોએ સુરાજુદ્દૌલાના નામથી ઓળખાવ્યો છે અને સુરાજ જેવો કોઈ અરબી કે ફારસી શબ્દ ન હોવાથી તે પ્રમાદ હોવાનું 'પ્લાસીનું યુદ્ધ' નામક 'ગુજરાતી'ની ૧૯૦૫ ની ભેટની પ્રસ્તાવનામાં મેં સિદ્ધ કરી બતાવેલું છે; તે જ પ્રમાણે આ શબ્દમાં પણ

એ 'બાબર' નામથી જ પ્રકાશમાં આવ્યો. બાબરને બાલ્યાવસ્થામાં જ યોગ્ય વિદ્યાભ્યાસનો લાભ મળેલો હોવો જોઇએ; કારણ કે, તેના પિતાના પરલોકવાસી થયા પછી જે આપત્તિઓનું વાદળ તેના માથાપર તૂટી પડ્યું હતું તેને જોતાં પછીથી તેને વિદ્યાભ્યાસમાટેનો અવકાશ મળવાની લેશ માત્ર પણ શક્યતા દેખાતી નથી. બાલ્યાવસ્થામાંનું એ શિક્ષણ તેને તેની પોતાની માતા અને માતામહી પાસેથી જ મળ્યું હતું. એ બન્ને અબળાઓના અંગમાં મુગલોના કેટલાક મૂળ ગુણો અવિચળ હતા અને અનેક સંકટો આવ્યા છતાં પણ એ અબળાઓએ તેને કદાપિ છોડ્યો નહોતો. તેની માતામહીની યોગ્યતા અલૌકિક હતી. તેના વિશે બાબર લખે છે કે: "તેના જેવી પ્રજ્ઞા અને બુદ્ધિનો બીજા કોઇમાં પણ નિવાસ હોય, એ અશક્ય છે; તે મહાધોરણી હોઇને આગળ જતાં શું બનવાનું છે તે અનુમાનથી જાણી લેતી હતી. તેના કહેવાથી જ મેં અનેક મહત્કૃત્યોને હાથમાં લીધાં હતાં. એક વાર તેને અને તેના શૌહરને શત્રુઓએ પકડી લીધાં અને શૌહરના જીવતાં જ તે બિચારીને સ્ત્રી તરીકે એક બીજા સરદારને સોંપી દેવામાં આવી. પ્રથમ તો તે કાંઈ પણ બોલી નહિ, પણ જ્યારે તે સરદાર શૌહર તરીકેનો હક ભોગવવામાટે તેની પાસે આવ્યો ત્યારે તેણે દરવાજા બંધ કરીને

---

કાંઇક ગોટાળો થયેલો હોવો જોઇએ એવો મારો અભિપ્રાય છે; કારણ કે, ફારસી ભાષામાં 'બબર' શબ્દ મળી આવે છે અને તેનો અર્થ 'સિંહ' થાય છે; 'બાબર' જેવો કોઈ અરબી કે ફારસી શબ્દ છે જ નહિ; હિન્દુસ્તાની શબ્દકોષમાં એક 'બાબર' શબ્દ છે, પણ તેનો અર્થ એક જાતની મીઠાઇને બતાવનારો હોવાથી અને યૂનસખાન હિન્દુસ્તાની ભાષાથી બેખબર હોવાથી એ અર્થને સૂચવનારું નામ તેને અપાયું હોય એમ સંભવતું નથી. બબર એટલે સિંહ નામ સંભવે છે. અસ્તુ: મારો પોતાનો આવો અભિપ્રાય છતાં પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા Vincent A. Smith પોતાના 'Akbar, The Great Mogul' નામક ગ્રન્થના ૯ મા પૃષ્ઠના એક ટિપ્પણમાં એ 'બાબર' નામના સંબંધમાં એવું સ્પષ્ટીકરણ કરે છે કે: "Babur or Bābur, not Babar as usually written, is a Turki name, having no connexion with the Arabic *Babur*, a lion," (ખરો શબ્દ 'બાબુર' અથવા 'બાબૂર' છે; જેમ સાધારણતઃ લખાય છે તેમ 'બાબર' જેવો કોઈ શબ્દ છે જ નહિ તેમ જ એ 'બાબુર' અથવા 'બાબૂર' શબ્દ તુર્કી ભાષાનો છે અને અરબી ભાષાના 'સિંહ'ના અર્થને દર્શાવનારા 'બબર' શબ્દ સાથે તેનો કોઈ પણ પ્રકારનો સંબંધ નથી.) પરંતુ આ માન્યતા જો સત્ય હોય, તો પણ મૂળ તુર્કી શબ્દના સ્વરૂપમાં પણ વિકૃતિ તો અવશ્ય થયેલી છે; માત્ર એટલું જ નહિ, પણ તુર્કી ભાષામાં 'બાબુર' અથવા 'બાબૂર' શબ્દનો અર્થ શો થાય છે એ દર્શાવવામાં આવ્યું નથી અને તેટલામાટે 'બબર'માંથી જ 'બાબર' સ્વરૂપ થયું હોય એ તે શબ્દના અર્થને જોતાં વિશેષ સંભવનીય જણાય છે. 'બાબર' નામ બહુ જ વિખ્યાત થઇ લોકોની જીભે ચઢી ગયેલું હોવાથી હવે એ નામમાં કોઇથી શુદ્ધિ કે સુધારણા કરી શકાય તેમ નથી અને તેટલામાટે પ્રસ્તુત પુસ્તકમાં પણ એ 'બાબર' નામ જ અવિચળ રાખવામાં આવ્યું છે, એ નવીનતાથી જણાવવાની આવશ્યકતા નથી. **ગ્રન્થકર્ત્તા.**

પોતાની તહનાતમાંની બાંદીઓના હાથે તેની છાતીમાં છરા ભોંકાવીને તેની જિંદગીનો અંત આણી દીધો. આ ઘટનાથી તેમના શત્રુ શેખ જમાલના મનમાં અત્યંત કોપ આવવાથી ઇસાનદૌલત બેગમે જવાબ આપ્યો કેઃ 'હું યૂનસખાનની જોરૂ હોવા છતાં જમાલે મને બીજા મર્દના હાથમાં સોંપી દીધી અને તેથી મેં તેને મરાવી નાખ્યો; હવે જો જમાલની મરજી હોય તો તે ભલે મારું ગળું કપાવી નાખે, મને તેની પરવા નથી.' આ રોકડો જવાબ સાંભળીને જમાલે તેને તેના શૌહર પાસે પહોંચાડી દીધી." આ ઘટના તે બેગમની પ્રખર તેજસ્વિતાને વ્યક્ત કરી બતાવે છે. એ દૃઢ નિશ્ચયવતી દેવી જ બાબરને પ્રત્યેક સંકટની વેળાયે અત્યંત મદદગાર અને સહાયિકા થઈ પડી હતી.

ઇ. સ. ૧૪૯૪ ના જૂન મહિનામાં માત્ર અગિયાર વર્ષની સુકુમાર અવસ્થામાં અંદિજાનના કિલ્લામાં રાજ્યનો ભાર બાબરના શિરપર આવી પડ્યો. ઉમરશેખના મરણના સમાચાર સાંભળતાં જ ચારે તરફથી તેના શત્રુઓ અંદિજાનપર ચઢી આવ્યા અને તેમનામાં સમરકંદનો સુલ્તાન તેનો કાકો અહંમદ મુખ્ય હતો. અંદિજાન તરફ આવતાં વચ્ચે એક નાનકડી નદી આવે છે, તે નદીપરના પૂલપર થઇને અહંમદના જંગીઓ આવતા હતા એટલામાં પૂલ તૂટી પડવાથી તેમાંના કેટલાક જંગીઓ ત્યાંના ત્યાં જ અંદિજાનમાં પહોંચવાને બદલે સીધા સ્વર્ગમાં પહોંચી ગયા. આ ઘટનાને અપશકુન માનીને અહંમદ મીરજા પાછો ચાલ્યો ગયો. તેના પાછા ફરવાનું બીજું કારણ એ પણ હતું કે એ જ સ્થળે ચાર વર્ષ પહેલાં બાબરના વાલિદે અહંમદની ફોજનો પરાજય કર્યો હતો અને એ અરસામાં જ એક પ્રકારના એક ભયંકર રોગનો ઉદ્ભવ થતાં અહંમદના અનેક માણસો અને ઘોડા મરી ગયા હતા. આ કારણથી બાબર સાથે સલાહ કરીને અહંમદ પાછો વળ્યો અને તેથી તે વખત પૂરતો બાબરનો બચાવ થઇ ગયો. તથાપિ બાબરના મનમાં સમરકંદમાંના તયમૂરના સિંહાસનપર બેસવાની પ્રબળ ઇચ્છા રમી રહી હતી અને એક સરખી રીતે પચીસ વર્ષ પર્યન્ત તે પોતાની એ ઇચ્છાને વળગી રહ્યો હતો. સમરકંદ રાજધાની ત્રણ વાર તેના હાથમાં આવી અને ત્રણે વાર પાછી હાથમાંથી આવીને નીકળી ગઈ; એટલે એથી ઉદ્વિગ્ન થઇને અંતે તેણે પોતાનો મોર્ચો હિન્દુસ્તાન તરફ ફેરવ્યો. એ પચીસ વર્ષના કાલાવધિમાંના યુદ્ધપ્રસંગો અને નાનાવિધ સંકટોથી તેને જે અમૂલ્ય શિક્ષણ અને અનુભવની પ્રાપ્તિ થઇ, તેના યોગે હિન્દુસ્તાનમાંની નવીન શહનશાહતને મેળવવાની યોગ્યતાનો તેના અંગમાં આવિર્ભાવ થયો, એમ જ કહેવું જોઇએ.

ઇ. સ. ૧૪૯૪ થી ૧૫૧૯ પર્યન્તની મધ્ય એશિયામાંની બાબરની ઝટાપટીઓ કોઇ કલ્પિત કાદંબરી-નવલકથા-ને પણ દૂર બેસાડી દે, તેવા પ્રકારની છે. સમરકંદ, બુખારા અને બલ્ખ એ નગરો સિકંદર બાદશાહના સમયથી પ્રસિદ્ધિમાં આવેલાં હતાં અને હજારો વર્ષની ઘડભાંજમાંથી પસાર થતાં સંપન્ન અને સુંદર થયેલાં હતાં. ત્યાં અનેક વિદ્યા અને કળાઓનો ઉત્કર્ષ થયો હતો. અમૂદરિયા અને શીરદરિયા એ બે નદીઓના મધ્યમાંનો પ્રાંત અત્યંત ફળદ્રૂપ અને રમણીય છે; અને ઉપર તેમના ઉદ્ગમ પાસે ફરગાના પ્રાંત આવેલો હોવાથી તેને એક ઉત્કૃષ્ટ ઉદ્યાનની ઉપમા આપવામાં આવે તો તે યોગ્ય જ કહેવાશે.

બાબર કહે છે કે: 'દરાખ, દાડમ અને ખરબૂજા ઇત્યાદિ ફળો જેવાં અંદિજાન અને આકસીમાં થાય છે, તેવાં અન્યત્ર કયાંય પણ થતાં નથી!' તેના આત્મ-ચરિત્રમાં આકસીના ખરબૂજાનું વર્ણન તો પળે પળે અને સ્થળે સ્થળે મળી આવે છે. બાબરે પોતાના રિશ્તેદારોનાં અને તાત્કાલિક અનેક અન્ય પુરુષોનાં વર્ણનો પોતાના આત્મચરિત્રમાં આપેલાં છે. તેના કેટલાક રિશ્તેદારો અને સ્નેહિજનો અષ્ટો પ્રહર તેના ભજનમાં નિમગ્ન રહેનારા હતા. બાલ્યાવસ્થાથી જ બીજાના ચિત્તને પોતા તરફ આકર્ષવાની કળા બાબરે બહુ જ નિપુણતાથી સાધી લીધી હતી. છતાં પણ કેટલીકવાર બહુ જ કટાકટીના વખતમાં એ અત્યંત વિશ્વાસપાત્ર લોકો પણ બાબરને છોડીને ચાલ્યા ગયા હતા અને એવા પ્રસંગ એક બે વાર નહિ, પણ અનેક વાર બાબરને જોવા પડ્યા હતા. કેટલીક વાર એવા બનાવો બનતા હતા કે, બાબર સર્વ પ્રકારે નિરાશ અને હતાશ બનીને બેસી રહેતો હતો અને સર્વ સંગીઓ તેને છોડીને ગમે ત્યાં ચાલ્યા જતા હતા. આમ છતાં પણ તે હિંમત હારી ગયો નહોતો. 'મારો ભાગ્યોદય અવશ્ય થવાનો જ છે' એ તેની આત્મશ્રદ્ધા અથવા આત્મનિષ્ઠા અંત પર્યન્ત દૃઢ અને અવિચલ હતી અને એ અચલ આત્મનિષ્ઠાના યોગે જ પછીથી તે પોતાની ભાવિ સિદ્ધિને પ્રાપ્ત કરી શકયો.

સમરકંદમાં અહંમદ મીરજા રાજ્ય કરતો હતો, તે મરણ પામ્યો અને તે રાજ્ય બાબરના બીજા કાકા મહમૂદ મીરજાના હાથમાં ગયું. પરંતુ ઇ. સ. ૧૪૯૫ માં તેનો પણ સ્વર્ગવાસ થઈ જવાથી અનેક સરદારો સમરકંદપર ચઢી ગયા તે સાથે બાબરે પણ પોતાના ભાગ્યને અજમાવ્યું. ઇ. સ. ૧૪૯૭ ના નવેમ્બર મહિનામાં સમરકંદ તેના હાથમાં આવ્યું. તયમૂરની રાજધાનીમાં તેનો રાજ્યાભિષેક થયો અને તેથી ત્યાં તે સર્વ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કરવાના ઉદ્યોગમાં લાગ્યો. એ વેળાયે તેણે પોતાના સરદારો અને સૈનિકોને સમરકંદ શહરમાં લૂટ કરવા દીધી નહોતી અને તેથી નારાજ થઇને તે બધા એક પછી એક કરીને બાબરને છોડીને ચાલ્યા ગયા. અધૂરામાં પૂરું વળી તે પોતે બહુ જ બીમાર થઇ ગયો અને તે એટલે સુધી કે ચાર દિવસ સુધી તો તેની વાચા પણ બંધ હતી. આ સમાચાર અંદિજાનમાં પહોંચતાં ત્યાં શત્રુઓ ચઢી આવ્યા, એટલે ઉપરા-સાપરી ત્યાંથી 'અંદિજાનના બચાવમાટે જલ્દી આવો' એવા આશયનાં પત્રો આવવાથી બીમારીમાંથી ઊઠતાંની સાથે જ બાબર સમરકંદને છોડી અંદિજાનના બચાવમાટે દોડી ગયો. બાબરે સમરકંદને પીઠ દેખાડી એટલે પાછળથી તેના પિત્રાઇ ભાઇ સુલ્તાન અલીએ સમરકંદને પોતાના કબ્જામાં લઇ લીધું અને બીજી તરફ તેના ભાઇ જહાંગીર મીરજાએ વિશ્વાસઘાત કરી લશ્કરને પોતાના પક્ષમાં લઇને અંદિજાનપર પોતાનો કબ્જો કરી લીધો. સમરકંદની સત્તા દૃઢતાથી તેના હાથમાં આવી નહોતી, તોપણ વડિલોપાર્જિત ફરગાના પ્રાંતપર તેનો વિશેષ પ્રેમ હોવાથી તે પોતાના ભાઇની ખોડ ભૂલાવવાને એકદમ આગળ વધ્યો. માર્ગમાં તેને એવા સમાચાર મળ્યા કે: "બાબર મરી ગયો છે એવી અફવા ફેલાવીને જહાંગીર મીરજાએ ફરગાના પ્રાંતનો અધિકાર મેળવ્યો હતો!" સારાંશ કે, સમરકંદના સુલ્તાન થવાની મહત્ત્વાકાંક્ષામાં અંદિજાનનો અધિકાર પણ ચાલ્યો ગયો અને

બાબરને વનવાસનો સ્વીકાર કરવો પડ્યો. સમરકંદમાં તેણે માત્ર ત્રણ મહિનાનો જ વખત વીતાવ્યો હતો. સારા સારા સર્વ સરદારો તેને ત્યાગી ગયા અને તેથી તેની પાસે માત્ર દોઢસોથી બસો જ માણસો રહ્યા કે જેઓ લડાઇમાં અને સંકટમાં ટકાવ કરી શકે. એ પ્રસંગ વિશે તેણે પોતાના આત્મચરિત્રમાં લખેલું છે કે: 'હવે મારું ધૈર્ય ડગમગવા લાગ્યું, ચારે દિશામાં કેવળ નિરાશા અને નિરાશા જ દેખાવા લાગી અને હું એકસરખો રડવા લાગ્યો !' ખોકંદમાં તેની માતા અને નાની તેને આવી મળ્યાં અને તેથી નવીન ઉત્સાહ આવતાં તે ત્યાર પછીના ઉદ્યોગમાં પ્રવૃત્ત થયો. જંગલમાંથી નવા લોકોનાં ટોળાં તેની મદદે આવી લાગ્યાં અને ત્યાર પછી થોડા વખતમાં જ ઇ. સ. ૧૪૯૯ માં આકસી અને અંદિજાન એ બન્ને શહરો પાછાં તેના હાથમાં આવ્યાં. એટલામાં વળી પાછો યુદ્ધ-પ્રસંગ આરંભાતાં પોતાના ભાઈ જહાંગીરને આકસી આપી દેવાની બાબરને ફરજ પડી. આ બનાવ ઇ. સ. ૧૫૦૦ માં બન્યો અને એ પ્રસંગે બન્ને ભાઈ-ઓનો મૈત્રીસંબંધ થયો. એ વેળાયે, બન્નેયે મળીને સમરકંદ જીતવું અને પછી ફરગાના પ્રાંત જહાંગીરને આપવો, એવો કરાર તેમની વચ્ચે થયો હતો. એથી સમરકંદને જીતી લેવાને બાબર ઉત્કંઠાથી ઊછળી રહ્યો હતો અને એટલામાં ત્યાંથી તેવું જ આમંત્રણ પણ આવી પહોંચ્યું. ઇ. સ. ૧૫૦૦ ના જૂન મહિનામાં બાબર પાછો સમરકંદપર ચઢી જવાને નીકળ્યો અને એક દિવસે રાત્રિના સમયે અના-યાસ તેનો શહરમાં પ્રવેશ થયો. લોકોમાં સર્વત્ર આનંદનો વિસ્તાર થઇ ગયો. તેની માતા અને નાની તેને આવી મળ્યાં. બાબરને હજી ઘણો બંદોબસ્ત કરવાનો હતો. ઉજબક મુગલોનો સરદાર મહંમદ શાયબાનીખાન સમરકંદને ઓઇયાં કરવાને ટાંપી બેઠો હતો. તે ચંગેજખાનના પૌત્ર શાયબાનનો વંશજ હોવાથી તેણે પોતાની ઇચ્છાથી જ પોતાનું નામ શાયબાનીખાન રાખ્યું હતું. તેની સાથે લડાઇ થતાં બાબરનો પાછો પરાજય થયો, તેના બધા માણસો ભાગી ગયા અને માત્ર દશ કે પંદર માણસો સાથે અશ્વો સહિત કોહિક નદી તરીને તે પાછો સમરકંદમાં આવી પહોંચ્યો. શાયબાનીએ તેને ઘેરી લીધો અને તેના ઘેરામાંથી એક દિવસ પોતાની માતા તથા નાની સાથે રાત્રિના અંધકારમાં જીવ લઇને બાબર પલાયન કરી ગયો. તે નિશામાં પોતાની થયેલી ભયંકર સ્થિતિનું બાબરે પોતાના આત્મચરિત્રમાં મનોવેધક વર્ણન આપેલું છે. કેટલાક દિવસ સુધી તે પર્વત પ્રદેશમાં ભટક્યા કરતો હતો, એવામાં એક અતિશય વૃદ્ધ અબળા તેને મળી. તે અબળાએ તયમૂરલંગની સ્વારીઓની વાતો પોતાની બાલ્યાવસ્થામાં સાંભળી હતી, તે બાબરને સંભળાવીને તેના મનમાં હિન્દુસ્તાનપર ચઢી જવાની એક નવીન આશાને જાગ્રત કરી દીધી. ત્યાર પછી તે તાશકંદમાં જઇને કેટલાક દિવસ સુધી પોતાના મામાના આશ્રયમાં રહ્યો. શાયબાનીખાને પોતાના રાજ્યના વિસ્તારને પાછળથી બહુ જ વધારી દીધું અને તાશકંદને પણ પોતાના કબ્જામાં લઈ લીધું એટલે ઈ. સ. ૧૫૦૩ માં આકસી સ્થળે પરાભવ પામીને બાબર પોતાના બંધુ સાથે ભાગીને કાબુલમાં આવી લાગ્યો.

'આવી અનિશ્ચિત અવસ્થાથી હું બહુ જ કંટાળી ગયો. નહિ ઘર કે નહિ બાર, એવી સ્થિતિમાં જીવવું શામાટે ! હું મારા મનમાં જ કહેવા લાગ્યો કે,

આવી દુર્દશા અને વિપત્તિમાં દિવસો ગાળવા કરતાં કોઈ એકાંત સ્થળમાં જઇને શાંત થઈ બેસી રહેવું તે વધારે સારું છે! ત્યાં મને કોઈ ઓળખશે પણ નહિ અને કોઈ કાંઈ પૂછશે પણ નહિ. આવા અપમાનને સહી લોકોને મોઢું દેખાડવા કરતાં જ્યાં માનવપ્રાણીના દર્શનનો સંભવ જ ન હોય, તેવા કોઈ સ્થાનમાં જ પલાયન કરી જવું જોઇએ. એક વાર મનમાં ચીન તરફ નીકળી જવાનો વિચાર આવતો હતો; કારણ કે, બાલ્યકાળથી જ ચીન દેશને જોવાની મારી પ્રબળ ઇચ્છા હતી; પણ તે વેળાયે હું રાજા હોવાથી રાજ્યને છોડીને કેવી રીતે જવાય અને તેની વ્યવસ્થા કોને સોંપી શકાય, આવા વિચારથી મારી તે ઇચ્છાને હું પૂરી કરી શક્યો નહોતો; પણ હવે રાજ્ય ચાલ્યું ગયું હતું અને માતાના નિર્વાહ તથા નિવાસની વ્યવસ્થા પણ થઈ ગઈ હતી, એટલે જ્યાં ઇચ્છા થાય ત્યાં ચાલ્યા જવામાં હવે કશી પણ બાધા આવે તેમ નહોતું!' આ પ્રમાણેનો બાબરે પોતાના આત્મચરિત્રમાં ઉલ્લેખ કરેલો છે.

કાબુલમાં બાબરનો કાકો ઉલૂગબેગ રાજ્ય કરતો હતો, તે ઈ. સ. ૧૫૦૧ માં મરણશરણ થઈ ગયો. તેના મરણ પછી રાજ્યની સત્તા તેના અલ્પવયસ્ક પુત્રના હાથમાં આવવાથી તેનો વજીર સર્વ અધિકાર દબાવી બેઠો હતો. તે વજીર પ્રજામાં અપ્રિય થઈ પડવાથી માર્યો ગયો. આ ગડબડાધ્યાયનો લાભ લઈ એ સમયમાં બાબરે કાબુલમાં પોતાની સત્તા સ્થાપી દીધી અને ત્યાર પછી અલ્પ કાળમાં જ ઇ. સ. ૧૫૦૪ માં કંદહાર શહેર પણ તેણે લઈ લીધું. સમરકંદથી કાબુલ અને કાબુલથી દિલ્લી, એવો પૂર્વાપરનો માર્ગ ચાલતો આવ્યો હતો. બાબરે ઘણાં માણસો એકઠાં કર્યાં. ઈ. સ. ૧૫૦૪ ના ઑકટોબર મહિનામાં કાબુલનો પ્રદેશ તેના હાથમાં આવ્યો અને ત્યાં નવીન બગીચા વગેરે બનાવીને તેણે પોતાના હમેશના વસવાટની વ્યવસ્થા કરી. એ બગીચાઓમાં ઘણાંક નવાં ફળોનાં બીજ પણ તેણે વાવ્યાં. એ સમયમાં કાબુલની ઉપજ લગભગ પાંચ લાખ રૂપિયાની હતી. સૃષ્ટિસૌન્દર્યના સંબંધથી જોતાં કાબુલ પ્રાંત બહુ જ સુંદર હતો; તથાપિ ત્યાં ધાન્યસામગ્રીનો તો સદા દુષ્કાળ જ રહેતો હતો. એટલા-માટે ગમે ત્યાં પણ હાથ મારી બહારથી સંપત્તિને ખેંચી લાવ્યા વિના છૂટકો જ નહોતો. એથી સ્વાભાવિક જ તેની દૃષ્ટિ હિન્દુસ્તાનપર પડી, તેણે સિંધુ નદી પર્યન્ત એક ચઢાઈ કરી અને ચાર મહિનામાં ગજનીને કબ્જે કરી તે ઇ. સ. ૧૫૦૫ ના જાન્યુઆરીથી મે સૂધીની ગયરહાજરી પછી પાછો કાબુલમાં આવી પહોંચ્યો. એ જ સમયમાં તેની માતા તથા નાની બન્નેનો સ્વર્ગવાસ થઈ ગયો. કાબુલમાં બાબરની સત્તા સારી જામી ગઈ; છતાં સમરકંદને પોતાના તાબામાં લેવાની તેની ઇચ્છા ઠંડી પડી નહોતી. પુનઃ એક વાર તેવા પ્રયત્નનો વિચાર કરીને તે હિરાત તરફ ગયો. હિરાત પ્રાંત તે સમયમાં સમૃદ્ધ અને વિદ્યાકળામાં અગ્રેસર હતો. ત્યાંના તે સમયના અનેક વિદ્વાન્ અને નામાંકિત પુરુષોનાં નામોની સૂચિ બાબરે પોતાના આત્મચરિત્રમાં આપેલી છે. હિરાતમાં તેના પિત્રાઈ ભાઇઓ હતા, તેમના સહવાસમાં તેણે વીસ દિવસ આનંદ અને મોજમજાહમાં વીતાડ્યા. એવી રીતે તે પ્રાંતની માહિતી મેળવીને અને સૈન્ય આદિની વ્યવસ્થા કરીને બાબર પાછો કાબુલમાં આવ્યો. એટલામાં શાયબાનીખાને હિરાત કબ્જે કર્યાના

સમાચાર આવી પહોંચ્યા. અર્થાત્ હવે તયમૂરના વિશાળ વંશમાંનો માત્ર એકલો બાબર જ રાજપદપર બાકી રહ્યો હતો અને તેનો પણ કદાચિત્ શાયબાનીખાન સત્વર જ અંત કરી નાખશે, એવો સર્વના મનમાં ભય થવા લાગ્યો હતો. આ કારણથી બાબર પોતાના રાજ્યને મજબૂત કરવાના ઉદ્યોગમાં પ્રવૃત્ત થયો. એ જ સમયમાં મદ્યપાનના વ્યસનનો તેનામાં પ્રવેશ થતાં તે વિલાસપ્રિય પણ થવા લાગ્યો. ઇ. સ. ૧૫૦૮ થી ૧૫૧૧ પર્યન્તના કાળનાં પોતાનાં કાર્યોનો બાબરના આત્મચરિત્રમાં ઉલ્લેખ નથી એટલે એ કાલાવધિમાં તેને કેવા અને કયા પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું હતું, એ આપણાથી સપ્રમાણ કહી શકાય તેમ નથી. તથાપિ ઇ. સ. ૧૫૧૦ માં તેણે એકદમ સમરકંદપર ચઢાઈ કરી અને તે પૂર્વે જ ઇરાનના શાહ ઇસ્માઇલ સૂફી સાથેના રણસંગ્રામમાં શાયબાનીખાન માર્યો ગયો હતો. તેના ઉઝબગ સરદારો બાબર સાથે લડવાને આવ્યા, પણ તેમનો તેણે પરાજય કરી નાખ્યો અને ઇ. સ. ૧૫૧૧ ના ઑક્ટોબર માસમાં શાહ ઇસ્માઇલ સૂફીની સહાયતાથી ત્રીજી વાર સમરકંદનું તખ્ત પાછું મેળવવાના ભાગ્યને તે પ્રાપ્ત કરી શક્યો. એ વિજય મળતાં જ એકદમ તે સમસ્ત મધ્ય એશિયાનો બાદશાહ બની ગયો. તેણે કાબુલનું રાજ્ય બિરાદર નાસિરને આપ્યું અને પોતે સમરકંદમાં જ રહેવાનો નિશ્ચય કર્યો. પરંતુ તેનો આ વિજય લાંબા વખત સુધી ટક્યો નહિ. ઇરાનના શાહને ખુશ કરવામાટે બાબરે શિયા*મજહબનો સ્વીકાર કર્યો અને તેથી સુન્ની મજહબના તેના સાથીઓને માઠું લાગવાથી તેઓ તેને છોડીને ચાલ્યા ગયા. પાછો ઉઝબગ લોકોએ તેનો પરાજય કર્યો અને તેથી સમરકંદનો તેને ત્યાગ કરવો પડ્યો. કેટલાક કાળ પર્યન્ત પાછો તે જંગલ અને પહાડોમાં ભટકતો રહ્યો અને ઇ. સ. ૧૫૧૪ માં કાબુલમાં આવ્યો, તે પાછો ત્યાંથી ચાલ્યો જ નહિ. ઉઝબગ મુગલોએ સમરકંદનું રાજ્ય લીધું. બાબર તુર્ક હતો અને તે મુગલોનો અત્યંત દ્વેષ્ટા હતો.

વીસ વર્ષથી કાબુલમાં બાબરની સત્તા હતી અને તેટલા સમયમાં ઘણીકવાર હિન્દુસ્તાન વિશેનો લોભ તેના મનમાં જાગ્રત થયો હતો. એનું બીજું કારણ એ પણ હતું કે, પોતાની મહત્ત્વાકાંક્ષાને પૂર્ણ કરવામાટેનો ઉત્તર અને પશ્ચિમ

---

* જેવી રીતે ક્રિશ્ચિયાનિટીમાં રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટંટ એ બે મુખ્ય પંથ છે તેવી જ રીતે મુસલ્માની મજહબમાં પણ સુન્ની અને શિયા એ બે પંથો અસ્તિત્વ ધરાવે છે. એમનામાં મુખ્ય ભેદ માત્ર એટલો જ છે કે, સુન્ની પંથના લોકો પંજતનને પાકે એટલે કે, પયગંબર મહમ્મદ, અલી, ફાતિમા હસન અને હુસેનને સમાન પૂજ્યભાવથી માને છે અને શિયા પંથના લોકોની પંચાયતન વિષયક પૂજ્યભાવનામાં કેટલોક ભેદ છે. સુન્નીઓના અભિપ્રાય પ્રમાણે અલી મહંમદ પયગંબર પછીના ચોથા ખલીફ હતા, પણ શિયા પંથવાળા અલીને મહંમદ પયગંબર પછીના ખલીફ માને છે અને બીજા ત્રણ ખલીફોને ખલીફ તરીકે સ્વીકારતા જ નથી. એ કારણથી સુન્ની અને શિયા વચ્ચે કેટલોક ધર્મવિષયક ઝગડો ચાલ્યા કરે છે; અને તેનાં કેટલાંક અયોગ્ય પરિણામો થયેલાં પણ ઇતિહાસમાં લખાયલાં છે. અલી મહંમદ પયગંબર સાહબના શારીરિક સંબંધથી દામાદ—જમાઇ—થતા હતા.

દિલમાં તેના માટે એક પણ માર્ગ રહ્યો નહોતો. એટલામાટે તયમૂર પ્રમાણે રાજ્યવૃદ્ધિકાર તરીકેની કીર્તિ મેળવવી હોય, તો હિન્દુસ્તાન દેશ જ જીતી લેવો જોઇએ, એવો તેનો દૃઢ નિશ્ચય થઈ ગયો હતો. લોદી સુલ્તાનની હુકૂમતવાળા હિન્દુસ્તાનની રાજ્યવ્યવસ્થામાં કાંઇ પણ દમ રહ્યો નહોતો અને સર્વત્ર કારસ્થાનોની પ્રબળતા હોવાથી દિલ્લીના સાર્વભૌમની સત્તા પ્રત્યક્ષ દિલ્લી નગરની બહારના ભાગમાં માત્ર નામની જ બાકી રહી હતી, એટલે 'જો ધારીશું તો આવો ધનસંપન્ન દેશ સહજ આપણા હાથમાં આવી શકશે' એમ જો બાબરને ભાસ્યું હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. જો વાસ્તવિક કહીએ તો પોતાના એ ઉદ્દેશને પાર પાડવામાં બાબર જેવા ચતુર અને શૂર પુરુષે આટલો બધો વિલંબ થવા દીધો, એ જ આશ્ચર્યકારક છે. ઇ. સ. ૧૫૧૯ માં તેણે હિન્દુસ્તાનપર ચઢાઇ કરી અને કેટલીક લૂટફાટ કરીને તે પાછો કાબુલમાં ચાલ્યો ગયો. એ પછીના પાંચ વર્ષમાં તેણે બીજી ત્રણ ચઢાઇઓ કરી, પણ એક કે બીજા કારણથી હિન્દુસ્તાનમાં તેનાં ચરણો સ્થિર થયાં નહિ તેમ જ હિન્દુસ્તાનમાં સ્થિર થવાનો અદ્યાપિ તેનો મનોભાવ પણ નહોતો. આગળની ચારે ચઢાઇઓમાં તે પંજાબ કરતાં આગળ વધ્યો નહોતો એટલે પુનઃ એક વાર હિન્દુસ્તાનપર ચઢાઇ કરી ઠેઠ દિલ્લી સૂધી આગળ વધવાની તેના મનમાં બહુ ઇચ્છા થયા કરતી હતી. એટલામાં યોગાયોગ એવો બન્યો કે, પોતાની મેળે જ હિન્દુસ્તાનપર ચઢી જવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થયો અને એ પ્રસંગે કાબુલના બાદશાહને આખા હિન્દુસ્તાન દેશનો બાદશાહ બનાવી દીધો.

બાબરનો લગ્નસંબંધ સમરકન્દના સુલ્તાન અહમદની દુખ્તર મહામ સાથે કરવામાં આવ્યો હતો અને તે ઉપરાંત તેના જનાનખાનામાં તુર્ક તથા મુગલ જાતિની બીજી પણ કેટલીક બેગમો હતી. તેમાંની મુગલ ઔરતો સંકટમાં સહાયતા આપનારી અને તુર્ક જાતિની ઔરતો બહુધા સુખની જ સાથી હતી. તેનો પુત્ર હુમાયૂન અત્યારે સત્તર કે અઢાર વર્ષનો અને જવાંમર્દ હતો.



# પ્રકરણ ૭ મું

## દરોગાની દુખ્તર

મંજિલ દર મંજિલ મુકામ કરતા અને પાછા પ્રવાસમાં આગળ વધતા આલમખાન અને તેના બે સાથીઓ જે સ્થળે પંજાબ અને કાબુલનાં રાજ્યોની સીમાનો સંગમ થતો હતો તે સ્થાનમાં આવી પહોંચ્યા. સૂર્ય નારાયણના અસ્તાચલગમનમાં અલ્પ અવકાશ હોવાથી દૂરથી કાબુલના પાર્વતીય પ્રદેશના સ્વરૂપની પૂર્વસૂચના આપતા હિમાચ્છાદિત પર્વતપર સંધ્યાકાલિક સૂર્યકિરણોનો પાત થતાં એક પ્રકારની વિલક્ષણ અને અવર્ણનીય શોભા દૂરથી દૃષ્ટિગોચર થતી હતી. જેમ જેમ નિશાનો સમય સમીપ આવતો જતો હતો, તેમ તેમ શીતલતાનું બળ વધારે અને વધારે થતું જતું હતું. પંજાબમાં પણ જ્યાં શીતકાલમાં નિશાપ્રવાસ અશક્ય હતો, ત્યાં આવા હિમસ્થાનમાં રાત્રિના સમયમાં પ્રવાસની ચેષ્ટા કરવી, એ તો સાહસ જ કહી શકાય. પ્રભાતથી મધ્યાહ્ન સમય પર્યન્ત માર્ગમાં પણ

હિમપાત થયેલો હોવાથી જાણે પૃથ્વીપર પીંજેલા રુના સ્તરો ચઢાવી દીધા હોયની! એવો જ ભાસ થયા કરતો હતો અને થોડી વારમાં કદાચિત્ બર્ફ વધારે પ્રમાણમાં પડવા માંડે, એવો રંગ પણ વાતાવરણમાં સ્પષ્ટ દેખાતો હતો. આલમખાનના બે સાથીઓ અનીસ અને દબીર કાબુલમાં અનેક વાર આવી ગયેલા હોવાથી ત્યાંના પ્રદેશ તથા વાતાવરણના બહુ જ સારા જ્ઞાતા હતા એટલે અનીસે એ સ્થળે આવી પહોંચતાંની સાથે જ કહ્યું કે: "હવે ઘોડાને આગળ વધતા અટકાવો અને અહીં જ મુકામ કરવામાટે ઊતરી પડો."

"આપણે કઈ મંજિલગાહમાં ઊતરીશું?" દબીરે લગામ ખેંચીને ઘોડાને થોભાવવાનો યત્ન કરતાં પૂછ્યું.

"અહીં આપણા સૂબેદારની મંજિલગાહ પણ છે અને કાબુલના સુલ્તાનની મંજિલગાહ પણ છે; એટલે જ્યાં આપણા આલીજનાબ સરદારસાહબની મરજી હોય ત્યાં મુકામ કરીએ. આપણા પંજાબના મંજિલખાના કરતાં કાબુલના મંજિલખાનાનો બુજર્ગ દરોગો બહુ જ નેક અને ભલો માણસ છે, એટલે જો ત્યાં ઊતરીશું તો આપણને સારો આરામ મળશે અને આપણી બધી સગવડો સારી રીતે જળવાશે." અનીસે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"ચાલો ત્યારે ત્યાં જ મુકામ કરીએ; કારણ કે, મંજિલગાહ પંજાબના સૂબેદારની હોય કે કાબુલના સુલ્તાનની હોય, એનો અત્યારે આપણે વધારે વિચાર કરવાનો નથી; આપણને તો જ્યાં વધારે આરામ અને સગવડ મળે ત્યાં જ ઊતરવાનું છે." આલમખાને અનીસના અભિપ્રાયને પુષ્ટિ આપી.

"આ ડાબા હાથપર દેખાય છે તે જ કાબુલના સુલ્તાનની મંજિલગાહ; વધો આગળ!" દબીરે એમ કહીને રાજમાર્ગમાંથી ડાબા હાથ ભણી પોતાના ઘોડાને વાળ્યો અને તેનું અનુકરણ કરીને આલમખાન તથા અનીસે પણ પોતાના અશ્વોને તે દિશામાં ચલાવ્યા.

પ્રસ્તુત નવલકથામાં જે કાળની ઐતિહાસિક ઘટનાઓનું શાબ્દિક ચિત્ર આલેખવામાં આવ્યું છે, તે ઐતિહાસિક કાળમાં પ્રવાસનાં આજના જેવાં રેલ્વે આદિ સાધનો ન હોવાથી તેમ જ માર્ગો પણ આજના જેવા સરળ ન હોવાથી બહુધા ઘોડા, બળદ અને ઊંટ આદિનો જ વાહન તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો અને સ્ત્રીઓમાટે બહુ બહુ તો બેલગાડી, ઊંટપરના કજાવા અને પાલખી આદિ સાધનો વપરાતાં હતાં. પ્રવાસીઓની સગવડમાટે લાંબા પ્રવાસના માર્ગોમાં દશ દશ કે બાર બાર ગાઉને અંતરે એટલે કે જ્યાં એક મંજિલ-એક દિવસની મુસાફરી પૂરી થવાનો સંભવ હોય, ત્યાં આસપાસના પ્રદેશની પરિસ્થિતિ પ્રમાણેનાં મુસાફિરખાનાં રાખવામાં આવતાં હતાં. એ મુસાફિરખાનાં મંજિલગાહ અથવા તો મંજિલખાનાના નામથી ઓળખાતાં હતાં. મુસાફિરોની આવજાવના પ્રમાણમાં એ મંજિલગાહોમાં બે અથવા વધારે માણુસો બંદોબસ્તમાટે રહેતા હતા, તેઓ વ્યાજબી પૈસા લઇને મુસાફિરોને ખાવાપીવાની તથા સૂવાબેસવાની સગવડ કરી આપતા હતા અને પાંચ પૈસા રળવાની આશાથી તેમની બીજી પણ કેટલીક સારી બરદાસ્ત કરતા હતા. એ મંજિલગાહમાં રાજ્યકર્તાના અધિકારીઓમાટે અમુક સંખ્યામાં ઘોડા અને અમુક સંખ્યામાં બળદની ગાડીઓ વગેરે સાધનો

તૈયાર રાખવામાં આવતાં હતાં અને ભાડાનાં વાહનો પણ ત્યાં તૈયાર રહેતાં હતાં કે જેથી આગળની મંજિલપરથી આવેલાં વાહનો પાછાં વળીને જ્યાંથી આવ્યાં હોય ત્યાંના મુસાફિરોને લઈ જાય અને ત્યાંનાં વાહનો આગળ જનારા મુસાફિરોને લઇને પ્રવાસમાં આગળ વધી જાય. અધિકારીઓમાટેનાં વાહનો સરકારી ખર્ચથી રખાતાં હતાં અને તેમની સંભાળની મેહનતનો દરોગા અને તેના હાથ તળેના માણસોને માસિક પગારના રૂપે બદલો મળતો હતો. આ મંજિલગાહોની વ્યવસ્થાથી મુસાફિરોને બહુ જ સગવડ થઈ ગઈ હતી, એટલે તેઓ વગર અડચણે ગમે ત્યાં પ્રવાસ કરી શકતાં હતાં.

મંજિલખાનાનો દરોગો પોતાના હાથ નીચેના માણસોનો તો અફસર કહેવાતો હતો, પણ જ્યારે કેટલાક તુન્દખૂ અને મગરૂર સરકારી અફસરો આવતા હતા તે વેળાયે બિચારા દરોગાની હાલત એક કૂતરા કરતાં પણ ખરાબ થઈ જતી હતી. તેઓ મનમાન્યાં ભોજનોનો આસ્વાદ લેવાને તૈયાર, પણ પૈસા આપવાનો વખત થાય એટલે ખીસામાં હાથ નાખ્યા વગર જ ત્યાંથી ફરાર; જો ભાગ્ય યોગે સરકારી ઘોડા કોઈ બીજા અધિકારીઓ લઈ ગયા હોય, તો તે વિલંબમાટે તેઓ દરોગાને ગણવાના જવાબદાર અને ગાળોનો કરવાના ભયંકર ગોળીબાર; પણ ઘોડા તૈયાર હોય છતાં અફસરો બબ્બે દિવસની છાવણી નાખીને પડ્યા રહે, તો તે માટે કોઈ ન પૂછનાર કે ન ગાછનાર! ઘણીક વાર એમ પણ બને કે, સરકારી વાહનો તૈયાર ન હોય, તો અધિકારી સાહબના હુકમથી ભાડાનાં વાહનો વેઠે પકડાય, સરકારી કાયદા પ્રમાણે તેમને મળનારો બદલો અધિકારીના ખજાનામાં જાય અને બિચારા મુસાફિરો મંજિલખાનામાં જ જ્યાં સૂધી બીજાં વાહનોની સગવડ થાય ત્યાં સૂધી વા ખાતા રહી જાય! એમાં વળી ખૂબી તો એ કે, વેઠે પકડીને બીજાં વાહનો લાવી આપવાનું કામ પણ બિચારા દરોગાને જ સોંપાય, એટલે તે એક તો વાહનોના માલિકોનો દુશ્મન થાય અને હુકમનો અમલ ન કરે તો અધિકારી સાહબની ફિર્યાદ સરકારમાં પેશ થતાં બિચારાની નોકરી ઊખડી જાય! ગરજ એક મહા ભૂંડી ચીજ છે અને ગરીબો હમેશા ગરજૂ હોવાથી તે બિચારાઓને માથે ઘણીક વાર 'વખત આવે વાંકો તો કૂતરાને કહેવો કાકો!' એ કહેવત પ્રમાણે વર્તવાનો વાંકો પ્રસંગ આવી પડે છે. એ મંજિલગાહોના દરોગાઓની પણ આવી જ અવસ્થા હતી. છતાં પેટ ભરવાની ફિકર દમ બાંધીને પાછળ પડેલી હોવાથી આવી હાલતમાં પણ વખત પ્રમાણે નરમી ગરમીથી વર્તીને તેઓ પોતાના આયુષ્યના દિવસો, જેટલા દિવસ ગયા એટલી પીડા ઓછી થઈ, એમ ધારીને વીતાડ્યા કરતા હતા.

આપણા ત્રણે મુસાફિરો કાબુલના સુલ્તાનની મંજિલગાહના દરવાજામાં આવી પહોંચ્યા અને દરવાજામાં એક પીરમર્દ ઊભેલો તેમના જોવામાં આવ્યો. સખ્ત ઠંડીના દિવસો અને હિમપાત થતો હોવા છતાં તે બિચારાના શરીરપર સાદાં કપડાં જ જોવામાં આવતાં હતાં. તેનાં કપડાં જો કે ગરમ હતાં, પણ કેટલેક ઠેકાણે તે ફાટી ગયેલાં અને કેટલેક સ્થળે થીગડાં મારેલાં હતાં. અર્થાત્ કપડાંમાં તો શીતલતાને હટાવવાની શક્તિ નહોતી, પણ તે પીરમર્દના શરીરમાં અદ્યાપિ શીતલતા સાથેના યુદ્ધમાં ટકી રહેવાની સંપૂર્ણ શક્તિ હોય, એમ તેના કદાવર

અને બળવાન્ શરીરને જોવાથી અનુમાન કરી શકાતું હતું. એમને આવેલા જોતાં જ તે આગળ વધી આવ્યો અને કહ્યું કે: "ખુશ આયન્દ!"

"કેમ, જમાલુદ્દીન, તબીયત ખુશ?" અનીસે ખૈર આફીયત પૂછી.

"અલ્લાહની મેહરબાની!" જમાલુદ્દીને જવાબ આપ્યો અને મુસાફિરો જેવા ઘોડાપરથી ઊતર્યાં કે તરત પોતાના એક માણસને બોલાવીને કહ્યું કે: "કૈયૂમ, આ અસ્પોને અસ્તબલમાં લઈ જા અને ઘાસ દાણો આપી માલિશ કર!"

મુસાફિરોએ મંજિલગાહના દરવાજામાં પ્રવેશ કર્યો. એ મંજિલગાહ તે પત્થરનું બાંધેલું એક સાધારણ આકાર અને સાધારણ વિસ્તારનું મકાન હતું. મકાનનો અંદરનો ભાગ છ ઓરડામાં વિભક્ત થયેલો હતો, તેમાંના ચાર ઓરડા મુસાફિરોમાટે અને બે ઓરડા દરોગાના વપરાશમાટેના હતા. બે હારમાં ત્રણ ઓરડા અને વચ્ચે ચાલવાનો માર્ગ હતો અને દરવાજા બન્ને બાજૂએ હતા. આસપાસના વિશાળ આંગણામાં એક ખૂણે ઘોડા વગેરે માટે તબેલો અને બીજા ખૂણામાં બાવર્ચીખાનું, એ પ્રમાણેની જૂદી વ્યવસ્થા કરેલી હતી. મકાનનો ઉપરનો માળ સારા સામાનથી સજાવીને કોઇવાર જો સુલ્તાન પોતે આવે અથવા તો બીજો કોઈ રાજ પુરુષ મેહમાન તરીકે આવી લાગે તો તેના વપરાશમાટે જ રાખવામાં આવ્યો હતો, અને તેપર જવાની સીડી પણ બહારના ભાગમાં જૂદી જ રખાયલી હતી. સાધારણ અધિકારી કે પ્રવાસીઓને ઉપરનો ભાગ રહેવામાટે કે ઊતરવામાટે આપવામાં આવતો નહોતો. અનીસ અને દબીરે આલમખાનને હિન્દુસ્તાનના શાહી ખાન્દાનના એક નબીરા તરીકે ઓળખાવવાથી જમાલુદ્દીને તેના ઊતારામાટે ઉપરનો માળ ઊઘાડી આપ્યો.

ઉપરના માળપર બે ઓરડા હતા; તેમાંથી આગળનો ઓરડો બેઠકનો અને પાછળનો ઓરડો સૂવામાટેનો હતો. આગળના ભાગમાં ખુલ્લી અગાશી પણ હતી; પરંતુ તેનો ઉપયોગ માત્ર ઉનાળાની મોસમમાં જ કરી શકાતો હતો; શિયાળાની મોસમમાં ત્યાં હિમપાત થતો હોવાથી એનો કશો પણ ઉપયોગ થઇ શકતો નહોતો. ત્યાં ગાલીચા, ગાદી, સિરાનાં, ચારપાઈ, તાંબા પીતળનાં કેટલાંક ખાસ વાસણો, હુક્કા અને એવાં જ અન્ય સાધનો તૈયાર હોવાથી આલીખાન્દાન મુસાફિરોને ત્યાં સાધારણ સર્વ પ્રકારનો આરામ મળી શકતો હતો. અનીસ અને દબીર નીચેના એક ઓરડામાં ગયા અને આલમખાન જઇફ દરોગા જમાલુદ્દીન સાથે ઉપરના માળપર ગયો. તરત તેણે લશ્કરી પોશાક ઉતારીને સાદો પોશાક પહેરી લીધો એટલે જમાલુદ્દીને તેને અદબઆદાબથી પૂછ્યું કે: "ગરીબ પરવર, હવે આ ખાદિમને શું ફર્માન છે?"

"કાવો મળી શકશે ખરો કે?" આલમખાને પૂછ્યું.

"કાવો પણ મળી શકશે અને શરાબે અર્ગવાની પણ હરતરહની મળી શકશે; જે ચીજની તમન્ના હોય તે ફર્માબરદાર લાવીને હાજર કરે!" આલમખાનના એક સવાલના જમાલુદ્દીને બે જવાબ આપ્યા.

"મુસલ્માન હોવા છતાં કુરાનશરીફના ફર્માનથી ખિલાફ આલી દીનમાં હરામ ગણેલી ખાનાખરાબ શરાબ પણ આપ રાખો છો કે?" આલમખાને આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"મારી પાંસઠ વર્ષની અવસ્થામાં મેં એક વાર પણ શરાબનોશી કરી નથી અને ખુદા પાકની મેહરબાની હશે તો મરતાં સૂધી હું શરાબનોશી કરવાનો પણ નથી. પણ આલીજનાબ, બધા મુસલ્માનો આપના જેવા અને મારા જેવા દીને ઇસ્લામના ફર્માન મુજબ ચાલનારા અને કુરાનશરીફની આજ્ઞા પાળનારા હોતા નથી. ઘણાક એવા અમીર અને શરીફ મુસાફિરો આવે છે કે, શરાબના શીશાના શીશા ગટગટાવી જાય છે અને તે વખતનો તેમનો દેખાવ જાણે તેઓ પાણી પીતા હોયની! તેવો જ દેખાય છે. કેટલાક અમલદારોની સગવડમાટે આ હરામ ચીજ પણ મારે રાખવી પડે છે, અને તે ગુનાહની હું ઘણીક વાર તૌબા કરીને રહીમ પાસેથી મોઆફી પણ માગુ છું." જમાલુદ્દીને શરાબ રાખવાનું કારણ બતાવ્યું.

"કાબુલના અમલદારો બાદાનૌશીના એટલા બધા પાબન્દ બની ગયા છે, એ તો આજે જ મારા જાણવામાં આવ્યું!" આલમખાને ઉદ્ગાર કાઢયો.

"એનું કારણ એ છે કે, અમારા કાબુલના સુલ્તાને વક્ત આલીજાહ બાબર પોતે શરાબના ખાસ પરસ્તાર છે અને તેથી તેમના અમલદારો પણ બાદાનૌશીના ગુલામ થાય, તો તેમાં નવાઇ જેવું કાંઇ પણ નથી. સુલ્તાને વક્તની સારી કે નઠારી આદત અથવા ખસ્લતની અસર તેના અમલદારો અને તેની રૈયાયામાં પણ થાય છે, એ કદીમી કાયદો છે. અમારા સુલ્તાનની બીજી બધી ખસ્લતો ફરિશ્તા જેવી છે, પણ ફક્ત આ બાદાનૌશીની પાબન્દી છે, એટલી જ નઠારી ખસ્લત છે. પણ ઇન્સાન એક કે બીજી રીતે અયબદાર તો હોય છે જ, એટલે ગીબત કરવાનું કાંઇ કારણ નથી. બેઅયબ તો ફક્ત રબ્બે પાક છે કે જે ખલ્કને રહમનજરથી જોઇને ચલાવી રહ્યો છે!" જમાલુદ્દીને પામર મનુષ્યની ન્યૂનતાનું વિવેચન કરી સંભળાવ્યું.

"ખરેખર ઇન્સાન ગુનાહગાર છે અને ખાલિકે જુલ્જલાલ ગુનાહની મોઆફી બખ્શનાર છે!" આલમખાને તેના મતને પુષ્ટિ આપી.

"ત્યારે હું હુજૂરમાટે કાવો તૈયાર કરીને લાવું છું;" એમ કહીને જમાલુદ્દીન ત્યાંથી ચાલ્યો અને આલમખાન પોતાના ભાવિ કાર્યક્રમ વિશેના વિચારમાં નિમગ્ન થયો.

થોડો જ વખત એવી રીતે વીત્યો હશે, એટલામાં જમાલુદ્દીન કાવાદાનીમાં કાવો લઇને આવી પહોંચ્યો. પણ અત્યારે તે હવે એકલો નહોતો, કિંતુ તેની સાથે એક અબળા પણ હતી. કાબુલના રિવાજ પ્રમાણે તેણે ગળીના રંગથી રંગેલાં પાયજામો અને ગોઠણ સુધી લંબાતો ચોલો એ બે વસ્ત્રો પેહેરેલાં હતાં અને તેનો મુખપ્રદેશ મસ્તકપરના બુર્કાથી ઢંકાયલો હતો. તેનાં ચરણોના પંજા માત્ર દેખાતા હોવાથી તેના શરીરનો રંગ ગોરો હોવો જોઇએ, એવી કલ્પના કરી શકાતી હતી અને વસ્ત્રોથી આચ્છાદિત હોવા છતાં શરીરનું ઘાટીલાપણું અને શરીરની સુદૃઢતા સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. આલમખાન એ વખતે તકિયાને અઢેલી પગ લાંબા કરી હથેળીપર માથું ટેકવીને પડ્યો હતો. આલમખાને આશ્ચર્યચકિત દૃષ્ટિથી તે અબળા ભણી જોવા માંડ્યું. જમાલુદ્દીને કાવાની પ્યાલી ભરીને તે અબળાને ઉદ્દેશીને કહ્યું કે: "ગુલંદામ, હજરત કાવો પી લે એટલામાં હુકો તૈયાર કરી લાવ જોઇએ." ગુલંદામ તેની આજ્ઞા પ્રમાણે હુકો ઉપાડીને નીચે ચાલતી થઈ ગઈ.

"પીરમર્દ, આ નાજનીન્ કોણ છે વારુ?" આલમખાને કાવાનો એક ઘૂટડો ભરી તે ગરમ હોવાથી પ્યાલીને જમીન પર રાખીને સવાલ કર્યો.

"હજરત સલામત, એ આ ગુલામની લખ્તેજિગર દુખ્તર છે!" જમાલુદ્દીને અદબથી જવાબ આપ્યો.

"એની ઉમ્ર કેટલા સાલની છે?" આલમખાને પૂછ્યું.

"બાવીસથી ત્રેવીસ સાલની." જમાલુદ્દીને જણાવ્યું.

"આવી જવાન અને સિન્ને બલૂગતને પહોંચેલી દુખ્તરને આવા બિયાબાનમાં પોતાની સાથે રાખો છો, એનું કારણ શું છે વારુ? આલમખાને કાવાની એક પ્યાલીને ખાલી કરીને પૂછ્યું.

"કારણ કે, એની શાદી હજી કરવામાં આવી નથી, એટલે એને મારા વગર બીજા કોઇનો સહારો નથી અને એની માદર એને નાનપણમાં મૂકીને જન્નતનશીન થયેલી હોવાથી આ ખાદિમને એ દુખ્તર વગર બીજા કોઇનો સહારો નથી, એટલે હું એને મારી આંખો આગળથી દૂર કરતો નથી અને એ પણ મારાથી દૂર થવા ચહાતી નથી." જમાલુદ્દીને કારણનો પ્રકાશ કરી બતાવ્યો.

આલમખાને કાવાની બીજી પ્યાલી પીવાની શરૂઆત કરી, સૂર્યનો અસ્ત થતાં અંધકારના પ્રસારનો આરંભ થવાથી જમાલુદ્દીને ચિરાગ સળગાવ્યો અને એટલામાં ગુલંદામ પણ હુકકો તૈયાર કરીને આવી પહોંચી. હુકકો આલમખાન જ્યાં બેઠો હતો ત્યાંથી બે હાથના અંતરપર રાખી તેના નેહચાને ગાદીપર મૂકી પાછી તે દરવાજા ભણી જવા લાગી. એટલામાં જમાલુદ્દીને તેને પાછી બોલાવીને કહ્યું કે: "બેટા ગુલંદામ, આ દેહલીના શાહી ખાન્દાનના નબીરા આગળ બુર્કાપોશ થઇને આવવાની કાંઇ પણ જરૂરત નથી. જા અને અખ્તરને ખાનું જલ્દી તૈયાર કરવાની તાકીદ આપીને પાછી આવ!"

ગુલંદામ પાછી આવી ત્યારે તેનું મુખમંડળ ખુલ્લું હતું અને તે જોતાં તેના ગુલંદામ નામની સાર્થકતાનો આલમખાનને તત્કાળ પરિચય થઇ ગયો. તેની શ્વેત રંગની ચામડીમાંના રક્તની મંદ લાલાશવાળા ગાલ ગુલાબના રંગને પણ શર્માવતા હતા, તેનાં નેત્રો હરિણનાં નેત્રોની ચપળતાને લજાવતાં હતાં અને તેના કાળા કેશ નાગને પણ નીચું જોવડાવતા હતા, તો પછી કટિ વિભાગ કેસરીને કંપાવે, એ તો સ્વાભાવિક જ હતું. ગરીબોના ઝૂપડામાં પણ આવી હસીન ઔરતો જન્મે છે અને રાંકને ત્યાં પણ કોઇ વાર રત્ન મળી આવે છે, એ ઈશ્વરની અગમ્ય લીલાનો આજે આલમખાનને સાક્ષાત્કાર થયો અને તે એ બાળાના અલૌકિક લાવણ્યને જોઇને કેટલીકવાર સુધી તો મુગ્ધ તથા દિઙ્મૂઢ જ બની ગયો. તે સમયમાં કોઈ પણ મુસલ્માન કુમારિકા અથવા તો જોજા (વિવાહિતા સ્ત્રી) કોઈ ગયરમર્દ આગળ બુર્કાને કાઢી નાખી ખુલ્લા મોઢાથી આવે, તો તે એક બહુ જ એતેબાર અને જીઇજ્જતીની નિશાની મનાતી હોવાથી આલમખાન પોતાને મળેલા એ માનમાટે કૃતજ્ઞતા દર્શાવતો કહેવા લાગ્યો કે:—

"પીરમર્દ જમાલુદ્દીન, તમોએ પોતાની દુખ્તરને મારી આગળ બેનકાબ આવવાની પરવાનગી આપી તેમાટે હું તમારો બહુ જ એહસાનમંદ છું અને બાનો, તમે પોતાના પિદરના એ ફરમાનને જરા પણ આનાકાની વગર માથે ચઢાવી

મને માન આપ્યું એમાટે તમારો પણ હું જેટલો એહસાન માનું તેટલો ઓછો જ છે. ખાતિરજમા રાખજો કે મારા તરફથી તમારા એ એતેબારનો ભંગ થવાનો નથી અને તેનો ગવાહ પાક પરવરદિગાર છે !"

"આ આલ્ફાજ હજરત સલામતની શરાફતને બતાવી આપે છે, એટલે વધારે શહાદતની કાંઇ પણ જુરૂરત નથી !" ગુલંદામે પ્રથમ વાર પોતાના મધુર કંઠનો એ શબ્દોદ્વારા પરિચય કરાવ્યો. આલમખાનને તે સાંભળી બુલબુલના બોલવાનો ભાસ થવા લાગ્યો.

"બાનો, આ વળી તમારો બીજો એહસાન થયો !" બોલવામાટેનો બીજો કોઈ વિષય ન સૂઝવાથી આલમખાને બીજી વાર પણ ઉપકાર જ માન્યો.

"મઆજઅલ્લા ! આટલા બધા એહસાનોનો ખજાનો અમે રાખીશું કયાં, એની જ હવે તો મને ફિકર થયા કરે છે ! આ બિયાબાન હોવાથી જો એ ખજાનાને ખુલ્લી જગ્યામાં રાખીએ તો તો ડાકૂઓ આવીને લૂટી જાય, માટે એને કયાંક પણ જમીનમાં સંભાળથી દાટી રાખવો પડશે કે જેથી કોઇ વાર આફતના વખતમાં કામ આવે !" ગુલંદામે વિનોદમય પરંતુ મા મક ઉદ્ગાર કાઢ્યા.

"ગુલંદામ, કેટલાક લોકો જેમ કોઇના ગમે તેવા અને ગમે તેટલા એહસાનો થયેલા હોય, છતાં તેનો બદલો ફકત મોઢાના અલ્ફાજથી જ વાળે છે અને તેની બીજી કશી પણ કદ્ર કરતા નથી, તેમનામાંનો આ આલમખાન નથી, એ વિશે ખાત્રી રાખજો. આ ખુદાનો બન્દો એહસાનફરામોશ ન હોવાથી પોતાથી બની શકતી તમારી કદ્ર જરૂર કરવાનો જ." આલમખાને આશ્વાસન આપ્યું.

"મેં ઇનામ મેળવવાની કે એવી જ બીજી કોઇ આશા રાખી છે, એવો જો મારા બોલવાનો અર્થ હુજૂર સમજ્યા હોય, તો મારે લાચારીથી જણાવવું પડે છે કે હુજૂરની એમ માની લેવામાં ભૂલ થયેલી છે. અમો ગરીબ છીએ, પણ ઝીશાન છીએ; પૈસાદાર ન હોવા છતાં આલીખાન્દાન છીએ. અમારા એહસાનનો બદલો ઇનામ નથી; કારણ કે, શું ખોટી લાલચ અહલે ઇસ્લામને માટે હરામ નથી ?" ગુલંદામે યોગ્ય વિવેકદર્શક શબ્દોમાં તેના ભ્રમનો નિરાસ કરી નાખ્યો.

"ત્યારે તમો એહસાનનો શો બદલો મેળવવા માગો છે ?" આલમખાને મન્દ હાસ્ય કરીને પૂછ્યું.

"તે અત્યારે આ ખાદિમા જણાવી શકતી નથી; કનીજ જ્યારે એ-માટેનો લાયક વક્ત આવશે, ત્યારે એ બદલો પોતાની જબાનથી જ માગી બતાવશે." ગુલંદામે પુનઃ માર્મિક ઉત્તર આપ્યું.

"હજરત સલામત, મારી ગુલંદામ બાવીસ કે ત્રેવીસ વર્ષની ઉમ્રની જવાન હોવા છતાં હમેશા બિયાબાનમાં વસેલી હોવાથી દુનિયાદારીના કાયદાથી અંજાન છે અને તેથી ઘણીક વાર દિલમાં જે આવે તે, આગળ પાછળનો ખિયાલ કર્યા વગર, મોઢેથી બકી નાખે છે; માટે એના બોલવા તરફ જરા પણ જોશો નહિ અને દિલમાં માઠું લગાડશો નહિ" તજરૂબાકાર જમાલુદ્દીને આલમખાનને ઉદ્દેશીને કહ્યું.

"ફિકર ન કરો; મારા દિલમાં માઠું લાગ્યું નથી અને લાગવાનું પણ નથી.

આવી એક ભોળીભાળી અને સીધી સાદી નાદાન હસીના સાથે આ બિયાબાનમાં ગુફ્તગૂ કરવાનો પ્રસંગ મળ્યો, તેમાટે હું મને પોતાને બખ્તાવર માનું છું. ખુદા એને આબાદ રાખે, એની બલાઓને દૂર કરી એના જિગરને હમેશા શાદ રાખે ! એ આવી ને આવી બે ફિકરીમાં જ રહે, એટલું જ હું ખુદા પાસેથી માગું છું !" આલમખાને શુદ્ધ ભાવથી જવાબ આપ્યો.

"વારુ ત્યારે હું જરા જઇને જોઈ આવું કે ખાનું તૈયાર થવામાં હજી કેટલીક વાર છે; અને ગુલંદામ, તું પણ અખ્તરની મદદગારીમાં ઊભી રહે કે જેથી જલ્દી જમવાની તૈયારી થઇ જાય." એમ કહીને જમાલુદ્દીન ત્યાંથી નીચે જવાને ઊઠ્યો અને ગુલંદામ પાછળ હોવાથી જતાં જતાં દરવાજાપરથી તેણે મોઢાને ફેરવીને પાછી એક વાર દીવાનખાનામાં નજર નાખી અને ત્યાર પછી વીજળીના ઝબકારાની પેઠે તે આલમખાનની નજર આગળથી અદૃશ્ય થઇ ગઈ.

ઘણીક વાર એવા બનાવો પણ બને છે કે અચાનક અમુક અજ્ઞાત સ્ત્રી પુરુષનું દૃષ્ટિમીલન થઈ જાય છે અને આગળનો લેશ માત્ર પણ પરિચય ન હોવા છતાં તેમનાં હૃદયોનું પરસ્પર આકર્ષણ થવા માંડે છે. કેટલીક વાર એ આકર્ષણ જેમ વિકારમય અને સહેતુક હોય છે તેમ જ કેટલીક વાર એ આકર્ષણ નિર્વિકાર અને નિર્હેતુક પણ હોય છે, એવો માનસશાસ્ત્રવેત્તાઓનો અભિપ્રાય છે. આલમખાન અને ગુલંદામનાં હૃદયો એક બીજા તરફ આકર્ષાયાં તો હતાં જ, પણ તે વિકારયુક્ત હતાં કે વિશુદ્ધ ભાવમય હતાં, એનો નિર્ણય આ ક્ષણે જ આપણાથી કરી શકાય તેમ નથી. આલમખાનને ગુલંદામનો આ વિયોગ બહુધા અસહ્ય જ ભાસવા લાગ્યો; થોડા વખતને માટે નાદિરાનું પણ તેના હૃદયમાંથી વિસ્મરણ થઈ ગયું. અસ્તુ.

ઉપરના ભાગમાં જેવી રીતે એ શાહી મેહમાનની સરભરા જમાલુદ્દીન અને તેની હસીન દુખ્તરે કરી હતી, તેવી જ અનીસ અને દબીરની સરભરા જમાલુદ્દીનના મદદગાર અખ્તરે કરી હતી; અર્થાત્ તેઓ પણ કાવાને ઇન્સાફ આપી થાક ઊતારતા અને હુક્કો ગડગડાવતા નીચેના ઓરડામાંની શતરંજીપર લાંબા થઇને પડ્યા હતા. માત્ર ગુલંદામ જેવી કોઈ નાજનીન્ સાથે ખુશગુફતાર કરવાનો પ્રસંગ તેમને મળી શક્યો નહોતો. એ તો 'છોટાનાં નસીબ છોટાં અને મોટાનાં નસીબ પણ મોટાં' હોય છે, એમ જે કહેવામાં આવે છે તે કાંઈ ખોટું તો નથી જ. નૌકર અને માલિક એ બે શબ્દોમાં જેટલો ભેદ રહેલો છે, તેટલો જ ભેદ તેમના ભાગ્ય અને સત્કારમાં પણ રહેલો હોય, એ સર્વથા સ્વાભાવિક છે.

આલમખાને લગભગ અડધા પ્રહર જેટલો વખત તનહાઇમાં વીતાડ્યો અને ત્યાર પછી પુનઃ એક વાર ગુલંદામના દર્શનનો લાભ મળ્યો. દરવાજામાંથી ઓરડામાં આવતી ગુલંદામ જાણે વાદળાંમાંથી ચન્દ્ર બહાર આવતો હોયની ! તેવી તેને દેખાવા લાગી. તેણે દસ્તરખાન બિછાવ્યું અને અખ્તરે આવીને નાન, બિરિયાની, કોરમા, કોફતા અને બે તરકારી ઇત્યાદિ ખાદ્ય પદાર્થોથી ભરેલો થાળ લાવીને તેપર મૂકી દીધો. તે પાછો નીચે અનીસ અને દબીરને જમાડવામાટે ચાલ્યો ગયો અને ગુલંદામ આલમખાનની સેવામાં હાજર રહેવા માટે ત્યાં જ હાથ જોડીને ઊભી રહી.

"બાનો, તમે ક્યારે જમશો ?" આલમખાને પૂછ્યું.

"મેહમાનોના જમ્યા પછી જ મેજબાનોથી જમી શકાય છે." ગુલંદામે આંખોને નીચી ઢાળીને જવાબ આપ્યો.

"આ કાયદાની વાત હોવાથી મારાથી તમને અહીં જમવા બેસવાનો આગ્રહ કરી શકાય તેમ નથી. હં, પણ તમારા બુજર્ગ પિદર ક્યાં છે ?" આલમખાને બીજી વાત છેડીને બોલવાના વ્યવસાયને આગળ લંબાવવાની કોશિશ કરી.

"તેઓ પાસે આવેલી પંજાબના સૂબેદારની મંજિલગાહમાં કાંઈ કામમાટે ગયા છે તે અડધી રાતે આવશે. આપની સરભરાનું કામ તેમણે આપની આ કનીજને સોંપ્યું છે, માટે જે હુકમ હોય તે આ ખાદિમાને ફર્માવશો." ગુલંદામે જવાબ આપ્યો.

આલમખાને જમાલુદ્દીન હાલ તરત આવવાનો નથી એ જાણીને મનમાં જ અલ્લાહનો આભાર માન્યો અને પછી ગુલંદામને ઉદ્દેશીને કહ્યું કે: "ત્યારે હવે બન્દાને જમવાની ઇજાજત છે ?"

"એક હકીર ખાદિમાની વળી ઇજાજત તે શાની? હજરત સલામત, આપ આ નાદાન ઔરતની મશ્કરી તો નથી કરતા ને ?" ગુલંદામ બોલી.

"અજી વાહ, આ શું બોલ્યાં? તમારી તે વળી મશ્કરી થાય ! એ તો ગમે તે હોય, પણ જમવાની વેળાયે પાસે બેઠેલા ઇન્સાનની ઇજાજત લેવી જોઇએ એવો એક કાયદો છે." આલમખાને સભ્યતાથી જવાબ આપ્યો.

"ત્યારે કરો બિસ્મિલ્લાહ !" ગુલંદામે ઇજાજત આપી.

આલમખાને 'બિસ્મિલ્લાહ' કહીને ખાનાને ઇન્સાફ આપવાની શરૂઆત કરી દીધી.

"શાહી મહલોમાં તો આપે અનેક ઉમ્દા અને લજીજ ગિજાઓ ખાધી હશે, એટલે મને લાગે છે કે આજનું ખાનું આપને ભાગ્યે જ પસંદ આવશે." ગુલંદામે પાણીનો લોટો અને ખાલી પ્યાલો આલમખાન આગળ મૂકીને કહ્યું.

"વાહ જનાબ, એ શું બોલ્યાં ! મને તો ક્યારની એ જ અજાયબી થયા કરે છે કે આવા બિયાબાનમાં પણ આવી આવી નેઅમતો મળી શકે છે; એટલું જ નહિ, પણ રાંધનાર પણ રાંધવાની એટલી બધી કળા જાણે છે કે જે હુનર બેગમોને પણ હાસિલ થઇ શક્યો નથી. મારા ધારવા મુજબ આ હુનર તમારો જ હોવો જોઇએ." આલમખાને ખાનાનાં વખાણ કર્યાં.

એનું શાબ્દિક ઉત્તર ન આપતાં માત્ર મંદહાસ્યથી જ ગુલંદામે મૂક ઉત્તર આપ્યું. આલમખાન જમી રહ્યો એટલે પાસે ચિલમચી અને પાણી તૈયાર હતાં અને ગુલંદામ પણ તૈયાર હતી. તેણે તરત આલમખાનના હાથ ગરમ પાણીથી ધોવડાવ્યા અને હાથ લૂછવામાટે હાથલૂછણું પણ હાજર કરી દીધું. ગુલંદામે અખ્તરને બોલાવ્યો અને તે આવીને વાસણ લઈ ગયો. આલમખાન પાછો તકિયાને અઢેલીને હુક્કો પીવા લાગ્યો.

ગુલંદામે વખતને આવેલો જોઇને મળેલા એકાંત પ્રસંગનો લાભ લેવાના ઉદ્દેશથી કહ્યું કે: "હજરત સલામત, હવે હું જે ઇનામની માગણી કરું તે ઇનામ હુજૂર મને આપશો ખરા કે ?"

"બિલ્લા ઉજ !" આલમખાને તત્કાળ જવાબ આપ્યો.

આલમખાને જોશમાં ને જોશમાં એ જવાબ તો આપી દીધો, પણ તે ક્ષણે જ તેના મનમાં એક પ્રકારના સંકોચમય વિચારનો ઉદ્ભવ થયો; તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે: 'કદાચિત્ એ નાજનીન્ નાણાની મોટી રકમ માગશે, તો અત્યારે તે હું કેવી રીતે આપી શકીશ ? અને જો તે નહિ અપાય, તો મારો કૂઓલ ખોટો ઠરશે ! તેમજ જો એ મારી મહોબ્બતની માગણી કરે, તો શું નાદિરાના મારામાંના વિશ્વાસનો ઘાત કરીને મારે આ હસીનાની ઇચ્છાને આધીન થવું ? કોણ જાણે એ શું માગશે અને શું નહિ ! યા પરવરદિગાર, તું ઇજ્જત બચાવજે અને શર્મ રાખજે ! કોઈ પણ રીતે મારા મોઢામાંથી નીકળેલો બોલ ખોટો તો ન જ થવો જોઇએ.'

તે આવા પ્રકારના વિચારમાં પડ્યો હતો એટલામાં ગુલંદામે કહ્યું કે: "ત્યારે પ્રથમ આપને હું કેટલાક સવાલો પૂછવા માગું છું તે સવાલોના સાચા જવાબો આપવાની મેહરબાની કરશો ?"

"ખુશીથી પૂછો." આલમખાને ગંભીરતાથી કહ્યું.

"આપ દેહલીના શાહી ખાન્દાનના નબીરા છો અને આપનું ઇસ્મે મુબારિક આલમખાન છે, એટલી બીના મારા જાણવામાં આવી છે; પણ આપ અત્યારે કાબુલ જવામાટે ક્યાંથી તશરીફ લાવો છો તે જણાવશો કે ? કારણ કે, જે અનીસ અને હબીર નામના બે સિપાહ આપની સાથે છે, તેઓ અહીં આગળ આવી ગયેલા હોવાથી તેમને હું સારી રીતે ઓળખું છું; તેઓ પંજાબના સૂબેદાર દૌલતખાનના નમકખાર તાબેદાર છે અને તેથી જ મારે આપને આ સવાલ પૂછવો પડે છે." ગુલંદામે સવાલ પૂછીને તે પૂછવાનું કારણ પણ વિસ્તારથી જણાવી દીધું.

"પંજાબના સૂબેદાર દૌલતખાન મારા ચચા થાય છે અને અત્યારે હું પંજાબમાંથી જ આવેલો હોવાથી તેમના સિપાહો મારી સાથે છે. દેહલીના અત્યારના સુલ્તાન સાથે કેટલાક હકકોની બાબતમાં મારી તકરાર ચાલતી હોવાથી એક જુદા જ મતલબથી હું કાબુલ જવા નીકળ્યો છું." આલમખાને કેટલોક વિચાર કર્યા પછી એ પ્રમાણેનો જવાબ આપ્યો.

"આપ શા મતલબથી જાઓ છો અને શા મતલબથી નહિ તે હું જાણવા માગતી નથી; કારણ કે, એની સાથે મારો કશો પણ સંબંધ નથી. મારે જે જાણવાનું છે તે ફક્ત એટલું જ કે, આપ ત્યાંથી પાછા પંજાબ તરફ જવાને ક્યારે વળવાના છો ?" ગુલંદામે પોતાના મતલબનો સવાલ પૂછ્યો.

"એ વિશે અત્યારે નક્કી મારાથી કાંઇ પણ કહી શકાય તેમ નથી; કારણ કે, ત્યાંથી મારા વળવાનો બધો આધાર, હું મારા કામમાં કેટલો ફાવું છું અને કાબુલના સુલ્તાન પાસેથી મારી માગણીનો શો જવાબ મળે છે, એપર જ રહેલો છે. છતાં પણ મારાથી જેટલી ઊતાવળ કરી શકાશે તેટલી ઊતાવળથી મારો ત્યાંથી પાછા ફરવાનો વિચાર છે." આલમખાને હુક્કાથી કંટાળી નળીને જમીનપર મૂકતાં ખરેખરો જવાબ આપ્યો.

"આપ વહેલા આવો કે મોડા તશરીફ લાવો, એની કશી ચિંતા નથી;

પરંતુ જ્યારે પણ આપ ત્યાંથી પાછા ફરો, ત્યારે આવીને આ મંજિલગાહમાં જ ઉતરવાની તકલીફ લેશો?" ગુલંદામે કહ્યું.

"બાખુશી!" જવાબ મળ્યો.

"અને તે વખતે હું જે કાંઈ પણ માગણી પેશ કરું, તેને કબૂલ મંજૂર રાખશો? મારા એક કામમાં મારા ગમગુસાર મદદગાર થશો?" ગુલંદામ સવાલોની જાળને વધારે અને વધારે ગુંચવાડાભરેલી કરતી ગઈ.

"હું તમારી કોઈ પણ માગણીને કબૂલ મંજૂર રાખીશ અને તમારા હરકામમાં તમારો ગમગુસાર મદદગાર થઈશ! પણ તે તમારી માગણી અને તમારું કામ શું છે તે હરકત ન હોય તો અત્યારેજ જણાવશો?" આલમખાને આતુરતા દર્શાવી.

"આપ જ્યારે પંજાબ તરફ જવાને પાછા વળશો તે વેળાયે મારો આપ સાથે પંજાબમાં આવવાનો અને પંજાબની રાજધાની લાહોરમાં એક મકાન લઇને રહેવાનો વિચાર છે; અને ત્યાં આપની કેટલીક મદદની મને દરકાર છે!" ગુલંદામે પોતાની માગણીના કેટલાક અંશનો સ્ફોટ કર્યો.

"તમે અહીંથી ચાલ્યાં જશો, તો તમારા બુજર્ગ પિદરની સંભાળ કોણ રાખશે?" આલમખાને એક સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"જે પરવરદિગાર આલમની સંભાળ રાખે છે, તે મારા બુજર્ગ પિદરની પણ સંભાળ રાખશે. પણ હા, સારું થયું કે, આપે આ સવાલ મને પૂછયો; જો મારા માટે આપના જિગરમાં કાંઈ પણ સારી લાગણી હોય, તો મારો આ ઇરાદો મારા મેહરબાન પિદરને જણાવશો નહિ." ગુલંદામે વળી ભેદમાં વૃદ્ધિ કરી.

"ત્યારે શું તમો પોતાના પિદરની પરવાનગી વગર છુપી રીતે જ લાહોર જવા માગો છો?" આલમખાને આશ્ચર્યથી પૂછ્યું.

"જે એક ખોફનાક ભૂલ મારા હાથે અત્યાર પહેલાં થઈ છે તેમાટે પણ મેં મારા પિદરની પરવાનગી લીધી નહોતી અને હવે તે ભૂલને સુધારવામાટે પણ પિદરની પરવાનગી લેવાની અગત્ય હું નથી જોતી. મારી એ ભૂલનો અંજામ એ થશે કે, યા તો મારા નસીબનો સિતારો ચમકશે અને યા તો બે ગુનાહગારો એક સાથે મરીને આ ફાની દુનિયામાંથી જન્નત કે પછી દોજખમાં જવાને સફર કરી જશે!" ગુલંદામે હવે ભેદમાં કાંઇક ભયંકરતાનો પરિચય કરાવવા માંડ્યો.

આ વેળાયે ખુબસૂરત ગુલંદામની આંખોમાં વ્યાપેલી ગુસ્સાની નિશાની તરીકેની લાલાશ દીપકના મંદ પ્રકાશમાં પણ સ્પષ્ટ દેખાઈ આવતી હતી અને તેથી તેના જિગરમાં જરૂર કોઈ પણ જાતનો કારી ઘા લાગેલો હોવો જોઇએ, એવી કલ્પના કરી શકાતી હતી. એક ઔરતના જિગરમાં થયેલા જખમનું કોઈ વાર મહાભયંકર અને પ્રાણહારક પરિણામ થાય છે, એ રહસ્યને આલમખાન સારી રીતે જાણતો હોવાથી તેના જખ્મી જિગરને વધારે જખ્મી કરનાર સવાલો પૂછવાનું તેણે વ્યાજબી ધાર્યું નહિ. તેણે માત્ર એટલો જ સવાલ પૂછયો કે: "તે બે ગુનાહગારો કોણ છે અને તમારા હાથે એવી તે શી ભયંકર ભૂલ થઈ છે કે જે ભૂલને સુધારવામાટે આટલા બધા સાહસ અને જોખમમાં ઉતરવાની હદપર તમે આવી ગયાં છો? જો એ ભેદ મને જણાવશો, તો એ ભૂલને સુધારવાનો

હું કોઈ જોખમ વગરનો રસ્તો અત્યારે અથવા તો વિચાર કર્યા પછી તમને બતાવી શકીશ!"

"એ ભૂલને સુધારવાનો જોખમ વગરનો કોઈ પણ રસ્તો મળવાનો જ નથી. મારા હાથે જે ભૂલ થયેલી છે તેમાં મારી અને મારા ખાન્દાનની ઇજ્જતનો સવાલ સમાયલો હોવાથી અત્યારે તે ભૂલને હું આપ આગળ રોશન કરી શકતી નથી અને તેમાટે દિલગીર છું. એક ગુનાહગાર હું પોતે જ છું અને બીજા ગુનાહગારને આપ ઓળખો છો, છતાં અફસોસ કે મારા મતલબને બર લાવવા-માટે અત્યારે હું તે મૂજી શયતાનના નામનો આપની હુજૂરમાં ઉચ્ચાર કરતાં અચકાઉં છું! હું તેનું નામ તો અત્યારે નહિ જ જણાવું!" ગુલંદામે રહસ્ય-પરંપરાને જાળવીને પોતાના દિલમાંના દબાયલા ઉભરાને બહાર કાઢવા માંડ્યા.

"ત્યારે છેવટે તમારા કામનું નામ?" આલમખાને ઉલટો સવાલ કર્યો.

"આ જિન્દગીમાટે હમેશાનો આરામ અથવા તો ઇન્તકામ!" ગુલંદામે થોડા શબ્દોમાં જ કાર્યના રહસ્યને વ્યક્ત કરી દીધું.

"બસ; ગુલંદામ, તારા હૃદયનો કેટલોક આશય મારા જાણવામાં આવી ગયો છે, પણ હવે તને વધારે સવાલ પૂછીને તારા જિગરના દાગને તાજો કરવાની મારી મરજી નથી. હું હરહાલમાં તારો મદદગાર રહીશ અને તને સુખી બના-વવાની મારાથી બનતી કોશિશ કરીશ; પછી તો જેવી મૌલાની મરજી અને જેવું તારું નસીબ!" આલમખાને અન્તિમ આશ્વાસન આપ્યું.

"મરહબા; આમીન!" ગુલંદામે ઉદ્ગાર કાઢ્યો અને પૂછ્યું કે: "પણ આપ ફક્ત થોડી વારની આ ઓળખાણથી મારા વિશે આટલી બધી લાગણી બતાવવાને તૈયાર થયા છો તે શા ફાયદાની આશાથી? કારણ કે, આ કંગાલ ઔરત પાસે આપના એ એહસાનના બદલામાં આપી શકાય એવી એક પણ ચીજ નથી; એટલું જ નહિ, પણ આપના જેવા શાહી મેહમાનની આગળ કેવી રીતે બોલવું એટલી પણ તમીજ નથી!" ગુલંદામે એક પ્રકારના અત્યંત ગહન આશયથી આ સવાલ રજૂ કર્યો.

આલમખાને જો કે 'તારા હૃદયનો કેટલોક આશય મારા જાણવામાં આવી ગયો છે,' એવા શબ્દો ઉચ્ચાર્યા હતા, પણ ખરી રીતે ગુલંદામના આશયનો અંશ માત્ર પણ તેના જાણવામાં આવી શકયો નહોતો અને તેથી એક બાલિકા નાજનીનના આ સવાલથી તે પશોપેશમાં પડી ગયો અને આ સવાલનો શો જવાબ આપવો એ વિશેના તાત્કાલિક નિર્ણયપર આવી શકયો નહિ. તેને ચુપ રહેલો જોઇને અધીરી ગુલંદામે પાછો સવાલ કર્યો કે:—

"કેમ હજરત સલામત, એટલી બધી તે તરાવીશમાં પડી ગયા છો કે કનીજના સવાલનો જવાબ નથી આપતા? જેના વિશે આટલો બધો ખિયાલ કરવો પડે, એટલો બધો મારો સવાલ પેચદાર તો નથી જ; તો પછી જવાબમાં દેરી શામાટે?"

"બાનો, તમે કહો છો કે, મારા એહસાનના બદલામાં આપી શકાય એવી એક પણ ચીજ તમારી પાસે નથી; અને મારું દિલ મને એમ કહ્યા કરે છે કે, બની આદમ આવા અલ્ફાજ મોઢામાંથી કાઢી શકે જ નહિ; કારણ કે, પરવર-

દિગારે કંગાલમાં કંગાલ આદમજાદને પણ કોઇને કોઈ પણ એક એવી ચીજ તો જરૂર આપેલી હોય છે કે જો ચાહે તો તે ચીજ તે પોતાના મોહસિનને ગમે તે વેળાયે આપી શકે છે!" આલમખાને પણ હવે ઊંડાણમાં ઊતરવા માંડ્યું.

"ખરી વાત છે; પણ........"

ગુલંદામના મુખમાંથી આટલા શબ્દો જ નીકળી શક્યા; તે આગળ બોલવા જતી હતી, પણ એટલામાં તેનો પિતા જમાલુદ્દીન પંજાબના સૂબેદારની મંજિલગાહમાંથી પાછો આવી પહોંચ્યો અને આવીને તત્કાળ આલમખાનની સેવામાં હાજર થયો. તેણે આવીને કહ્યું કે: "હજરત સલામત, અડધી રાત થવા આવી છે; આપના સાથીઓ સૂઈ ગયા છે અને હવે આપ પણ આરામ ફર્માવો તો સારું; કારણ કે આવતી કાલે આપને પાછા સફરમાં આગળ વધવાનું છે અને કાબુલ પહોંચતાં સૂધી અહીંના જેવો આરામ ભાગ્યે જ મળી શકશે!"

"મેં અત્યારે તો કદાચિત્ એક ઊંઘ કરી પણ લીધી હોત, પણ ગુલંદામે કહ્યું કે, આપ પાસેની મંજિલગાહમાં ગયા છો એટલે અમે વાતો કરતાં તમારા આવવાની વાટ જોઇને બેસી રહ્યાં છીએ. હવે હું પણ આરામ ફર્માવું છું અને તમો પણ જઇને આરામ કરો." આલમખાને જાણે તેના માટે જ તે પોતે જાગતો બેસી રહ્યો હોયની! એવો ભાવ દર્શાવ્યો.

"ત્યારે તો આપના આરામમાં મેં જ ખલલ પહોંચાડયો! સરકાર, હું મારી ગુસ્તાખીની મોઆફી ચાહું છું." જમાલુદ્દીને વિવેક દર્શાવ્યો અને ત્યાર પછી કહ્યું કે: "આલીજનાબ, આપ અંદરના પલંગપર પોઢી જાઓ, ગુલંદામ આ ઓરડામાં સૂશે અને આપનો ગુલામ બહાર છજામાં જીના પાસે પડી રહેશે. જો રાતે કોઈ ચીજની જરૂરત હોય અથવા કાંઈ પણ કામ પડે, તો ગુલંદામને અથવા તો આપના આ ગુલામને જગાડજો; આપને કોઈ જાતની તકલીફ ન થાય એટલામાટે નીચેની નિગેહબાનીનું કામ બીજા બે ત્રણ માણસોને સોંપીને અમોએ અહીં આપની પાસે જ રહેવાનો બંદોબસ્ત કરેલો છે અને તે કારણથી જ ગુલંદામ અહીં બેસી રહી છે. પણ એ નાદાન છોકરીએ આપને વાતોમાં વળગાડી રાખ્યા અને તેથી આપના આરામમાં ખલલ થઈ ગયો. છોકરી છે ગરીબ અને ભોળી પણ વાતુડી એવી છે કે વાતોમાં આખી રાત વીતી જાય તો પણ એ વાતો કરતી ન ધરાય."

"એની વાતોથી ઉલટો મારો વકત ખુશીમાં ગયો અને તેથી હું તો એ ભોળી બાળાનો એહસાન જ માનું છું. પીરમર્દ, એમાટે ગુલંદામને જરા પણ ઠપકો આપશો નહિ." આલમખાને ગુલંદામની વિકાલત કરી.

સર્વ પોતપોતાના સ્થળે નિદ્રાદેવીની ઉપાસનામાટે શય્યાશાયી થયાં. દરોગા જમાલુદ્દીન તો આખા દિવસનો થાકયો પાકયો હોવાથી અને પ્રભાતમાં પુનઃ વહેલા જાગવાનું હોવાથી સર્વ ચિંતાઓને વિસારીને નિદ્રાવશ થઇ ગયો; પણ આલમખાનને પલંગપર અને ગુલંદામને બેઠકમાંની પોતાની શય્યામાં લેશ માત્ર પણ નિદ્રા આવી નહિ. આલમખાન ગુલંદામના અંતિમ અપૂર્ણ રહી ગયેલા ઉત્તર વિશેના વિચારમાં નિમગ્ન થયો હતો અને ગુલંદામ એ વિશેનો વિચાર કર્યા કરતી હતી કે: 'કંગાલમાં કંગાલ ઇન્સાન પાસે પણ આપવા લાયક એક ચીજ હોય છે, એ ખરી વાત છે એ ચીજ તે દિલ અથવા મહબ્બત

છે, તો શું એ સરદાર આલમખાન મારી મહબ્બતને મેળવવાની આશાથી મારાપર એહસાન કરવાને તૈયાર થયો હશે? પણ અફસોસ કે તેની એ આશા પણ પૂરી થઇ શકે તેમ નથી; એ ખુદા! અત્યારે જો એ ફિરિશ્તાસૂરત અને ફિરિશ્તાસીરત જવાંમર્દને આપવામાટે મારું દિલ અથવા મારી મહબ્બત મારી પાસે હોત, તો કેવું સારું થાત! હાય, આગળ પાછળનો વિચાર કર્યા વગર અને ખરાખોટાની કસોટી કર્યા વગર ઉતાવળથી મેં મારી દિલી મહબ્બતના ખજાનાને એક રહજનના હાથમાં આપી દીધો અને તેથી જ આજે જલીલ અને રુસવા થવાનો, પિદરના સાયાને છોડી જવાનો તેમ જ મહબ્બતનો બદલો બળાત્કારે મહબ્બતથી અથવા તો ઇન્તકામથી મેળવવાનો–ખૂનપર આમાદા થવાનો વકત આવી લાગ્યો! યા ગફૂરુર્રહીમ, આ ગુનાહગારની આબરૂ હવે તારા હાથમાં છે!!' ગરીબ ગુલંદામની આંખોમાંથી આંસૂની ધારા વહેવા લાગી અને લગભગ કુકકુટધ્વનિની વેળા થતાં રડતી રડતી જ તે બિચારી નિદ્રાવશ થઇ ગઈ. આલમખાનની આંખો પણ ઉષઃકાળ પૂર્વે મીચાઈ નહોતી.

* * * * *

પ્રભાતમાં જ્યારે આલમખાન નિદ્રામાંથી જાગ્રત થયો, તે વેળાયે ગુલંદામ બે ઓરડાની વચ્ચેના દરવાજામાં ઉભી હતી; સૂર્યનો ઉદય ઘણી વારથી થયેલો હોય એમ જણાતું હતું, પણ હિમપાતના યોગે સૂર્યના તીવ્ર પ્રકાશનો વિસ્તાર ત્યાં થયો નહોતો. છતાં દિવસના નૈસર્ગિક પ્રકાશમાં ગુલંદામના લાવણ્યનું તે પરિપૂર્ણ નિરીક્ષણ કરી શકયો અને અત્યારે રાત્રિ કરતાં પણ તે નવયૌવના નારીના લાવણ્યમાં તેને અધિક અલૌકિકતાનો સાક્ષાત્કાર થવા માંડ્યો. ઊઠતાંની સાથે જ ગુલંદામને જોઇ તેણે એક નિઃશ્વાસ નાખ્યો અને પછી તે યુવતિના હાથમાંથી લોટો લઈ હાથ મોઢું ધોઇને તે ખુદાની બંદગીમાં લીન થયો. બંદગીનું કામ પૂરું થતાં તેણે જોયું તો કાવો અને નાસ્તો તૈયાર હતા. તેનો ગુલંદામ સાથે વાર્તાલાપ કરવાનો મનોભાવ હતો, પણ જમાલુદ્દીનના આવી પહોંચવાથી 'કબાબમાં હડ્ડી' જેવો પ્રકાર થયો અને તે 'બિસ્મિલ્લાહ' કહીને નાસ્તાને ઇન્સાફ આપવામાટે દસ્તરખાનપર બેસી ગયો. અનીસ અને દબીર, તે જ્યારે નાસ્તો કરીને ઊઠ્યો તે વેળાયે સજ્જિત અશ્વોની લગામો હાથમાં પકડીને, સફરમાટે તૈયાર થઇને ઊભા હતા એટલે હવે આલમખાનથી કોઇ પણ રીતે ત્યાં વધારે વાર ખોટી થવાય તેમ હતું જ નહિ. તે પણ પાછો પોતાના લશ્કરી પોશાકમાં તૈયાર થયો અને જમાલુદ્દીનના હાથમાં ત્રણ સોનામોહોર આપીને કહેવા લાગ્યો કે: "પીરમર્દ, અત્યારે દિલગીર છું મારી લાયકાત મુજબનું મોટું ઇનામ હું તમને આપી શકતો નથી; પણ એટલું યાદ રાખજો કે, પરવરદિગાર મારી તમન્ના પૂરી કરશે અને મારા કામમાં મને કામયાબી મળશે, તે વેળાયે હું તમોને જરૂર યાદ કરીશ અને સારી રીતે નવાજીશ. તમોએ મારી અને મારા સાથીઓની જે મેહમાનદારી કરી છે અને આવા બિયાબાનમાં પણ બની શકે તેટલી સગવડ જાળવી છે, એમાટે ફરી એક વાર હું તમારો ખાલિસ દિલથી એહસાન માનું છું!"

"બન્દાપરવર, આપના જેવા હાતમદિલ સરદારોની બની શકે તેટલી

સારી સરભરા કરવી, એ અમારો ફર્જ છે; આ ત્રણ મોહોર અમારી મેહનત સાથે સરખાવતાં બહુ જ વધારે બદલો છે અને તેથી અમે એને ત્રણ હજાર સોના-મોહોર માનીએ છીએ. અહીં ઇનામ આપનારા અને મગરૂર સરદારો તો ઘણાય આવ્યા છે અને હવે પછી પણ આવશે; પણ આપના જેવો શીરીંજબાન અને લતીફ તબીયતનો સરદાર અત્યાર સૂધીમાં આ મંજિલગાહમાં આવ્યો નથી અને હવે પછી પણ કોઈ આવશે કે કેમ, એની શંકા જ છે. આપની લિયાકત અને લતાફતને હું કે ગુલંદામ કદી પણ ભૂલવાનાં નથી. પાછા વળો ત્યારે આ ગુલામને જ મેજબાન થવાનો અવસર આપશો; સિધાવો અને કામયાબ થઇને જલ્દ પાછા ફરો." જમાલુદ્દીને વિવેકસહિત સંતોષ અને સદ્ભાવનો પરિચય કરાવ્યો.

"આમીન!" આલમખાને ઉદ્ગાર કાઢયો.

જમાલુદ્દીન "ત્યારે હું આપના અશ્વને અસ્તબલમાંથી બહાર લાવું છું," એમ કહીને નીચે ચાલ્યો ગયો; અને તેથી ગુલંદામ સાથે બે વાતો કરી લેવાનો આલમખાનને અલ્પ સમય મળી ગયો. તેણે કહ્યું કે: "અજીજ ગુલંદામ, તારે કોઈ પણ જાતની ચિંતા રાખવી નહિ; વળતી વેળાયે હું બે દિવસ અહીં રહીશ, તે વેળાયે આપણે પેટભરીને વાતો કરીશું અને જો પંજાબ તરફ આવવાનો તારો મુસ્તકીમ ઇરાદો હશે તો હું તને પંજાબમાં પહોંચાડી દઇશ; એટલું જ નહિ, પણ ત્યાં તું અમીરાના દમામથી રહી શકે, એવો ઇન્તજામ પણ કરી આપીશ. માટે અત્યારે હવે ખુદા હાફિજ!"

"ખુદા હાફિજ! મારા મેહરબાન અજીજ, ખુદા હાફિજ!!" ગુલંદામે એમ કહીને તેનાં નેત્રોમાં એક પ્રકારનો વિલક્ષણ ભાવદર્શક દૃષ્ટિપાત કર્યો.

આલમખાન નીચે આવ્યો અને જમાલુદ્દીનના હાથમાંથી પોતાના અશ્વની લગામ લઇને અશ્વની પીઠપર ચઢી બેઠો. અનીસ અને દબીર પણ ઘોડાપર સવાર થઇ ગયા. એટલામાં બાવર્ચીખાનામાંથી દોડતી ગુલંદામ આવી લાગી અને એક નાની પોટલી આલમખાનને આપીને કહેવા લાગી કે: "હવે પછી આવનારી મંજિલગાહમાં જોઇએ તેવી સગવડ ન હોવાથી થોડાક નાન અને સૂકા કવ્વાબ આપના માટે મેં સવારમાં તૈયાર કરી રાખ્યા હતા તે આમાં છે. રસ્તામાં કામ લાગશે."

"મહજ નવાજિશ!" આલમખાને ઉપકાર માન્યો અને ભાતાની તે પોટલી દબીરના હાથમાં આપી દીધી.

"સલામવાલેકુમ!" ત્રણે મુસાફિરોએ સફરની તૈયારીને સૂચવનાર શબ્દનો ઉચ્ચાર કર્યો.

"વાલેકુમસ્સલામ!" આલમખાન તરફથી જવાબ મળ્યો.

મુસાફિરોએ ઘોડાને એડીઓ મારીને ચલાવી દીધા. તેઓ જ્યાં સુધી દેખાતા હતા ત્યાં સુધી ગુલંદામ તે દિશામાં નજર દોડાવતી ઉભી હતી; પણ છેવટે જ્યારે તેઓ દેખાતા બંધ થયા ત્યારે તે બિચારી પણ નિરાશ થઇને મંજિલગાહમાંના પોતાના ઓરડામાં ચાલી ગઈ; કારણ કે, તેના દિલનો આરામ ચાલ્યો ગયો હતો.



# પ્રકરણ ૮ મું

## આલમખાનના પ્રયત્નની સફળતા

કાબુલના શાહ બાબરને હરિયાળી, ઝાડપાન અને બગીચા આદિનો બહુ જ શોક હોવાથી તેમ જ સૃષ્ટિસૌન્દર્યની સમીક્ષાનો અત્યંત નાદ હોવાથી કાબુલના નાના પ્રકારનાં પુષ્પવૃક્ષ, ફલવૃક્ષ તથા સુશોભિત વૃક્ષોથી ઉભરાઇ જતા તથા સૃષ્ટિસૌન્દર્યથી અતિશય સુસંપન્ન પ્રદેશો તેના ક્ષુબ્ધ મનને નિરંતર રંજિત કર્યા કરતા હતા. બાબરમાં આવા સૃષ્ટિવૈભવના અવલોકનથી સંતોષ પામવાની શક્તિનો આટલી સીમા પર્યન્ત નિવાસ હતો, એ તેની એક વિશિષ્ટતા જ કહી શકાય. બાબરે પોતાના મનોરંજનમાટે કાબુલમાં અનેક સ્થળે બગીચા કરાવ્યા હતા; પરંતુ કાબુલ નગરના બાહ્ય ભાગમાં એક સુંદર ટેકરીપર તેણે જે એક ખાસ બાગ બનાવરાવ્યો હતો તેના જેવો સુંદર બાગ તે સમયમાં અન્યત્ર કયાંય પણ અસ્તિત્વ ધરાવતો નહોતો. એ બાગ ઇ. સ. ૧૫૦૮ માં બનાવવામાં આવ્યો હતો અને તેને ‘બાગે વફા’ એટલે કે ‘વફાદારીનો બગીચો’ એવું ઉત્કૃષ્ટ નામ આપવામાં આવ્યું હતું. કિલ્લા અને શાહીમહલની વચ્ચે વહન કરતી નદીના ઉપરના ભાગમાં એ બાગ શોભી રહેલો હતો. એ સ્થાનમાં હિન્દુસ્તાનનાં કેટલાંક વૃક્ષોને પણ લાવીને રોપવામાં આવ્યાં હતાં અને તે વૃક્ષો ત્યાંની ભૂમિમાં પોષાઇને ઉત્તમ સ્વરૂપમાં ઊગી નીકળ્યાં હતાં. એ બાગમાં એક ઉંચી નાની ટેકરી આવેલી હતી અને તેમાંથી સ્વચ્છ જળનો એક ઝરો વહેતો હોવાથી તે ઝરાનું પાણી બાગમાંનાં ઝાડોને અનાયાસ મળ્યા કરતું હતું અને તેથી બાગને જે સૌન્દર્યની પ્રાપ્તિ થતી હતી તે તો વળી વધારામાં જ. બાગમાં નારંગી તથા દાડમનાં અસંખ્ય વૃક્ષો હતાં અને જ્યારે નારંગીઓ પાકીને પીળી થઇ જતી હતી તે વેળાયે ત્યાં સ્વર્ગીય દૃશ્યનો જ આનન્દ પ્રાપ્ત થતો હતો. વળી એ બાગમાં જે એક વિશિષ્ટતા હતી તે એ કે શરદૃઋતુમાં કાબુલમાં પ્રખર શીતલતા રહેતી હોવા છતાં એ બાગમાંનું વાતાવરણ તો સમશીતોષ્ણ જ રહેતું હતું અને તેથી શરત્કાલમાં તો વળી એ બાગ અત્યંત આનન્દદાયક થઇ પડતો હતો. એ બાગની ચારે તરફ પત્થરની કિલ્લાની દીવાલ જેવી પાકી દીવાલ ચણી લેવામાં આવી હતી અને એક વિશાળ પ્રવેશદ્વાર રાખવામાં આવ્યું હતું. બાગની સંભાળની બહુ જ ઉત્તમ વ્યવસ્થા રખાયલી હતી. અત્યારે આપણે એ ‘બાગે વફા’ માં જ આલમખાન તથા તેના બે સાથીઓ સાથે બાદશાહ બાબરના દર્શનનો લાભ મેળવવાનો છે.

મધ્યાન્હકાળ વીતી ગયો હતો અને તેથી સૂર્યનારાયણના પાશ્ચાત્ય પ્રવાસનું મંગળાચરણ થઈ ચૂકયું હતું. નદીના જળપ્રવાહનો મંજુલ કલકલ નાદ શ્રવણોને એક પ્રકારની મધુરતાનો અનુભવ કરાવતો હતો; નાનાવિધ પુષ્પોના આલ્હાદક સૌગંધ્યથી મગજમાં એક પ્રકારની નવી તરાવટ આવતી હતી અને સમશીતોષ્ણ વાયુની મંદ લહરી શરત્કાળમાં કંપ ઉપજાવવાને બદલે આનંદને જ ઉપજાવતી હતી. આવા સમયમાં કાબુલનો જમાનાનો ખાધેલો, તજરૂબાકાર, દીર્ઘકાય, કૃશતનુ અને પ્રભાવશીલ શાહ બાબર ‘બાગેવફા’ના

મધ્યભાગમાં ઊભા કરેલા એક મખમલી શામિયાનામાં તુર્કી ગાલીચાપર ગોઠવેલી એક ઊંચી મખમલી મસ્નદપર પોતાના કેટલાક મોતેબર મુસાહિબો, સરદારો અને શાહજાદા હુમાયૂનવડે ઘેરાયલો શરાબનોશી કરતો બેઠો હતો; કારણ કે, બાદશાહ બાબરને મદ્યપાનનો દોષ પિશાચ પ્રમાણે વળગી ગયો હતો. બાલ્યાવસ્થામાં તે અત્યંત લજ્જાલુ હતો, પરંતુ અધિકાર હસ્તમાં આવ્યા પછી તે મદિરાનો ભક્ત થઈ ગયો હતો અને તેથી દોસ્તો તથા મુસાહિબોના સમુદાયને એકત્ર કરીને તે મદિરાપાન કર્યા કરતો હતો. હિન્દુસ્તાનપર ચઢાઇઓ કર્યા પછી તો તેના મદિરાપાનની માત્રા એટલી બધી વધી ગઇ હતી કે તે એક પક્કો દારૂડિયો બની ગયો હતો, એમ કહેતાં લેશ માત્ર પણ અતિશયોક્તિ થાય તેમ નથી. ક્યાંક કોઇ એક સુંદર દૃશ્ય દેખાય, ખેતરો સારી રીતે પાક્યાના સમાચાર સંભળાય કે એવું જ બીજું કોઇ યત્કિંચિત્ કારણ ઉભું થાય એટલે બાબરશાહની છાવણીમાં બાદાખોરીનો જલ્સો આખો દિવસ જામેલો સમજી લેવો. પ્રભાત હોય, મધ્યાહ્ન હોય કે રાત્રિનો સમય હોય; પરંતુ મદિરાપાનમાટે કોઈ પણ સમયનો બાબરના શબ્દકોષમાં નિષેધ લખાયલો જ નહોતો. મદિરા ઉપરાંત તે વિજયાનું પણ સેવન કરતો હતો; પરંતુ કાબુલમાં જ્યારે તે શિકારે નીકળતો ત્યારે તો મદ્યપ્રાશનનો અવધિ જ થતો હતો. છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે, મદિરાસેવનના કારણથી તેણે પોતાના હિતની હાનિ કરી હોય અથવા તો બીજા કોઇને બળાત્કાર કરીને દારૂ પીવાની ફરજ પાડી હોય, એવો બનાવ કદાપિ બન્યો નહોતો. તે મદિરા પીતો હતો, પણ મદિરાને પચાવી શકતો હતો.

મસ્નદની ડાબી બાજૂએ થોડા અંતરપર એક વિશાળ મેજપર ચાંદીના એક મોટા થાળમાં શરાબની ભરેલી મોટી ચાર સુરાહીઓ અને સોનાના પંદરથી વીસ પ્યાલા પડેલા હતા. તાતારદેશવાસિની ચાર નવયૌવના બાંદીઓ નાજો અંદાજથી વારાફરતી સાકી થઇને શરાબના પ્યાલા ભરીભરી અહલેમેહફિલને આપ્યા કરતી હતી અને બાબર તથા તેના મુસાહિબો તે શરાબ તથા નાજનીન સાકીની વારંવાર તારીફ કર્યા કરતા હતા. શરાબની છઠ્ઠી પ્યાલીને મુખદ્વારા ઉદરમાં સ્થાન આપતાં બાબરે શરાબની તારીફમાં જણાવ્યું કેઃ-

"જો પાક પરવરદિગારે આ શરાબ જેવી અજીબ અને નાયાબ ચીજને ઇન્સાનમાટે આ દુનિયામાં પયદા ન કરી હોત, તો ઇન્સાન ગમગીનીના દરિયામાં જ ડૂબેલો રહેત અને તેની જિન્દગી વબાલ થઇ જાત. અય હાજરીને દરબાર, યારોના યાર! કોઇએ ખરું જ કહ્યું છે કે,

'રુસ્તમો બહમન બનાતી હય શરાબ;
રંજ ઔર ગમસે છુડાતી હય શરાબ;
અયશો નશાત ચાહિયે હર્દમ હુઝૂર હો;
દુનિયા કે રંજો ગમ હોં ન ખૌફે નસૂર હો;
સર્મસ્તિયોંકા જલ્સેમેં આલમ ઝુરૂર હો;
બેહોશિયોંકા બઝ્મમેં રંગે ફુતૂર હો;
મેહફિલમેં શોરે કુલ્કુલે મીનાઓ મુલ હુવા;
લા સાકિયા શરાબ કે તૌબાકા કુલ હુવા!"

તત્કાળ તાતારી હસીના બાંદીએ વળી પ્યાલામાં શરાબ ભરીને આ ઉદ્દગાર સહિત તે પ્યાલો બાદશાહ સલામતના દસ્તે મુબારિકમાં આપી દીધો:—

"જુલ્મત કદેમેં રોશની હો આફતાબસે;
દિલકા અંધેરા દૂર હો જામે શરાબસે !"

બાબરે તે પ્યાલાને માનપૂર્વક હાથમાં લઇને જવાબ આપ્યો કે:—

"મયૈં માનતા હું દિલસે યે કહના જનાબકા;
હય નામ આફતાબ હી બેશક શરાબકા !
તાજા દમાગ કરતી હય ખુશ્બૂ શરાબકી;
રંગત બદનમેં લાતી હય યે મય ગુલાબકી;
જિસ્કો શરાબખારીમેં હમ્સે કલામ હય;
દુશ્મન હય ઉસ્કો અપને તરફસે સલામ હય !"

આવી રીતે બાદાનોશીનો દૌર ચાલી રહ્યો હતો એટલામાં એક દરબાને આવી બાદશાહને સર નમાવીને ખબર આપી કે: "હુજૂરની ઉમ્ર દરાજ અને યકબાલ જિયાદા ! દેહલીના આલીખાન્દાન મેહમાન આલમખાન હુજૂરેવાલાની ખાહિશ મુજબ દરે દૌલતપર હુજૂરેવાલાના ફર્માનની રાહ જોતા ઊભા છે અને કદમબોસીના ઉમ્મીદવાર છે."

"દેહલીના શાહી મેહમાનને બાઇજ્જત અહીં લઇ આવો." બાબરે આલમખાનને પોતા સમક્ષ લાવવાનો દરબાનને હુકમ ફર્માવી દીધો.

થોડી વારમાં જ આલમખાન પોતાના બે સાથીઓ સહિત બાબર સમક્ષ આવી લાગ્યો અને સલામ કરીને ઊભો રહ્યો. બાબરે તેને પોતાની ડાબી બાજૂએ પોતાની સાથે મસ્નદપર બેસાડ્યો અને તેના સાથીઓને પોતાના મુસાહિબો સાથે ગાલીચાપર બેસવાનો ઇશારો કરી દીધો.

"જનાબે મન્ !" આલમખાનને માનપૂર્વક બેસાડ્યા પછી બાબર તેની ખયર આફીયત પૂછતા કહેવા લાગ્યો: "અહીંની શાહી મેહમાંસરામાં આપની ખાતિર બર્દાસ્તમાં કાંઈ ખામી તો નથી આવી ને ? તબીયત તો બહાલ છે ?"

"કાબુલના શાહની મેહમાંસરામાં મેહમાનોની ખાતિર બર્દાસ્તમાં ખામી આવે, એમ તો બનેજ નહિ. પરવરદિગારની મેહરબાનીથી તબીયત પણ બહાલ છે. બે દિવસના આરામથી સફરનો થાક ઊતરી ગયો છે: આ કાબુલની ખુશ્નુમા આબોહવાથી જનોતનમાં એક નવો સુરૂર પયદા થયો છે." આલમખાને અતિશય વિવેકપૂર્વક પોતાનો સંતોષ દર્શાવ્યો.

આલમખાન તથા તેના સાથીઓને કાબુલમાં આવ્યાને બે દિવસ થઇ ગયા હતા અને આલમખાનનો એહવાલ સાંભળી લઇને તેમ જ દૌલતખાનનો રુક્કો વાંચીને બાબરે આલમખાન પાસેથી વિચારમાટે બે દિવસનો સમય માગી લઇ તેને તથા તેના સાથીઓને માનપૂર્વક પોતાની શાહી મેહમાંસરામાં રહેવામાટેનો તથા તેમના યોગ્ય આદરાતિથ્યનો પ્રબંધ કરી આપ્યો હતો. આજે બાબર આલમખાનની બાબતના નિકાલપર આવવાનો હતો અને તેટલામાટે તેણે પોતે જ આલમખાનને અત્યારે 'બાગેવફા'માં પોતાની પાસે બોલાવ્યો

હતો. આલમખાનને શરાબનોશીની આદત નહોતી એ બાબરના જાણવામાં આવી ગયું હતું તેથી તે તેને મદિરાપાનનો આગ્રહ ન કરતાં મુદ્દાની વાતપર આવીને કહેવા લાગ્યો કેઃ—

"અઝીઝ મેહમાન આલમખાન! તમો દેહલીનાં તાજોતખ્તના હકદાર વારિસ હોવા છતાં તમારા હકને ડુબાવી દેવામાં આવ્યો છે; માત્ર એટલું જ નહિ, પણ ઇબ્રાહીમ લોદીના જુલ્મથી તમને તથા તમારા કબીલાને હિન્દુસ્તાનમાં રહેવું પણ દુશ્વાર થઇ પડ્યું છે અને તેથી લાચારીએ તમારે મારી પનાહ તથા મદદ મેળવવામાટે આવવું પડ્યું છે, એ વાર્ત્તા દૌલતખાનના રૂક્કાથી અને તમારા કહેવાથી મારા જાણવામાં આવી ગઇ છે અને એ બાબતનો બે દિવસ સુધી મેં સારી રીતે વિચાર પણ કરેલો છે. માત્ર તમો જ મારી મદદ માગવાને આવ્યા છો, એમ નથીઃ કિન્તુ આજથી એક મહિના પહેલાં મેવાડના રાણા સંગ્રામસિંહ તરફથી પણ મને એવા મતલબનો એક રૂક્કો મળ્યો છે કે જો હિન્દુસ્તાનમાં આવીને દિલ્હીના અત્યારના બાદશાહ ઇબ્રાહીમ લોદી સાથે જંગમાં ઊતરવામાટેની મારી તૈયારી હોય; તો તે જાલિમ બાદશાહને નેસ્તોનાબૂદ કરવાના કામમાં મને પોતાથી આપી શકાય તેટલી લશ્કર તથા નાણાની મદદ આપવાને રાણો સંગ્રામસિંહ હરવક્ત તૈયાર છે; કારણ કે, ઇબ્રાહીમ લોદીનો જુલ્મ હિન્દુસ્તાનમાં હવે હિન્દુ તથા મુસલ્માન સર્વને માટે એક સરખી રીતે અસહ્ય થઈ પડ્યો છે. તમારો, દૌલતખાનનો અને મેવાડના રાણા સંગ્રામસિંહ જેવા એક જંગબહાદુર, શેરદિલ તથા તજરૂબાકાર સૂરમાનો મારામાં આટલો બધો એતેબાર છે અને તમો સર્વેએ મને પોતાના એક મદદગાર તરીકેનું માન આપીને મારી ઇજ્જત વધારી છે તેમાટે હું મને પોતાને બખ્તાવર માનું છું અને ખરા જિગરથી તમારો એહસાન માનું છું. આમ હોવા છતાં પણ મારા દિલમાં એક શક રહ્યા કરે છે અને તે એ કે, હિન્દુસ્તાનમાં ખુદાતાલાની મેહરબાનીથી મયદાને જંગમાં મારી ફતહ થાય અને દેહલીનાં તાજોતખ્ત મારા હાથમાં આવી જતાં મારી હિન્દુસ્તાનમાં જ રહેવાની મરજી થઇ જાય, તો તે વખતે તમારી દોસ્તી દુશ્મનીના રૂપમાં ફેરવાઇ જશે અને આપણા વચ્ચે એક નવી બેદિલી તથા નાઇત્તેફાકી પયદા થઇ જશે. આ કારણથી તમારા મદદગાર તરીકે હિન્દુસ્તાનમાં આવતાં મારું દિલ કાંઇક અચકાય છે."

બાબરનું આ દીર્ઘદૃષ્ટિથી ભરેલું ગંભીર ભાષણ સાંભળીને આલમખાન થોડીવાર તો વિચારમાં પડી ગયો અને સ્તબ્ધતાનું અવલંબન કરીને બેસી રહ્યો. ત્યાર પછી તે પણ શાંતિ તથા ગંભીરતાપૂર્વક કહેવા લાગ્યો કેઃ "શાહેઆલમ! આપના દિલમાં જે શક રહ્યા કરે છે તે બજા છે; પરંતુ એ દૂરની વાતમાટે અત્યારે જ આવા શકને દિલમાં જગ્યા આપવી એ કોઈ પણ રીતે વાજિબ નથી અને તેનું કારણ એ છે કે, દેહલીનાં તાજોતખ્ત સાથે લાહોરના સૂબેદાર દૌલતખાન અથવા તો મેવાડના રાણા સંગ્રામસિંહને કશી પણ નિસ્તબત હતી પણ નહિ અને છે પણ નહિ; કારણ કે, દેહલીની બાદશાહત બદલાયાથી દૌલતખાનની સૂબેદારી કે સંગ્રામસિંહની સ્વતંત્ર રાજસત્તા ચાલી જવાની નથી એટલે આપની સાથે તેમની દુશ્મની થાય એમ તો કદાપિ બનવાનું જ નથી; બાકી

રહ્યો હું પોતે; અર્થાત્ દેહલીનાં તાજોતખ્ત સાથે મારી પૂરેપૂરી નિસ્બત હોવાથી જો આપની ફતહયાબી પછી દેહલીની બાદશાહત મને ન મળે, તો આપની સાથે મારી દુશ્મની થવાનો સંભવ માની શકાય; પરંતુ મારી હાલત એવી નથી કે મારાથી આપની સાથે લેશ માત્ર પણ દુશ્મની કરી શકાય; કારણ કે, તેમ કરવાથી મારું જીવવું પણ દુશ્વાર થઈ જાય, એ તો ખુલ્લું જ છે. વળી આપ હિન્દુસ્તાનમાં આવીને કાયમમુકામ થશો અને દેહલીનાં તખ્તોતાજને પચાવી પડશો, એવો મારા દિલમાં જરા પણ શક નથી; છતાં પણ ધારો કે આપની એવી જ ઇચ્છા થાય, તો આપ મને આપના મુબારક હાથથી જે કાંઈ પણ રાજી થઇને આપશો તેટલાથી જ હું સંતોષ માનીશ; આપનો વફાદાર દોસ્ત થઇને રહીશ અને જ્યાં આપનો પસીનો પડશે ત્યાં હું મારું લોહી રેડી બતાવીશ. હિન્દુસ્તાનના શહનશાહ આપ થશો, તો પણ અત્યાર કરતાં તો મારી હાલત સારી જ રહેશે એવો મારો દૃઢ વિશ્વાસ છે અને એટલામાટે જ મારા મદદગાર તરીકે હિન્દુસ્તાનમાં ચાલવામાટેનો હું આપને આટલો બધો આગ્રહ કરી રહ્યો છું."

અત્યાર સુધી બાબરના મનમાં હિન્દુસ્તાનમાં જ શાશ્વત નિવાસ કરવાનો કિંવા 'શહનશાહે હિન્દોસ્તાં' થવાનો લેશ માત્ર પણ વિચાર નહોતો અને ઉપર્યુક્ત શંકા તેણે કેવળ આલમખાનના હૃદયની પરીક્ષા લેવામાટે જ દર્શાવી હતી; પરંતુ વાસ્તવિકતાથી ઇશ્વરે જ તેના હૃદયમાં ગુપ્ત પ્રેરણા કરીને તેના મુખથી એ શબ્દોનો ઉચ્ચાર કરાવ્યો હતો; કારણ કે, તેનો હિન્દુસ્તાનમાં જ દૃઢ નિવાસ થવાનો હતો અને હિન્દુસ્તાનમાં 'મુગલિયા શહનશાહત'ની સ્થાપનાનું માન તેને જ મળવાનું હતું તેની આ એક પૂર્વ સૂચના હતી; પરંતુ જેમ એ ઘટનાથી આલમખાન અજ્ઞ હતો તેમ જ બાબર પણ અજાણ્યો હતો અને તેથી આલમખાનના ઉપર્યુક્ત ઉદ્‌ગારોને સાંભળીને બાબર પ્રસન્નતાદર્શક અને હાસ્યમંડિત મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે: "દોસ્ત આલમખાન, આપ મને આટલો બધો મોતેબર માનો છો અને મારામાં આપનો આટલી હદ સુધી ભરોસો છે; તો હું પણ કારણ વિના કદાપિ હકૂતલફી કરનાર નથી અને આપની સલ્તનતને હું મારી પોતાની કરનાર નથી; માત્ર હિન્દુસ્તાનનો હાકિમ મારો માતહત અને જેરદસ્ત રહે એ જ મારી તમન્ના છે અને આપને આ મદદ આપવાથી જો મારી એ તમન્ના પૂરી થાય, તો બસ છે."

"હિન્દુસ્તાનનો હાકિમ થવા પછી પણ આપનો આ ખાકસાર ખાદિમ આલમખાન હમેશા આપનો માતહત અને જેરદસ્ત થઇ રહેવાને તૈયાર છે; કારણ કે, એથી મારી સલ્તનત બેખોફ રહેશે અને મારી આબરૂમાં પણ વધારો જ થશે." આલમખાને બાબરના પ્રસ્તાવનો તત્કાળ હસતા મુખથી સ્વીકાર કરી લીધો.

"જો રિયાસતે હિન્દુસ્તાન આપના તાબામાં આવે, તો લડાઇનો બધો ખર્ચ તમારે જ આપવો પડશે અને લૂટફાટમાં મળેલા માલોજરપર અમારો જ હક રહેશે; એ શર્ત આપને કુબૂલ છે?" બાબરે એક નવી શર્ત સંભળાવી.

"આ ઇન્સાફની વાત છે અને મને તે બસરોચશ્મ કુબૂલ મંજૂર છે." આલમખાને એ શર્તનો પણ આનન્દથી સ્વીકાર કરી લીધો.

"બહુ સારું; ત્યારે હાલ તરત હું આપને વીસ હજાર સિપાહોની કેળવાયલી ફોજ આપું છું અને મારા ચાર હોશિયાર અફસરજંગોને પણ આપની સાથે મોકલું છું. પ્રથમ આપ દૌલતખાનની સલાહથી પંજાબને તાબે કરી લેજો અને ત્યાર પછી દૌલતખાનની ફોજને પણ સાથે લઇને ઇબ્રાહીમ લોદી સાથે લડવા-માટે દેહલીની દિશામાં આગળ વધજો. મારા અફસરજંગો અને મારા ફૌજી જવાનો આપના દરેક હુકમની મારા પોતાના હુકમ પ્રમાણેજ તામીલ કરશે અને થોડો ઘણો ખજાનો પણ રસ્તાના ખર્ચમાટે આપની સાથે રવાના કરવામાં આવશે. હિન્દુસ્તાનમાં પહોંચ્યા પછી જો જરૂરત પડે, તો પયગામ મોકલીને મને બોલાવજો અને નહિ તો ફતહયાબ થવા પછી મને મળવામાટે આપ પોતે જ પાછા એક વાર કાબુલમાં આવજો. આપની સાથે આવનારી ફોજ ચાર દિવસમાં તૈયાર થઇ જશે." બાબરે આલમખાનને મદદ આપવાનો પોતાનો નિશ્ચય દર્શાવી દીધો.

"પાકપરવરદિગાર મારી આ કોશિશમાં મને કામયાબી બખ્શે અને આપ આલીજાહના આ એહસાનનો બદલો વાળી આપવાનો મૂઓકો આ ફિદવીને જલ્દ આપે, એજ મારી એકમાત્ર તમન્ના છે." આલમખાને કૃતજ્ઞતાને યોગ્ય શબ્દોમાં વ્યક્ત કરી બતાવી.

"આમીન!" કહીને બાબરે તાતારી બાંદીને કહ્યું કે: "કમરપારા, જામે શરાબ લાવ અને ગીતાર સાથે કોઇ દિલ્ચસ્પ ગજલ ગાઇને મારા તથા મારા આ જીશાન મેહમાનના દિલને બે ઘડી બહલાવ."

"બસરોચશ્મ, આલમપનાહ!" એમ કહીને કમરપારાએ શીરાજમાં બનેલી અંગૂરી શરાબનો લગભગ અડધા શેરનો જામ ભરીને બાબરના હાથમાં આપ્યો અને ત્યાર પછી ગીતારના તારને મેળવીને પોતાના બુલ્બુલ જેવા કંઠથી હાવ-ભાવો સહિત તુર્કી ભાષામાં રચાયલું એક પ્રેમસંગીત તે ગાવા લાગી કે જેનો આશય આ પ્રમાણેનો હતો:-

### ગજલ

"ગરીબોંકા ભી કોઈ આસરા હોતા તો કયા હોતા;
બુતે કાફિર હમારાભી, ખુદા હોતા તો કયા હોતા—ગરીબોંકા.
કોઇ લજ્જત નહીં હય્ ફિર ભી દુનિયા જાન દેતી હયૂ;
ખુદાવન્દા, મહબ્બતમેં, મજા હોતા તો કયા હોતા—ગરીબોંકા.
જબ ઇતની બેવફાઇપર હરો દિલ પ્યાર કરતા હય,
તો, યારબ, વો સિતમગર બાવફા હોતા તો કયા હોતા—ગરીબોંકા.
સુના હય્ હમ્ને વો જિક્રે વફાયે ગયર કરતે થે;
જો મયૈં ભી બીચમેં કુછ બોલ ઉઠા હોતા તો કયા હોતા"—ગરીબોંકા.

સંગીતની સમાપ્તિ થતાં "મરહબા, આફરીન અને વાહવાહ"ના શ્રોતાઓના મુખમાંથી એકત્ર ઉદ્દગારો નીકળવા લાગ્યા અને "બાગેવફા"માં તેનો પ્રતિધ્વનિ થતો પણ સંભળાયો. હાતમહિલ અને સખીમર્દ શાહ બાબરે પોતાની પાસે જ બેઠેલા ખજાન્ચીને કમરપારાને એક સો સોના મોહોરો બખ્શીશ

આપવાનો હુકમ ફર્માવી દીધો. કમરપારા હજાર જબાનથી બાબરની હાતમ-દિલીની તારીફ કરતી તેના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવવા લાગી. વચ્ચે ચાલેલા આ આનંદના વિષયની સમાપ્તિ થતાં આલમખાન બાબરને સંબોધીને નમ્રતા તથા મર્યાદાને દર્શાવનારા ભાવથી કહેવા લાગ્યો કે:—

"શાહ આલમ, આપે ફર્માવ્યું છે કે ફોજ ચાર દિવસમાં તૈયાર થઇ જશે, તો મારો એવો ઇરાદો છે કે મારા બે સાથીઓ તથા અહીંના બીજા ચાર સિપાહોને લઇને હું આજે જ અહીંથી રવાના થાઉં અને પંજાબમાં ફોજ કરતાં ચાર દિવસ વહેલો પહોંચીને મારા કાકા દૌલતખાન સાથે સલાહ મસ્લેહત કરી તેમની પાસેથી જેટલી ફોજ મળવાનો સંભવ હોય તેટલી ફોજને તૈયાર કરાવી રાખું કે જેથી પંજાબમાંથી દેહલીની દિશામાં આગળ વધવાના કામમાં વિલંબ ન થાય અને જે અંજામ આવવાનો હોય તે ચાર દિવસ વહેલો જ આવી જાય. આ બાબતમાં આપ નામદારની શી રાય છે?"

"આપનો આ ઇરાદો કોઇ પણ રીતે ખરાબ તો નથી જ અને તેટલામાટે મારી રાય ખિલાફ ન હોય, એ સ્વાભાવિક છે. આજે હવે સાંઝ પડી જવા આવી છે એટલે આવતી કાલે બામદાદમાં જ રવાના થજો. બામદાદમાં મારા ચાર ઘોડેસવાર સિપાહો આપની ખિદમતમાં હાજર થઇ જશે અને તેઓ રાહ ખર્ચમાટે બસેં સોના મોહોરો પણ સાથે લેતા આવશે. બીજી કાંઇ સગવડની જરૂરત હોય તો તે જણાવો." બાબરે આલમખાનના વિચારને અનુકૂલ અભિપ્રાય દર્શાવ્યો.

"બીજી સગવડની અત્યારે જરૂરત નથી; આટલી સગવડ બસ છે." આલમખાને કહ્યું.

"બામદાદમાં હું આપને મળી શકીશ નહિ; એટલે માઠું ન લગાડશો અને ખુદાનું નામ લઇને રવાના થઇ જજો. તમારા નીકળ્યા પછી પાંચમે દિવસે મારી ફોજ અહીંથી રવાના થશે અને તેથી ચારથી પાંચ દિવસનો સમય પંજાબમાં આપને બીજી તૈયારીમાટે મળી શકશે." આ પ્રમાણે કહીને બાબરે મેહફિલને બર્ખાસ્ત કરવાની સૂચના આપનાર શબ્દને ઉચ્ચારીને કહ્યું કે: "લ્યો ત્યારે હવે ખુદાહાફિજ."

આલમખાન પોતાના સાથીઓ સહિત તત્કાળ ત્યાંથી રવાના થયો. ટેકરીની નીચે તેમના ઘોડા તૈયાર હતા તેમનાપર બેસીને તેઓ બાબરની તારીફ કરતા શહેરમાંની શાહી મેહમાંસરામાં જ્યાં તેમનો ઊતારો હતો ત્યાં પાછા આવી પહોંચ્યા. આલમખાને ફોજની સાથે જાહોજલાલીથી ન જતાં આજે જ રવાના થવાનું બાબરને જે કારણ દર્શાવ્યું હતું તે જો કે સત્ય કારણ હતું; તથાપિ તેની સાથે આજે જ કાબુલને ત્યાગવામાટે તૈયાર થવાનું એક બીજું પણ ગુપ્ત કારણ હતું અને તે એ કે, કાબુલના માર્ગમાંની મંજિલગાહના દરોગાની હસીના દુખ્તર ગુલંદામને તે મંજિલગાહમાંથી રવાના થતી વેળાયે તેણે જે એવું વચન આપ્યું હતું કે: "અજીજ ગુલંદામ, તારે કોઇ પણ જાતની ચિન્તા રાખવી નહિ; વળતી વેળાયે હું બે દિવસ અહીં રહીશ તે વેળાયે આપણે પેટ ભરીને વાતો કરીશું અને જો પંજાબ તરફ આવવાનો તારો મુસ્તકીમ ઇરાદો

હશે, તો હું તને પંજાબ પહોંચાડી દઇશ; એટલું જ નહિ, પણ ત્યાં તું અમીરના હમામથી રહી શકે, એવો ઇન્તજામ પણ કરી આપીશ......" તે વચનનું તેને સંપૂર્ણ સ્મરણ હતું અને તેથી 'જો હું ફોજની સાથે અહીંથી રવાના થઇશ, તો મારા વચન પ્રમાણે મંજિલગાહમાં બે દિવસ રહેવાનો અને ગુલંદામના વિચારોને સંપૂર્ણતાથી જાણી લેવાનો જોઇએ તેટલો અવકાશ મળી શકશે નહિ, એટલામાટે જો આજે જ અહીંથી રવાના થવાય, તો જ વચનને પાળી શકાય તેમ છે, આવો વિચાર આવવાથી એક બીજું જ આવશ્યકીય કારણ દર્શાવીને તેણે આજે જ પ્રયાણ કરવામાટેની બાબર પાસેથી આજ્ઞા માગી હતી અને બાબરે આવતી કાલના બામદાદ–પ્રભાત–માં જવાનું કહેવાથી તે પોતાના મનમાં બહુ જ પ્રસન્ન થયો હતો.

* * * * *

રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી ગયો હતો. શાહી મેહમાંસરામાંની પોતાની ખાબગાહમાં આલમખાન શય્યામાં પડીને નિદ્રાધીન થવાની તૈયારી કરતો હતો એટલામાં મેહમાંસરાના રક્ષકે આવીને તેને સમાચાર આપ્યા કે: "હજૂરેવાલા, એક શખ્સ આપની મુલાકાતનો ઉમ્મીદવાર છે; જો હુકમ હોય તો હુજૂરની ખિદમતમાં હાજિર થવાને તૈયાર છે. તે એક હસીન નૌજવાન છે, પોતાનું નામ કમરુદ્દીન બતાવે છે અને પોતાને આપના એક દોસ્તના દોસ્ત તરીકે ઓળખાવે છે." રક્ષકે એમ કહીને તેની આજ્ઞાની પ્રતીક્ષા કરવા માંડી.

આલમખાન કાંઇક વિચારમાં તો પડી ગયો; છતાં પણ તે અજનવી હસીન નૌજવાનને જોવામાટેની તેના હૃદયમાં એક પ્રકારની આતુરતાયુક્ત ઉત્કંઠા થવાથી તેણે મેહમાંસરાના રક્ષકને ફર્માવ્યું કે: "ભલે તે નૌજવાનને અહીં મોકલી આપ અને તું તારી નોકરીને સંભાળ. જો હું બોલાવું તો તરત અહીં આવીને હાજિર થઇ જજે."

"જેવો ઇર્શાદ." એમ કહીને તે રક્ષક ત્યાંથી ચાલ્યો ગયો.

આલમખાન 'અત્યારે આટલી રાતે આવી શરદીમાં મને મળવા આવનાર એ હસીન નૌજવાન કોણ હશે? મારા કયા દોસ્તનો દોસ્ત હશે? અને અત્યારે શા કારણથી મારી પાસે આવ્યો હશે?' એવા શંકાત્મક પ્રશ્નો પોતાના મનને પૂછતો શયનગૃહમાંથી નીકળીને બહારના મુલાકાતના ઓરડામાં આવ્યો અને એક આસનપર બેઠો એટલામાં તો તે નૌજવાન પણ ત્યાં આવી લાગ્યો. તે આગંતુક યુવક વીસથી એકવીસ વર્ષના વયનો એટલો બધો સ્વરૂપસુંદર હતો કે આલમખાનની દૃષ્ટિ તેને જોતાં જ તેના સૌન્દર્યની સમીક્ષામાં કોઇ યોગિરાજના ધ્યાન પ્રમાણે નિમગ્ન થઇ ગઇ અને તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે: "યા પરવરદિગાર, મર્દમાં પણ આવું હુસ્ન અને આવી નજાકત હોઇ શકે છે, એ રાજ઼ તો આજે જ મારા જાણવામાં આવ્યો! ખરેખર કરીમે કારસાજની કુદરતનો પાર જ નથી." તે આવેલા યુવકે આલમખાનને નમન કર્યું અને આલમખાને તેને એક આસનપર બેસવાનું કહીને પૂછયું કે:—

"અય અજનવી જવાન, તું મારા કયા દોસ્તનો દોસ્ત છે, અત્યારે મારી પાસે શા કામમાટે આવ્યો છે અને તારું નામ શું છે તેમ જ તું કાબુલી છે કે હિન્દુસ્તાની છે? કારણ કે, મેં તને કયાંય પણ જોયો હોય એવી મને યાદદાસ્ત નથી."

"એક વાર મારા ચહેરાને હુજૂરે જોયો છે; પણ કોઇ કારણથી હુજૂર આ ચહેરાને ભૂલી ગયા છે. પણ ફિકર નહિ; આપની યાદદાસ્ત હમણાં જ તાજી થશે અને થોડી વારમાં જ આપ મને ઓળખી શકશો." એમ કહીને તે નૌજવાને પૂછ્યું કે: "પરંતુ અત્યારે અહીં કોઇ ગયર શખ્સ આવે તેમ તો નથીને? કારણ કે, મારે આપને એક બહુ જ ખાનગી બાબત જણાવવાની છે. જો આપની ના ન હોય તો, દરવાજાને અંદરથી બંધ કરી લઉં."

"બાખુશી દરવાજાને અંદરથી બંધ કરી લે; મારી એમાટે જરા પણ ના નથી; પણ એ સાથે યાદ રાખજે કે જો કાંઇ દગોફટકો રમીશ, તો અત્યારે અને આ સ્થાનમાં જ તારી જિન્દગીનો ખાતમો થઇ જશે." આલમખાને દરવાજાને બંધ કરવાની અનુમતિ સાથે તે આગંતુક યુવકને સાવધ રહેવાની સૂચના પણ આપી દીધી.

તે નૌજવાને દરવાજાને બંધ કરીને અંદરથી સાંકળ વાસી લીધી, દીવેટપર મોગરો જામી ગયો હતો તેને ખેરવી નાખીને દીપકના પ્રકાશને કાંઇક વિશેષ તીવ્ર કર્યો અને ત્યાર પછી શરદીથી પોતાના શરીરને રક્ષવામાટે ઊંટના વાળના ગરમ કપડાનો ગળાથી પગની ઘૂંટીઓ સૂધી લંબાયલો જે ઢીલો ઝબ્બો તેણે પહેર્યો હતો તેને ચપળતાથી ઊતારી નાખ્યો અને માથાપરના મોટા દુપટ્ટાને પણ ઊતારીને દૂર ફેંકી દીધો. તેના શરીર તથા મસ્તકપરથી ઝબ્બો તથા દુપટ્ટો દૂર થતાં જ એક નૌજવાન મર્દ નહિ, પણ આલમની હસીના એક નૌજવાન નાજનીન્ પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલી આલમખાનના જોવામાં આવી; માત્ર એટલું જ નહિ, પણ આલમખાને હવે તેના ચહેરાને પણ સારી રીતે ઓળખી લીધો. તે થોડી વાર તો આશ્ચર્યચકિત થવાથી કાંઇ બોલી શકયો નહિ, પરંતુ ચિત્તવૃત્તિ કાંઇક સ્થિર થતાં તે એ દુનિયાની હૂરને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"કમરપારા, તને મર્દાના પોશાકમાં જોતાં જ મારા દિલમાં શક પયદા થયો હતો કે મર્દમાં આવું હુસ્ન અને આવી નજાકત હોઇ શકે જ નહિ; પરંતુ ખુદાની કુદરતનો પાર ન હોવાથી મેં એ વિશે કાંઈ પણ બોલવાનું વ્યાજબી ધાર્યું નહોતું. તારા ચહેરાને મેં એક વાર જોયો હતો અને તે પણ આજે જ જોયો હતો; પણ તારા મર્દાના પોશાકના કારણથી હું તે ચહેરાને ઓળખી શકયો નહોતો, એ તારું કહેવું રાસ્ત છે. હવે તારા આ જનાના પોશાકને જોતાં જ મારી યાદદાસ્ત તાજી થઇ છે અને બાદશાહ બાબરની તાતારી બાંદી તરીકે હું તને બરાબર ઓળખી શકયો છું. પણ કમરપારા, મારી સાથે તારી વધારે કાંઇ પણ ઓળખાણ ન હોવા છતાં આવી ઘોર અંધારી રાતે અને આવી સખ્ત શરદીમાં આમ વેશ બદલી અહીં મારી પાસે આવવાનું સાહસ તેં શા કારણથી કર્યું છે, એ મારી સમજમાં આવી શકતું નથી. તું મારા કયા દોસ્તની દોસ્ત છે? મારા દોસ્તની દોસ્ત છે કે મારા કોઇ દોસ્તની માશૂકા છે?"

"હું જેની દોસ્ત છું, તે આપની પણ દોસ્ત છે અને તે પણ મારી હમ્જાત ઔરત હોવાથી ઔરતની માશૂકા ઔરત થાય, એ કદાપિ સંભવે જ નહિ; સારાંશ કે, હું આપના કોઇ મર્દ દોસ્તની માશૂકા નથી, પણ આપની એક ઔરત દોસ્તની બહેનપણી છું." આ જવાબ આપીને કમરપારાએ આલમખાનને આશ્ચર્યજનક વિચારમાં નાખી દીધો.

"કોઇ ઓરત અને તે મારી દોસ્ત?" આલમખાને અજાયબી બતાવીને પૂછ્યું.

"ત્યારે કાબુલના સુલ્તાનેવક્તની મંજિલગાહના બુજર્ગ દરોગા જમાલુદ્દીનની નૌજવાન તથા હુસ્નઆરા દુખ્તર ગુલંદામ તમારી દોસ્ત નથી કે શું? તેને અહીંથી પાછા ફરતાં મંજિલગાહમાં બે દિવસ રહેવાનું અને તેની એક તમન્નાને પૂરી કરવાનું આપ બન્દાપરવરે વચન નથી આપ્યું કે શું?" કમરપારાએ તેને તેના ગુલંદામ સાથે થયેલા પરિચયનું સ્મરણ કરાવ્યું.

"બેશક; ગુલંદામ મારી દોસ્ત છે અને તેને મેં અહીંથી પાછા ફરતાં મંજિલગાહમાં બે દિવસ રહેવાનું તથા તેની એક દિલી ખાહિશને પૂરી કરવાનું વચન પણ આપેલું છે અને તે વચનના પાલનમાટે જ મેં અહીંથી બામદાદમાં જ સફર કરી જવાનો બંદોબસ્ત કરી રાખ્યો છે. પણ એ સાથે એટલું પણ તારે જરૂર સમજી રાખવાનું છે કે ગુલંદામ સાથે મારી પાક મહુબ્બત છે અને તે મહુબ્બત છેવટ સૂધી પાક જ રહેવાની છે. કોઈ ગંદા મતલબતથી મેં તેની સાથે દોસ્તી કરેલી નથી." આ પ્રમાણેનો ખુલાસો કરીને આલમખાને પૂછ્યું કે: "પરંતુ ગુલંદામ સાથેની મારી દોસ્તીની અને તેને મેં આપેલા કોલની બીના તારા જાણવામાં કયાંથી અને કેમ કરીને આવી શકી વારુ?"

એ સવાલનો જવાબ આપતી કમરપારા ગંભીરતાથી બોલવા લાગી કે: "બન્દાનવાજ, આપને હું હમણાં જ કહી ચૂકી છું કે ગુલંદામની હું એક બહેનપણી છું અને તે સાથે વિશેષતાથી ભાર આપીને મારે જણાવવું જોઇએ કે અમો સાધારણ બહેનપણીઓ નથી; કિન્તુ બે સગી બહેનો કરતાં પણ વધારે અને એકબીજા માટે મરી ફીટનારી બહેનપણીઓ હોવાથી અમો એકબીજાનાં ભેદ તથા સુખદુ:ખનાં કારણોને સારી રીતે જાણીએ છીએ. આપ સાથે થયેલી તેની મુલાકાતનો અને આપના કોલનો અહવાલ એક રૂક્કો લખીને તેણે મને જણાવ્યો છે તેમ જ આપને મળવાનું ફર્માવ્યું છે તેટલામાટે જ અત્યારે સાહસ કરીને મારે આપની પાસે આવવું પડ્યું છે અને આપના આરામમાં ખલલ પહોંચાડવો પડ્યો છે."

"તારી બહેનપણીએ મને મળવામાટેની સૂચના શા કારણથી લખી મોકલી છે? મને અહીંથી નીકળ્યા પહેલાં તારે કોઈ ખાસ બાબત જણાવવાની છે? જો તેમ હોય, તો ખુશીથી તે બાબત જણાવી દે." આલમખાને મુદ્દાની વાતપર આવવાની કમરપારાને સૂચના આપી.

"ગુલંદામનું મને એવું ફર્માન છે કે બની શકે ત્યાં સૂધી મારે પણ આપની સાથે જ હિન્દુસ્તાનમાં જવામાટે કાબુલમાંથી નીકળવું; કારણ કે, જે કાર્યની સિદ્ધિમાટે ગુલંદામ પંજાબમાં જઇને રહેવાના મુસ્તકીમ્ ઇરાદાપર આવી લાગી છે, તે કાર્યની સિદ્ધિમાટેની કોશિશોમાં તેને મારી મદદની ખાસ જરૂરત છે; તેમ જ આજે એક એવો બીજો પણ ખાસ સબબ પયદા થયો છે કે જેણે મને આપની સાથે હિન્દુસ્તાનમાં આવવામાટે વળી વધારે મજબૂર કરી નાખી છે. મારો આપની સાથે બામદાદમાં જ અહીંથી સફર કરવાનો નિશ્ચય છે અને એ વાર્તા આપને જણાવવામાટે જ હું અત્યારે અહીં આવી છું; કારણ કે હું ઓરતજાત હોવાથી એકલી સફર કરવાની મારી મર્જી નથી. જો કે સફર તો હું મર્દાના વેશમાં જ કરવાની છું અને તેનાં કેટલાંક સબળ કારણો પણ છે."

કમરપારાએ ગુલંદામના ફર્માન સાથે પોતાના હિન્દુસ્તાનમાં આવવાના એક ગુપ્ત કારણનો પણ સ્ફોટ કરી બતાવ્યો.

"પરંતુ સુલ્તાન બાબર તારા જેવી પોતાની એક ખાસ માહરૂ બાંદીને આવી રીતે અચાનક ચાલ્યા જવાની રજા આપે, એ મને તો ગયરમુમ્કિન દેખાય છે અને તેમની રજા વગર તેમની તારા જેવી બાંદીને પોતાની સાથે લઈ જતાં મારું દિલ અચકાય છે; કારણ કે, અત્યારે સુલ્તાન બાબરના એહસાનના ભાર નીચે હું દબાયલો છું અને તેમની મદદથી જ મારે મારી ગયેલી સલ્તનતને પાછી મેળવવાની છે. એહસાનફરામોશ થવું એ ઇન્સાનિયત નથી." આલમખાને કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તેને પોતાની સાથે લઈ જવાના સંબંધમાં એક મજબૂત વાંધો બતાવ્યો.

"આ બાબતનો આપ જરા પણ ખૌફ રાખશો નહિ; કારણ કે, સુલ્તાન સલામત પાસેથી આપના ગયા પછી 'બાગે વફા'માં જ મેં અમુક કારણ બતાવીને બામદાદમાં અહીંથી સફર કરી જવામાટેની રજા મેળવી લીધી છે અને સુલ્તાને મને બસેં સોના મોહોરો આપીને કેટલાંક હથિયાર તથા ઘોડાનો પણ મારા માટે બંદોબસ્ત કરાવી આપ્યો છે. તાતાર દેશની ઔરત કદાપિ બેવફા થઈ નથી અને થવાની પણ નથી. મારી વફાદારી આઇન્દા આપના જોવા તથા જાણવામાં આવશે અને ત્યારે જ આપ મારી વફાદારીની કદ્ર કરી શકશો." કમરપારાએ આલમખાનના વાંધાને સાંધો મારી દીધો.

"સુલ્તાન બાબરે તારા જેવી એક પરીપયકર, નૌજવાન, ખુશમિજાજ, તાલીમયાફ્તા અને મિલનસાર તબીયતની નાજનીનને એકદમ પોતાથી દૂર થવામાટેની રજા આપી દીધી છે, એ સાંભળીને મને તો અજાયબી જ થયા કરે છે. જો તું મારી બાંદી હોત, તો હું તને આવી રીતે એકદમ કદાપિ પોતાથી દૂર થવાની રજા આપી શકત નહિ." આલમખાને આશ્ચર્ય દર્શાવ્યું.

કમરપારા એનો ખુલાસો કરતી કહેવા લાગી કે: "આલા હજરત, આપના બોલવાનો અને આપની અજાયબીનો મતલબ મારી સમજમાં આવી ગયો છે; પરંતુ એક નમકહલાલ અને જાંનિસાર બાંદી તરીકે મારે આપને જણાવવું જોઇએ કે અમારા સુલ્તાન સલામત શરાબ તથા કબાબના તેમ જ નાચ તથા ગાનાના શૌકીન છે ખરા; પણ પોતાની પરણેતર બેગમો અને નિકાહની બીબીઓ વિના બીજી હસીના ઔરતોની નાજાઇજ મહબ્બતના એટલે કે જનાકારીના મુશ્તાક નથી. પોતાની બાંદીઓને તેમ જ પારકી ઔરતોને તેમણે બદનજરથી કદાપિ જોઇ નથી અને તેથી જ તેમણે આ નાચીજ બાંદીને તત્કાળ પોતાથી દૂર થવામાટેની રજા આપી દીધી છે. આપ કદાચિત્ આશકમિજાજ હો અને આપથી મારા જેવી બાંદીને આવી રીતે રજા આપવાની ઉદારતા ન બતાવી શકાય, તો તે એક જુદી વાત છે. પરંતુ કોઈ બાંદીનું એવું નસીબ ક્યાંથી કે તેને દૂર થવામાટેની રજા જ ન મળી શકે એટલી હદ સુધી તે આપ જેવા પોતાના આલીખાન્દાન, કદ્રદાન અને મેહરબાન આકાના દિલમાં પોતાની જગ્યા કરી લે?"

કમરપારાની આ ભેદભરેલી અને કાંઇક ગંભીર આશયને સૂચવનારી તાનાબાજીને સાંભળીને આલમખાનના મનમાં કાંઇક વિચાર પણ થયો અને આનંદ

પણ થયો; છતાં રાત વધારે વીતેલી હોવાથી અને બામદાદમાં વહેલા ઉઠીને સફર કરવાની હોવાથી હવે એ વિનોદને અત્યારે આટલેથી જ અટકાવી દેવાના ઉદ્દેશથી તેણે કમરપારાને પૂછ્યું કે: "કમરપારા, ત્યારે અત્યારે મર્દાના પોશાકમાં તું અહીં જ સૂઈ રહેવાની છે કે બામદાદમાં જ્યારે અમો અહીંથી નીકળવાને તૈયાર થઇએ તે વેળાયે અમારી સાથે આવી મળવાની છે?"

"હું અત્યારે મર્દાના પોશાકમાં અહીં સૂવાની પણ નથી અને બામદાદમાં પણ નીકળતી વેળાયે આપની સાથે આવી મળવાની નથી; કારણ કે કાબુલના ઘણા લોકો મને જાણતા હોવાથી જો મર્દાના પોશાકમાં પણ મારો ચહેરો ઓળખાઈ જાય, તો મારો રાજ ફાશ થાય અને લોકોને મારી ચર્ચાનો એક નવો ધંધો મળે, એ જોવાની મારી ઇચ્છા નથી. મારો અહીંથી બામદાદ પહેલાં જ નીકળી જવાનો ઇરાદો છે અને તેથી હું આપને કાબુલથી પાંચ ગાઉના ફાસલાપર મળીશ. પરંતુ આપના કદમોમાં મારી ખાસ એક અર્જ છે અને તે એ કે આપના સાથીઓ અનીસ તથા હબીરને તેમ જ આપની સાથે આવનારા શાહી સિપાહીઓને પણ હું ઔરત છું અને સુલ્તાન બાબરની તાતારી બાંદી કમરપારા છું, એ ભેદ જણાવશો નહિ; કારણ કે, એથી મારી હાનિનો સંભવ છે."

"તારી ખાહિશ મુજબ તારા આ ભેદને જાણનાર તું અને હું જ રહીશું અને મારી જબાનથી હું તારો ભેદ કોઇને પણ જણાવીશ નહિ; એટલે એ વિશે તું બેફિક્ર રહેજે." આલમખાને તેની ઇચ્છા અનુસાર વર્ત્તવાનું અભિવચન આપ્યું.

કમરપારાએ આલમખાનનો એહસાન માનીને પોતાના ઘૂંટણ સુધી લંબાયલા કેશકલાપને અથવા બીજા શબ્દોમાં કહીએ તો કૃષ્ણકેશકલાપસ્વરૂપ નાગને લપેટીને દુપટ્ટામાં સંતાડી દીધો અને જે ઝભ્ભાને ઉતારી નાખ્યો હતો તે ઝભ્ભાને પોતાના જનાના પોશાકની ઉપર પહેરી લઇને પુનઃ પુરુષનો કૃત્રિમ અવતાર ધારી લીધો. વેશપરિવર્ત્તનના કાર્યની સમાપ્તિ થતાં તે આલમખાનને બંદગી કરીને ત્યાંથી ચાલતી થઈ ગઈ અને તેના જવા પછી આલમખાન શયનમંદિરમાં આવી શય્યામાં પડીને કમરપારા વિશે નાનાપ્રકારના તર્કવિતર્ક કરતો મનોગત ક્હેવા લાગ્યો કે:—

"અફગાન નાજનીન્ ગુલંદામ અને સુલ્તાન બાબરની આ તાતારી બાંદી કમરપારા એકબીજાની બહેનપણીઓ ક્યારે અને કેવી રીતે થઇ હશે? ગુલંદામે ખાસ ખત લખીને કમરપારાને મારી સાથે જ કાબુલમાંથી નીકળવાની સૂચના શા કારણથી આપી હશે? ત્યારપછી કમરપારાને મારી સાથે જ હિન્દુસ્તાનમાં આવવામાટે મજબૂર કરનારો બીજો ખાસ સબબ શો પયદા થયો હશે? પોતાના જનાના પોશાકમાં રહેવાને બદલે કમરપારાએ મર્દાના પોશાકમાં મુસાફરી કરવાનું શા કારણથી પસંદ કર્યું હશે? વળી એ મર્દાના પોશાકના ભેદને ગુપ્ત રાખવાનું શું કારણ હશે અને મને આશકમિજાજ કહીને મારી સાથે તાનાબાજી કરવામાં કમરપારા જેવી ચાલાક નાજનીનનો શો મતલબ હશે? એ સઘળા એવા સવાલો છે કે જેમના ખુલાસાવાર જવાબ આપવાની દિમાગમાં તાકત હોય એમ જણાતું નથી." અંતે એ સર્વ પ્રશ્નોનું સમાધાનકારક કાંઈ પણ અનુમાન ન કરી શકવાથી "હશે; જે કાંઈ હશે તે વખતના જવા સાથે અને એકત્ર વસવાથી ધીમે ધીમે પોતાની મેળે જ ખુલ્લું થઈ જશે એટલે અત્યારે જ એ બાબ-

તોની ફિકરથી દિમાગને વધારે તકલીફ આપવાની જરૂરત નથી;" એવા પ્રકારના વિચારપર આવીને તે નિદ્રાને આધીન થઈ ગયો.

બામદાદમાં અનીસ તથા દબીર તેને જગાડવામાટે આવ્યા ત્યારે તે મોડો સૂતેલો હોવાથી ગાઢ નિદ્રામાં પડ્યો હતો; તો પણ તેમણે તેને જગાડ્યો અને કહ્યું કે: "બામદાદનો સમય થઈ ચૂકયો છે અને સામાને સફર તૈયાર છે; આપના ઘોડાને પણ પલાણ માંડીને તૈયાર રાખવામાં આવ્યો છે અને અમો તથા સુલ્તાનના સિપાહીઓ પણ તૈયાર છીએ; માત્ર આપની તૈયારીની જ વાર છે."

આલમખાને ઊતાવળથી નિત્યકર્મ આટોપી લીધાં અને નમાજ પઢી લઇને પોતાના પોશાક તથા હથિયારોને ધારણ કરીને તે નીચે આવી લાગ્યો. શાહી મેહમાંસરાના દરોગાને ઇનામ તરીકે પાંચ સોના મોહોરો આપીને તે અશ્વારૂઢ થયો અને તેણે પોતાના ઘોડાને ચલાવતાંની સાથે જ તેના અનુયાયિજનોએ પણ તેની પાછળ પોતાના અશ્વોને ચલાવવા માંડ્યા. તેઓ થોડીવારમાં જ કાબુલ શહરને ત્યાગીને પંજાબની દિશામાં પ્રવાસ કરવા લાગ્યા. કાબુલને છોડ્યા પછી પહાડી ખડબચડા રસ્તામાં ઘોડા ધીમા અને સંભાળી સંભાળીને ચાલતા હોવાથી, પાંચ ગાઉનો પંથ કાપતાં તેમનો લગભગ એક પ્રહર જેટલો સમય વીતી ગયો. પાંચ ગાઉના ફાસલાપર મર્દાના પોશાકમાં ઘોડેસવાર કમરપારા તેને મળવાની હોવાથી આલમખાન પોતાની સાથેના સિપાહીઓને "આપણે કેટલો રસ્તો કાપી આવ્યા છીએ?" એમ વારંવાર પૂછ્યા કરતો હતો. સૂર્યોદયને પણ લગભગ અર્ધ પ્રહર થઈ ગયો હતો અને તેઓ પાંચને બદલે સાત ગાઉનો પંથ કાપી આવ્યા: છતાં પણ કમરપારા આલમખાનના જોવામાં ન આવી અને તેથી તેના મનમાં કમરપારા વિશે બીજી કેટલીક વિલક્ષણ શંકાઓ થવા લાગી. તેણે પોતાના મનને પૂછ્યું: "કમરપારા ક્યાં ગઈ હશે ભલા?"



## પ્રકરણ ૯ મું
## દાવપેચની બાજી

રાત્રિના સમયમાં એક અન્ય સાધારણ મંજિલગાહમાં ખાનપાન તથા આરામ લઇને બીજા દિવસના ઉષ:કાળમાં તે મંજિલગાહમાંથી રવાના થઈ આલમખાન તથા તેના સાથીઓ હવેનો માર્ગ સપાટ જમીનપરનો અને સારો હોવાથી, એક પ્રહર જેટલો દિવસ ચઢતાં તો જમાલુદ્દીન જે મંજિલગાહનો દરોગો હતો તે મંજિલગાહના દરવાજાપર આવી લાગ્યા. દરવાજામાં એક બીજો માણસ ઊભો હતો અને તે મંજિલગાહનો જ માણસ હતો એટલે આલમખાને તેને કહ્યું કે: "બુજર્ગ દરોગા જમાલુદ્દીનને બોલાવ અને તેમની દુખ્તર ગુલંદામને અમારા ખાવાપીવાનો બંદોબસ્ત કરવામાટેની ખબર આપી દે."

પરંતુ આલમખાનનો એ હુકમ સાંભળતાંજ તે માણસનો ચહેરો ઉતરી ગયો અને તેણે નમ્રતાથી કહ્યું કે: "ગરીબપરવર, બુજર્ગ દરોગા જમાલુદ્દીનને ગઈ કાલથી સરસામ–સન્નિપાત–જેવું થઈ ગયું છે, તેઓ હોશમાં નથી અને પાગલ પ્રમાણે ગમે તેમ બકયા કરે છે એટલે તેમને અમોએ એક કોટડીમાં પૂરી

રાખેલા હોવાથી તેઓ આપની મુલાકાત લઈ શકે તેમ નથી; તેમ જ ગુલંદામનો આજે બે દિવસથી ક્યાંય પત્તો નથી એટલે જો આપનો હુકમ હોય તો આપના ખાવાપીવાનો જોઇતો બંદોબસ્ત કરી આપવાને અમો તૈયાર છીએ; કારણ કે, આપ હમણાં આઠ દિવસની વાતપર જ અહીં આવ્યા હતા એટલે આપને અમો સારી રીતે ઓળખીએ છીએ અને આપની હાતમદિલી તથા મુલાયમતથી પણ અમો આગાહ છીએ.”

“જમાલુદ્દીનની આવી હાલત છે અને ગુલંદામ ગયરહાજિર છે?” આલમખાને અજાયબી બતાવીને પૂછ્યું.

“બે દિવસની વાતપર અચાનક ગુલંદામ ક્યાંક ગાયબ થઈ જવાથી જ જમાલુદ્દીનની આવી ખૌફનાક હાલત થઈ પડી છે. જો ગુલંદામ હાજિર હોત, તો જઇફ જમાલુદ્દીનની આવી હાલત કદાપિ થાત જ નહિ.” તે માણસે આમ કહીને એક નિઃશ્વાસ પણ નાખ્યો અને પોતાના આભ્યંતર શોકને માર્મિકતાથી વ્યક્ત કરી બતાવ્યો.

કમરપારા પોતાના વચન પ્રમાણે માર્ગમાં ન મળવાથી અને અહીં બે દિવસથી ગુલંદામ ગુમ થયેલી હતી એવા સમાચાર સાંભળવાથી તેમ જ ગુલંદામ તથા કમરપારાના પરસ્પર ગાઢ સંબંધનો ભેદ કમરપારાના મુખથી બે દિવસ પૂર્વે પોતાના જાણવામાં આવેલો હોવાથી આલમખાનના મનમાં હવે બીજા જ પ્રકારની શંકાઓ થવા લાગી અને તે બન્ને બહેનપણીઓ ક્યાંક સાથે જ નીકળી ગયેલી હોવી જોઇએ, એવો તેને ભાસ થવા લાગ્યો. પરંતુ અત્યારે જ એ વિષયની વિશેષ ચર્ચા ચલાવવાનો પ્રસંગ ન હોવાથી મંજિલગાહના તે બીજા દરોગા અખ્તરને તેણે કહ્યું કે: “વારુ, હાલ તરત અમારા ઊતરવાનો અને અમારામાટે ખાવાપીવાનો બંદોબસ્ત કરી નાખો; તું તારા કામથી ફારેગ થઇને ઉપર મારી પાસે આવ અને જે કાંઈ બન્યું હોય તે શાંતિથી મને કહી સંભળાવ; એટલે પછી આ બાબતનો આપણે વધારે વિચાર કરીશું અને જમાલુદ્દીનના દુઃખને દૂર કરવાનો ઉપાય શોધી કાઢીશું.”

ઘોડાને અસ્તબલમાં લઈ જવામાં આવ્યા, આલમખાનને ઉપરના ઓરડામાં અને તેના સાથીઓને નીચેના ભાગમાં ઊતરવાની વ્યવસ્થા કરી આપવામાં આવી અને બાવરચીને ખાનું તૈયાર કરવાનો હુકમ પણ અપાઈ ગયો. આ સર્વ વ્યવસ્થા કરી લીધા પછી અખ્તર આલમખાન પાસે ઉપર આવ્યો. આલમખાન વસ્ત્ર બદલીને ગાદીપર હુક્કો પીતો આડો પડ્યો હતો અને અખ્તર તેને નમન કરીને સામો બેસી ગયો. આલમખાને અખ્તરને ગંભીરતાથી પૂછ્યું કે:—

“અખ્તર, આ બધો અજાયબીભરેલો બનાવ એકદમ કેવી રીતે બની ગયો અને આમ બનવાનું કારણ શું હતું, એનો અહવાલ મને કહી સંભળાવ.”

“બન્દાપરવર, ગુલંદામે આપની મેહમાન્દારી થોડા વખત પહેલાં જ કરેલી હોવાથી આપ ગુલંદામની સૂરત તથા સીરતથી સારી રીતે વાકિફ છો, એટલે તેની વધારે ઓળખાણ આપવાની અને તેના ગુણોની તારીફ કરવાની વધારે જરૂરત તો છે જ નહિ. આહ, ગુલંદામ એક કેવી ભોળી અને ભલી છોકરી

હતી. આ મંજિલગાહમાં જે કોઈ પણ આલીખાન્દાન મુસાફિરો આવતા હતા તેઓ તેની હજાર જબાનથી તારીફ કરતા કરતા જ અહીંથી રવાના થતા હતા. કેટલીક વાર તવંગર અને સખીદિલ બાનૂઓ અને બેગમો ગુલંદામની ખાતિરબર્દાશ્ત તથા શીરીં જબાનથી ખુશ થઇને તેને સારી કીમતી ભેટ સોગાદો પણ આપી જતી હતી અને કેટલીક વાર તો શાહજાદાઓ પણ તેની ખુબ્સૂરતીને જોઇને દંગ થઈ જતા હતા. છતાં પણ ગુલંદામ ફિરિશ્તાખસ્લત હતી, પાકજાદ હતી અને નાપાકીને તેના પાક દિલમાં જગ્યા મળી શકી નહોતી. ગુલંદામના આવા સદ્ગુણોને જોઇને પીરમર્દ જમાલુદ્દીન પોતાની એ દુખ્તરને પિસર–પુત્ર–કરતાં પણ વધારે માનતો હતો અને એ દુખ્તરના ચહેરાને જોઇને પોતાની બધી ગમગીનીઓને ભૂલી જતો હતો. ગુલંદામ જમાલુદ્દીનની જઇફીનો આધાર હતી, તેની જિન્દગીની રાહત હતી અને તેના અંધારાવાળા ઘરનો ચિરાગ હતી. આવી દુખ્તરના એકાએક ગયબ થઈ જવાથી જો જમાલુદ્દીનના જિગરમાં કારી ઘા લાગે અને આ બનાવ તેને દીવાનો બનાવી દે, તો એમાં અજાયબી જેવું કાંઈ પણ નથી..........."

અખ્તર હજી તો ગુલંદામની તારીફ કરવાથી પરવાર્યો નહોતો અને મુખ્ય વૃત્તાંતને વર્ણવી સંભળાવવાનું કાર્ય તો હજી બાકી જ હતું; એટલામાં વિક્ષિપ્ત જમાલુદ્દીન અચાનક આવીને આલમખાન સમક્ષ ઊભો રહ્યો અને આલમખાનને સંબોધીને દુઃખપૂર્ણ સ્વરથી કહેવા લાગ્યો કેઃ–

"ખરી વાત છે; આ મારો ગમગુસાર અખ્તર જે કાંઈ પણ કહે છે તે ખરી જ વાત છે; મારી ગુલંદામ આ દુનિયાની એક મામૂલી ઔરત નહોતી; પણ જન્નતની હૂર હતી; તે ફિરિશ્તન હતી અને આ દુનિયાની નાપાકીઓ તેનાથી હજારો કોસ દૂર હતી; પણ આ બદકિસ્મતની કિસ્મતમાં પત્થરનો માર લખાયલો હોવાથી એ હીરો મારા હાથમાંથી બે દિવસથી ક્યાંક સરી ગયો છે; ગુલંદામ જેવી નેક દુખ્તરની જુદાઇના ગમથી આ જમાલુદ્દીન જીવતો જ મરી ગયો છે! મારા બકવાદથી જો આપ મને પાગલ ધારતા હો, તો આપની ભૂલ થાય છે; કારણ કે, હું પાગલ નથી; છતાં ગમના જોશમાં મારાથી આમ બોલી જવાય છે. હિન્દુસ્તાનના શાહી ખાન્દાનના નબીરા જીશાન આલમખાન! આપને હું બરાબર ઓળખું છું અને તેથી આપની ખુશ આમદની ખબર સાંભળીને હું મારી ગુલંદામની ખબર પૂછવામાટે જ આપના કદમોમાં હાજિર થયો છું. તો કહો, કાબુલથી આવતાં રાસ્તામાં મારી ગુલંદામ ક્યાંય પણ આપના જોવામાં આવી છે? ગુલંદામની કાંઈ પણ ખબર કોઈ પણ બનીઆદમે આપને સંભળાવી છે? મારી નૂરેનજર ગુલંદામ ક્યાં છે? મારી આ બુજર્ગીનો તે આરામ ક્યાં છે?" આ પ્રમાણે બોલીને જાણે પોતે પોતાના સવાલોના જવાબ ઊતાવળથી આપવાની સાંકેતિક સૂચના કરતો હોયની તેવી રીતે આલમખાનને વિસ્ફારિત નેત્રોથી જોતો જમાલુદ્દીન ભીષણ સ્તબ્ધતા ધારીને ઊભો રહ્યો.

"બુજર્ગ જમાલુદ્દીન, જરા ઠંડા થાઓ, મારી પાસે બેસો અને ગુલંદામના ગયબ થવાની કયફીયત શી છે તે દિમાગને ઠેકાણે રાખીને મને કહી સંભળાવો. તમારી કયફીયતને સાંભળી લીધા પછી ગુલંદામને શોધી કાઢવાનો રસ્તો હું

તમને બતાવીશ અને એ કામમાં હું પોતે પણ તમારો ગમગુસાર મદદગાર થઇશ." આલમખાને જમાલુદ્દીનને શાંત પાડવાની ચેષ્ટા કરીને એ પ્રમાણેના આશ્વાસક શબ્દો ઉચ્ચાર્યા.

"પાક પરવરદિગાર હજરત સલામતને હજાર સાલની ઉમ્ર બખ્શે અને આપના ઇકબાલને બુલંદ કરી દામને મુરાદને ગોહેરે મકસૂદથી ભરે !" આ પ્રમાણેનો આશીર્વાદ આપીને જમાલુદ્દીન જાજમપર બેસી ગયો અને ગુલંદામના ગયબ થવાની કયફીયત સંભળાવતો કહેવા લાગ્યો કે: "આલા હજરત, ગુજસ્તા એક સાલથી મારી હમેશાની ખુશમિજાજ ગુલંદામનું દિલ ગમગીન તથા માયૂસ રહ્યા કરતું હતું; પરંતુ તે પોતાની એ ગમગીની તથા માયૂસીનો બાઇસ કોઇને પણ જણાવતી નહોતી અને અંદરની અંદર બળ્યા કરતી હતી. આપ કાબુલ જતાં અહીં રોકાયા હતા તે વખતે તેની માયૂસી કાંઇક ઓછી થઈ હતી, પણ આપ અહીંથી રવાના થઈ ગયા પછી તેની તે માયૂસી આગળ કરતાં પણ ઘણી જ વધારે થયેલી દેખાવા લાગી હતી. આપના ગયા પછી બીજે દિવસે કાબુલ જનારા સુલ્તાનના એક પયગામચીને એક ખત લખીને તેણે આપ્યો હતો; પણ તે ખત કોનાપર લખ્યો હતો, એ હું જાણતો નથી. પરમ દિવસની શામ સુધી તે મંજિલગાહમાં જ હતી અને ત્યાર પછી પાસેની મંજિલગાહમાં જવાનું બહાનું કરીને તે અહીંથી ચાલી ગઈ હતી તે હજી સુધી દેખાઇ જ નથી. તે હમેશા પાસેની મંજિલગાહના દરોગાની બીબી તથા દુખ્તર પાસે જઇને અડધી રાત સૂધી બેસતી હોવાથી અમોએ તેની તપાસ કરી નહોતી, પણ સવારમાં જ્યારે તે તેના પોતાના કમરામાં જોવામાં ન આવી એટલે શક પડવાથી અમોએ તપાસ કરતાં અમારા જાણવામાં આવ્યું કે તે પાસેની બીજી મંજિલગાહમાં ગઈ જ નહોતી. આસપાસ દશ દશ ગાઉમાં અમો તેને શોધી આવ્યા પણ તેનો પત્તો મળી શકયો નથી અને તેથી જ મારી હાલત પાગલ જેવી થઈ ગઈ છે. તે કોઈ વાઘનો શિકાર થઇને આ ફાની જહાનને હમેશાને માટે છોડી ગઈ છે; કોઈ નાપાક શયતાનખસ્લત ઇન્સાનો તેના હુસ્નથી લોભાઇને તેને કયાંક ઉપાડી ગયા છે કે અંદરની માયૂસીના સબબથી તેણે આત્મહત્યા કરી નાખી છે; એની કશી પણ કલ્પના મારાથી કરી શકાતી નથી અને મારી વેદના જેમ વખત જાય છે તેમ વધારે અને વધારેજ વધતી જાય છે. અત્યાર સૂધી તો મારું મગજ કાંઇક ઠેકાણે રહી શકયું છે; પણ જો મારી આવી જ હાલત ચાલૂ રહેશે, તો બેચાર દિવસમાં હું જરૂર પાગલ થઈ જઇશ, એમાં શક જેવું કાંઈ છે જ નહિ; કારણ કે, મારું સર્વસ્વ લૂટાઈ ગયું છે; આ દુનિયામાં મારું જે કાંઈ હતું તે ચાલ્યું ગયું છે એટલે હવે મારી જિન્દગીનો પણ કશોય ભરોંસો નથી !"

આલમખાન કાંઇક વિચારમાં પડી ગયો અને ત્યાર પછી અખ્તરને ત્યાંથી ઊઠી જવાનો ઇશારો કરીને તેના જવા પછી તે જમાલુદ્દીનને ઉદ્દેશીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "પીરમર્દ, જો તમારી ફરિશ્તાખસ્લત દુખ્તર કોઈ જંગલી જાનવરનો શિકાર નહિ થઈ હોય અથવા તો તેને કોઈ બદમાશો જબરદસ્તીથી ઉપાડી નહિ ગયા હોય, તો તે જરૂર જિન્દા હોવી જોઇએ, એમ હું હિમ્મતથી કહી શકું છું. તે માયૂસીના સબબથી ખુદકુશી કરીને મરી ગઈ હશે, એ તમારો

એમ ખયાલ છે. જો તે પોતાની મરજીથી જ અહીંથી ચાલી ગઈ હશે, તો જરૂર પંજાબમાં જ ગઈ હશે; કારણ કે, તેણે મારી આગળ મારી સાથે પંજાબમાં ચાલવાની પોતાની ખાહિશ બતાવી હતી અને પંજાબમાં જવામાટેનું તેની પાસે એક પ્રબળ કારણ પણ હતું, એમ હું અનુમાનથી કહી શકું છું. આ કારણથી મારી તમને એવી સલાહ છે કે હાલ શાંત થઇને બેસી રહો, મને પંજાબમાં પહોંચી જવા દ્યો અને ત્યાં ગુલંદામની તપાસ કરી લેવા દ્યો. જો ગુલંદામ ત્યાં હશે, તો હું પયગામ મોકલીશ અને તમને ત્યાં બોલાવી લઇશ. મારી જબાનમાં એતબાર રાખો અને ગુલંદામને તે જ્યાં પણ હોય ત્યાં રક્ષવા અને આરામમાં રાખવામાટેની ખુદાતાલાને અર્જ કરતા રહો.''

"ત્યારે આપ મારી ગુલંદામની ખબર કેટલાક દિવસમાં મોકલશો? આપના પયગામબર અથવા નામાબરની મારે કેટલાક દિવસ સૂધી વાટ જોવી?" જમાલુદ્દીને આતુરતાથી પૂછ્યું.

"હું વધારેમાં વધારે ત્રણ મહિનામાં તો ગુલંદામ પંજાબમાં છે કે નથી, એટલી ખબર જરૂર મોકલીશ અને જો તે પંજાબમાં હશે તો તે કયાં છે, કેવી હાલતમાં છે અને પંજાબમાં નાસી આવવાનું તેને શું કારણ છે, એ વિશેનો અહવાલ પણ ખતમાં લખી જણાવીશ." આલમખાને કહ્યું.

અચાનક અખ્તર પાછો ત્યાં આવી લાગ્યો અને તેણે એક બંધ પરબીડિયું જમાલુદ્દીનના હાથમાં આપીને કહ્યું કે: "હમણાં જ એક હસીન નૌજવાન ઘોડેસવાર નીચે આવ્યો હતો અને તે આ બંધ લિફાફો આપને આપવામાટે મને આપીને તરત પાછો ચાલ્યો ગયો હતો. તેના કહેવા મુજબ આ લિફાફામાં ગુલંદામનો કાગળ છે. મેં તેને થોડીવાર રોકવાની ઘણી કોશિશ કરી; પણ તે એકનો બે ન થયો અને ઘોડાને દોડાવીને તીરની પેઠે ફરાર થઈ ગયો."

જમાલુદ્દીને લિફાફાને ફાડીને તેમાંનો કાગળ કાઢ્યો. તેમાં આટલા જ શબ્દો લખેલા હતા. "કિબ્લગાહ, મારી બેવકૂફીથી મેં મારા હાથે જ મારી બકારત–કૌમાર–ને લગાડેલા દાગને ધોઈ નાખવામાટે આપના કદમોથી હું દૂર થઈ છું; હું જિન્દા છું અને જે મર્દે મારી બકારાતને દાગ લગાડ્યો છે તે મર્દની જો હું હકદાર બીબી થઈ શકીશ તો પાછી આપની કદમબોસીમાટે આપની ખિદમતમાં હાજિર થઇશ. જો મારી તે ઉમ્મીદ બર નહિ આવે, તો હું આપને મારી કાળી સૂરત બતાવવાની નથી. આ કારણથી અત્યારે હું જિન્દા હોવા છતાં આપે મને મરેલી જ માની લેવાની છે. મને દિલથી ભૂલી જજો અને મારી તપાસની તકલીફ લેશો નહિ. આપની ગુનાહગાર દુખ્તર ગુલંદામ."

આ કાગળ વાંચતાં જ જમાલુદ્દીનની આંખોમાંથી શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ સમાન આંસૂઓની ધારા વહી નીકળી; અશ્રુના વહનથી દુઃખનો ભાર કાંઇક ઓછો થતાં તેણે તે કાગળ આલમખાનને વાંચવામાટે આપ્યો. આલમખાન પણ એ કાગળ વાંચીને શોકમગ્ન થઈ ગયો અને તત્કાળ કાંઈ પણ બોલી શક્યો નહિ. અખ્તરને આલમખાને ગંભીર સ્વરથી પૂછ્યું કે:–

"જે ઘોડેસવાર આવ્યો હતો, તેણે માથાપર એક મોટો દુપટ્ટો બાંધ્યો હતો અને શરીરપર ઊંટના વાળનો એક લાંબો જબ્બો પહેર્યો હતો કે કેમ?"

"હા, તેનો પોશાક કાંઇક એવો જ હતો અને તે સાથે કમ્મર તલ્વાર હતી અને એક બંદૂક પણ તેની પાસે હતી. તે નૌજવાન કોઈ ફોજી સિપાહી જેવો જ દેખાતો હતો અને હદથી જિયાદા ખુબ્સૂરત હતો." અખ્તરે કહ્યું.

આલમખાનનો નિશ્ચય થઈ ગયો કે 'તે નૌજવાન પુરુષ વેષધારિણી કમરપારા જ હોવી જોઇએ અને અત્યારે જ કમરપારા અહીં આવી ગઈ છે એટલે એથી સાફ જણાઈ આવે છે કે ગુલંદામ પણ કયાંક નજદીકમાં જ હશે અને તેણે જ કમરપારા માર્ફત આ ખત અહીં રવાના કર્યો હશે.' પરંતુ આ ભેદ જમાલુદ્દીનને ન જણાવતાં તેણે જમાલુદ્દીનને કહ્યું કે: "પીરમર્દ, આપે પોતાની દુખ્તર નેકઅખ્તરને તે શબાબ–યૌવન–માં આવી જતાં વખતસર ન પરણાવી તેનો જ આ અન્જામ છે અને તેથી હવે તમારે હાલ તરત ચુપકિદી અખ્તિયાર કરીને જ બેસી રહેવાનું છે. અત્યારે હવે જો તમો તેનો પીછો પકડશો, તો તે બિચારી શર્મની મારી લાચારીથી ખુદકુશી કરી નાખશે. જો તેની ઉમ્મીદ બર આવશે, તો તે જરૂર તેના કબોલ મુજબ તમારી પાસે કદમબોસીમાટે આવશે અને નહિ તો તે જીવતાં જીવત તો તમને પોતાનું કલંકિત મુખ નહિ જ બતાવે."

"હું અત્યારે તો હવે મારી દુખ્તરનો પીછો પકડીને તેના મૌતનો બાઇસ નહિ જ થાઉં; પણ જે બદમાશે મારી દુખ્તરની પાકીજગીને દાગ લગાડ્યો છે, તે બદમાશ જો તેને પોતાની હકદાર બીબી તરીકે કબૂલ રાખીને તેના દાગને નહિ મટાડે, તો તે બદમાશ શયતાનખસ્લત ઇન્સાનની જાનનો દુશ્મન થઇને હું તેને મારી આ છુરીથી હલાલ કરીશ; મારી દુખ્તરને પણ મારી નાખીશ અને ત્યાર પછી હું પોતે પણ ખુદકુશી કરીને આ સિતમગર દુનિયાને હમેશને-માટે છોડી જઇશ. મેહરબાન આલમખાન, હવે આપે મારી સાથે ફક્ત એક જ ભલાઈ કરવાની છે અને તે એ કે મારી ગુલંદામનો તે બેવફા આશક કોણ છે, તે કેવી ખસ્લતનો છે, તેનું ખાન્દાન કેવું છે અને તે કયાંનો બાશિન્દો છે, એટલી ખબર તપાસ કરીને ગમે તે જોખમે પણ મને પહોંચાડજો અને તે પણ ત્રણ મહિનાની અંદર. હું નોકરીનું રાજીનામું આપીને ત્રણ મહિનાની અંદર જ પંજાબ-માં આવવાને તૈયાર રહીશ અને હરવક્ત આપના કાસિદની વાટ જોતો રહીશ." જમાલુદ્દીને શાંત થઇને આ પ્રમાણેના વિચાર દર્શાવ્યા.

"આ સઘળી ખબર તમારી ખાહિશ મુજબ હું જરૂર તપાસ કરીને કાસિદ માર્ફત કહાવીશ અને ગુલંદામની ઉમ્મીદને બર લાવવાની પણ, મને જો તે મળશે, તો, મારાથી બની શકતી કોશિશ કરી બતાવીશ." આલમખાને એ પ્રમાણેનું વચન આપીને જમાલુદ્દીનને શાંત કરી દીધો.

આ પ્રમાણેનું આશ્વાસન મળવાથી હૃદયમાં પોતાની અત્યન્ત પ્રિય પુત્રી ગુલંદામના મુખદર્શનની આશાનો ઉદ્ભવ થતાં તે આશાના યોગે જમાલુદ્દીનના જડ થયેલા શરીરમાં એક પ્રકારના નવીન ચેતન અથવા નવજીવનનો આવિર્ભાવ થયો અને તેથી તે આલમખાન તથા તેના સાથીઓના ખાનપાન આદિની યોગ્ય વ્યવસ્થા કરાવવામાટે નીચે ચાલ્યો ગયો. તેના જવા પછી હુક્કાનો દમ ખેંચતો આલમખાન પોતાના મનમાં કહેવા લાગ્યો કે: "કમરપારા અને

ગુલંદામ સાથે જ હોવી જોઇએ અને અહીંથી નીકળ્યા પછી રસ્તામાં જરૂર તેઓ મારી સાથે આવી મળવાની જ. પણ ગુલંદામના દામનને બગાડીને પછી તેનાથી કિનારો કરી જનાર નાપાક ઇન્સાન કોણ હશે વારુ ? આ ભેદ ગુલંદામ સાથે મુલાકાત થયા વિના જાણવામાં આવી શકે તેમ નથી અને તેટલામાટે અત્યારે એનો વિચાર બેકાર છે."

ખાનપાનની તૈયારીમાં લગભગ એક પ્રહર જેટલો સમય વીતી ગયો; દ્વિતીય પ્રહરનો અન્ત થવા આવ્યો હતો તે વેળાયે એક નફર આલમખાન-માટે ભોજનનો થાળ પીરસીને ઉપર લઈ આવ્યો. ખાધા વિના ચાલે તેમ તો હતું જ નહિ, એટલે આલમખાન જમવા તો બેઠો; પરંતુ ગુલંદામની હાજરીમાં ભોજનમાં તેને જે સ્વાદ આવ્યો હતો તે સ્વાદનો આજના ભોજનમાં સર્વથા અભાવ જ દેખાવા લાગ્યો. આ દોષ ભોજનનો નહોતો કિન્તુ તે પોતાની ભાવનાનો જ હતો અને એ રહસ્યને તે પોતે પણ સારી રીતે જાણતો હતો. ઉતાવળથી ભોજનના કાર્યથી નિવૃત્ત થઇ મંજિલગાહના નોકરોને તેમની લાયકાત મુજબ ઇનામ આપીને તથા ભોજનની કીમતના પૈસા ચૂકવીને આલમખાને નોકરોને ઘોડા પલાણીને તૈયાર કરવાનો અને પોતાના સાથીઓને સફરમાટે તૈયાર થવાનો હુકમ ફરમાવી દીધો. તૃતીય પ્રહરનો થોડોક સમય ગયો ત્યાં તો સફરની તૈયારી થઈ ગઈ અને આલમખાન જમાલુદ્દીનને વળી પણ આશ્વાસન આપીને પોતાના સાથીઓ સહિત પંજાબની દિશામાં આગળ વધવા-માટે ત્યાંથી રવાના થઈ ગયો.

ત્યારે શું માર્ગમાં ગુલંદામ તથા કમરપાશા સાથે આલમખાનનો મેળાપ થયો ? નહિ; આલમખાન જમાલુદ્દીન પાસેથી રવાના થઇને પંજાબની અથવા તો પોતાના કાકા દૌલતખાનના સૂબાની સરહદમાં આવી લાગ્યો ત્યાં સુધી માર્ગમાં ક્યાંય પણ તે બન્ને હસીનાઓ તેને મળી નહિ અને તેથી અન્તે નિરાશ થઇને હાલ તરત તેણે તેમના સાક્ષાત્કારની આશાનો ત્યાગ કરી દીધો.

પંજાબની સીમામાં પ્રવેશ કર્યા પછી માર્ગમાં જ તેને સમાચાર મળી ગયા કે 'સૂબેદાર દૌલતખાન લાહોરમાં જ છે' અને તેથી તેની 'દૌલતખાન અત્યારે લાહોરમાં હશે કે નહિ હોય?' એ શંકાનો અંત આવી ગયો. તે જે વેળાયે નિર્વિઘ્ન લાહોરમાં આવી પહોંચ્યો અને પોતાના કાકા દૌલતખાનને મળ્યો તે વેળાયે દૌલતખાને તેનો પ્રથમ પ્રમાણે જ બહુ સારો સત્કાર કર્યો અને તેને બાબરની મદદ મળતાં તેના પ્રયત્નની સફળતાની વાર્ત્તા સાંભળીને તે તેને મુબારકબાદ પણ આપવા લાગ્યો. પરંતુ જ્યારે આલમખાને બાબર સાથેની મુલાકાત દરમ્યાન બાબર સાથે થયેલા વાર્ત્તાલાપનો વૃત્તાંત સંભળાવતાં બાબરના 'હિન્દુસ્તાનમાં ખુદાતાલાની મેહરબાનીથી મયદાને જંગમાં ફતહ થાય અને દેહલીનાં તાજોતખ્ત મારા હાથમાં આવી જતાં મારી હિન્દુસ્તાન-માં જ રહેવાની મરજી થઈ જાય, તો તે વખતે તમારી દોસ્તી દુશ્મનીના રૂપમાં ફેરવાઈ જશે અને આપણા વચ્ચે એક નવી બેદિલી તથા નાઇત્તેફાકી પયદા થઈ જશે. આ કારણથી તમારા મદદગાર તરીકે હિન્દુસ્તાનમાં આવતાં મારું દિલ કાંઈક અચકાય છે;' એ ઉદ્દ્ગારોનો પુનરુચ્ચાર કરીને એના ઉત્તરમાં પોતે ઉચ્ચારેલા

શબ્દોનો પણ પુનરુચ્ચાર કરી સંભળાવ્યો એટલે દૌલતખાનના મુખમંડળમાં એક પ્રકારની ચિંતાજન્ય કાલિમાયુક્ત ગંભીરતાની છટા આવી ગઈ અને તે વિચારના ગહન સમુદ્રમાં નિમજ્જિત થઈ ગયો. દૌલતખાનના મુખમંડળમાં થયેલા આવા પરિવર્ત્તનને તથા તજ્જન્ય મૌનાવલંબનને જોઇને બાબરના એ ઉદ્દગારોનું દૌલતખાનના દિલમાં જરૂર કાંઈ પણ નઠારું પરિણામ થયેલું હોવું જોઇએ, એમ આલમખાન અનુમાનથી જાણી શકયો; પરંતુ દૌલતખાને મૌનનું અવલંબન કરેલું હોવાથી એ વિશે તે પોતે જ આગળ વધીને કાંઈ બોલવાની હિમ્મત કરી શકયો નહિ. તે પોતે પણ એક પ્રકારના વિચારમાં નિમગ્ન થઈ ગયો.

"કેટલીક વાર એવા બનાવો પણ બને છે કે અમુક પ્રસંગે મુખમાંથી નિષ્કપટભાવથી અને સહજ નીકળી ગયેલા ઉદ્દગારો પણ સત્ય સિદ્ધ થાય છે અને જે ઘટનાનું સ્વપ્ને પણ ન હોય તે ઘટના પ્રત્યક્ષ બનેલી દેખાય છે." અંતે મૌનનો ભંગ કરીને દૌલતખાને પોતાના વિચારો દર્શાવવા માંડ્યા: "સુલ્તાન બાબરના આ ઉદ્દગારો મારા મનમાં ભય ઉપજાવે છે; કારણ કે, જો તે હમેશને માટે હિન્દુસ્તાનની સલ્તનતનો કબ્જો કરી લેશે, હિન્દુસ્તાનમાં જ કાયમ-મુકામ થશે અને દેહલીનાં તાજોતખ્તનો માલિક બની જશે; તો હિન્દુસ્તાનના બાદશાહ થવાની તારી તમન્ના પણ પૂરી નહિ થાય અને પંજાબમાં અત્યારે મારી જે સ્વતંત્ર સત્તા છે તેનો પણ અંત આવી જતાં આપણી હાલત 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો' જેવી જ થઈ પડશે; બકરી કાઢતાં ઊંટ ઘરમાં પેસી જશે અને ગાયનું દૂધ દોહીને કૂતરાને પાયા જેવું થઈ પડશે. બાબર પોતાની રાજી ખુશીથી તને જે કાંઈ પણ આપે તેટલાથી જ સંતુષ્ટ થવાનું વચન આપવામાં તેં મોટી ભૂલ કરી છે; પરંતુ અત્યારે હવે એ ભૂલને સુધારવાનો સમય નથી એટલે એ વિશેની અનુશોચના વ્યર્થ છે. અત્યારે બાબર પોતે ફોજ સાથે આવવાનો નથી, એ પણ એક રીતે સારું જ થયું છે; જોઇએ છીએ કે ઇબ્રાહીમ લોદી સાથેની આ લડાઇમાં શો અન્તિમ આવે છે અને કિસ્મત કેવો રંગ બતાવે છે. જો લડાઇમાં તારી જીત થશે અને દેહલીની શહનશાહત તારા હાથમાં આવી જશે, તો તો પછી બાબરથી ડરવાનું કાંઈ પણ કારણ રહેશે નહિ; કારણ કે, ત્યાર પછી જો બાબર હિન્દુસ્તાનમાં આવશે, તો આપણે તેની સાથે પણ ટક્કર ઝીલી શકીશું. ખયર; એવો કાંઈ બનાવ બનશે ત્યારે જોઈ લેવાશે અને જેવો પવન હશે તેવી પીઠ આપી શકાશે. અત્યારે તો હવે મહલમાં જા; તારી બેગમને મળ અને આરામ લઇને સફરના થાકને ઉતારી નાખ."

આલમખાન દૌલતખાન પાસેથી ઉઠીને મહલમાં જવાને ઉભો થતો હતો એટલામાં દરબાને આવીને સૂબેદાર સાહબને મુજરો કરીને ખબર આપી કે: "આપણો એક જાસૂસ આવ્યો છે અને તે અત્યારે જ હુઝૂરેવાલાની મુલાકાત તથા કદમબોસીનો ઉમીદવાર થઇને ફર્માનની રાહ જોતો દરવાજાપર ઉભો છે; તો બન્દાપરવરનું શું ફર્માન છે?"

"તેને એકદમ અહીં હાજિર થવાનું ફર્માન સંભળાવ." દૌલતખાને ગંભીરતાથી કહ્યું.

દરબાન ચાલ્યો ગયો અને થોડીવારમાં જ જાસૂસ આવીને સૂબેદાર સાહે-

બને સલામ કરી માથું નમાવીને ઊભો રહ્યો. દૌલતખાને તેને પૂછયું કે: "શા નવીન સમાચાર છે? જે સમાચાર લાવ્યો હોય તે જલ્દ કહી સંભળાવ."

"બન્દાનવાજ," રાસ્તામાં કયાંય પણ મુકામ કર્યા વગર અને ખાધાપીધા વગર દેહલીથી નીકળેલો હું સીધો અહીં લાહોરમાં આવીને જ ઘોડાની પીઠપરથી નીચે ઉતર્યો છું. પંદર ઠેકાણે તો મારે ઘોડા બદલવા પડ્યા છે. સમાચાર એ છે કે આલમખાન ઉર્ફે અલાઉદ્દીનને આપે પનાહ આપી છે, તેને કયાંક નસાડી દીધો છે અને તેની બીબી તથા તેના મુસાહિબો લાહોરમાં જ છે; માત્ર એટલું જ નહિ, પણ તેની બીબીને શાહી સિપાહીઓના હાથમાં સોંપી ન દેવાની આપે જે હિંમત બતાવી છે તેથી આપને બાગી–બળવાખોર અથવા રાજદ્રોહી માની લઇને ઇબ્રાહીમ લોદીએ આપની સૂબેદારીને છીનવી લેવામાટે અને આપને કયદ કરીને દેહલી લઈ જવામાટે પન્દર હજારની ફોજ સાથે એક સિપાહસાલારને આ તરફ રવાના થવાનો હુકમ ફરમાવી દીધો છે. તે ફોજ ત્યાંથી રવાના થઈ ચૂકી હશે અને હું ધારું છું કે બે ચાર દિવસમાં જ અહીં આવી લાગશે. એટલામાટે જે કાંઈ પણ બંદોબસ્ત કરવાનો હોય તે કરી લેવાનો છે; તલ્વારનો જવાબ તલ્વારથી જ દેવાનો છે." જાસૂસે બે ચાર દિવસમાં આવનારા એક નવીન ભયના સમાચાર સંભળાવ્યા.

"બહુ સારું; તું જઇને હવે આરામ કર; જે બંદોબસ્ત કરવાનો હશે તે કરી લેવાશે." દૌલતખાને જાસૂસના મુખથી સમાચાર સાંભળી લઇને તેને આરામ લેવામાટે ચાલ્યા જવાની પરવાનગી આપી દીધી.

"આ તો અત્યારે જ લડાઇની નૌબત આવી લાગી." આલમખાને જાસૂસના જવા પછી પોતાના કાકાને ઉદ્દેશીને કહ્યું.

"પરવરદિગાર જે કાંઈ પણ કરે છે તે સારાને માટે જ કરે છે; તારા કહેવા મુજબ સુલ્તાન બાબરની ફોજ ત્રણ દિવસમાં આવી લાગવાનો સંભવ છે અને ઇબ્રાહીમની ફોજને પણ અહીં પહોંચતાં ત્રણ ચાર દિવસ તો થવાના જ એટલે ઇબ્રાહીમ સાથેની તારી ચાર દિવસ પછી થનારી લડાઇની ચાર દિવસ પહેલાં જ શરૂઆત થઈ જાય, તો તેથી શું નુકસાન છે? પણ અત્યારે હવે આપણે અહીં દાવપેચની એક બાજી રમવાની છે અને તે એવી રીતે કે બાબરની ફોજ આવતાં જ તારે લાહોરનો કબ્જો લઈ લેવો અને પોતાને સુલ્તાન બાબરના નીમેલા પંજાબના સૂબેદાર તરીકે જાહેર કરી દેવો. હું અહીંથી થોડા વખતને માટે અન્યત્ર પલાયન કરી જઇશ એટલે આ દેખાવ કરવામાં કશો પણ વાંધો આવશે નહિ. મારા સિપાહસાલારોને હું પટ્ટી પઢાવી રાખીશ એટલે તેઓ તારા તાબેફર્માન થઈ રહેશે અને તેઓ તારા તાબેદાર થતાં મારી ફોજ પણ તારી ફર્માંબર્દાર થઈ જાય એ સ્વાભાવિક છે. આ દાવપેચ રમવામાં મારો એવો મતલબ સમાયલો છે કે 'ખુદા ન ખાસ્તા ઇબ્રાહીમ સાથેની લડાઇમાં તારી હાર થઈ જાય, તો 'તારી સાથે મારો કશો પણ સંબંધ નહોતો અને તેનો સુબૂત એ છે કે મારી સૂબેદારીને પણ તેં છીનવી લીધી હતી' એમ કહી પાછો હું પંજાબનો સૂબેદાર થઈ શકીશ અને હું સૂબેદાર હોઇશ તો વળી પાછી તને મારા ગરીબખાનામાં પનાહ મળી શકશે; તેમ જ જો તારી જીત થશે, તો તો મારી

સ્વતંત્ર સત્તા મને પાછી મળશે જ, એમાં કાંઈ સવાલ જેવું છે જ નહિ એટલે આ એક કાંકરે બે પક્ષીઓ માર્યા જેવું થશે અને તારી ભલાઈમાટે મારાથી દહિં તથા દૂધ બંનેમાં હાથ રાખી શકાશે. બોલ ત્યારે આ પ્રમાણે વર્ત્તવામાં તને કાંઈ વાંધો છે?" દૌલતખાને જેની આલમખાનને ખાબમાં પણ કલ્પના નહોતી એવા પ્રકારનો એક પ્રસ્તાવ તેની આગળ રજૂ કરીને આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"જો બાબરની ફોજ વહેલી આવી લાગે અને ઇબ્રાહીમની ફોજ એક દિવસ પછી આવે, તો તો આ પ્રમાણેની વ્યવસ્થા કરી શકાય તેમ છે અને એમાં મારામાટે નુકસાન જેવું કાંઈ પણ નથી. પરંતુ જો ઇબ્રાહીમની ફોજ એક દિવસ વહેલી આવી લાગે, તો પછી શું કરવું?" આલમખાને યોગ્ય શંકા દર્શાવી.

"જો ઇબ્રાહીમની ફોજ એક દિવસ વહેલી આવી લાગશે, તો મારી ફોજ એટલી તાકતવર તો છે જ કે તે મુખાલિફ ફોજને બે દિવસ તો લાહોરમાં દાખલ નહિ થવા દે અને તેટલા સમયમાં તો બાબરની ફોજ જરૂર આવી લાગશે." દૌલતખાને મુશ્કિલને સહલ કરવાની તદબીર બતાવી.

"જો આપની ફોજ એટલી તાકતવર હોય, તો પછી કોઈ પણ જાતની ફિકર રાખવાનો કાંઈ પણ સબબ નથી. આ એક બાબતનો તો જાણે નિકાલ થઈ ગયો, પણ હવે એનાથી પણ વધારે વજનદાર એક બીજી બાબતનો આપણે વિચાર કરવાનો છે અને તે બાબત એ છે કે અહીં લડાઇનો રંગ જામવાનો હોવાથી મારી બીબીને અહીં લાહોરમાં રાખવી, એ મને સલામતીભરેલું દેખાતું નથી; કારણ કે, ખુદા ન ખાસ્તા આપણા પક્ષની હાર જ થઈ જાય, તો મારી બીબીની દુશ્મનોના હાથથી બેઇજ્જતી અને બેહુર્મતી થાય, એ જોવાને હું રાજી નથી. આ કારણથી નાદિરાને કોઈ એવી બેખોફ જગ્યામાં પહોંચાડવાની જરૂરત છે કે જ્યાં તેની ઇજ્જત જળવાય, તે બેખૌફોખતર રહી શકે અને દુશ્મનોને તેનો ગંધ પણ ન આવે." આલમખાને નાદિરા વિશેની પોતાની ચિન્તાને વ્યક્ત કરી બતાવી.

"હું લાહોરને છોડી ગયા પછી ખુફિયા તોરથી મારા કબીલા સાથે ભેડા નગરના તે જ ખંડિયેરમાં રહેવા માગું છું કે જે ખંડિયેરમાં મેં તને છુપાવ્યો હતો. જે તહખાનું તારા જોવામાં આવ્યું હતું તે તો આખા તહખાનાનો એક હિસ્સો જ હતો; આખું તહખાનું તો એટલું મોટું અને બધી જાતની સગવડોથી ભરેલું છે કે તેમાં સોથી દોઢ સો માણસોના રહેવાની સગવડ તો સહજ થઈ શકે છે. હું તારી બીબી નાદિરાને અને તારા જાંનિસાર ગુલામ સાદિક તથા ખાજાસરા યાસીનને તે તહખાનામાં મારી સાથે લઈ જઇશ અને બહુ જ સારી હિફાજતથી તેમને રાખીશ. મારા જાસૂસો બહાર સર્વત્ર ફરતા રહેશે અને આ સઘળી ધમાચકડી ખલાસ થઈ જવાના સમાચાર જ્યારે તેઓ આવીને મને સંભળાવશે ત્યારે પછી જો ધાસ્તી જેવું નહિ હોય, તો અમો સર્વ તારી પાસે આવીશું અને તારી બીબીને તારા હાથમાં સોંપી દઇશું. તારી બીબી મારી દુખ્તર સમાન હોવાથી તેનામાટે તારે વધારે કાંઈ પણ ફિકર રાખવાની નથી."

દૌલતખાને આલમખાનની નાદિરા વિષયક ચિન્તાને પણ તેની સુરક્ષિતતાનો આ માર્ગ બતાવીને દૂર કરી દીધી.

"વારૂ ત્યારે આ સર્વ નવીન બંદોબસ્તના સમાચાર સંભળાવવામાટે તેમ જ નાદિરાને આપની સાથે, આપ કહો ત્યારે, તે ખંડિયેરમાંના તહખાનામાં આવવામાટેની આજ્ઞા આપવાને હું હવે જનાનખાનામાં જાઉં છું. મગરિબની નમાજ પછી હું આપને વળી પાછો મળીશ." એમ કહીને આલમખાન જનાનખાનામાં જવામાટે રવાના થયો.

દૌલતખાન ગહન વિચારસમુદ્રમાં નિમજ્જિત થતો ત્યાં જ બેસી રહ્યો.



# પ્રકરણ ૧૦ મું

## નાદિરાપર નવી આફત

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને આજે એક પક્ષ અથવા પખવાડિયા જેટલો સમય વીતી ગયો હતો. આલમખાનના પ્રબળ ભાગ્યના યોગે ઇબ્રાહીમની ફોજને લાહોરમાં પહોંચતાં ત્રણ દિવસનો માર્ગમાં વિલંબ થવાથી સુલ્તાન બાબરની ફોજ લાહોરમાં એક દિવસ વહેલી આવી પહોંચી હતી; દૌલતખાન પોતાના કબીલા અને નાદિરાખાનમ આદિને લઇને લેડાનગરનાં ખંડિયેરોમાં ગુપ્ત નિવાસ કરવાને ચાલ્યો ગયો હતો; આલમખાને સુલ્તાન બાબરના નીમેલા પંજાબના સૂબેદાર તરીકે પોતાને જાહેર કરી દીધો હતો અને ઇબ્રાહીમ લોદીની ફોજ આલમખાનની ફોજ ઘણી જ મોટી હોવાનું સાંભળીને અને પંજાબના મામલાને બદલાઇ ગયેલો જોઇને 'જાન બચી લાખોં પાયે!' એ સૂત્રનો જાપ કરતી લડવાનું સાહસ કર્યા વિના જ પાછી દેહલીની દિશામાં પલાયન કરી ગઇ હતી. ઇબ્રાહીમની ફોજ ફરાર થઇ ગયા પછી લગભગ છથી સાત દિવસનો સમય કાંઇક આરામમાં અને કાંઇક ફોજની બહુ જ સારી તૈયારી કરવામાં વીતાડીને આઠમે દિવસે ફોજના અમુક ભાગને પંજાબની વ્યવસ્થામાટે રાખી ફોજના મોટા ભાગને પોતાની સાથે લઇને ઇબ્રાહીમ સાથે યુદ્ધ કરવાને આલમખાન દેહલીની દિશામાં પ્રયાણ કરી ગયો હતો. બાબરના બે સિપાહસાલારોને પણ તે પંજાબમાં રાખતો ગયો હતો. તેણે જે એક બીજી બુદ્ધિમત્તા બતાવી હતી તે એ કે દૌલતખાનની ફોજને પોતાની સાથે જ લઇને બાબરની અમુક ફોજને પંજાબમાં રાખી હતી કે જેથી પંજાબની વ્યવસ્થામાં તેની ગયરહાજરીમાં કાંઇ પણ ગોટાળો ન થઈ શકે; કારણ કે, 'દૌલતખાનનો પુત્ર ગાજીખાન એક બહુ જ નાલાયક અને વિશ્વાસઘાતક મનુષ્ય હોવાથી કદાચિત્ તે તેના પોતાના પિતાની ઇચ્છાથી પણ વિરુદ્ધ વર્તીને કાંઈ આડું અવળું કરી બેસે તો?' એવો તેના મનમાં ભય હતો અને તેથી જ તેને આ પ્રમાણેનો પ્રબંધ કરવો પડ્યો હતો. સારાંશ કે, આલમખાનને પણ પંજાબ છોડી ગયાને આઠેક દિવસનો સમય વીતી ગયો હતો. અત્યારે આપણે એક વિશિષ્ટ ઘટનાના નિરીક્ષણમાટે પુનરપિ લેડાનગરના પુરાતન અવશેષોના પ્રદેશમાં પ્રયાણ કરવાનું છે.

આજે શુક્લપક્ષની ત્રયોદશી હોવાથી ચંદ્રિકાનો વિશ્વમાં સર્વત્ર વિસ્તાર

થયેલો હતો અને તેથી વિશ્વ જો કે બહુધા પ્રકાશિત હતું; તથાપિ પંજાબના પ્રદેશોમાં કેટલીક વાર અચાનક માવઠાં થતાં હોવાથી આકાશ મેઘાચ્છન્ન રહ્યા કરે છે, એ ત્યાંના વાતાવરણની એક વિશિષ્ટતા છે. આજે પણ સમસ્ત દિવસ આકાશ મેઘાચ્છાદિત રહેલું હતું અને રાત્રિના સમયમાં પણ આકાશની તેવી જ સ્થિતિ રહેવાથી ચંદ્રમા વારંવાર મેઘોવડે આચ્છાદિત થઇ જતો હતો એટલે શુકલપક્ષની ત્રયોદશીની નિશામાં ચંદ્રનો જેટલો શુભ્ર તથા સ્વચ્છ પ્રકાશ પડવો જોઇએ તેટલો શુભ્ર તથા સ્વચ્છ પ્રકાશ પૃથ્વીતલપર પડી શકતો નહોતો અને તેથી આજના ચંદ્રનો પ્રકાશ અંધકારમિશ્રિત હોવાથી અંધુક હતો એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. ભેડાનગરના એ અવશેષોની ભૂમિમાં તેમ જ તેની આસપાસ વિસ્તરેલા વનવિભાગમાં નિર્જનતા તો વ્યાપેલી જ હતી અને તેમાં વળી આ મધ્યનિશાનો પ્રશાંત સમય હતો એટલે ત્યાંની નિઃસ્તબ્ધતાએ જો ભયંકર સ્વરૂપ ધાર્યું હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારુ? માત્ર શૃગાલોના ભયોત્પાદક ધ્વનિ, દૂરનાં ક્ષેત્રોમાંના શ્વાનોના ધ્વનિ તથા નદીના જલપ્રવાહના ધ્વનિથી જ એ ભીષણ શાંતિનો ભંગ થતો હતો; અન્યથા ત્યાં કોઇ પણ મનુષ્યનો ધ્વનિ સંભળાય એ તો સર્વથા અશક્ય જ હતું. છતાં જેવી રીતે કોઈ વાર અશક્ય ઘટના પણ શક્ય થઈ જાય છે તેવી રીતે મધ્યનિશાના નિર્ગમનને થોડોક સમય થઇ ગયા પછી ઉક્ત ખંડિયેરોની ભૂમિના એક વિશિષ્ટ સ્થાનમાં અચાનક ત્રણ મનુષ્ય વ્યક્તિઓ જાણે ભૂમિના ગર્ભમાંથી જ બહાર નીકળી આવી હોયની તેવી રીતે ઇતસ્તતઃ વિચરતી અને પરસ્પર વાર્ત્તાલાપ કરતી દૃષ્ટિગોચર થવા લાગી. એ ત્રણે પુરુષ વ્યક્તિઓ હતી અને તેમણે ગળાથી પગ સુધી લંબાયલા કાળા રંગના ઝભ્ભા પહેરેલા હોવાથી, માથાપર કાળા દુપટ્ટા બાંધેલા હોવાથી અને પોતાના ચહેરાને કાળાં બોકાનાંમાં છુપાવેલા હોવાથી તેમનાં રૂપરંગ અને સત્ય વેશ આદિ જોવામાં આવી શકતાં નહોતાં. છતાં પણ તેમના વાર્ત્તાલાપથી તેમનામાંનો એક પુરુષ સરદાર હતો અને બે પુરુષો તેના ફર્માબર્દાર ગુલામ હતા, એવી કલ્પના સ્પષ્ટતાથી કરી શકાતી હતી. અંતે તેમણે એક સ્થાનમાં ઊભા રહીને આ પ્રમાણેનો વાર્ત્તાલાપ કરવા માંડ્યો:—

"ત્યારે શું, ગરીબપરવર, આપ તે નાજનીનને જન્નતની હૂર માનો છો? ખુબ્સૂરતીમાં ફરહાદની શીરીં કરતાં પણ મશહૂર માનો છો?" એક ગુલામે પોતાના સરદારને સંબોધીને આ પ્રમાણે પૂછ્યું.

એના જવાબમાં તે સરદારે એક નિઃશ્વાસ નાખીને જણાવ્યું કે: "હું જે નાજનીનના હુસ્નનો પરસ્તાર થયો છું તે હુસ્નની દેવીને શીરીં સાથે સરખાવતાં તેના હુસ્નની તોહીન થાય છે; શીરીં તો તેની એક મામૂલી બાંદીના ખિતાબને જ લાયક દેખાય છેઃ-

'હય નજર કાતિલકી અપને હાથકી તહરીરપર;
ખુદ મુસવ્વિર ભી મિટા જાતા હય ઇસ તસ્વીરપર;
સમન્દે નાજ઼ યે ખોલે હુવે વો બાલ ફિરતે હયઁ;
બચે કબ તાલઅે દિલ જબ હવામેં જાલ ફિરતે હયઁ!' "

"તો શું આપની તે દિલરૂબા અત્યારના આવા ખૌફનાક વક્તમાં અને આ

ખોફનાક જગહમાં આપને આવી મળવાની છે?" બીજા ગુલામે શંકાદર્શક ભાવથી પૂછ્યું.

"મેં તેને રાત્રિના સમયમાં આ જગ્યામાં ત્રણ ચાર વાર હરતી ફરતી જોઈ છે અને તેથી મને લાગે છે કે મારી આશા આજે આ જગ્યામાં જ ફળવાની છે. પણ તમોને હું એટલામાટે જ સાથે લાવ્યો છું કે જો તે રશ્કેહૂર સીધી રીતે સમજાવ્યાથી મારી માગણીને મંજૂર ન કરે, તો મારો તેનાપર જબર્દસ્તી કરવાનો વિચાર છે અને જો તેવો મૌકો આવી પડે તો મને તમારી મદદની સખ્ત દરકાર છે." તે સરદારે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"પોતાના આકાને કોઈ પણ જાતની મદદ આપવાને આ નમકખાર ગુલામો દિલોજાનથી તૈયાર છે." બન્ને ગુલામો એકત્ર સ્વરથી બોલ્યા.

એ જ સમયે કોઈ નવયૌવના નારીના વીણાવિનિન્દિત કંઠમાંથી નીકળેલા નિમ્ન ઉદ્દગારો તે સરદાર તથા તેના બન્ને ગુલામોના શ્રવણપથમાં આવીને અથડાયાઃ—

"ફિદા હું જિસ્તરહ ઉસ ગુલપે તુઝપરભી ફિદા હોતી;
જો તુઝમેં ઉસ્કી રંગત, ઉસ્કી બૂ, ઉસ્કી અદા હોતી!"

આ ઉદ્દગારો સાંભળતાં જ તે સરદારે પોતાના ગુલામોને અત્યંત મંદ સ્વરથી આજ્ઞા આપી કે: "તમો અહીં આ પડી ગયેલી દીવાલની પાછળ સંતાઇને ઊભા રહો; હું એ ચાંદના ટુકડાની પાસે જાઉં છું; જો હું બોલાવું તો તરત દોડી આવજો અને મારો જે હુકમ મળે તેની તામીલ તરત કરી બતાવજો."

ગુલામો પોતાના સરદારના હુકમ મુજબ એક પડી ગયેલી દીવાલની પાછળ સંતાઇને ઊભા અને સરદાર જ્યાંથી ઉક્ત ઉદ્દગારો તેના સાંભળવામાં આવ્યા હતા તે સ્થાનપ્રતિ જવાને આગળ વધ્યો. તે પચાસથી સાઠ કદમ ચાલ્યો હશે એટલામાં તો એક હસીના નાજનીન્ પોતાના કોમળ હસ્તમાં એક પુષ્પ લઇને ઇતસ્તતઃ વિચરતી તેના જોવામાં આવી. જે રમણીને મળવાની આશાથી તે અત્યારે એ સ્થાનમાં આવ્યો હતો તે રમણી એ જ હોવાથી પુલકિત હૃદયથી તે આગળ વધ્યો અને તે સુંદરીને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"ફકત યે ફૂલહી ક્યા મુસ્તહક હય મેહરબાનીકા?;
ઇધર ભી એક ઉચટતી સી નજ઼ર, સદકા જવાનીકા!"

અચાનક એક પરપુરુષને પોતા સમક્ષ આવી ઊભેલો જોઇને અને તેના મુખમાંથી આવા ઉદ્દગારો સાંભળીને જો તે એકલી અટૂલી રમણી આવા નિર્જન સ્થાનમાં ગભરાઈ જાય, તો તે સ્વાભાવિક જ હતું. અર્થાત્ તે ગભરાઈ ગઈ અને પોતાના સુખચન્દ્રને બુર્કારૂપ મેઘથી આચ્છન્ન કરીને મર્યાદાપૂર્વક તેણે પૂછ્યું કે: "સાહબ, આપ કોણ છો? અને મારી પાસેથી શું ચાહો છો?"

"હું તમારી જબાને મુબારિકથી ફકત એટલું જ સાંભળવા માગું છું કે આ ફૂલ વધારે દિલફરેબ છે કે આ? આ ફૂલ વધારે સુર્ખ અને સુફ઼ેદ છે કે આ? આની પાંખડીઓને જોઇને તબીયત લલચાય છે કે આ પાંખડીઓને જોઇને મન લોભાય છે? અને આને છાતી સાથે ચાંપવાની ખાહિશ થાય છે કે આને?

"જ઼મીંસે તાબફલક લાલાજાર કિસ્સે હય?
બહાર કિસ્સે હય કયકે બહાર કિસ્સે હય?"

"સાહબ, આપ આ શું બોલો છો? આપ હોશમાં છો કે નથી?" તે રમણીએ તિરસ્કારવ્યંજક સ્વરથી આ સવાલ રજૂ કર્યો.

એના જવાબમાં તે હવસનો ગુલામ બનેલો સરદાર એક આહેસર્દ ભરીને કહેવા લાગ્યો કેઃ-

"રહમ કરતી હય કહીં યે નરગિસે મય નોશ ભી;
એક નજરમેં દિલ ભી છીના સાથ દિલકે હોશ ભી;
રાહ ચલતોંપર યે નાવક અફગની અચ્છી નહીં;
કહ દો ઇન આંખોસેં અયસી રહજની અચ્છી નહીં!"

"બસ કરો: આપ ગમે તે હો, છતાં હું આપને કહું છું કે આપની જબાનને રોકી લ્યો; કારણ કે, એક ગયરતદાર અને શરીફ ઔરત એક ગયરમર્દના મોઢામાંથી નીકળતા આવા અલ્ફાજ સાંભળવાનું ગવારા ન કરી શકે, એ સ્વાભાવિક છે. જો આપ શરીફજાદા હશો અને પોતાની માદર, હમ્શીરા કે બીબીની શરાફતનો ખયાલ કરશો, તો આ બાબત ખયાલે શરીફમાં બરાબર ઊતરી જશે." તે રમણીએ કાંઇક કઠોરતા તથા અવિકારને દર્શાવનારા ભાવ તથા સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

પરંતુ કામદેવના બાણથી વીંધાયલા તે સરદારના હૃદયમાં એ ઉપદેશાત્મક શબ્દોનું કાંઈ પણ પરિણામ ન થયું અને તેથી તે સરદાર કોઈ એક પાગલ મનુષ્ય પ્રમાણે બોલવા લાગ્યો કેઃ-

"મસ્તે મયે નિશાત ભી હય બાગ બાગ ભી;
આંખેં ભી શાદકામ હુઇ ઔર દિમાગ ભી;
મિન્નત પજીરે હુસ્ને ખુદાદાદ કીજિયે;
યે હોંઠ રહ ગયે હયઁ ઇન્હેં શાદ કીજિયે!"

આ ઉદ્‌ગારો કાઢતાંની સાથે તે સરદારે તે રમણીને પોતાના બાહુપાશમાં સપડાવીને તેના અધરામૃતપાનથી પોતાના ઓષ્ઠોને તૃપ્ત કરી લેવાના ઉદ્દેશથી પોતાના હસ્તથી તે રમણીની નાજુક કલાઈ પકડી લીધી.

"છોડી દે, છોડી દે; એ બેરહમ મૂજી શયતાન! મારી નાજુક કલાઇને છોડી દે!" તે રમણીએ હવે તે સરદારને તું તાંથી બોલાવવાનો આરંભ કરીને તેના હાથમાંથી પોતાની કલાઇને છોડવી લેવામાટેનો બળપૂર્વક પ્રયત્ન કરવા માંડ્યો.

"નાદિરા, જેને તું શયતાન કહે છે તે ગાજીખાન છે; હવે મારા અરમાનને પૂરો કરવામાં જ તારી જાનની અમાન છે:

"સર્ફ કર દે જોર જિતના ભી પરો બાજૂમેં હય;
છુટ ચુકા વો સયદ જો સૈયાદકે કાબૂમેં હય!"

ત્યારે શું એ સરદાર દૌલતખાનનો પુત્ર ગાજીખાન હતો અને એ રમણી આલમખાનની બેગમ નાદિરા ખાનમ હતી? હા; એમ જ હતું. લાહોરમાંના પોતાના મહાલયમાં બે ત્રણ વાર નાદિરાના ચન્દ્રમુખ તથા અપ્સરાતુલ્ય સૌન્દર્યને જોવાનો ગાજીખાનને અચાનક પ્રસંગ મળી ગયો હતો અને તે સમયથી જ તે નાદિરામાં મુગ્ધ થઈ ગયો હતો; પરન્તુ લાહોરમાંનો પોતાના મહાલયમાંનો જે ભાગ નાદિરાના નિવાસમાટે અપાયલો હતો ત્યાં યાસીનનો રાતદિવસ ખડા

પહેરો રહેતો હોવાથી તેમ જ જો તે બળાત્કારનો પ્રયત્ન કરે તો જનાનખાનામાં હોહા થવાનો સંભવ હોવાથી તેનાથી પોતાની એ મલિન ભાવનાને વ્યવહારમાં યોજવાનું સાહસ કરી શકાયું નહોતું. ત્યાર પછી દૌલતખાન ભેંડાના ભૂમ્યંતર્ગત નિવાસાલયમાં કુટુંબ સહિત રહેવાને આવ્યો હતો અને નાદિરાને પણ સાથે લાવ્યો હતો. ભૂગર્ભમાંના એ ગુપ્ત નિવાસસ્થાનમાં નાદિરાને જે બે ઓરડા આપવામાં આવ્યા હતા તેમાંના એક ઓરડામાંથી ઉપર આવવામાટેનો એક ગુપ્ત માર્ગ હતો અને તેથી ભૂગર્ભમાંના આખા દિવસના અખંડ નિવાસથી કંટાળેલી નાદિરા મધ્યરાત્રિ પછી ઉપર આવતી હતી અને બાહ્ય સૃષ્ટિનું તથા આકાશ અને ચન્દ્ર આદિનું અવલોકન કરી કિંચિત્ મનોરંજન થતાં પાછી ભૂગર્ભમાંના પોતાના કક્ષમાં ચાલી જતી હતી અને શાંતિથી નિદ્રાને આધીન થતી હતી. ગાઝીખાન રંડીબાજી, શરાબખોરી, જુગાર અને એવા જ બીજા બધા અપયશોથી ભરેલો હોવાથી સાંઝ પડતાં જ બહાર નીકળી જતો હતો અને પોતાના બદમાશ ગુલામો સાથે ગામમાં રખડી રઝળીને અડધી રાતે કે ઘણીક વાર બામદાદમાં પાછો ત્યાં આવતો હતો. આવી વસ્તુસ્થિતિ હોવાથી બે ત્રણ વાર નાદિરાને તેણે બહાર નીકળેલી જોઈ હતી અને તે રોજ બહાર નીકળે છે એ વિશેનો નિશ્ચય કરી લીધા પછી આજે શરાબ વધારે ન પીતાં હોશમાં રહીને નાદિરાના સતીત્વને નષ્ટ કરવામાટેનો તેણે આ પ્રયત્ન આદર્યો હતો. ગાઝીખાનનાં દુશ્ચરિત્રોની કથા દેહલીમાં પણ નાદિરાના સાંભળવામાં આવી હતી અને તેથી તેણે પોતાના પતિ આલમખાન સમક્ષ દૌલતખાનના જનાનખાનામાં રહેવામાટે અનિચ્છા પણ દર્શાવી હતી, એ તો પાઠક તથા પાઠિકાઓના સ્મરણમાં હોવું જ જોઇએ. પરન્તુ નાદિરાને દૌલતખાનની પનાહમાં રાખી જવા વિના આલમખાનનો છૂટકો જ નહોતો અને અંતે નાદિરાની ભીતિ સત્ય સિદ્ધ થવાનો દુઃખકારક પ્રસંગ આવી લાગ્યો.

ગાઝીખાનનું નામ સાંભળતાં નાદિરાના કોપનો અવધિ થયો, તેનો ક્રોધાગ્નિ ચરણથી મસ્તક પર્યન્ત પહોંચી ગયો. નાદિરા એક ખંજર તો અષ્ટોપ્રહર પોતાની કમરમાં રાખતી જ હતી એટલે તેનો જે જમણો હાથ છૂટો હતો તે જમણા હાથથી વીજળીના વેગે પોતાના ખંજરને કમરમાંથી કાઢી લઇને તેનો ગાઝીખાનના જમણા કાંડાપર તેણે વાર કરી દીધો; કાંડું ચીરાઈ જતાં ગાઝીખાને નાદિરાની કલાઈ તો છોડી દીધી; પણ તે સાથે પોતાના ગુલામોને બોલાવીને નાદિરાને પકડીને ચત્તીપાટ જમીનપર નાખી દેવાનો હુકમ ફર્માવી દીધો અને તે પોતે તેના હાથમાંના ખંજરને છીનવી લેવામાટે આગળ વધ્યો. નાદિરા તેના હાથમાંથી પોતાની કલાઇને છોડવીને પચીસ કદમ દૂર થઇ ગઇ હતી એટલે જ્યારે તેણે ગુલામોને તેમ જ ગાઝીખાનને પોતા તરફ આવતા જોયા ત્યારે તે ભીષણ સ્વરથી કહેવા લાગી કેઃ-

“ખબરદાર, શયતાનો ! જો આગળ વધ્યા છો તો એકને તો હું જરૂર જહન્નમવાસિલ કરી નાખીશ અને ત્યાર પછી આ ખંજરને મારી પોતાની છાતીમાં ભોંકીને હું મરી જઇશ, પણ મારી અસ્મતને તો દાગ નહિ લાગવા દઉં તે નહિ જ લાગવા દઉં !”

“ તું મરી જાય તો તે એક જૂદી વાત છે; પણ તારી અસ્મતને દાગ

લગાડ્યા વિના હું તને જીવતી તો મારા હાથમાંથી છટકી જવા દેવાનો નથી તે નથી જ!" ગાજીખાને પણ તેવી જ દૃઢતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"અરે કોઇ દોડો, આવો; આ કમબખ્ત કમીનો એક શરીફ ઔરતની ઇજ્જતપર હુમ્લો કરે છે; કોઇ બચાવો!" નાદિરાએ બીજો કોઇ ઉપાય ન રહે-વાથી આવી રીતે બૂમો પાડવાની શરૂઆત કરી દીધી.

"આ શહર નથી, બિયાબાન છે; તારી બૂમો બેકાર છે; આજે તારામાટે બેઇજ્જતી અને બામદાદમાં કબ્રસ્તાન છે!" ગાજીખાને ગર્જના કરીને કહ્યું.

"બિયાબાનમાં પણ બેકસો નાચારની ઇમ્દાદમાટે પાક પરવરદિગાર નેક ઇન્સાનને મોકલી આપે છે અને તેનો આ જીવતો જાગતો સુબૂત છે." આ પ્રમાણેના શબ્દોને ઉચ્ચારતાં બે હથિયારબંધ નૌજવાન સિપાહીઓ પાસેના એક ખંડિયેરમાંથી અચાનક બહાર નીકળી આવ્યા અને તેમાંના એક જવાંમર્દે નાદિરા તથા તે ગુલામોના મધ્યમાં ઊભા રહી પોતાની ચમકતી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી તેમને અધિકારદર્શક સ્વરથી કહ્યું કે: "ખબરદાર, બદમાશ પાજીઓ! હવે એક કદમ પણ આગળ વધ્યા છો, તો આ તીખીધારવાળી તલ્વાર તમારી છાતીમાં ઉતરી જશે અને આ જમીનને તમારા લોહીથી તરબોળ કરી નાખશે."

"અને પાજીઓના સરદાર શયતાનખસ્લત ગાજીખાન, આ પાકઅસ્મત ઔરતમાટે જબાનથી જો એક પણ ખરાબ લફ્જ ઉચ્ચારીશ તો આ બંદૂકની ગોળી તારા જિગરથી પાર થઈ જશે અને તારી લાશ બેગોરો કફન રહીને જંગલી જાનવરોની ગિજા થશે!" બીજા જવાંમર્દે ગાજીખાનને સંબોધીને ભીષણતાનો ભાસ કરાવ્યો.

આ પ્રસંગનો લાભ લઇને નાદિરા કદાચિત્ ગુપ્ત માર્ગમાં થઇને પોતાના ભૂગર્ભમાંના કક્ષમાં ચાલી જાત, પણ તે પચીસથી ત્રીસ કદમ દૂર ખસી ગઇ હતી અને ગુપ્ત માર્ગના મુખપર ગાજીખાન ઊભેલો હતો. એટલે ત્યાં જ નિશ્ચલ રહેવા વિના બીજો કોઇ માર્ગ ન હોવાથી તે ત્યાં જ જે કાંઈ પણ થાય તે જોતી ઊભી રહી.

તે બીજા જવાંમર્દના એ શબ્દો સાંભળીને ગાજીખાન જોશમાં જ બોલ્યો કે: "તું કોણ છે, બદતમીજ, બદજબાન! જંગલના સુબેદારના નૂરેનજરને ડરાવવાની હિંમત કરનાર હયવાન!"

"હું છું તારાપર લાનત વર્ષાવનારી જબાન; તને અને તારા સાથીઓને સજા આપનાર દસ્તે સુબહાન!!" આ પ્રમાણેનો જવાબ આપીને તે બીજો જવાંમર્દ ગાજીખાન તથા તેના સાથીઓપર લાનત વર્ષાવતો કહેવા લાગ્યો કે:-

"પાજી હો તુમ કે પાસે શરાફત નહીં તુમ્હેં;
તલ્વાર બાંધનેકી ભી ગયરત નહીં તુમ્હેં;
હો દમ તો આવ સાથ મેરે હમનવર્દ હો;
ઔરતસે જંગ? કૌન કહેગા કે મર્દ હો?"

"તો શું તમો મારા જેવા એક શરીફ અને શાહી ખાન્દાનના નબીરા સાથે મુકાબલો કરવાને આવ્યા છો?" ગાજીખાને પૂછ્યું.

"તું અને શરીફ? આવી કમીની હરકતોનો કરનાર અને પાછો શરાફતનો

દાવો રાખનાર? તારું દિલ, તારા ખયાલાત અને તારી આદત વગયરા તારી દરેક ચીજ જલીલ છે, તો પછી તારા શરીફ હોવાની શી દલીલ છે?" તે બીજા જવાંમર્દે દાંતતોડ જવાબ સંભળાવ્યો.

કેટલીકવારથી ચુપકિદીને અખ્તિયાર કરીને ઊભો રહેલો પહેલો જવાંમર્દ પોતાના સાથીના કથનને ટેકો આપતો હવે ચુપકિદીને તોડીને કહેવા લાગ્યો કેઃ—

"કહીં એનજ હોતે હયૈં જહાંમેં ઇન કરીનોંકે?;
જો આદત હય રજીલોંકી જો લચ્છન હયૈં કમીનોંકે?;
શરીફ હય વોહી જિસ્કે કૌલ અચ્છે હોં અમલ અચ્છે;
દરખ્ત અચ્છા વહી કહલાયગા જિસ્કે હોં ફૂલ અચ્છે!"

"બસ; ખામોશ; શાયદ તમોને પોતાની જાન દરકાર નથી! તમો દૌલતખાનના સાહબજાદાના ગુરૂર, ગુસ્સા તથા હયબતનાક ઇન્તકામથી ખબરદાર નથી." ગાજીખાને હવે આત્મશ્લાઘાત્મક ભય દર્શાવવા માંડ્યો.

"જલીલ ગુલામ, તું તારા ફરિશ્તાખસ્લત કિબ્લગાહ દૌલતખાનના નામને શામાટે બદનામ કરે છે? એ તો આઇન્દા તારા જોવામાં આવશે કે અમારો ગુરૂર, ગુસ્સો અને હયબતનાક ઇન્તકામ કેવો ખૌફનાક અંજામ કરે છે!" બીજા જવાંમર્દે રોડાનો જવાબ પત્થરથી જ આપ્યો.

ગાજીખાન હવે પોતાના ગુસ્સાને બર્દાશ્ત ન કરી શક્યો અને તેથી પોતાના ગુલામોને કહેવા લાગ્યો કેઃ "બસ, આ બદકિસ્મત નૌજવાનો પોતાની બદજબાનીથી મૌતના ફતવાપર મુહર કરી ચૂક્યા છે એટલામાટે વધો આગળ અને એમનાં સરોને ધડથી જુદાં કરી નાખો!"

પોતાના માલિકના હુકમને માથાપર ચઢાવીને બન્ને ગુલામો તે બે જવાંમર્દોનાં શરીરોપર તેમને કત્લ કરવામાટે ધસી ગયા; પરંતુ તેમને ધસી આવતા જોઇને એક જવાંમર્દે બન્દૂકની એક ગોળીથી એકની છાતી વીંધી નાખી અને બીજા ગુલામપર સામો ધસારો કરીને બીજા જવાંમર્દે તેને નિમેષમાત્રમાં જહન્નમવાસિલ કરી દીધો. ગાજીખાન આવી પ્રતિકૂલ પરિસ્થિતિ થવાથી પલાયનની તૈયારી કરતો હતો એટલામાં નાદિરાએ તેના શરીરપર ખંજરનો છૂટો ઘા કર્યો; તે તીવ્રધાર ખંજર ગાજીખાનના પગમાં ભોંકાઇ જવાથી તે તત્કાળ પલાયન કરી શક્યો નહિ અને તેટલામાં તે બન્ને જવાંમર્દોએ તેનીજ પાઘડી ઊતારીને તે પાઘડીવતી તેને મજબૂત બાંધી લીધો. આ સર્વ કાર્યની સમાપ્તિ થઈ ગયા પછી પહેલો જવાંમર્દ નાદિરાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"પાકદામન હમ્શીરા નાદિરા, હવે આપનો શો ઇરાદો છે? મારી તો એવી જ રાય છે કે હવે દૌલતખાનના દૌલતખાનામાં આપ એક ઘડીભર પણ રહો એ આપના માટે મુનાસિબ નથી; કારણ કે, અહીં રહેશો, તો કદાચિત્ આપના સરપર બીજી પણ કોઇ આવી જ આફત આવી પડશે, એવો મારા મનમાં ભય રહ્યા કરે છે. જો અમારી સાથે આવવાને આપ તૈયાર હો, તો અમો આપને અમારી સાથે લઇ જવાને અને આપની અસ્મતની આપના માદરજાદ ભાઇઓની પેઠે હિફાજત કરવાને તૈયાર છીએ. પછી તો જેવી આપની ઇચ્છા."

એના ઉત્તરમાં નાદિરા એ બે જવાંમર્દોનો એહસાન માનતી કહેવા લાગી

કે: “અઝીઝ બિરાદરો, આજે મારી અસ્મત બચાવીને આપ લોકોએ મને જે નવી જિન્દગી બખ્શી છે, તે એહસાનનો બદલો તો મારાથી વાળી શકાય તેમ છે જ નહિ; કારણ કે, અત્યારે અમારી હાલત સારી નથી અને તેટલામાટે અત્યારે હું એ એહસાનના બદલામાં ફક્ત સાચા દિલથી એટલી દુઆ જ આપું છું કે ખુદાયે પાક આપનું બન્ને જહાનમાં ભલું કરો અને આપની બધી સારી ઉમ્મીદો બર લાવો! હવે રહી આ જગ્યાને છોડી જવાની વાત એટલે એના સંબંધમાં મારે જણાવવું જોઇએ કે દૌલતખાનના દોલતખાનામાં રહેવાની મારી મરજી ન હોવા છતાં મારા અઝીઝ શૌહર મને અહીં રાખી ગયા છે અને તેનો છેવટે આપ લોકોએ જોયો તે નતીજો આવ્યો છે એટલામાટે મારી પોતાની પણ આ સ્થાનમાંથી ચાલ્યાં જવાની જ ઇચ્છા છે; તો પણ કદાચિત્ મારા આ સાહસથી મારા ખાવિન્દનો મારાપર કોપ ઊતરશે તો? એવો મારા મનમાં ભય રહ્યા કરે છે અને તેથી આ સાહસ કરતાં મારું મન અચકાય છે. વળી આપ કોણ છો અને કોણ નહિ, એ હું જાણતી નથી અને કોઇ ગયર નૌજવાન સાથે એક પર્દાનશીન અને શરીફા નૌજવાન ઔરત આમ ચાલી જાય તો દુનિયા એનો બીજો જ અર્થ કરી લે અને મારા ખાવિન્દના દિલમાં કાંઇ શક પયદા થઇ જાય, તો મારે જહર ખાઇને મરવું પડે; એનો પણ મારા મનમાં વિચાર થયા કરે છે. છતાં પણ હું મારા કમરામાં જઇને મારા ખાનસરાને તેમ જ મારા ખાવિન્દના એક બુજર્ગ ગુલામને અહીં બોલાવી લાવું છું; તેઓ આજના આ બનાવનો એહવાલ સાંભળીને પોતાની શી રાય આપે છે તે આપણે જોઇએ અને ત્યાર પછી કોઇ પણ જાતના મુસ્તકીમ ઇરાદાપર આવીએ.” આમ કહીને ગુપ્ત માર્ગમાંથી નાદિરા ભૂગર્ભમાંના પોતાના કક્ષમાં ચાલી ગઇ.

“આલમખાન પોતે જેવો નેકસીરત અને ફરિશ્તાખસ્લત શૌહર છે તેવી જ તેની બેગમ આ નાદિરાખાનમ પણ એક નેકસીરત અને ફરિશ્તાખસ્લત પાકદામન ઔરત છે. નાદિરા સોનાની વીંટી છે અને આલમખાન તે વીંટીમાં જડાયલો કીમતી હીરો છે. પરવરદિગાર એ જોડીને તાબકયામત આબાદ અને શાદમાન રાખો!” બીજા જવાંમર્દે પોતાના સાથી પહેલા જવાંમર્દને ઉદ્દેશીને આલમ-ખાન તથા નાદિરા વિશે આ પ્રમાણેના પ્રશંસાદર્શક ઉદ્ગારો કાઢ્યા.

“ઔરત જાતની ગીબત કરનારાએ આ નાદિરા ખાનમને જોઇને એક જાતનો સબક શીખવાનો છે કે,

‘જબ્તકી તાકત ભી ખો દેતી હય આર ઓસાન ભી;
આ ગઇ જબ જિદ તો યે આઁધી ભી હય તૂફાન ભી;
જોશ મેં આગે બઢ્ડી ઔરત તો ફિર રૂકતી નહીં;
અસ્મત બચાનેકે લિયે દેતી હય ઔરત જાન ભી!

બીજા જવાંમર્દના ઉદ્ગારોને પુષ્ટિ આપતાં પહેલા જવાંમર્દે નાદિરાના સદ્ગુણોને વિશેષ મહત્ત્વ આપ્યું. તે બે જવાંમર્દોનો આ પ્રમાણેનો વાર્તાલાપ ચાલતો હતો એટલામાં સાદિક તથા યાસીનને લઇને નાદિરા પાછી ઉપર ભૂમિ-તલપર આવી લાગી. નાદિરાએ સાદિક તથા યાસીનને આજની ભયંકર ઘટનાનો

સંક્ષિપ્ત વૃત્તાંત સંભળાવી દીધો હતો એટલે તેમણે પ્રથમ તો બંધાયલા અને ઘવાયલા ગાઝીખાનને તથા તેના મરી ગયેલા બે ગુલામોને જોઈ લીધા, પરિસ્થિતિનો વિચાર કરી લીધો અને ત્યાર પછી પરસ્પર કાંઇક ગુપ્ત વિચારણા પણ કરી લીધી. એ પછી જમાનાનો તજરૂબાકાર સાદિક યાસીનદ્વારા ગાઝીખાનને તહખાનામાં પહોંચડાવ્યા પછી તે બે જવાંમર્દોને સંબોધીને કહેવા લાગ્યો કે:-

"અમારા મેહરબાન મોહસિનો, આપની સૂરત તથા સીરત દેખાડી આપે છે કે આપ શરીફ માદર પિદરના ફર્જન્દ છો અને તેથી આપના સુખનમાં એતબાર રાખતાં અમો ઠગાઇએ તેમ નથી. અમો અત્યારેજ આપની સાથે અહીંથી રવાના થઇ જવાને તૈયાર છીએ; પરંતુ અહીંથી અમને સાથે લઇને આપનો કઇ દિશામાં અને કયા સ્થાનમાં જવાનો વિચાર છે એ જો અમને જણાવશો તો આપનો વળી અમારાપર એક બીજો એહસાન થશે."

"અમો કઇ દિશામાં અને કયાં જવાના છીએ એનો અમોએ કશો પણ નિશ્ચય કર્યો નથી; કારણ કે અત્યારે જો આ બનાવ ન બન્યો હોત, તો અમારો હજી કેટલાક દિવસ સુધી ભેડા નગરમાં જ રહેવાનો ઇરાદો હતો. જો આપનો અમારામાં વિશ્વાસ હોય, તો અમારી સાથે ચાલો; અત્યારે સવાલ જવાબમાં વખત ન વીતાડો અને અકારણ વિલંબ ન કરો. આપણે જ્યાં પહેલો મુકામ કરીશું ત્યાં કઈ દિશામાં અને કયા સ્થાનમાં જવાનું છે એ વિશેનો નિશ્ચય કરી લઇશું." બીજા જવાંમર્દે જવાબ આપ્યો.

"આપના ઇસ્મે મુબારિક શું છે?" સાદિકે તેમનાં નામો પૂછ્યાં.

"ખાદિમનું નામ ચાંદખાન છે." પહેલા જવાંમર્દે પોતાનું નામ જણાવ્યું.

"અને આ ફિદવીને લોકો નજીરૂદ્દીનના નામથી ઓળખે છે." બીજા જવાંમર્દે પણ પોતાના નામનો સ્ફોટ કર્યો.

હવે આપણે પણ એ બે જવાંમર્દોને અનુક્રમે ચાંદખાન તથા નજીરૂદ્દીનના નામથી જ ઓળખીશું. એ નામોને સાંભળી લીધા પછી સાદિકે નાદિરાખાનમને સંબોધીને કહ્યું કે: "બેગમ સાહબા, આપ પોતાના કમરામાં જાઓ અને ત્યાં આપણે અહીંથી શામાટે ચાલ્યાં જવું પડ્યું છે એ વિશેનો એહવાલ એક કાગળમાં લખીને કમરામાં એવી જગ્યાએ રાખો કે તે તરત કોઇના પણ જોવામાં આવી શકે અને ત્યાર પછી જે મર્દાના પોશાક પહેરીને આપ પંજાબમાં આવ્યાં હતાં તે મર્દાના પોશાક પહેરીને પાછાં અહીં આવો; કારણ કે, આ જનાના પોશાકમાં આવા વખતમાં સફરમાં નીકળવું એ આપના માટે સલામતી ભરેલું નથી."

"મારો પોતાનો પણ એ જ વિચાર હતો અને તે હું આપને જણાવવાની જ હતી એટલામાં તો આપે જ આ વિચાર જણાવી દીધો છે એટલે એથી મારા વિચારને જોર મળ્યું છે. હું જાઉં છું." આમ કહીને નાદિરા પાછી પોતાના કમરામાં ચાલી ગઈ.

નાદિરાના જવા પછી સાદિકે યાસીનને હુકમ ફર્માવ્યો કે: "યાસીન, તું પેલા પંડિત આત્માનન્દને ઘેર જા અને તેના બુતખાનાના આંગણામાં આપણા ત્રણ ઘોડા બાંધેલા છે તેમને સામાન નાખી તૈયાર કરી નદીના સામા કિનારાપર તૈયાર રાખ; અમો ત્યાં આવી લાગીએ છીએ."

"બુજર્ગના હુકમની તામીલમાં જરા પણ કુસૂર થવાનો નથી." આમ કહીને યાસીન તત્કાળ ત્યાંથી ચાલતો થઈ ગયો.

જેના મંદિરના આંગણામાં આલમખાનના ઘોડાઓને ગુપ્ત રીતે રાખવામાં આવ્યા હતા તે આત્માનન્દ પંડિત તે જ હતો કે જેની સતી સ્ત્રી માયાદેવીના સતીત્વની રક્ષામાટે દૌલતખાને ભેડાનગરના કોટવાલના બદમાશ સાહબજાદા જાફરખાનનો ઘાત કર્યો હતો અને પોતાની ન્યાયશીલતાનો અદ્ભુત પરિચય કરાવ્યો હતો; તે આત્માનન્દ પંડિત અત્યારે દૌલતખાનને બહુ જ ઉપયોગી થઈ પડ્યો હતો અને તેની પત્ની માયાદેવી પણ દૌલતખાન તથા તેના પરિવારની ઉચિત સેવા કરવાને નિરંતર તત્પર રહ્યા કરતી હતી. દૌલતખાને શાહી અસ્તબલમાં ઘોડા રાખવાને બદલે આત્માનંદના શિવાલયના આંગણામાં ઘોડા રાખવાની વ્યવસ્થા એટલામાટે કરી હતી કે જો ઇબ્રાહીમના જાસૂસો ભેડાનગરમાં આવે, તો પણ દૌલતખાન એટલામાં જ ક્યાંક હોવાનો તેમને પત્તો ન મળી શકે.

નાદિરા જેમ બને તેમ ઊતાવળથી પત્રલેખન તથા વેષપરિવર્ત્તનના કાર્યની સમાપ્તિ કરીને પોતાનાં જનાનાં વસ્ત્રો તથા અલંકારો ઇત્યાદિને એક સાદા રૂમાલમાં બાંધી લઈ મર્દાના પોશાકમાં સજ્જ થઇને આવી પહોંચી અને તેને મર્દાના પોશાકમાં પોતાની આંખો આગળ ઊભેલી જોઇને જાણે એક પહલવાં નૌજવાન મર્દ પોતા સમક્ષ ઊભો હોયની ! એવો જ ચાંદખાન તથા નજીરૂદ્દીનને ભાસ થવા લાગ્યો અને તેઓ પરસ્પર દૃષ્ટિસંમેલન કરીને એક પ્રકારનું વિશિષ્ટ ભાવદર્શક સ્મિત કરવા લાગ્યા. તેમના એ સ્મિતમાં જે વિશિષ્ટ ભાવ સમાયલો હતો તે અન્ય કોઇના જાણવામાં આવી શકયો નહિ. એ પછી વિશેષ કાંઈ પણ વાર્ત્તાલાપ ન કરતાં ચાંદખાન, નજીરૂદ્દીન, નાહિરાખાનમ અને સાદિક નદીની દિશામાં ચાલવા લાગ્યાં. નદીના તીરપ્રાંતમાં આવ્યા પછી ત્યાં એક લઘુ નૌકા તીરપ્રાંતમાંના એક વૃક્ષના થડ સાથે બાંધેલી પડી હતી તેમાં બેસીને પોતે જ નૌકાને ચલાવીને સામા તીરે પહોંચી આવ્યાં અને ત્યાં નૌકાના દોરડાને પાછો તેમણે એક વૃક્ષના થડ સાથે એટલામાટે બાંધી દીધો કે નૌકા જળના પ્રવાહમાં આગળ વહી ન જાય અને પાછી બીજાં મનુષ્યોના ઉપયોગમાં આવી શકે. તેઓ સામા તીરપ્રાંતમાં તો પહોંચી આવ્યાં; પરંતુ યાસીન અશ્વોને લઇને અદ્યાપિ આવેલો ન હોવાથી તેની વાટ જોઇને કેટલીક વાર સૂધી ત્યાં જ તેમને તિષ્ઠતુ કરીને બેસી રહેવું પડ્યું.

બહુધા ઉષઃકાળનો સમય થવા આવ્યો તે વેળાયે યાસીન અને આત્માનન્દ પંડિતનો એક અનુચર ત્રણ અશ્વોને લઇને ત્યાં આવી લાગ્યા; નાદિરા, સાદિક અને યાસીન પોતપોતાના અશ્વપર બેસી ગયાં અને ચાંદખાન તથા નજીરૂદ્દીન તેમની સાથે પગે ચાલતા જ આગળ વધવા લાગ્યા; કારણ કે, તેમના અશ્વો મુસાફિરખાનામાં બાંધેલા હતા અને તેઓ જે માર્ગમાં જવાના હતા તે માર્ગમાં જ મુસાફિરખાનું આવતું હોવાથી તેમણે ત્યાંથી જ અશ્વારૂઢ થવાનો વિચાર કરી રાખ્યો હતો. મુસાફિરખાનું આવતાં ચાંદખાન તથા નજીરૂદ્દીને પણ પોતાના અશ્વોને પલાણીને અશ્વારોહણ કર્યું અને ત્યાર પછી એ પાંચ પ્રવાસીઓ

ભેડાનગરની સીમામાંથી બહાર નીકળીને એક વિશિષ્ટ દિશામાં અશ્વોને શીઘ્ર ગતિથી ચલાવતાં આગળ વધવા લાગ્યાં.

અહીં પાઠક તથા પાઠિકાઓ, એ ચાંદખાન તથા નજીરૂદ્દીન કોણ હતા? ક્યાંના નિવાસી હતા? મધ્ય નિશાના સમયમાં પુરાતન ભેડાનગરનાં ખંડિયેરોમાં શા કારણથી આવ્યા હતા? નાદિરા પ્રતિ આટલી અનુકંપા દર્શાવવાનું તેમને શું કારણ હતું? ગાજીખાનના ગુલામોને જાનથી મારી નાખવા છતાં મૂળ અત્યાચારી ગાજીખાનને પોતાને જીવતો છોડી દેવાની ઉદારતા તેમણે શા કારણથી દર્શાવી હતી? માત્ર એટલું જ નહિ, પણ તેઓ નાદિરાને આલમખાનની બેગમ તરીકે સારી રીતે ઓળખતા હતા એટલે તેઓ આલમખાનના પરિચિત હોવા જોઇએ છતાં પણ નાદિરાને કે સાદિકને તેમણે પોતાનો કશો પણ વિશેષ પરિચય આપ્યો નહોતો તે શામાટે? ઇત્યાદિ પ્રશ્નો અવશ્ય ઉપસ્થિત કરે તેમ છે; કારણ કે, એ પ્રશ્નો તેમના હૃદયમાં સ્વાભાવિક જ ઉત્પન્ન થવાનો સંભવ છે; એટલું જ નહિ, પણ વિપરીત પરિસ્થિતિનો વિચાર કરતાં કદાચિત્ તેમને કોઇ ઇબ્રાહીમના જાસૂસો અને આલમખાનના દુશ્મન માની લે, તો તે પણ સંભવનીય છે; છતાં આ સર્વ પ્રશ્નોનાં ઉત્તરો અત્યારે જ અમારાથી આપી શકાય તેમ નથી; સમય આવતાં એ સર્વ ભેદપરંપરાનો પોતાની મેળે જ પ્રકાશ થઇ જશે એટલા-માટે અત્યારે તો એ પ્રવાસીઓ જ્યાં જવાનાં હોય ત્યાં એમને જવા દઇને આપણે આલમખાનની સ્થિતિનું અવલોકન કરવામાટે દિલ્લીની દિશામાં પ્રયાણ કરીશું.

---

## પ્રકરણ ૧૧ મું
## સાત દિવસની સુલ્તાની

આલમખાન પોતાની ફોજને લઇને રોજ એક એક મંજિલ જેટલો રસ્તો કાપીને દિલ્લીની દિશામાં જેમ જેમ આગળ વધતો રહ્યો તેમ તેમ ઇબ્રાહીમની નાસી ગયેલી ફોજના સિપાહોનાં મોઢાંથી 'આલમખાન દિલ્લીપર ચઢાઈ કરવા-માટે મોટી ફોજ સાથે આગળ વધતો આવે છે' એવા સમાચાર સાંભળીને જેમ-નાપર ઇબ્રાહીમ લોદીએ કેટલાક અત્યાચારો કર્યા હતા તેમ જ જેઓ ઇબ્રાહીમ લોદીથી કેટલાંક અન્ય કારણવશાત્ વિરુદ્ધતા ધરાવતા હતા તેવા કેટલાક સાધારણ લોકો, અમીરો અને સરદારો પોતાના નોકરો તથા પોતાના પક્ષના બીજા મનુષ્યો સહિત આવીને આલમખાનના પક્ષમાં મળવા લાગ્યા અને તેથી દિવસાનુદિવસ આલમખાનની સેના વધારે અને વધારે વિશાળ થતી ગઈ. જે દિવસે તે દિલ્લીની નજદીકમાં પહોંચ્યો તે દિવસે તેના સૈન્યની વૃદ્ધિ થતાં થતાં તેના અશ્વારોહી સૈનિ-કોની સંખ્યા ચાળીસ હજારપર પહોંચી ગઇ હતી અને તેથી આલમખાનને પોતાના ભાગ્યરૂપ આકાશમાં પોતાના વિજયની રેખા સ્પષ્ટ આકારમાં દેખાવા લાગી હતી. એ વેળાયે ઇબ્રાહીમ લોદી પોતે આગ્રામાં હતો અને તેના આગ્રામાં હોવાના સમાચાર આલમખાનને મળી ચૂકેલા હોવાથી પ્રથમ દિલ્લીપર કબ્જો કરી લેવો અને ત્યાર પછી જો ઇબ્રાહીમ પોતાની ફોજ લઇને લડવામાટે આવે, તો તેનો દિલ્લીના તખ્તનશીન સુલ્તાન તરીકે જ બહાદુરીથી મુકાબલો કરવો,

એવો આલમખાનનો મનોભાવ હતો. પરંતુ દિલ્હીને તત્કાળ હસ્તગત કિંવા અધિકૃત કરી લેવામાટેની તેની એ ધારણા ફળીભૂત ન થઈ; કારણ કે, દિલ્હીની રક્ષામાટે જે સૈન્યાધિકારીને રાખવામાં આવ્યો હતો તેને પણ આલમખાનના આવવા વિશેના સમાચાર દૂતોદ્વારા મળી ગયેલા હોવાથી તેણે ઇબ્રાહીમ લોદીને જલ્દી ફોજ સાથે આવી પહોંચવાનો પયગામ મોકલીને દુર્ગના દ્વારોને વસાવી દીધાં હતાં અને તેનું કારણ એ હતું કે આલમખાનની જંગી ફોજ સાથે મુકાબલો કરી શકે તેટલી ફોજ હાલ તરત તેની પાસે નહોતી. દિલ્હીનો કિલ્લો ઘણો જ મજબૂત હોવાથી અને કિલ્લાના દરવાજા બંધ હોવાથી આલમખાને નિરુપાય થઇને પોતાની ફોજને દિલ્હીને ચારે તરફથી ઘેરી લેવાનો અને દિલ્હીના લોકોના બાહ્ય જગત્ સાથેના સંબંધને બિલ્કુલ અટકાવી દેવાનો સખ્ત હુકમ ફર્માવીને ઇબ્રાહીમ લોદીના દિલ્હીમાંના સિપાહસાલારને, તીર સાથે બાંધેલા એક રુક્કાને કિલ્લાની દીવાલપર ફેંકીને, ચોખ્ખી ચેતવણી આપી દીધી કે: 'જો ત્રણ દિવસમાં તમારી રાજીખુશીથી તમો કિલ્લાના દરવાજા ઊઘાડીને દિલ્હીનો કબ્જો મને નહિ સોંપો, તો પછી હું કિલ્લાને તોડીને અંદર પેસવાની કોશિશ કરીશ. જો રાજીખુશીથી શરણાગત થશો તો તમને કશી પણ ઇજા પહોંચાડવામાં આવશે નહિ અને તમારો જે ઓહદો છે તે પણ કાયમ રહેશે; પરંતુ જો અમને તકલીફ આપશો, તો પછી મારી ખૂંખાર તલ્વાર છે અને તમારાં સર છે, એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. જો જાન પ્યારી હોય, તો મારા ફર્માનને તાબે થાઓ અને મરી જવાની જ મરજી હોય, તો મારા મુખાલિફ થાઓ!' આ રુક્કો ફેંક્યા પછી આલમખાનના ફર્માનથી દિલ્લીથી થોડા જ અંતરપર એક મોટા મયદાનમાં તંબૂઓ ઊભા કરીને છાવણી અથવા તો વસ્ત્રનગરીના નિર્માણની તૈયારીઓ ચાલવા લાગી અને સંધ્યાકાળ થતાં સૂધી તો છાવણી તૈયાર થઇ જતાં આલમખાન પોતાના શાહી તંબૂમાં આવી પહોંચ્યો. પ્રભાતથી સંધ્યાકાળ પર્યન્તનો સમય તેણે એક કામચલાઉ તંબૂમાં જ વીતાવ્યો હતો. પ્રવાસમાં કેટલાક દિવસ પર્યન્ત સતત પરિશ્રમ થવાથી અને સંપૂર્ણ વિશ્રાંતિ ક્યાંય પણ ન મળેલી હોવાથી આલમખાન રાત્રિભોજન કરી હુક્કાના બેચાર દમ ખેંચીને શય્યામાં પડ્યો અને અલ્પ સમયમાં જ ગાઢ નિદ્રાને આધીન થઈ ગયો.

મધ્યનિશાનો સમય વીતી ગયો હતો અને રાત્રિના તૃતીય પ્રહરની સમાપ્તિમાં વિશેષ વિલંબ નહોતો એવામાં છાવણીમાં અચાનક રણદુંદુભિનો નિદ્રાધીન જનોને જાગ્રત થવાની સૂચના આપનારો નાદ થવા લાગ્યો અને તેથી આલમખાન તેમ જ બીજા તંબૂઓમાં સૂતેલા અમીરો તથા સરદારોની નિદ્રાનો ભંગ થઈ ગયો. આલમખાને જાગ્રત થઇને પોતાની શય્યા પાસે જાગતા ઊભેલા પોતાના બે અંગરક્ષકોને પૂછ્યું કે: "બેદાર થવાની આ સૂચના શા કારણથી અને કોના ફર્માનથી અપાઇ છે?"

"જહાંપનાહ, એક જાસૂસ એવી ખબર લાવ્યો છે કે ઇબ્રાહીમ લોદી પોતાની ફોજ સાથે અહીંથી ત્રણ ગાઉપર આવી લાગ્યો છે અને તેથી તેની સાથે લડવામાટેની તૈયારી બહુ જ ઊતાવળથી કરી લેવાની અગત્ય છે; કારણ કે, નહિ તો તે અચાનક આવીને આપણી ફોજપર તૂટી પડશે, તો આપણે આફતમાં

આવી પડીશું. સિપાહસાલારને આ ખબર મળતાં તેમણે જ ફોજને જગાડવામાટે રણદુંદુભિનો નાદ કરાવ્યો છે." અંગરક્ષકે ઉત્તર આપ્યું.

"કોણ ઇબ્રાહીમ? લોદી ખાન્દાનનો કમીનો બાલુ! અને મારી સાથે લડાઇની જુસ્તજૂ?" આલમખાને સિંહ સમાન ગર્જના કરીને આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી તે આગળ વધીને કહેવા લાગ્યો કે: "મારી આ જંગી ફોજના મુકાબલામાં ઊભી રહી શકે એટલી ઇબ્રાહીમની ફોજમાં તાકત છે? તે નાદાન એ જાણતો નથી કે જેની સાથે આજે તેનો મુકાબલો થવાનો છે તે ફોજે કયામત છે! આજના મયદાને જંગમાં:-

'ગિરેગી તલ્વાર બર્ક બન કર, શરાર નિકલેંગે પત્થરોંસે;
ગજબકે ગર્જેંગે સરપે બાદલ, તો ખૂન બરસેગા ખંજરોંસે;
ચલેંગે તીરો તુફંગ મિલકર, તો જહર ટપકેગા નશ્તરોંસે;
બગૂલે શકલે બલા બનેંગે, કજા ગુજર જાયેગી સરોંસે;
મિટાકે છોડૂંગા દુશ્મનોંકો, જલાકે છોડૂંગા અખગરોંસે!'

લાવો, મારું બખ્તર, મારાં હથિયાર અને મારો લશ્કરી પોશાક લાવો અને સિપાહસાલારને જલ્દ લશ્કરને તૈયાર કરવાનું ફર્માન સંભળાવો."

ઉષ:કાળ સુધીમાં કૂચની સઘળી તૈયારીઓ થઈ ગઈ અને ઇબ્રાહીમ લોદીની ફોજ પંદર કે સોળ હજારથી વધારે ન હોવાથી વીસ હજાર જેટલી ફોજને દિલ્લીના ઘેરામાટે કાયમ રાખીને માત્ર વીસ હજાર જેટલી ફોજ સાથે જ આલમખાન જહોજલાલીથી ડંકો વગડાવીને ઇબ્રાહીમ તથા તેની ફોજને શિકસ્ત આપવામાટે પોતાની છાવણીમાંથી રવાના થઈ ગયો.

પોતાની છાવણીથી બે ગાઉના અંતરપર તેનો અને તેની ફોજનો ઇબ્રાહીમ લોદી તથા તેની ફોજ સાથે ભેટો થઇ ગયો. આલમખાનના સૈનિકો અત્યંત ઉત્સાહમાં આવી ગયેલા હોવાથી તેમણે ઇબ્રાહીમના સૈનિકોપર આરંભમાં જ એવું તો બળપૂર્વક આક્રમણ કર્યું કે એ પ્રથમ આક્રમણથી જ ઇબ્રાહીમના સૈનિકો ભયભીત તથા હતોત્સાહ થઇ ગયા અને તેથી તેઓ જીવપર ખેલીને લડવાને બદલે જીવને બચાવવામાટેના નાના પ્રકારના પ્રયત્નો કરવા લાગ્યા. કેટલાક સૈનિકો પલાયનનો આશ્રય લેવા લાગ્યા અને કેટલાક સૈનિકો ઘાયલ થવાનો ઢોંગ કરીને આડી અવળી જગ્યાઓમાં જઇને પડી રહ્યા. આવી રીતે પોતાની ફોજને વિસ્ખલિત તથા ભયભીત થયેલી જોઇને ઇબ્રાહીમ પણ હિંમત હારી ગયો અને એક પ્રહર યુદ્ધ ચાલ્યું ન ચાલ્યું એટલામાં તો તે પોતાના કેટલાક વિશ્વાસપાત્ર સૈનિકોને લઇને રણભૂમિમાંથી પલાયન કરી ગયો. આ યુદ્ધમાં આલમખાનનો વિજય થયો.

નામ માત્રના પરિશ્રમથી મળેલા આ વિજયથી આલમખાન એટલો બધો હર્ષોન્મત્ત થઈ ગયો કે પલાયન કરી ગયેલા શત્રુની પૂઠે પડવાને બદલે અને તેને પકડવાનો પ્રયત્ન કરવાને બદલે તેણે પોતાની ફોજને દિલ્લીની દિશામાં પાછી વળવાનો અને દિલ્લીપર હલ્લો કરીને દિલ્લીને કબ્જે કરી લેવાનો હુકમ ફર્માવી દીધો. સંધ્યાકાળ થવામાં હજી તો કેટલોક અવકાશ હતો તેટલામાં તો આલમખાન અને તેના સૈનિકો પાછા પોતાની છાવણીમાં આવી પહોંચ્યા. તે

રાત્રિ તેમણે વિશ્રાંતિમાં વીતાડી અને બીજા દિવસના પ્રભાતમાં દિલ્લીના દુર્ગને તોડવાનો અને તેમાં બળાત્કારે પ્રવેશવાના ઉદ્દેશને સિદ્ધ કરવાનો આરંભ કરી દીધો. ઇબ્રાહીમ લોદીના દિલ્લીમાંના સિપાહસાલારને એક ગુપ્તચરદ્વારા ઇબ્રાહીમના પરાજય તથા પલાયનના સમાચાર મળી ગયેલા હોવાથી તે પોતાના કેટલાક વિશ્વાસપાત્ર મનુષ્યોને સાથે લઇને રાત્રિના સમયમાં જ એક ગુપ્ત માર્ગમાં થઇને પલાયન કરી ગયો હતો એટલે દિલ્લીના લોકોએ, સિપાહસાલારના પલાયનની વાર્ત્તા તેમના જાણવામાં આવતાં જ, શાંતિદર્શક શ્વેતપતાકા દુર્ગના ઉપરિભાગમાં ચઢાવી દીધી અને દુર્ગનાં દ્વારોને ઉઘાડી નાખ્યાં. આલમખાને વિજયના ગર્વ સહિત દિલ્લી નગરીમાં પ્રવેશ કર્યો અને ‘ આલાઉદ્દીન લોદી’ નામથી પોતાની હિન્દુસ્તાનના સુલ્તાન તરીકે દિલ્લીમાં આણ વર્ત્તાવી દીધી. સાંઝે ચાર વાગ્યાના શુમારે દીવાને આમ (શાહીમહલમાંના એક વિશાળ કક્ષ)માં એક દરબાર ભરવામાં આવ્યો અને ત્યાં તખ્તપર વિરાજીને આલમખાને અમીરો, સરદારો તથા નાગરિકો આદિને ગર્વપૂર્વક જણાવ્યું કે:—

“કરીમે કારસાજની મેહરબાનીથી મયદાને જંગમાં ફતહ મારા હિસ્સામાં આવી છે અને તે છતાં મારે મારી ફોજનો વધારે ભોગ આપવો પડયો નથી, એ કાંઈ જેવી તેવી બખ્તાવરી તો ન જ કહી શકાય. દિલ્લીનો કબ્જો મારા હાથમાં આવી ગયો છે એટલે હિન્દોસ્તાન હવે મારું છે અને આજથી આ હિન્દોસ્તાનનો સુલતાન, શહનશાહ અથવા બાદશાહ જે કાંઈ પણ કહો તે હું જ છું. હું જ આ તાજેતખ્તનો હકદાર હતો અને તે હક આજે મને મળી ચૂકયો છે. દુશ્મન જો કે અત્યારે ભાગી ગયો છે; પણ અહીંનો બંદોબસ્ત કર્યા પછી તેને પકડવાનો અને ત્યાર પછી લાયક સજા આપવાનો હું પ્રયત્ન કરનાર છું; દુશ્મનને મારીને જ શાંત થનાર છું! મારી સાથે જે કોઈ પણ જાહિર અથવા બાતિન બગાવત કરશે તે કાબિલેદાર ગણાશે એ કોઇએ પણ કદાપિ ભૂલી જવાનું નથી.”

એ પછી શાહી ખજાનામાંથી કેટલાક અમીરો તથા સરદારોને તેમની સેવાના બદલામાં ઇનામો અપાયાં, કેટલાકોને નવા ઓહદા તથા પોશાકો અપાયા અને તવાયફોના નાચગાના સાથે એ ખુશહાલીના દરબારનો મગરિબની નમાજ વખતે અંત લાવવામાં આવ્યો. એ જ દિવસે એક ઘોડેસવાર કાસિદને આલમખાને એક રુકકો આપીને દૌલતખાન પાસે જવાને રવાના કરી દીધો અને તે રુક્કામાં જણાવ્યું કે: ‘હું પરવરદિગારની મેહરબાનીથી હિન્દોસ્તાનનો બાદશાહ થઈ ચૂકયો છું અને ઇબ્રાહીમ મયદાને જંગમાંથી ભેડિયા પેઠે ભાગી ગયો છે. મારી બેગમ તથા મારા મુસાહિબો સાદિક તેમ જ ખાસીનને ઘટતા બંદોબસ્ત સાથે દિલ્લી મોકલી આપશો અને બની શકે તો આપ પોતે પણ આવી જશો.’ આ વિજયના સમાચાર તેણે પંજાબમાં મૂકેલા બાબરના સિપાહસાલારપર પણ મોકલી આપ્યા અને તેને એ સમાચાર બાબરપર મોકલી આપવાનું પણ જણાવ્યું. આલમખાને આવી રીતે ઇબ્રાહીમના પલાયનથી અને દિલ્લી પોતાના અધિકારમાં આવી જવાથી પોતાને હિન્દુસ્તાનનો બાદશાહ માની તો લીધો, પણ તેને અદ્યાપિ આ સંસારમાં થતા આઘાત તથા પ્રત્યાઘાતોનો અધિક અનુભવ ન

હોવાથી શહનશાહતને મેળવ્યા પછી તેને પોતાના હાથમાં ટકાવી રાખતાં અને હુકૂમતને ચલાવતાં કેવી અને કેટલી મુસીબત વેઠવી પડે છે, એનો લેશ માત્ર પણ વિચાર નહોતો. આવતી કાલે ગમે તેમ થાય તે એક જૂદી વાત છે, છતાં એટલી વાત તો ખરી કે આજે તો તે પોતાને હિન્દોસ્તાનના બાદશાહના નામથી ઓળખાવવાના ભાગ્યને અવશ્ય પ્રાપ્ત કરી શકયો હતો. હવે આપણે ઇબ્રાહીમ લોદીની હીલચાલનું અવલોકન કરીશું.

* * * * *

ઇબ્રાહીમ લોદી રણભૂમિમાંથી પલાયન કરીને બહુ દૂર ચાલ્યો ગયો નહોતો; કિન્તુ દશ કે બાર ગાઉ પાછો હટીને પોતાની ફોજને પાછી એકત્ર અને વ્યવસ્થિત કરતો અને પોતાના સૈનિકોના ઉત્સાહને વધારતો એક સુરક્ષિત સ્થાનમાં છાવણી નાખીને પડયો હતો. તેના જાસૂસો માર્ફત આલમખાનની દિલ્હીમાંની હીલચાલના તેમ જ તેની ફોજ વગેરેના સમાચાર તેને વારંવાર મળ્યા કરતા હતા. જે પ્રકારના સમાચાર તેને મળતા હતા તે સમાચારોને સાંભળતાં પોતાના હસ્તથી આલમખાનનો પરાજય તેને બહુ જ નિકટમાં દેખાયા કરતો હતો.

એક દિવસ ઇબ્રાહીમ લોદીએ પોતાની ફોજના અફસરો તથા સિપાહીોને એકઠા કરીને કહ્યું કે: "મારા જંગબહાદુર સિપાહસાલારો અને જંગી જવાનો, આલમખાનની ફોજે આપણાપર એકાએક હલ્લો કરવાથી અને તેની ફોજની સંખ્યા મોટી હોવાથી તમો ગભરાઈ ગયા હતા અને તે ગભરાટથી જ મયદાને જંગમાં આપણી શિકસ્ત થતાં આપણા સરપર પાછાં પગલાં કરવાની ફરજ આવી પડી હતી. જો થોડી વાર તમોએ હિંમતથી તેમની સામે ટકાવ કર્યો હોત અને તેમનાપર તમો ધસી ગયા હોત, તો આલમખાનની ફોજમાં આવીને એકઠા થયેલા યુદ્ધકળાથી સર્વથા અજ્ઞાન ઘાંચી, મોચી, તેલી અને તંબોલીઓ તરત દુમ દબાવીને ભાગી ગયા હોત અને બાકીના સિપાહો કોઇ પણ રીતે તમારી સામે ટકાવ કરી ન શકવાથી કાં તો નાસી ગયા હોત અને કાં તો તમારી તલ્વારોથી કપાઇ ગયા હોત એટલે શિકસ્ત તેના હિસ્સામાં જાત અને જીત આપણા હિસ્સામાં આવત, એ નક્કી હતું. ખયર; જે થવાનું હતું તે થઇ ગયું છે અને તેથી હવે પછી આપણે શું કરવું એ જ વિચારવાનું આપણામાટે બાકી રહ્યું છે. દિલ્હીના જે સમાચારો મને મળ્યા છે અને મળતા જાય છે તેથી સાફ જણાઇ આવે છે કે આલમખાન દિલ્હીમાં પોતાનો અધિકાર થવાથી એટલો બધો ફૂલી ગયો છે કે આસપાસની દુનિયામાં શું થાય છે અને શું નહિ, એનું પણ તેને ભાન રહ્યું નથી. મેં તેની એ ગફલતનો ફાયદો લઈ લેવાનો નિશ્ચય કરેલો છે અને નવી રીતે હલ્લો કરવાની તરકીબ તથા હિકમત પણ શોધી કાઢી છે. મારી તે તરકીબ તથા હિકમત મારા સિપાહસાલારોને જણાવીને બે ત્રણ દિવસમાં જ દિલ્હીપર હલ્લો કરવાની અને મારા જાની દુશ્મન આલમખાનની જિન્દગીનો ખાતમો કરી નાખવાની મારી ઇચ્છા છે. આવતી કાલે તમારા સિપાહસાલારો તમને જે કાંઈ પણ હુકમ ફર્માવે તેની તમારે એક પળ માત્રના પણ વિલંબ વિના તામીલ કરવાની છે. દિલ્હી પાછી આપણા કબજામાં આવતાં અને દુશ્મનનું સર ધડથી જૂદું થતાં હું તમો સર્વને સીમોજરના તોડા આપીશ, તમારી ઇજ્જત કરીશ અને તમારી

તરક્કીનો હર્દમ ખયાલ રાખતો રહીશ. બોલો ત્યારે તમો મારા ફાયદામાટે જીવનું જોખમ વેઠીને પણ લડવાને અને મારા ખાધેલા નમકને હલાલ કરી બતાવવાને તૈયાર છો ખરા કે નહિ?"

"અમો સર્વ જાનપર ખેલીને લડવામાટે, અમારી નમકહલાલીને બતાવવામાટે અને અમારી બહાદુરીપર લાગેલા દાગને ધોઈ નાખવામાટે એક પગે તૈયાર છીએ!" સિપાહોએ ગર્જના કરીને અનુમતિ દર્શાવી દીધી.

તે જ દિવસે ઇબ્રાહીમ લોદીએ પોતાના સિપાહસાલારો તથા અન્ય અફસરો સાથે જે કેટલીક ખાનગી સલાહમસ્લહત કરવાની હતી તે કરી લીધી અને ફોજી જવાનોને જે હુકમો સંભળાવવાના હતા તે પણ જણાવી દીધા. સિપાહસાલારો તથા અફસરોએ તે હુકમો ફોજી જવાનોને સંભળાવ્યા અને તેના પરિણામે તે દિવસના સંધ્યાકાળે જ ઇબ્રાહીમ લોદીના જંગી જવાનો અથવા સૈનિકો પાંચ પાંચ, દશ દશ, પંદર પંદર અને વીસ વીસના સમુદાયમાં વિભક્ત થઇને ત્યાંથી ચાલતા થઈ ગયા; ઇબ્રાહીમ લોદી પણ પોતાના થોડાક અંગત માણસોને સાથે લઇને ચાલ્યો ગયો અને છાવણી પણ ત્યાંથી ઉપડી ગઈ. ઇબ્રાહીમ અને તેના સૈનિકો કયાં અદૃશ્ય થઈ ગયા, એની કોઇને કશી પણ ખબર ન પડી.

* * * * *

દિલ્હી અલાઉદ્દીન લોદી અથવા આલમખાનના અધિકારમાં આવી ગયાને આજે સાતમો દિવસ હતો. મધ્યરાત્રિનો સમય વિશ્વમાં વર્ત્તમાન હતો; દિલ્હી નગરનાં નિવાસી જનો ગાઢ નિદ્રાને આધીન થયેલાં હતાં; સંસારમાં અંધકાર મહારાજનું નિરંકુશ સામ્રાજ્ય વ્યાપેલું હતું અને તેથી સૃષ્ટિમાં અંધકારજન્ય તથા નિશાજન્ય ભીષણ શાંતિ પ્રસરેલી દેખાતી હતી. એટલામાં મધ્યરાત્રિના સમયને દર્શાવનારા કોટવાલના થાણામાં બારના ટકોરા થયા અને તે સાથે જ નગરના ભિન્ન ભિન્ન ભાગોમાં 'અલ્લાહો અકબર' તથા 'મારો મારો' અને 'કાપો કાપો'ના પોકારો સંભળાવા લાગ્યા; માત્ર એટલું જ નહિ, પણ તલ્વારો તથા ખંજરોથી કપાતા અને વીંધાતા મનુષ્યોના મરણસમયના ચીત્કારોએ ભીષણ શાંતિનો એટલી સીમાપર્યન્ત ભંગ કરી નાખ્યો કે સર્વ નાગરિકો તથા નાગરિકાઓની નિદ્રાનો પણ ભંગ થઇ ગયો અને ગૃહનાં ગવાક્ષોમાંથી દિલ્લીના માર્ગોમાં જે ભીષણ દૃશ્યો તેમના જોવામાં આવ્યાં તેમને જોઇને તેઓ ભયભીત તથા ગર્ભગલિત થઈ ગયાં. કેટલાક મનુષ્યોની લાશો લોહીમાં તરબોળ થયેલી રસ્તામાં રખડતી પડી હતી; કેટલાક મનુષ્યોનાં મસ્તકો શરીરથી ભિન્ન થઇને ધૂળમાં રગદોળાતાં હતાં અને કેટલાંક ધડો રસ્તામાં આમ તેમ ઠોકરે ઠેલાતાં હતાં. અત્યાચારના ભોગ થયેલાઓની જ્યારે આવી અવસ્થા હતી ત્યારે જે લોકો અત્યાચાર કરનારા હતા તેઓ હાથમાં નાગી તલ્વારો તથા કટારો લઇ સાક્ષાત્ યમરાજનું સ્વરૂપ ધારીને 'મારો મારો'ના પોકારો કરતા ચારે તરફ દોડધામ કરી રહ્યા હતા અને નગરવાસિજનોને ચેતવણી આપતા જતા હતા કે: "રૈયતે પોતાનાં ઘરોમાંથી બહાર ન નીકળવું; નહિ તો તેમનાં જીવનના જોખમદાર કે જવાબદાર અમો નથી; કારણ કે, સૂકા સાથે લીલું પણ ઘણીક વાર બળી જાય છે તેવી જ રીતે

આ અંધકારમાં અમારા દુશ્મનોના બદલામાં જો તેઓ પણ હણાઈ જાય તો તે સ્વાભાવિક છે. અમો આલમખાન અથવા તો દિલ્હીના નવા સુલ્તાન અલાઉદ્દીન લોદીના પક્ષના લોકોને જ ચૂંટી ચૂંટીને મારવા માગીએ છીએ !" ઇત્યાદિ. દુર્ગનાં દ્વારોને પણ ઉઘાડી નાખવામાં આવ્યાં, દ્વારપાલો મરાયા અને રાત્રિના તૃતીય પ્રહરનો અંત થતાંમાં તો ઇબ્રાહીમ લોદી પોતે પોતાની ફોજ સાથે દિલ્હીના ચાંદનીચોકમાંથી શાહી મહલની દિશામાં આગળ વધતો લોકોના જોવામાં આવ્યો. બે દિવસ પૂર્વે તો દિલ્હીના લોકોએ બજારોમાં એવી ચર્ચા ચાલતી સાંભળી હતી કે ઇબ્રાહીમ લોદી કયાંક ભાગી ગયો હતો, તેના સિપાહસાલારોએ તેને ત્યાગી દીધો હતો અને તેના સૈનિકો પણ વિખરાઈ ગયા હતા; માત્ર એટલું જ નહિ, પણ આગલે દિવસે જ નવા સુલ્તાને ઇબ્રાહીમને પકડી લાવવામાટે હજાર હજાર સિપાહોની દશ ટુકડીઓને જૂદી જૂદી દિશાઓ અને જૂદાં જૂદાં સ્થાનોમાં મોકલી દીધી હતી એ ઘટનાને લોકો પોતાની દૃષ્ટિથી જોઈ ચૂક્યા હતા એટલે અચાનક આવા હત્યાકાંડને તેમ જ ઇબ્રાહીમને જોઇને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા અને આ રહસ્યમયી ઘટના કિંવા ચમત્કૃતિ કેવી રીતે બની હશે, એની તેઓ લેશ માત્ર પણ કલ્પના કરી શકયા નહિ. હવે નવીન સુલ્તાનની શી દશા થાય છે તે જોવા તથા જાણવામાટે લોકોનાં મન આતુર થયાં; કારણ કે, 'ક્રૂર ઇબ્રાહીમ લોદી અવશ્ય અલાઉદ્દીનનો નિર્દયતાથી સંહાર કરી નાખશે,' એવી તેમની દૃઢ માન્યતા હતી અને તેમની એ માન્યતા સર્વથા સત્ય હતી; કારણ કે, અત્યારે ઇબ્રાહીમ લોદી શાહી મહલમાં સુતેલા આલમખાન અથવા અલાઉદ્દીનના પ્રાણની આહુતિ લેવામાટે જ શાહીમહલની દિશામાં આગળ વધી રહ્યો હતો.

* * * * *

જે વેળાયે દિલ્લી નગરમાં ઉપરિનિર્દિષ્ટ મહાભયાનક માનવહત્યાકાંડ ચાલી રહ્યો હતો અને ઇબ્રાહીમ લોદીના પ્રવેશમાટે દિલ્લીનાં દ્વારો ઊઘાડી નાખવામાં આવ્યાં હતાં તે વેળાયે આલમખાન અથવા અલાઉદ્દીન સુલ્તાન શાહી મહલમાંના ખાબગાહમાં મખમલની શય્યામાં નિશ્ચિન્તતાથી મધુર નિદ્રાનો આસ્વાદ લેતો પડ્યો હતો. તેને વીજનવતી વાયુ ઢોળતી બાંદીઓ પણ સુલ્તાનને ગાઢ નિદ્રામાં પડેલો જોઇને નીચે ગાલીચાપર તકિયાને અઢેલીને નિદ્રાધીન થઈ ગઈ હતી અને ખાબગાહના દરવાજાપર બે ખાજાસરાઓ પ્રહરી તરીકેના પોતાના કર્ત્તવ્યને બજાવતા જાગતા બેઠા હતા. ખાબગાહમાં સૌગંધ્યપૂર્ણ કીમતી અત્તરનો દીપક મંદ મંદ બળતો હતો અને તેના સૌગંધ્ય તથા પ્રકાશનો ખાબગાહમાં મંદ મંદ વિસ્તાર થઈ રહ્યો હતો. એવામાં અચાનક ખાબગાહની દીવાલમાંનો એક પત્થર અદૃશ્ય થઈ ગયો, ત્યાં દ્વારનો આકાર દૃષ્ટિગોચર થયો અને તે દ્વારમાંથી એક કૃષ્ણવસ્ત્રધારિણી વ્યક્તિએ બહુ જ મંદતાપૂર્વક ખાબગાહમાં પ્રવેશ કર્યો. એ ગુપ્ત આગંતુક વ્યક્તિએ સફેદ કપડાનો ઢીલો પાયજામો, ગળાથી પગની ઘૂંટીઓ સુધી લંબાયલો કાળા રંગનો ઝબ્બો અને માથાપર કાળા રંગનો દુપટ્ટો એ પ્રમાણેનાં વસ્ત્રોથી પોતાના શરીરને આચ્છાદિત કર્યું હતું અને મોઢાની આસપાસ કાળા રંગનું બોકાનું કસીને બાંધેલું હોવાથી માત્ર તેનું નાક,

ગાલોનો થોડોક ભાગ અને ઝીણી ઝીણી મૂછો વિના મુખમંડળનો વિશેષ ભાગ જોવામાં આવી શકતો નહોતો.

એ આગંતુકા વ્યક્તિએ પ્રથમ ખાબગાહમાં સર્વત્ર દૃષ્ટિપાત કર્યો અને પર્યંકશય્યામાં આલમખાનને તેમ જ ગાદીચાપર બે બાંદીઓને નિદ્રાધીન અવસ્થામાં જોઇને કેટલીક વાર સુધી વિચારમગ્ન રહ્યા પછી બાંદીઓને જગાડીને કહ્યું કે: "તમો આ બાજૂના દીવાનખાનામાં જઇને સૂઈ જાઓ; જહાંપનાહને જ્યારે તમારી જરૂરત પડશે ત્યારે હું તમને બોલાવીશ." બાંદીઓનાં નેત્રો નિદ્રાથી ઘેરાયલાં હોવાથી તેઓ વધારે પૂછગાછ કર્યા વિના જ અંદરના ભાગમાં પડતા બીજા દીવાનખાનામાં ચાલી ગઈ અને તેમના ગયા પછી આગંતુકા વ્યક્તિએ ખાબગાહના સર્વ દ્વારોને અંદરથી સાંકળો ચઢાવી મજબૂત વાસી લઇને આલમખાનને તેનાં ચરણોને ધૂણાવીને જાગ્રત કરી દીધો.

"કેમ બાંદીઓ મને શામાટે કાચી ઉંઘમાંથી જગાડ્યો?" આલમખાને મંદ પ્રકાશમાં તે વ્યક્તિને બાંદી ધારી લઇને જાગ્રત થતાં આંખો ચોળીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

"આલમપરવર, હોશિયાર થાઓ; ખાબે ગફલતથી બેદાર થાઓ અને જિન્દગીને બચાવવાનો સામાન કરો; કારણ કે, આપની જિન્દગી અત્યારે ખૌફમાં છે. હું આપની બાંદી નથી, પણ આપનો એક દોસ્ત છું અને આપને બચાવવામાટે મારી જાનપર ખેલીને એક ખુફિયા રસ્તેથી અત્યારે આપના આ ખાબગાહમાં આવ્યો છું." તે અજ્ઞાત આગંતુકે ગંભીર સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારી જિન્દગી ખૌફમાં છે અને તું મને બચાવવામાટે આવ્યો છે? તું કહેવા શું માગે છે તે હું સમજી શકતો નથી. તું મારી મસ્ખરી કરીને મારી દિલેરીનો ઇમ્તેહાન લેવા તો નથી આવ્યો? જો તેમ જ હોય, તો જેણે પોતાના બાજૂના જોરથી હિન્દોસ્તાનની બાદશાહી મેળવી છે તે જ હું આલમખાન છું અને હિન્દોસ્તાનનો સુલ્તાન છું, એ બરાબર યાદ રાખજે." આલમખાને આગંતુકને ન ઓળખવાથી અને તેના કથનના આશયને તત્કાળ ન સમજી શકવાથી બિભીષિકાદર્શક વચનો ઉચ્ચાર્યાં.

"ગુસ્તાખી મોઆફ; ગરીબપરવર, આપ હિન્દોસ્તાનના સાત દિવસના સુલ્તાન હતા, પણ અત્યારે આપની સુલ્તાની પૂરી થઈ છે અને આગળ આપ જેવી રીતે એક વાર અહીંથી પોતાની બેગમ તથા પોતાના બે મુસાહિબોને લઇને એક ગુનાહગાર પ્રમાણે પલાયન કરી ગયા હતા તેવી જ રીતે આજે પણ પલાયન કરવાનો અને વળી પાછા આવારાવતન થવાનો પ્રસંગ આપનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહ્યો છે. તૈયાર થાઓ; વિલંબ કરશો તો જાનપર આવી બનશે અને જાલિમ બેરહમ ઇબ્રાહીમ અહીં આવીને આપના સરને ધડથી જૂદું કરી નાખશે અથવા તો અત્યારે આપને જિન્દાનમાં રાખી આવતી કાલે સવારમાં ચાંદનીચોકમાં જલ્લાદોના હાથથી આપને કત્લ કરાવીને આપના સરને શહરના દરવાજાપર લટકાવશે." તે અજ્ઞાત પુરુષે બહુ જ કઠિન શબ્દોમાં જે ચેતવણી આપવાની હતી તે આપી દીધી.

"હું હજી પણ તારા કહેવાનો બરાબર મતલબ સમજી શકતો નથી." આલમખાને કાંઇક ચિન્તાગ્રસ્ત અને કાંઇક કોપવશ થઇને કહ્યું.

"મારા કહેવાનો મતલબ એ જ છે કે કોઈ પણ રીતે ઇબ્રાહીમ લોદીના લશ્કરનો દિલ્લીમાં પ્રવેશ થયો છે; તે લશ્કરે આપના પક્ષના લોકોની નિર્દયતાથી હત્યા કરવા માંડી છે; આપ અહીં નીરાંતે સુઈ રહ્યા છો, પણ દિલ્લીના માર્ગોમાં હજારો લાશો પડેલી છે; લોહીની નદીઓ વહેવા માંડી છે; કિલ્લાના દરવાજા ઉઘડી ગયા છે અને ઇબ્રાહીમ લોદી પોતે પણ દિલ્લીમાં આવી લાગ્યો છે. અચાનક આ બધું કેમ બનવા પામ્યું છે એ વિશે વધારે હું કાંઈ પણ જાણતો નથી; પરંતુ એટલું જાણું છું કે જે વખત જાય છે તેમાં ઇબ્રાહીમ અહીં આવી લાગશે અને જો આપ તેના હાથમાં સપડાઈ જશો તો પછી તે આપને કોઈ પણ રીતે જીવતા છોડે તેમ નથી. આ કારણથી અત્યારે હવે નાસી છૂટયા વિના બીજો કોઈ ઉપાય જ નથી." આગંતુકે પોતાના કથનના આશયને સ્પષ્ટતાથી સમજાવી દીધો.

"આટલી સીમા પર્યન્ત ગંભીર ઘટના થવા છતાં શું શાહી મહલના કોઈ પણ માણસને એ બાબતની ખબર નહિ પડી હોય? અને જો એ બાબતની ખબર પડી હોય, તો કોઇએ પણ મને એ વિશેની ચેતવણી કેમ નથી આપી? હું હમણાં જ તપાસ કરું છું; પણ મારી બાંદીઓ કયાં છે અને આ બધા દરવાજા અંદરથી કોણે બંધ કરી દીધા છે?" આલમખાને એકદમ ઉશ્કેરાઈ જઇને ગર્જના સહિત આ શબ્દો ઉચ્ચાર્યા.

"બંદાનવાજ, આપની બાંદીઓને મેં જ બાજૂના દીવાનખાનામાં વિદાય કરી દીધી છે અને આ ખાબગાહના બધા દરવાજાને મેંજ અંદરથી વાસી લીધા છે; કારણ કે, આ શાહી મહલમાં હજી ઘણાંક માણસો એવાં છે કે જેઓ અંદરખાનેથી ઇબ્રાહીમના પક્ષનાં હોવાનો સંભવ છે અને તેટલામાટે આ ખાબગાહમાંથી બહાર નીકળવું પણ અત્યારે આપના માટે સલામતીભરેલું નથી, એવી મારી માન્યતા છે. આપની આ બાંદીઓમાં પણ મારો એતેબાર નથી અને તેટલા-માટે જ મેં તેમને દૂર કરી દીધી છે."

"પણ મારામાટે આટલી બધી હમ્દર્દી અને જાંનિસારી બતાવનાર તું કોણ છે અને આ શાહીમહલના છુપિયા રસ્તાનો ભેદ તારા જાણવામાં કેવી રીતે આવી શકયો છે, એ હું જાણવા માગું છું; કારણ કે, તું પણ ઇબ્રાહીમના પક્ષનો માણસ નહિ હોય અને મને ભૂલાવામાં નાખી ઇબ્રાહીમ પાસે લઈ જવામાટે નહિ આવ્યો હોય, એની શી ખાત્રી?" આલમખાને હવે શંકા દર્શાવવા માંડી.

તે આગંતુક આલમખાનની એ શંકાનું નિરસન કરતો ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે: "દેહલીનાં તાજોતખ્તના ખરા હકદાર આલમખાન, ઇબ્રાહીમ જેવી રીતે પોતાનાં કામોમાં એક જ શયતાન છે, તેવી જ રીતે આ આપનો ગુલામ એક હકપસન્દ ઇન્સાન છે; મારી જિન્દગીનું જોખમ વેઠીને પણ આપની કીમતી જિન્દગી બચાવવી એ જ મારું ધ્યાન છે; કારણ કે, મારો એક જ ઇમાન છે, એક જ પિદર છે અને એક જ સુબહાન છે. જો મારા હુક્મમાં ફેર હશે, તો જ હું આપ સાથે બેઇમાની કરીશ. આનાથી વધારે અત્યારે હું બીજી કશી પણ ખાત્રી આપી શકતો નથી. મારી જાંનિસારીને તથા ઇમાનદારીને આપ આગળ જતાં જોઈ શકશો."

"તું મને ક્યાં લઈ જવા માગે છે?" આલમખાને સમયને લંબાવવાના ઉદ્દેશથી પૂછ્યું.

આગંતુક તેના એ પ્રશ્નનું ઉત્તર આપવા જતો હતો એટલામાં ખાનસરાઓએ ખાબગાહના દરવાજા ખખડાવા માંડ્યા અને પોકાર કરીને કહેવા માંડ્યું કે: "જહાંપનાહ, જાગો; દુશ્મનો દિલ્લીમાં આવી પહોંચ્યા છે અને ઇબ્રાહીમ લોદી શાહીમહલના સદર દરવાજાને તોડીને અહીં આવવાની કોશિશ કરી રહ્યો છે."

આલમખાને ખાનસરાઓને શાંત થવાનું કહી દીધું અને આગંતુકનાં વચનો હવે તેને સત્ય ભાસવા લાગ્યાં. તેણે પલાયન વિના અને એ આગંતુકના વચનમાં વિશ્વાસ રાખીને તેની સહાયતા વિના જીવનરક્ષાનો બીજો માર્ગ ન જોઇને વિનીતભાવથી કહેવા માંડ્યું કે: "મારા ખયરખાહ અને અજીજ દોસ્ત, હું તારા વચનમાં વિશ્વાસ રાખીને તારી સાથે તું જ્યાં પણ લઈ જાય ત્યાં આવવાને તૈયાર છું."

"મહજ એહસાન!" એ પ્રમાણે ઉપકાર માનીને તે આગંતુકે કહ્યું કે: "ત્યારે બંદાનવાજ, આપ સાધારણ વસ્ત્રો ધારી લ્યો અને હથિયારો તેમ જ કાંઇક જવાહિરાત સાથે લઈ લ્યો; હું અને મારા સાથીઓ આપને સહીસલામત પાછા પંજાબમાં પહોંચાડવા માગીએ છીએ. આ દીવાલમાંના ગુપ્ત માર્ગનું મુખ જે સ્થાનમાં નીકળે છે ત્યાં મારા તે સાથીઓ સુસજ્જિત અશ્વો સહિત આપણી વાટ જોતા ઉભા હશે એટલે ત્યાં પહોંચ્યા પછી આપણા પ્રવાસના આરંભમાં પળ માત્રનો પણ વિલંબ થવાનો નથી. આ ગુપ્ત માર્ગનો ભેદ ઇબ્રાહીમ પોતે પણ નથી જાણતો અને તેથી તત્કાળ તેનાથી આપણો પીછો પકડી શકાય તેમ ન હોવાથી હાલ તરત તો આપણે બેખોફ છીએ."

"પાક પરવરદિગાર આપણો મદદગાર થાઓ અને આપણને આફતોથી બચાવો!" આલમખાને આવી રીતે ખુદાની મદદ માગીને સાધારણ વસ્ત્રો તથા હથિયારો ધારી લીધાં અને આગંતુક સાથે જવાને તે તૈયાર થઈ ગયો.

અજ્ઞાત આગંતુકે આલમખાનને દીવાલમાંના ગુપ્ત માર્ગમાં ઊભા રહેવાનું કહીને ખાબગાહના દરવાજાની સાંકળો ધીમેથી ખોલી નાખી અને ત્યારપછી પોતે પણ ગુપ્ત માર્ગમાં પ્રવેશ કરીને દ્વારરૂપ પાષાણને પાછો તેના સ્થાનમાં બેસાડી દીધો. તેઓ બન્ને ખાબગાહમાંથી અદૃશ્ય થઈ ગયા અને તેમના પલાયનની એ ઘટના ખાનસરાઓ તથા બાંદીઓના જાણવામાં પણ ન આવી શકી.

* * * * *

આલમખાન તથા તે અજ્ઞાત આગંતુકને ખાબગાહમાંથી અદૃશ્ય થયાને બે ઘટિકા જેટલો સમય થયો ન થયો એટલામાં તો ઇબ્રાહીમ લોદી ખાબગાહના દરવાજાને લાત મારી દરવાજાને ઉઘાડીને ખાબગાહમાં આવી લાગ્યો; પરંતુ ત્યાં આલમખાનને ન જોઇને આશ્ચર્યચકિત થઈ ગયો. તેના ક્રોધની જ્વાળા ચરણથી મસ્તક પર્યન્ત પહોંચી ગઈ અને તેણે ખાનસરાઓને પોતા સમક્ષ પકડી મંગાવીને કહેવા માંડ્યું કે: "કેમ રે બદમાશો, તમો તો કહેતા હતા કે તમારો સાત દિવસનો નવો સુલ્તાન ખાબગાહમાં છે અને તેણે થોડી વાર પહેલાં જ તમારી સાથે વાતચીત પણ કરી હતી અને અહીં તો તમારા તે સુલ્તાન

સાહબનો પત્તો પણ નથી અને નશાન પણ નથી; તો તે ક્યાં છુપાયો છે તે બતાવો; નહિ તો તેની તો જે હાલત થવાની હશે તે થશે, પણ જલ્લાદોની તલ્વારોથી તમારી ગર્દનો કપાઈ જશે!"

પરંતુ ખાનસરાઓ કાંઈ પણ જાણતા હોય તો બતાવે ને? અર્થાત્ તેમની પાસેથી કાંઈ પણ સંતોષકારક ઉત્તર ન મળવાથી ઇબ્રાહીમે કોપના આવેગમાં તે ખાનસરાઓને કત્લ કરાવી નાખ્યા; ત્યારપછી બાંદીઓની પણ એવી જ દુર્દશા થઈ અને આખા શાહીમહલના ખૂણેખૂણામાં આલમખાનને શોધવા છતાં સૂર્યોદય થતાં સૂધીમાં પણ જ્યારે તેનો ક્યાંય પણ પત્તો ન જ મળી શક્યો એટલે 'અવશ્ય તે ક્યાંક પલાયન કરી ગયેલો હોવો જોઇએ' એમ ધારીને ઇબ્રાહીમ લોદીએ તેને જીવતો પકડી લાવવામાટે અથવા તો તેને મારીને તેનું મસ્તક લઈ આવવામાટે ઘોડેસવાર સિપાહોની કેટલીક જૂદી જૂદી ટુકડીઓને જૂદી જૂદી દિશામાં રવાના કરી દીધી અને દિલ્લીમાં પાછી પોતાના નામની આણ વર્ત્તાવી દીધી.

હવે ઇબ્રાહીમ લોદીએ પોતાનાં હસ્તમાંથી નીકળી ગયેલા દિલ્લીના અધિકારને કેવી યુક્તિપ્રયુક્તિથી અલ્પ પ્રયાસમાં જ પાછો મેળવી લીધો હતો એ રહસ્યને જાણવાનો આપણે પ્રયત્ન કરીશું. ઇબ્રાહીમની ફોજ તેની છાવણીમાંથી દશ દશ, પંદર પંદર અને વીસ વીસ સૈનિકોના સમુદાયમાં વિભક્ત થઇને ચાલતી થઈ ગઈ હતી અને ઇબ્રાહીમ લોદી પોતે પણ થોડાક અંગત માણસોને સાથે લઇને ત્યાંથી રવાના થઈ ગયો હતો એ તો આપણે અત્યાર પૂર્વે જ જાણી ચૂક્યા છીએ. અર્થાત્ ઇબ્રાહીમ લોદીએ પોતાના સિપાહસાલારો સાથે મંત્રણા કરીને પોતાના સિપાહોને એવી આજ્ઞા અપાવી હતી કે: 'તમારે દશ દશ, પંદર પંદર અને વીસ વીસના સમુદાયથી સોદાગર, મુસાફિર અને એવા જ બીજા વેશોમાં દિલ્લીમાં દાખલ થઈ જવું અને આજથી ચોથા દિવસની રાતે કોટવાલીમાં મધ્યરાત્રિને સૂચવનારા બારના ડંકા વાગે તે વેળાયે આલમખાનના ફોજી સિપાહો તેમ જ તેના પક્ષના બીજા લોકોની કત્લેઆમની શરુઆત કરી દેવી; અમો એ જ વેળાયે દિલ્લી બહારની છાવણીમાં તેની જે ફોજ પડેલી છે તેનાપર તૂટી પડીશું અને રાત્રિના તૃતીય પ્રહરનો અંત થશે તે વેળાયે દિલ્લીના મોટા દરવાજાપર આવી લાગીશું એટલે તે વેળાયે દ્વારપાલોને કત્લ કરીને દરવાજાને ખોલી નાખજો અને અમારા આવ્યા પછી અમારા હુકમની તામીલ કરવાને તૈયાર રહેજો. આલમખાનને તે જ્યાં હશે ત્યાંથી શોધીને હું મારી પોતાની તલ્વારથી જ હલાલ કરીશ!' ઇબ્રાહીમ લોદીના ચાલાક સિપાહોએ પોતાના માલિકના ફર્માનને બરાબર પાળી બતાવ્યું હતું અને તેથી જ ઇબ્રાહીમ લોદી દિલ્લીના અધિકારને પાછો મેળવી શક્યો હતો. આલમખાને આગલે દિવસે ઇબ્રાહીમ લોદીને પકડવામાટે લગભગ દશ હજાર સૈનિકોને ભિન્ન ભિન્ન દિશામાં વિદાય કરી દીધેલા હોવાથી તેની છાવણીમાં સારા યુદ્ધવિદ્યાનિપુણ સૈનિકોની સંખ્યા બહુ જ થોડી હતી અને તેમનાપર ઇબ્રાહીમ લોદીએ રાત્રિના અંધકારમાં અચાનક આક્રમણ કરવાથી તેમનામાંના કેટલાક મરી ગયા અને કેટલાકો ગભરાઇને પલાયન કરી ગયા તેમ જ નગરમાં પણ અચાનક કાપાકાપી ચાલવાથી આલમખાનના પક્ષમાં

આવી મળેલા યુદ્ધવિદ્યાથી સર્વથા અજ્ઞાન લોકોમાંના કેટલાક રૅંસાઈ ગયા અને કેટલાકો જીવ બચાવવામાટે સંતાઈ રહ્યા કે જેઓ બીજે દિવસે પ્રસંગ મળતાં જ દિલ્લીમાંથી છ પાંચ અગિયાર ગણી ગયા. ઇબ્રાહીમ લોદીની માત્ર આલમખાનને પોતાની તલ્વારથી હલાલ કરવાની ઇચ્છા વિના અન્ય સર્વ ધારણાઓ પાર પડી ગઈ અને તેથી તે પોતાની બુદ્ધિને અન્તઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગ્યો. આલમખાનના પક્ષમાં જઈ મળેલા અમીરો અને સરદારોમાંના જેટલા અમીરો તથા સરદારો ઇબ્રાહીમના હાથમાં આવી ગયા તેમનો તેણે અત્યન્ત ક્રૂરતા તથા નિર્દયતાપૂર્વક વધ કરાવી નાખ્યો અને તેમની લાશોને જંગલી જાનવરોની ગિજા બનાવવામાટે જંગલમાં ફેંકાવી દીધી. ભારતના સામ્રાજ્યગગનમાં પુનઃ એક વાર ઇબ્રાહીમનો ભાગ્યરવિ પૂર્ણપ્રકાશસહિત ચમકવા લાગ્યો.

* * * * *

તે અજ્ઞાત આગંતુકે ગુપ્ત માર્ગમાં એક ચિરાગ રાખ્યો હતો તે હાથમાં લઈ લીધો અને આલમખાનને પોતાની પાછળ ચાલવાનું કહીને તે પોતે આગળ ચાલવા લાગ્યો. ભૂમિના ગર્ભમાં ઉપરના શાહીમહલ જેવા જ પત્થરના ફર્શબંધી રસ્તા કરેલા હતા અને વચ્ચે વચ્ચે કેટલાક વિશાળ ઓરડા પણ આવતા હતા કે જે ઓરડા ભોગવિલાસની સામગ્રીઓથી ભરપૂર દેખાતા હતા. તેઓ એ ભૂમિગર્ભમાંના માર્ગમાં ચાલતા ચાલતા લગભગ એક ગાઉ જેટલો પંથ કાપીને યમુના નદીના તીરપ્રાંતમાંના એક સર્વથા ઐકાંતિક અને જનશૂન્ય માર્ગમાં આવીને બહાર નીકળ્યા; પરંતુ ત્યાં તે આગંતુકના બીજા બે સાથીઓ જ તેમની પ્રતીક્ષા કરતા ઊભેલા તેમના જોવામાં આવ્યા; અશ્વો દૃષ્ટિગોચર ન થયા. અશ્વોને ન જોઇને તે અજ્ઞાત પુરુષે પોતાના સાથીઓને પૂછયું કેઃ "કેમ, આપણા ઘોડા ક્યાં છે? બામદાદનો સમય થઈ ગયેલો હોવાથી આપણાથી ઘોડા વિના દૂર પહોંચી શકાય તેમ નથી. ઘોડા વગર તો આપણે કદાચિત્ કોઈ બીજી નવી આફતમાં આવી પડીશું."

"અમારી એવી માન્યતા છે કે જો જહાંપનાહ એમના આ વેશમાં જ આપણી સાથે હશે અને બામદાદનો વખત થઈ ગયેલો હોવાથી જો આપણે ઘોડેસવાર થઇને અહીંથી રવાના થઇશું, તો ઇબ્રાહીમ લોદીના સિપાહો હુજૂરેવાલાની ગિરફ્તારીમાટે નીકળી ચૂકેલા હોવાથી આપણે રસ્તામાં જ ક્યાંક પકડાઈ જઇશું અને બલાએ નાગહાનીમાં આવી પડીશું. આ કારણથી અમોએ આપણા ઘોડાને ચાર મોતેબર મુસાહિબોના કબ્જામાં સોંપીને અહીંથી દશ ગાઉપરના એક ગામ તરફ મોકલી આપ્યા છે અને તે મુસાહિબોને તે ગામના પાદરમાંના તળાવના કિનારે આવતી કાલના પ્રભાત પર્યન્ત આપણી વાટ જોઇને બેસી રહેવાનું કહ્યું છે. અમો ફકીરોની આ ત્રણ કફનીઓ લઈ આવ્યા છીએ અને તે એટલામાટે કે ફકીરોના હાલતમાં જો આપણે ચાલ્યા જઇશું, તો આપણા વિશે કોઇના મનમાં કશી પણ શંકા આવશે નહિ અને સાંઝ સુધીમાં તો દશ ગાઉનો પલ્લો આપણે ખુશીથી કાપી જઇશું. ત્યાંથી પછી ઘોડેસવાર થઇને પંજાબની હદમાં પહોંચતાં આપણને વિશેષ વિલંબ થવાનો નથી; પણ જો ખુદા

આપણાપર કોઈ નવી આફત ન આવવા દે તો." આગંતુકના બે સાથીઓમાંના એક સાથીએ પોતાનો આ પ્રમાણેનો ભિન્ન અભિપ્રાય દર્શાવ્યો.

તેનો અભિપ્રાય તે આગંતુક તથા આલમખાન ઉભયને યોગ્ય લાગવાથી તેમણે ફકીરોના લિબાસ પહેરી લીધો અને લાલ શાહબાજના કલંદર નામના ફકીરોના સ્વરૂપમાં 'મસ્તકલંદર અલ્લાહી અલ્લાહ !' નો ધ્વનિ કરતા અરુણોદયમાં થોડો જ વિલંબ હતો તે વેળાયે તેઓ ત્યાંથી રવાના થઈ ગયા. આલમખાનના ઉદ્ધારક આગંતુક તેમ જ તેના બે સાથીઓએ પોતાનાં મુખમંડળોને એવાં તો વિલક્ષણ બનાવી દીધાં હતાં કે તેમના સ્વરો પરિચિત હોવાનો કેટલીક વાર ભાસ થવા છતાં પણ આલમખાન તેમને ઓળખી શકતો નહોતો કિંવા તેણે તેમને ક્યારે અને ક્યા સ્થાનમાં જોયા હતા એનું તેને સ્મરણ થતું નહોતું. માર્ગમાં તેમને ત્રણેક વાર ઇબ્રાહીમ લોદીના સિપાહોની ટુકડીઓ મળી અને તેમની પાસેથી એ બનાવટી ફકીરોએ અથવા મસ્તકલંદરોએ ખયરાત પણ લીધી, છતાં તે સિપાહો-માંના એક પણ સિપાહ બચ્ચાએ કલંદરના વેશમાં આલમખાનને ઓળખ્યો નહિ અને તેથી આલમખાનના હૃદયમાંનો ભય બહુ અંશે જતો રહ્યો.

ભાગ્યનો કેવો પ્રબળ પ્રભાવ અને કાળની કેવી કુટિલ ગતિ કે આલમખા-નને તેણે અલ્પ પ્રયાસથી દિલ્લીનો સુલ્તાન પણ બનાવી દીધો અને પાછો અલ્પ સમયમાં જ રસ્તામાંનો રખડતો ફકીર અથવા ભીખારી પણ કરી બતાવ્યો. એક દિવસ પૂર્વે તેણે પોતે બાદશાહ તરીકે ઇબ્રાહીમને પકડી લાવવામાટે પોતાના ફોજી જવાનોને કર્રોફરથી રવાના કર્યા હતા અને આજે ઇબ્રાહીમ લોદીના સિપાહોના હાથમાં સપડાઈ જવાના ભયથી તેનું હૃદય કંપાયમાન થતું હતું. તેઓ લગભગ નવ ગાઉ જેટલો પંથ, માર્ગમાં કેટલેક સ્થળે વિશ્રાંતિ લેવા છતાં, ત્રણ પ્રહરમાં કાપી આવ્યા અને હવે ઇચ્છિત સ્થાનમાં પહોંચવામાટે માત્ર એક ગાઉ જેટલો જ પંથ કાપવાનો હતો. એટલામાં સો સવાસો ઘોડેસવાર જંગી જવાનો અત્યંત વેગથી પોતાના અશ્વોને દોડાવતા દિલ્લીની દિશામાંથી આવતા તેમના જોવામાં આવ્યા અને તેમના અશ્વોના એટલા બધા વેગને જોઇને હૃદયમાં ભયનો સંચાર થવાથી તેઓ ગભરાઈ ગયા. તેઓ જંગલમાં ક્યાંક છુપાઇ જવાનો હજી તો વિચાર કરતા હતા એટલામાં તો તે ઘોડેસવારો તેમની પાસે આવી પહોંચ્યા અને તેમને ચારે તરફથી ઘેરી લઇને તે ઘોડેસવારોના અફસ-રોએ ભીષણતાથી કહ્યું કે: "તમો સુલ્તાને વકતના ગુનાહગાર છો અને અમારા કયદી છો !"

---

## પ્રકરણ ૧૨ મું

## ગુલંદામ અને ગાજીખાન

" જ્યારે તે પહેલીવાર મારા જોવામાં આવ્યો અને અમારી ચાર આંખો થઈ તે વેળાયે તેના લાંબા, પહોળા તથા ગઠીલા બદનને જોઇને, તેના વિશાળ મસ્તકને નિહાળીને, તેની તિર્છી નજરને ભાળીને અને તેના રોબીલા તથા શાનદાર ચહેરાને અવલોકીને હું મારા હોશને ખોઈ બેઠી હતી, તેના હુસ્નની પરસ્તાર

થઈ હતી અને તેનાપર દિલોજાનથી નિસાર થઈ હતી ! ખરેખર તે એક ખુબ્સૂરત અને બહાદુર જવાન હોવા છતાં અને હું તેનાપર કુરબાન હોવા છતાં; માત્ર એટલું જ નહિ, પણ મારા જોબન તથા હુસ્નના 'મહબ્બત' નામના ચમનમાં ત્રણ દિવસ સુધી યથેચ્છ વિહાર કરવા છતાં મારાથી દૂર થયા પછી તેણે મારા આ લાસાની હુસ્નને ચાહની નિગાહથી જોવાની અને માશૂકાના ફિરાકમાં રોવાની ઉદારતા બતાવી નથી; મારી આ ઉભરાતી જવાનીની વીજળીએ તેને બરાબર બેહોશ નથી બનાવ્યો અને તેથી તે બેવફા આશક મને તથા મારી મહબ્બતને બિલ્કુલ ભૂલી ગયો છે; બીજી હસીનાઓના હુસ્નમાં દિનરાત ડૂલી ગયો છે ! યા ખુદા, તારી આ દુનિયામાં આવા બેદિલ અને બેવફા મર્દો પણ હોય છે ખરા કે ?"

જે દિવસે સાયંકાળ પૂર્વે ગત પ્રકરણના અંતમાં વર્ણવ્યા પ્રમાણે ફકીરાના લિબાસમાં આલમખાન તેના ત્રણ મદદગારો સહિત પલાયન કરતાં માર્ગમાં અચાનક ભટકતા સૈનિકોના હાથમાં સપડાઈ ગયો હતો તે જ દિવસની રાત્રિનો એક પ્રહર વીત્યા પછી જે તળાવના કિનારાપર આલમખાન અને તેના ત્રણ મદદગારો તેમના અશ્વોને સંભાળીને તેમની વાટ જોતા બેઠેલા ચાર મુસાફિરોને મળવાના હતા તે જ તળાવના એક નિર્જન તીરપ્રાંતમાં આકાશમાં ઉગેલા બદર–ચતુર્દશીના ચન્દ્ર–નાં શીતલ કિરણોથી પ્રકાશિત થયેલા મનોહર વનવિભાગમાં વારંવાર એક વિશિષ્ટ દિશામાં દૃષ્ટિપાત કરતી અને કોઈ મનુષ્યના આવવાની વાટ જોતી એક હુસ્નઆરા અને રશ્કેકમર નાજનીનના મુખમાંથી ઉપર્યુક્ત ઉદ્દગારો નીકળ્યા હતા. એ ઉદ્દગારો કાઢીને આતુરતાથી વળી પાછો તેણે અમુક દિશામાં દૃષ્ટિપાત કર્યો; પરંતુ કોઈ પણ મનુષ્ય આવતું તેને ન દેખાયું અને તેથી તે વળી પણ આત્મગત કહેવા લાગી કેઃ-

"આજે અચાનક તે બેવફા આશક આ ગામમાં આવ્યો છે અને તે મારા જોવામાં આવતાં એક રુક્કો લખીને અત્યારે મને આ સ્થાનમાં આવીને મળવા-માટેનો પયગામ મેં તેને કહાવ્યો છે. તેણે આવવાની કુબૂલત આપેલી હોવા છતાં તે હજી કેમ ન આવ્યો ? શું પોતાના આ કઓલને પણ તેણે આગળના કઓલ પ્રમાણે હવામાં ઉડાવ્યો ? જો આજે પણ પોતાના કઓલને નિભાવવામાં તે બેરવાઈ બતાવશે, તો તેનો નતીજો એ જ આવશે કેઃ-

'કસમ કીનેકે કીનેકી તેરે હકમેં બુરા હોગા;
તેરી રાહમેં હમારા હર કદમ દસ્તે કજા હોગા !'"

પરંતુ આ શબ્દો હજી તો તે નાજનીનના મુખમાંથી ભાગ્યે જ નીકળી રહ્યા હશે એટલામાં તો તેની સામેની દિશામાંથી ઉતાવળા પગલે ચાલ્યા આવતા એક પુરુષનો આકાર તેના જોવામાં આવ્યો અને તેને જોતાં જ તે યુવતીએ પોતાના મુખમંડળને બુર્કાવડે ઢાંકી લીધું. તે પુરુષે નિકટમાં આવીને તે નાજ-નીનને અદબથી પૂછ્યું કેઃ "બાનો, આ જગ્યામાં અત્યારે આવી મળવાનો પયગામ આપે જ મને કહાવ્યો હતો ? આપને ઓળખવામાં હું ભૂલ તો નથી કરતો ?"

"નહિ; આપ ભૂલ નથી કરતા; એ પયગામ આ ખાદિમાએ જ આપને કહાવ્યો હતો અને મારા પયગામને કુબૂલ રાખી આપ મને મળવામાટે અત્યારે

આ જગ્યાપર આવ્યા છો એમાટે આ નાચીજ કનીજ આપ નામદારનો હજાર જાનથી એહસાન માને છે." તે નાજનીને સભ્યતા તથા વિવેકનું દર્શન કરાવ્યું.

તે બુર્કાપોશ નાજનીનના કંઠસ્વરને સાંભળતાં જ તે તરુણ પુરુષ કાંઈક વિચારમાં પડી ગયો અને ત્યાર પછી અચકાતો અચકાતો કહેવા લાગ્યો કે: "બાનો, આપનો કંઠસ્વર મને પરિચિત દેખાય છે; છતાં હું ધારું છું તે જ ઔરત આપ ન હો, તો પણ તે ઔરતના કંઠસ્વર સાથે આપનો કંઠસ્વર એટલો બધો મળતો આવે છે કે કોઈ પણ ભૂલ ખાઈ જાય અને આપને તે જ ઔરત ધારી લે, એ સ્વાભાવિક જ છે."

"તે ઔરત કોણ છે નેક અખ્તર ?" તે ઔરતે પૂછ્યું.

"ગુલરૂખસાર ગુલંદામ, કાબુલના એક મંજિલગાહના દરોગા જમાલુદ્દીનની નૌજવાન, હસીના અને રશ્કેહૂર દુખ્તર !" તે તરુણે તે ઔરતનાં નામ તથા રૂપ આદિનો પરિચય કરાવ્યો.

"હા, ગાજીખાન, હું તે જ દરોગાની દુખ્તર ગુલંદામ છું; પરંતુ તમારા કહેવા પ્રમાણે હું નૌજવાન, હસીના અને રશ્કેહૂર હોઉં, એમ માનવાની મારું દિલ મને ના પાડે છે; કારણ કે, જો હું એવી રશ્કેહૂર હોત, તો તમારા દિલથી દૂર ન થાત અને તમારી નજરોમાંથી તરી ન જાત !" ગુલંદામે કાંઇક ઉપાલંભના સ્વરૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"કોણ કહે છે કે તું મારા દિલથી દૂર થઈ છે અને કોણ કહે છે કે તું મારી નજરોમાંથી ઊતરી ગઈ છે ? મારા દિલની તું જ માલિક છે, તું જ મુખ્તાર છે; હું તારો તાબેદાર છું અને તું મારી સરદાર છે ! હું સોગંદ લઇને કહું છું કે, 'ભૂલે ખુદાકો ગર મુસલ્માં, દિલરુબા ! ભૂલું તુઝે !!" ગાજીખાને પ્રેમનો અતિશય આડમ્બર બતાવીને આ ઉદ્ગારો કાઢયા અને તે સાથે ઐકાંતિકતાનો લાભ લઇને તેને બાહુપાશમાં બદ્ધ કરવાનો પ્રયત્ન પણ કર્યો.

પરંતુ ગુલંદામે તેનાથી ચાર કદમ દૂર હટીને અને તેના બાહુને પોતાના શરીરથી દૂર રાખીને અધિકારપૂર્ણ પ્રભાવદર્શક સ્વરથી કહ્યું કે: "ગાજીખાન, સાવધાન ! જે દિવસે હું તારી ચીકણી વાતોથી ફિસલી ગઈ હતી અને અવિચારથી મારી પવિત્રતાને મેં પ્રસન્નતાપૂર્વક તારા હાથમાં સોંપી દીધી હતી; તે સમયે હું તારી શયતાનિયતથી અજાણ હતી; પણ હવે હું તને અને તારા કાળા દિલને બરાબર જાણી ચૂકી છું અને તેથી જો કે તારાપર મને તિરસ્કાર થઈ ગયો છે છતાં પણ મારી પવિત્રતાનો પ્રથમ તારા નાપાક હસ્તથી નાશ થયેલો હોવાથી જો સુધારી શકાય તો મારી ભૂલને સુધારવામાટે અને તને રાહેરાસ્તપર લાવવામાટે જ હું મારા બુજર્ગ પિદર તથા મારા વતનને છોડીને હિન્દોસ્તાનમાં ભાગી આવી છું. પંજાબમાં કેટલાક દિવસ રહીને મેં તારી હયવાનિયત તથા શયતાનિયતના કેટલાક નમૂના મારી આ બે આંખોથી જોયા છે. પંજાબમાં જ તારી સાથે મુલાકાત કરી તારી સાથેના હિસાબનો છેવટનો નિકાલ કરી નાખવાની મારી ઇચ્છા હતી, પણ ત્યાં પ્રસંગ ન મળી શકયો અને એક જરૂરી કામમાટે અહીં આવવાનું થવાથી લડાઇની આગ બુઝાઈ જાય અને સર્વત્ર શાંતિ થઈ જાય ત્યાં સુધી મારા કાર્યને મેં મુલ્તવી રાખવાનો વિચાર કર્યો હતો; પણ તેવામાં

આજે અચાનક આ ગામમાં મેં તને જોયો અને તું આવતી કાલ સુધી અહીં રહેવાનો હોવાથી આજે જ આ બાબતનો ફયસલો કરી નાખવાનો મારો નિશ્ચય થતાં મેં તને અહીં આવવામાટેનો સંદેશો કહાવ્યો હતો. હવે હું તને ગંભીરતાથી પૂછવા માગું છું કે મારી શી વ્યવસ્થા કરવાનો તારો વિચાર છે? મારી સાથે શાદી કરીને મારો શૌહર થવાને તું તૈયાર છે કે મને એક બાજારી બેસવાના અવતારમાં રાખવાનો જ તારો નિર્ધાર છે?"

"શાદીના ઉમંગનું તુફાન વળી તારા હૃદયસમુદ્રમાં અચાનક અત્યારે ક્યાંથી ઊઠી આવ્યું?" ગાજીખાને તેની વાતને મસ્ખરીમાં ટાળી દેવાનો યત્ન કર્યો.

પરંતુ ગુલંદામ આગળ પ્રમાણે જ ગંભીર રહીને કહેવા લાગી કે: "ખરેખર મારા હૃદયસમુદ્રમાં આ શાદીના ઉમંગનું તુફાન જ ઊઠી આવ્યું છે અને એ તુફાનને સભ્ય તથા વિચારોના નિર્બળ બન્ધથી રોકી શકાય તેમ છે જ નહિ. તેમ જ વળી એ તુફાનને રોકવાની જુરૂરત પણ શી છે વારુ? મહબ્બતની મોટી લહરીઓ ભલે આવીને મને તાણી જાય અને મને ડુબાવી દે, તેની મને પરવા નથી. કાંઇક વિશેષતામાં જ મારી દિલચસ્પી છે અને જે રસ્તામાં કોઈ ન જઈ શકતું હોય તે રસ્તામાં બેધડક ચાલ્યા જવામાં જ મારું અભિમાન છે. આજની તારી 'હા' અથવા 'ના'પર જ આપણી જિન્દગી અને મૌતના ફયસલાનો આધાર છે; આજે આપણો મામલો આ પાર છે કે પેલે પાર છે!!

"હું બિલ્કુલ સમજી શકતો નથી કે તું કહેવા શું માગે છે?" ગાજીખાને શો જવાબ આપવો તે ન સૂઝવાથી ગમે તેમ ટાલ્લો મારી દીધો.

"હું કહેવા એ માગું છું કે જ્યારે તેં મારા બાગે મહબ્બતમાંના ગુલને તોડીને સૂંઘવામાટે મારી અસ્મતપર દાગ લગાવ્યો હતો તે વેળાયે તેં પોતાને એક નાકદ્દખુદા–કુંવારા–નૌજવાન તરીકે ઓળખાવ્યો હતો; થોડા વખતમાં મારી સાથે શાદી કરીને મને પોતાની બેગમના ઓહદાથી સર્ફરાજ કરવાનો લોભ બતાવ્યો હતો અને તે લોભમાં લપટાઇને જ મેં તને મારા ગુલ્જારે અસ્મતનો બાગબાં બનાવ્યો હતો; પણ પોતાના શયતાની હવસને પૂરો કરી લીધા પછી તું ગયો તે પાછો મને મળવામાટે પણ ન આવ્યો; છેવટે હારીને હું પંજાબમાં આવી અને તારા વિશે તપાસ ચલાવી તો લોકોએ તને બે બીબીઓના શૌહર હોવા ઉપરાંત એક શરાબી, રંડીબાજ, ઐયાશ અને બદમાશ નૌજવાન તરીકે ઓળખાવ્યો! ખયર, તું ગમે તેવો બદમાશ હોય છતાં પણ તારા હાથથી મારી અસ્મત્પર દાગ લાગેલો હોવાથી હું તારી સાથે શાદી કરીને તારી હકદાર બીબી થવાને તૈયાર છું; છતાં હવે તું બેઇમાની કરીશ, તો જાણી રાખજે કે આજથી હું તારી દુશ્મને ખૂંખાર છું; તારામાટે મલકુલ મૌત છું અને તારા ખૂનની તલબગાર છું!"

"ગુલંદામ, જો તારી મર્જી હોય, તો હું ખુફિયા તોરથી તને મારી એક રખાયત તરીકે રાખવાને તૈયાર છું અને તે પણ એક મેહરબાનીથી, નહિ કે તારાથી ડરી જઇને અને તારાથી દબાઇને! બાકી તારી સાથે મારાથી શાદી તો કરી શકાય તેમ છે જ નહિ; કારણ કે, તું એક મામૂલી અને કંગાલ દરોગાની દુખ્તર છે અને હું ગમે તેવો પણ એક શાહી ખાન્દાનમાં પયદા થયેલો શાહજાદો છું એટલે કમ્તરીન સાથે બેહતરીનની શાદી નામુમ્કિન છે!" ગાજીખાને શાદીની વાતનો બિલકુલ ઇન્કાર કરી દીધો."

પોતામાટે કંગાલની દુખ્તર અને કમ્તરીન જેવાં વિશેષણો ગાજીખાનના મુખમાંથી બહાર નીકળેલાં સાંભળીને ગુલંદામની નસોમાં ફરતું અફગાન ખૂન એકદમ તપી આવ્યું, તેનાં ચરણોની જ્વાળા મસ્તક પર્યન્ત પહોંચી ગઈ અને તે સિંહી સમાન ભીષણ ગર્જના કરતી કહેવા લાગી કે: "આ નાલાયક કમીના કમજાત, કંગાલ તો તું છે કે શરાફત નામક દોલતનું અને ઇમાન નામક જવાહિરનું તારા ખજાનામાં નામો નિશાન પણ નથી અને કમ્તરીનથી પણ કમ્તરીન પણ તુંજ છે; કારણ કે, શરાબખોરી, હરામખોરી, જનાબિલ્‌જબ્ર અને એવા જ બીજા અજીમ ગુનાહોમાં તારો હમ્શરીક શયતાન પણ નથી! હું એક મામૂલી અને કંગાલ દરોગાની દુખ્તર હોવા છતાં શરીફાના ખસ્લતોવડે મામૂર હોવાથી મારો ખજાનો આકબતમાં કામ આવનારી દોલતથી ભરપૂર છે અને તું શાહજાદો હોવા છતાં બદમાશ હોવાથી ખુદાની મેહરબાનીનો ખજાનો તારાથી લાખો કોસ દૂર છે! તું કમ્તરીન છે અને હું બેહતરીન છું; તું કમ્જાત છે અને હું જાતે શરીફ છું એટલે એક શરીફા ઔરતની એક કમ્જાત મર્દ સાથે શાદી થાય, એ નામુમ્કિન જ કહેવાય. હું તને મારી સાથે શાદી કરવાને પણ લાયક નથી માનતી, તો પછી હું તારી રખાયત તરીકે રહું અને મારાં શરીફ માદર પિદરની ઇજ્જતને બર્બાદ કરું, એ તો બની જ કેમ શકે? હું તારાપર અને તારી મેહરબાનીપર લાનત વર્ષાવું છું અને તે સાથે ચેતાવું છું કે મારી અસ્મતના ખજાનાને દગાબાજીથી લૂટવાના ગુનાહની સજા ભોગવવાને તૈયાર રહેજે; હવે થોડા જ વખતમાં મોતની ગિજા થવાને તૈયાર રહેજે!

"એક નાજુક ઔરતજાત અને તે આ શેરદિલ જવાંમર્દને ગીદડભપકાઓથી ડરાવનારી? મને તો રહમ આવે છે આ પાગલો જેવી હાલત જોઇને તારી!" ગાજીખાને ગુલંદામની ચેતવણીને મજાકમાં ઉડાવી દેતાં હસીને આ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"નાદાન ગાજીખાન, મહબ્બતના વિષયમાં ઔરતજાત મોમ કરતાં પણ વધારે નર્મ હોય છે; પરંતુ જ્યારે ઔરત જાતની મહબ્બત નફરત તથા કીનાના રૂપમાં બદલાય છે ત્યારે તેનું મોમ કરતાં પણ નર્મ દિલ ફોલાદ કરતાં પણ સખ્ત થઈ જાય છે. તું ઔરત જાતની નજાકતને જાણે છે; પણ તેની સખ્તીને જાણતો નથી; ઔરત જાતની કમ્જોરીને જાણે છે, પણ ઔરત જાતની સરજોરીને જાણતો નથી; પરંતુ હવે એ બધો ભેદ જલ્દી જ તારા જાણવામાં આવી જવાનો છે; કારણ કે; તું પણ ઔરતજાતની કીનાખોરીનો થોડા વખતમાં જ શિકાર થવાનો છે!" ગુલંદામે નારીજાતિના ધિક્કારની ભયંકરતાનું દર્શન કરાવ્યું.

"આ તારું ખોટું ગુમાન છે; તારી ખોટી પંચાત છે; કારણ કે, મર્દ તે મર્દ અને ઔરતજાત તે છેવટે ઔરતની જ જાત છે. પાણી ભલે ગમે તેવું અને ગમે તેટલું ઉકળેલું હોય છતાં તેમાંથી જ્વાળા નીકળતી નથી તેવી જ રીતે ઔરત ગમે તેવી અને ગમે તેટલી કીનાખોર થઈ જાય છતાં તે મર્દની કશી પણ તબાહી કરી શકતી નથી!" ગાજીખાને નારીજાતિની શક્તિહીનતાનું પ્રતિપાદન કરી સંભળાવ્યું.

"ઓ બેવકૂફ, ઔરતજાતને આટલી બધી કમ્તાકત માની લેવામાં તારી

ભયાનક ભૂલ થાય છે; કારણ કે, નાગના જહર કરતાં નાગિનીનું જહર બહુ જ કાતિલ અને તત્કાળ જીવ લેનારું મનાય છે!

'કટારી જાત ઓરતની જિગરની ચીરનારી છે;
તથા તલ્વાર પણ ઓરત છતાંયે રેંસનારી છે:
ગણો બંદૂક ઓરત પણ બદનને વીંધનારી છે;
ગણાતી તોપ ઓરત દુર્ગને તે ભેદનારી છે;
અરે જે શક્તિએ નરજાતિની સત્તા વધારી છે;
જગત્માં શક્તિ પણ તે જાતિની તો મૂળ નારી છે!"

આ શબ્દો ઉચ્ચારતાં ગુલંદામનાં નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષી રહ્યા હતા અને તેનું મુખમંડળ એવું તો તપ્ત અગ્નિસમાન રક્તવર્ણ થઈ ગયું કે તેના એ ઉગ્ર સ્વરૂપને ચંદ્રના પ્રકાશમાં સ્પષ્ટ જોઇને ગાજીખાન મર્દ હોવા છતાં અને નિમેષ પૂર્વે જ તેના મુખથી નારીજાતિની શક્તિહીનતાને દર્શાવનારા ઉદ્ગારો નીકળેલા હોવા છતાં પણ તેના હૃદયમાં એક પ્રકારના અજ્ઞેય ભયનો આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી તે અવાક્ તથા સ્તબ્ધ થઈ ગયો.

તેને આવી રીતે ગભરાયલો જોઇને ગુલંદામ વધારે જોશમાં આવી તીવ્ર ઉપાલંભના રૂપમાં કહેવા લાગી કે: "કેમ મર્દ મર્દાન્, શાહજાદા સાહબ આલી ખાન્દાન, આટલામાં જ હેબતાઈ કેમ ગયા, લેવાઈ કેમ ગયા અને બેહોશો બેજબાન કેમ થયા? હજી તો આ આગાજ છે અને ઐયામે અંજામ તો હવે પછી નજર આવવાનો છે! તે રાતને યાદ કર કે જે રાતે ભેડા નગરનાં ખણ્ડીયેરામાં અસ્મત્પનાહ જાહિરાખાનમપર તું જબરદસ્તી કરવાને તૈયાર થયો હતો અને હવસનો શિકાર થયો હતો; પરંતુ બે નૌજવાન અજનવી મર્દબચ્ચાની તલ્વારથી તારા બે બદકાર સાથીઓ માર્યા જવા છતાં તે અજનવી મર્દોની રહમદિલીથી તું મૌતના પંજામાંથી છટકીને બચી ગયો હતો. તે દિવસે તારી શાહજાદગી અને મર્દાનગી કયા ખૂણામાં છુપાયલી હતી; કઈ જગ્યામાં જઇને લપાયલી હતી? તે વખતે નામર્દાઈ બતાવનારા નામર્દ હેચકારા, મર્દાનગીનો દમ ભરતાં શર્માતો નથી? પોતે જનખો હોવા છતાં ઓરતજાતને ધિક્કારતાં લજાતો નથી?"

"ગુલંદામ, ગુલંદામ! હવે તારી બદલગામ જબાનને જરા થામ; નહિ તો તારો કિસ્સો જોતજોતાંમાં થઈ જશે તમામ અને કીનો લેવાને બદલે હમણાં જ કબ્રમાં કરવો પડશે હમેશાનો આરામ!" ગાજીખાને છેડાઇને આ પ્રમાણેનો ડર બતાવ્યો અને તેને વધારે ડરાવવાના હેતુથી તેણે ત્યારપછી પોતાની તલ્વારને પણ મ્યાનમાંથી બહાર કાઢી લીધી. તે વળી પાછો તેને સંબોધીને કહેવા લાગ્યો કે: "તે રાતે અચાનક મારાપર હુમલો કરવામાં આવ્યો હતો અને તેથી જ હું ગભરાઈ ગયો હતો; જો મને તલ્વારથી તલ્વારનો જવાબ આપવાનો મોકો અપાયો હોત, તો હું મારી મર્દાનગી બરાબર બતાવી આપત. હજી પણ જો તે બદમાશો કોઈ વાર મારા હાથમાં આવશે, તો આ ગાજીખાન ઇન્તકામની આગને તેમને મુલ્કે અદમમાં રવાના કરીને જ બુઝાવશે!"

"ગાજીખાન, ગુલામે અબ્જીલ! જો તારા બાજૂઓમાં તાકત હોય અને તારી છાતીમાં હિમ્મત હોય, તો આતિશે ઇન્તકામને તારા તે દુશ્મનને મુલ્કે અદમમાં રવાના કરીને અત્યારે જ બુઝાવી લે; કારણ કે, જો મૌકો હાથમાંથી ચાલ્યો જશે અને દુશ્મન છટકી જશે, તો પછી તારા દિલની તમન્ના દિલમાં જ રહી જશે. અત્યારે તે બે દુશ્મનોમાંનો તારો એક દુશ્મન તારી આંખો આગળ મૌજૂદ છે અને તે આ ગુલંદામ પોતે જ છે!" આ શબ્દો ઉચ્ચારતાંની સાથે ગુલંદામે પણ પોતાની કમરે લટકતી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લીધી અને તલ્વારનો જવાબ તલ્વારથી વાળવામાટે તે તૈયાર થઇને ગાજીખાન સમક્ષ ઊભી રહી.

"પણ તેઓ મર્દ હતા અને તું ઔરત છે." ગાજીખાને ગુલંદામના કથનમાં અવિશ્વાસ દર્શાવ્યો.

"અને તારી બીજી દુશ્મન હું છું; અમો મર્દ નહોતા, પણ મર્દાના લિબાસમાં ઔરતો જ હતી; તારા પીલતન મદદગારો ઔરતોના હાથે જ મરાયા હતા અને તું પોતે પણ નાજુકબદન, નાજુકતબીયત અને કમ્જોર ઔરતોના હાથથી જ ઘવાયો હતો તથા બંધાયો હતો. ઔરતોના હાથથી તારી આટલી બધી તોહીન તથા બેઇજ્જતી થવા છતાં પણ તું શર્મથી ચુલ્લૂભર પાણીમાં ડૂબીને મરી નથી જતો એ જ અજાયબી છે!" ગાજીખાન તથા ગુલંદામની તકરારને છેવટની અણીપર આવેલી જોઇને બાબરની તાતારી બાંદી કમરપારા થોડા જ અંતરપર એક મોટા ઝાડની આડમાં છુપાઇને ઊભી હતી ત્યાંથી સિંહી પ્રમાણે છલાંગ મારીને નીકળી આવી અને આ શબ્દો ઉચ્ચારતાંની સાથે તેણે પણ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી.

"મને અહીં આવી મોડી રાતે માણસ વગરની જગ્યામાં બોલાવીને અને મારી તનહાઇનો ફાયદો લઇને વિશ્વાસઘાતથી તમોએ મને મારી નાખવાનો ઘાટ ઘડ્યો હોય એમ સાફ દેખાઈ આવે છે; છતાં પણ તમો બે ઔરતોથી આ એકલો મર્દ ગાંજ્યો જાય તેમ નથી અને તેઠલામાટે જો જાન અજીજ હોય તો અહીંથી ભાગી જાઓ; કારણ કે ઔરતજાતપર હથિયાર ઉપાડવું એ દિલેર મર્દની શાનથી ખિલાફ છે અને તેથી હું હજી પણ તમારા રહમ ફર્માવું છું!" મનમાં અતિશય ગભરાટ હોવા છતાં પણ ગાજીખાને બળાત્કારે છાતીમાં હિમ્મત ભરીને આવી રીતે તેમને ડરવાવાનો યત્ન કરી જોયો.

પરંતુ ગુલંદામ તથા કમરપારા જેવી વીરતાની સજીવન પ્રતિમા સમાન અને તુચ્છ જીવનની લેશ માત્ર પણ આકાંક્ષા ન રાખનારી વીર યુવતીઓ તેની એ કૃત્રિમ બિભીષિકાથી ભયભીત થાય, એ અશક્ય હતું અને તેથી ગુલંદામે વીરતાદર્શક સ્વરથી કહ્યું કે: "અમો તને વિશ્વાસઘાતથી મારવાનાં નથી, પણ તારી સાથે તલ્વારબાજી કરીને જ તારી જિન્દગીનો ખાતમો કરવાનાં છીએ. હું એકલી જ તારી સાથે તલ્વારથી લડીશ; કાં તો તને મારી નાખીશ અને કાં તો તારી તલ્વારથી કપાઇને શહીદેનાજ઼ થઇશ."

" અને જો ગુલંદામ તારી તલ્વારથી કપાઇને શહીદ થશે, તો પછી મારી તલ્વારના બે હાથ હું પણ તને બતાવીશ; કાં તો મારી જિન્દગી ખપાવીશ અને કાં તો તને દોજખની રાહનો મુસાફિર બનાવીશ." કમરપારાએ કહ્યું.

"અમને ઔરતો નહિ, પણ મર્દ માની લે અને તારી તલ્વારને અમારા પર ઉઠાવ; બાયલાપણાને ઢાંકવામાટે ખોટાં બહાનાં ન બતાવ!" ગુલંદામે ગાજીખાનને ઉશ્કેરવાના ઉદ્દેશથી આ પ્રમાણેના વચનબાણનું સંધાન કર્યું.

"ઔરતપણું અને મર્દાનગી કમજોરી તથા સરજોરીપર મુનહસર હોવાથી મયદાનમાં આવ અને અમારી કમજોરીપર તારી સરજોરીને આજમાવ ને જો કે મયદાને જંગમાં મર્દ સાબિત કોણ થાય છે, તું કે અમો?" કમરપારાએ આ શબ્દોથી ગુલંદામનાં વચનનું અનુસંધાન કર્યું.

"ત્યારે ગુલંદામ, તું સીધી રીતે નથી જ માનવાની?" ગાજીએ પૂછ્યું.

"વિફરેલી વાઘણ હવે શિકારને પંજામાંથી નથી જ છોડવાની!" ગુલંદામે છેલ્લો જવાબ આપી દીધો.

"ત્યારે મારી તલ્વાર તૈયાર છે!" ગાજીખાને તલ્વારને ઊંચી ઉપાડીને કહ્યું.

"મારી તલ્વાર પણ મ્યાનથી બહાર છે!" ગુલંદામ બોલી.

ગાજીખાન તત્કાળ પોતાની તલ્વારને ઊંચી ઉપાડી ગુલંદામના શરીરપર ધસી ગયો, પણ તેના વારને ચુકાવીને ગુલંદામે તેના શરીરપર પોતાની તલ્વારનો એવો તો બળપૂર્વક વાર કર્યો કે તે તલ્વાર તેના ખભામાં ત્રણ આંગળ જેટલી ઊંડી ઉતરી ગઈ અને વાર જમણા ખભામાં થયેલો હોવાથી વાર થતાંની સાથે જ ગાજીખાનની તલ્વાર હાથમાંથી છૂટીને જમીનપર પડી ગઈ. જખ્મમાંથી અતોનાત લોહી વહેવાથી ગાજીખાનને તમ્મર આવવા લાગ્યાં અને થોડી વારમાં જ તે ધરાશાયી થઈ ગયો. ગુલંદામ એક પગ અને તલ્વારની અણીને તેની છાતીપર રાખીને કહેવા લાગી કે:—

"તારી મર્દાનગીના જોહરને બતાવી ચૂક્યો? તારી મર્દાના તાકતને આજમાવી ચૂક્યો? માગી લે, માગી લે, મોઆફીના બખ્શનાર પરવરદિગાર પાસેથી તારા ગુનાહોની મોઆફી માગી લે; કારણ કે, આ તલ્વારની અણી તારી છાતીમાં ઉતરતાં જ તારી કજા થશે અને મોઆફી નહિ માગે તો રાહે અજલમાં ગુનાહોનો બોજ તને બહુ ભારી લાગશે! ઔરતજાતની તાકત અને કરામત હવે તારા જોવામાં આવી?"

"રહમ, ગુલંદામ, રહમ!" જીવન તથા મરણના મધ્યમાં આવી પડેલા અને સર્વ પ્રકારે નિરુપાય થયેલા ગાજીખાને દયાની યાચના કરવા માંડી: "હું ન હોતો જાણતો કે અફગાન જાતિની ઔરતો આવી બહાદુર, પોતાના કઓલમાં મુસ્તકીમ અને દિલશેર હોય છે. આજે મને એનો તજરુબો મળી ચૂક્યો છે અને ઔરતજાતમાટે મારા દિલમાં માનની એક અજબ લાગણી પયદા થઈ ગઈ છે. જો તું અત્યારે મને મારી જાન બખ્શવાની ઉદારતા બતાવે, તો હું તારી સાથે શાદી કરવાને અને તને મારી બેગમના ખિતાબથી સરફરાજ કરવાને તૈયાર છું. અત્યારે મારી જિન્દગી તારા હાથમાં છે; મારી દે કે તારી દે એ તારા અખ્તિયારની વાત છે!"

"હવસના ગુલામ અને નાપાક કૂતરા, હું તારી ચાલબાજીઓને સારી રીતે જાણું છું. તું મૌતના દરવાજાપર આવીને ઊભો છે તેથી જ આવી મીઠી મીઠી

વાતો કરે છે. આજે હું રહમદિલીથી તને જીવતો જવા દઇશ, તો આવતી કાલે મૌકો મળતાં તું મારા આ એહસાનને ભૂલી જઇશ અને મારી જાન લેવાને જ તૈયાર થઇશ. તારા જેવા નાપાકોને બની શકે તેટલી વધારે સંખ્યામાં આ દુનિયામાંથી ઓછા કરી નાખવા, એમાં જ સવાબ છે અને એમાં જ દુનિયાની ભલાઈ છે." ગુલંદામે પોતાની દૃઢતાને અવિચલ રાખનારા ઉદ્ગારો કાઢીને અટ્ટાહાસપૂર્વક પુનઃ કહેવા માંડ્યું કે:–

"પડે થે અકલપર પત્થર, હવસકા યે નતીજા હય;
મિલા ખુદ મૌતસે આકર, હવસકા યે નતીજા હય.
ન તૂ તીરે હવસ યૂં છોડ, હમ ભી ચલતે પુર્જે હયઁ;
સિતારે તોડ દેં મિલકર, હવસકા યે નતીજા હય!
અગર તુ આસ્તીં કા સાંપ હય મયઁ કાલી નાગન હું;
જહર નાગનકા હય બરતર, હવસકા યે નતીજા હય!
ફના હય ખાકી પુતલેકો, પડા હય ખાબે ગફલતમેં;
હઁસો ગાફિલ મુસાફિરપર, હવસકા યે નતીજા હય!
હમારી ફતહયાબી તેરે દિલપર દાગે હસરત હય;
ગુજર ખૂને જિગર પીકર, હવસકા યે નતીજા હય!"

"ગુલંદામ, એક વક્ત તે પણ હતો કે હું તારા ગળાનો હાર હતો અને તું મારી દોસ્ત હતી; તે વક્તને યાદ કર અને મારા અરમાને ગુલ્શનને જિન્દગી બખ્શીને આબાદ કર!" ગાજીખાને આર્જવતાથી કહ્યું.

"અફસોસ!" આ શબ્દના ઉચ્ચાર સાથે નિઃશ્વાસ નાખીને ગુલંદામ કહેવા લાગી કે:—

"જો ગલેકા હાર થા વો બારે ગર્દન હો ગયા;
આજ વીરાના તેરે અરમાંકા ગુલ્શન હો ગયા.
ઇન્કિલાબે આસમાં યા થા મુકદ્દરકા લિખા;
દુશ્મની કી દોસ્તસે તો દોસ્ત દુશ્મન હો ગયા.
ન ઉમ્મીદે રિહાઇકો જરાભી દે જગહ દિલમેં;
ચિરાગે ઇન્તકામે ઔરતજાત રઓશન હો ગયા!"

છેલ્લા શબ્દના ઉચ્ચાર સાથે ગુલંદામે પોતાની તલ્વારને ઉઠાવીને તેની મૂઠને ઊંધી પકડી ગાજીખાનની છાતીમાં ભોંકી દેવાની તૈયારી કરવા માંડી; પણ એ જ સમયે અચાનક 'ગુલંદામ, જરા સબ્ર કર!' એ પ્રમાણેના કોઈ પુરુષના મુખમાંથી નીકળેલા શબ્દો તેનાં શ્રવણોમાં આવીને અથડાયા અને તે કંઠસ્વર પરિચિત જણાયાથી તેનો હાથ જ્યાંનો ત્યાં જ અટકી ગયો. નિમેષ માત્રમાં જ આલમખાન ગુલંદામ, કમરપારા તથા ગાજીખાન સમક્ષ આવીને ઊભો રહ્યો. તેને જોતાં જ ગુલંદામે તથા કમરપારાએ પોતાની તલ્વારોને મ્યાન કરતાં એકત્ર સ્વરથી આશ્ચર્ય દર્શાવીને કહ્યું કે: "કોણ સુલ્તાન સલામત આલમખાન નેકનામ?"

"હા, હું તે જ આલમખાન એક વક્તનો તારો મેહમાન, ગુલંદામ!"

આલમખાને કૃતજ્ઞતાદર્શક ભાવથી ઉત્તર આપ્યું અને ત્યાર પછી પૂછ્યું કે: "આ બદકિસ્મત બદકિરદાર કોણ છે ઇન્સાન ?"

"ગુલંદામના ગુલ્શને અસ્મતને વીરાના કરનાર અને આપનાં અસ્મતપનાહ બેગમ સાહબા નાહિરાખાનમની અસ્મતને બગાડવામાટે જેણે તેમનાપર બળાત્કાર કર્યો હતો તે પાજી ગાજીખાન; સૂરતે ઇન્સાન, મગર સીરતે શયતાન !" કમરપારાએ ગાજીખાનનો પરિચય કરાવ્યો.

"બસ: હવે વધારે કહેવાની કાંઈ પણ જરૂરત નથી; કારણ કે, મારા વફાદાર મુસાહિબો સાદિક તથા યાસીનની જબાનથી એનાં કાળાં કામોનું બયાન હું સાંભળી ચૂકયો છું અને તેમના કહેવાથી જ તમો બન્નેને શોધતો હું આ જગ્યામાં અચાનક આવી લાગ્યો છું. આ પાજી ગાજીખાન દરિયેશક મૌતની સજાને જ લાયક છે; છતાં પણ એને અત્યારે જ મારી નાખવાનો મારો વિચાર નથી; કારણ કે, મારે એના મુન્સિફ વાલિદ આગળ એને રજૂ કરવાનો છે અને પોતાના કાબિલેદાર ગુનાહગાર સાહબજાદાના સંબંધમાં તેઓ કેવોક ઇન્સાફ આપે છે અને એને કેવીક સજા ફર્માવે છે તે મારે જોવાનું છે. એક વાર મારા દેખતાં ભેડાના કોટવાલના પિસર જાફરખાનને આવા ગુનાહમાટે તેમણે જાનથી મારી નાખ્યો હતો તેથી મારી ખાત્રી છે કે આ મૂજીને પણ તેઓ જરૂર મૌતના મોઢામાં જ ધકેલી દેશે અને જો તેમ થશે તો તમારા તથા મારા સરપરથી આ ખૂનનો બોજો ઉતરી જશે." આ પ્રમાણે પોતાનો વિચાર દર્શાવીને આલમખાને, આત્માનન્દ તથા માયાદેવીનો જાફરખાનના હાથમાંથી દૌલતખાને તેને ત્યાં જ મારી નાખીને કેવી રીતે ઉદ્ધાર કર્યો હતો અને નિષ્પક્ષપાત ન્યાયનો કેટલી સીમા પર્યન્ત પરિચય કરાવ્યો હતો, તે વૃત્તાંત ગુલંદામ તથા કમરપારાને સંક્ષેપમાં કહી સંભળાવ્યો.

"જો હજરત સલામતની એવી જ મરજી હોય, તો અમો તેથી ખિલાફ નથી." ગુલંદામ તથા કમરપારાએ આલમખાનની ઇચ્છાને અનુમોદન આપ્યું.

"સાદિક, આપણા પાંચ સિપાહોને લઇને અહીં આવો." આલમખાને દૂર ઝાડીમાં ઊભેલા સાદિકને પોતા પાસે આવવાની આજ્ઞા સંભળાવી.

તત્કાળ સાદિક તથા પાંચ સિપાહો ત્યાં આવી લાગ્યા અને તેમણે પૂછ્યું કે: "શું ફર્માન છે, બન્દાપરવર ?"

"આ પાજી ગાજીખાન મારો ગુનાહગાર છે અને ઘવાયલો છે; એને સંભાળથી લઈ જાઓ અને બંદોબસ્તથી કયદ કરી રાખો; એની સારવાર પણ કરાવજો અને પંજાબમાં પહોંચ્યા પછી હું જ્યારે તલબ કરું ત્યારે એને મારી પાસે લાવજો. સાદિક, તું અમારી સાથે રહે અને ગાજીખાનને લઇને આ સિપાહોને છાવણીમાં જવા દે." આલમખાને ફર્માન આપ્યું.

સિપાહો ગાજીખાનને ઉપાડીને ચાલતા થઈ ગયા એટલે ગુલંદામે આલમખાનને સંબોધીને કહેવા માંડ્યું કે: "આલા હજરત, નાહિરા બેગમ તથા આપના બન્ને મુસાહિબોને લઇને અમો જ્યારે પંજાબમાંથી રવાના થયાં હતાં ત્યારે રસ્તામાં અમને એવા સમાચાર મળ્યા હતા કે દિલ્લીપર આપનો કબ્જો થઈ ચૂકયો છે, ઇબ્રાહીમ લોદી હારીને ભાગી ગયો છે અને દિલ્લીમાં હિન્દો-

સ્તાનના સુલ્તાન તરીકે આપના નામની આણ પણ વર્ત્તી ગઈ છે. આ સમાચાર સાંભળીને અમારી ખુશીનો પાર રહ્યો નહોતો અને અમો દિલ્હીમાં આવીને આપને મળવામાટે બહુ જ આતુર થઈ રહ્યાં હતાં; પરંતુ નાદિરા બેગમ હામિલા–સગર્ભા–હોવાથી રસ્તામાં અચાનક તેમની તબીયત બગડી આવી અને તેથી અહીંથી દિલ્હી વધારે દૂર ન હોવા છતાં પણ તેમને આરામ લેવા દેવામાટે અને તેમની સારવારમાટે અમારે આ ગામમાં જ રોકાઈ રહેવું પડ્યું હતું. આ ગામમાં અમારા આગમનને આજે છ દિવસ થઈ ગયા છે. હવે નાદિરાખાનમની તબીયત સારી થયેલી હોવાથી આવતી કાલે અમારો અહીંથી દિલ્હી જવામાટે નીકળવાનો વિચાર હતો; પણ એટલામાં આજે સાંઝે મગરિબની નમાજની વેળાયે કેટલાક મુસાફિરોની જબાનથી એવી વાત સાંભળવામાં આવી કે ગઈ કાલે રાતે ઇબ્રાહીમ લોદીએ રાતના સમયમાં અચાનક છાપો મારીને દિલ્હીનો કબ્જો પાછો મેળવ્યો છે, નવીન સુલ્તાન અલાઉદ્દીન એટલે કે આપ પોતે ખાબગાહમાંથી કોઈ ગુપ્ત માર્ગમાં થઇને પલાયન કરી ગયા છો અને સુલ્તાન ઇબ્રાહીમના ફોજી જવાનો આપને પકડવામાટે ચારે દિશામાં રવાના થઈ ચૂકયા છે; માત્ર એટલું જ નહિ, પણ ફકીરના લિબાસમાં આપ અને આપના ત્રણ મદદગારો આજે સાંઝ પહેલાં અહીંથી એક ગાઉપર દુશ્મનોના હાથમાં સપડાઈ પણ ગયા છો અને આપને દિલ્હી લઈ જવામાં આવ્યા છે, એવા ખબર પણ અમને મળ્યા હતા અને તે સાંભળીને અમારી હાલત જીવતાં મુઆ જેવી જ થઈ ગઈ હતી. આ વાર્ત્તા સાંભળવાથી કદાચિત્ નાદિરાખાનમની તબીયતમાં પાછો બગાડો થઈ જશે એવા ભયથી અમોએ આ વાર્ત્તા તેમને સંભળાવી જ નથી. ત્યારે હવે અમોએ સાંભળેલી બે વાતોમાંથી ખરી વાત કઈ અને ખોટી વાત કઈ; કારણ કે; આપને અચાનક અત્યારે અહીં આવેલા જોઇને એ બન્ને વાતો ખોટી હોય એમ જણાય છે; કેમકે, જો આપ દિલ્હીના સુલ્તાન હો, તો પણ અત્યારે આ સ્થાનમાં આપનું આગમન સંભવતું નથી અને જો આપ દુશ્મનોના હાથમાં સપડાઈ ગયા હો, તો પણ અત્યારે આપનું આ સ્થાનમાંનું આગમન સ્વાભાવિક જ અસંભવનીય છે; એટલામાટે હું જાણવા માગું છું કે આમાંનું ખરું શું છે અને ખોટું શું છે?"

"મારા વિશે જે બે જૂદી જૂદી અને એક બીજાથી વિરુદ્ધ વાર્ત્તાઓ તમારા સાંભળવામાં આવી છે તે બન્ને વાર્ત્તાઓ સત્ય છે;" આલમખાને ગુલંદામના પ્રશ્નનું ઉત્તર આપતાં શાંતિથી કહેવા માંડ્યું: "કારણ કે, હું દિલ્હીનો સુલ્તાન થયો હતો, ઇબ્રાહીમ મયદાને જંગમાંથી ફરાર થઈ ગયો હતો અને સાત દિવસ સુધી દિલ્હીનો અધિકાર તથા હિન્દોસ્તાનની સુલ્તાની મારા હાથમાં હતાં; માત્ર એટલું જ નહિ, પણ મેં ઇબ્રાહીમને પકડી લાવવામાટે મારી ફોજને કેટલાક વિભાગોમાં વિભક્ત કરીને તે વિભાગોને સર્વત્ર રવાના પણ કરી દીધા હતા; એટલામાં ગઈ કાલે રાતે મારા બન્દોબસ્તની કોતાહીથી કહો, મારા અનુભવની ન્યૂનતાથી કહો કે પછી મારી બદકિસ્મતીથી કહો, પણ ઇબ્રાહીમના મારાપર હલ્લો કરવાના દાવપેચો મારા જાણવામાં ન આવી શકયા, તેના માણસો છુપા વેશમાં દિલ્હીમાં દાખલ થઈ ગયા હતા. તેમણે અડધી રાતે કત્લેઆમ

ચલાવી દીધી અને કિલ્લાના દરવાજા ખોલી નાખ્યા એટલે ઇબ્રાહીમે પણ દિલ્લીમાં પ્રવેશ કર્યો. મને મારી નાખવાનો ઇબ્રાહીમનો મુસ્તકીમ ઇરાદો હતો; પણ મારા કાકા દૌલતખાનનો આ પાજી ગાજીખાનથી નાનો બીજો સાહબજાદો દિલાવરખાન કોઈ કારણવશાત્ કાલે જ દિલ્લીમાં આવ્યો હતો તે એક ગુપ્ત માર્ગનો જ્ઞાતા હોવાથી તે ગુપ્ત માર્ગમાં થઇને ખાબગાહમાં હું જ્યાં સૂતો હતો ત્યાં આવી લાગ્યો અને તે ગુપ્ત માર્ગમાંથી મને પોતાની સાથે ભગાડી ગયો. અમો પકડાઈ જવાના ભયથી ફકીરના વેશમાં ત્યાંથી નીકળ્યા અને આજે સાંઝ પહેલાં સોથી સવાસો ઘોડેસવારોએ અમને પકડ્યા પણ ખરા; પણ એ ઘોડેસવારોના હાથમાં અમો સપડાયા એ અમારી ખુશકિસ્મતી જ હતી; કારણ કે, એ સિપાહો ઇબ્રાહીમના નહોતા, કિન્તુ ઇબ્રાહીમને પકડવામાટે મેં જે સિપાહોને રવાના કર્યા હતા તેમાંના જ એ સિપાહો હતા અને એ ભેદ જ્યારે મારા જાણવામાં આવ્યો ત્યારે મેં તેમને પૂછ્યું કે: 'તમો કોને પકડીને કોની આગળ લઈ જાઓ છો?' એના ઉત્તરમાં તે સિપાહોના અફસરે જણાવ્યું કે: 'અમો ગુનાહગાર ઇબ્રાહીમ લોદીને પકડીને અમારા સુલ્તાન અલાઉદ્દીન અથવા તો આલમખાન અજીમુશ્શાન આગળ લઈ જઇએ છીએ.' મેં તેમને મારો પરિચય આપ્યો અને દિલ્લીમાં જે ઘટના થઈ હતી તેનો વૃત્તાંત કહી સંભળાવ્યો એટલે તે અફસરે મારી મોઆફી માગીને મારા કદમોમાં પોતાનું સર ઝુકાવ્યું. તે અફસરને કોઇએ એવી ખબર આપી હતી કે ઇબ્રાહીમ લોદી ફકીરના વેશમાં ફર્યા કરે છે અને તેથી તે અફસરે સઘળા ફકીરોને પકડવાનો સપાટો ચલાવ્યો હતો એટલે અમો પણ તેના સપાટામાં આવી ગયા હતા. મારા એક હજાર ફોજી જવાનોએ આજે અડધી રાત પછી આ તળાવના કિનારાપર એકત્ર થવાનો ઠરાવ કરેલો હોવાથી અમો આ સ્થાનમાં આવ્યા અને ગામથી થોડા અંતરપર એક વાડીમાંથી શાકભાજી તથા ફળો લઇને પાછો ફરેલો સાદિક અચાનક મને મળી ગયો. હું તેની સાથે ગામમાંના તમારા ઊતારામાં ગયો અને ત્યાં સાદિક તથા નાદિરાના મુખથી તમો બન્નેની દિલાવરી, બહાદુરી તથા અમારાપર થયેલા તમારા એહસાનોની હકીકત સાંભળીને તમારા તે એહસાનોના ભારથી દબાઈ જવા લાગ્યો. તમો બન્ને ગયરહાજિર હોવાથી અને તમો અડધી રાત પહેલાં ઘેર આવવાનાં નથી એમ નાદિરાએ જણાવ્યાથી ગુસ્લ, આરામ અને પેટની પૂજા આદિ કાર્યોમાં મેં રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતાડયો અને ત્યાર પછી કુદરતી જ ફરવાની ઇચ્છા થઈ આવવાથી હું સાદિક તથા બીજા પાંચ સિપાહોને સાથે લઇને ફરતો ફરતો થોડીવાર પહેલાં આ સ્થાનથી થોડા અંતરપર આવી પહોંચ્યો અને ગાજીખાન તથા તમારા વચ્ચે ચાલતી તકરારનો કેટલોક ભાગ મારા સાંભળવામાં આવ્યો; છતાં એ પાજી ગાજીખાન જ છે; એ હું જાણી શકયો નહોતો. કદાચિત્ તમો કોઈ નવી આફતમાં આવી પડો, તો તમારો બચાવ કરી શકાય એટલામાટે જ અમો પેલી ઝાડીમાં છુપાઇને ઊભા રહ્યા હતા અને તકરારને છેવટની અણીપર આવેલી જોઈને હું તમારી પાસે દોડી આવ્યો હતો. ગુલંદામની અસ્મતના ખજાનાને લૂટનાર અને મારી બેગમપર બુરી નજર નાખી અમાનતમાં ખિયાનતની કોશિશ કરનાર ગુનાહગાર ગાજીખાન આપણા

હાથમાં સપડાયો છે એ બહુ જ સારું થયું છે. દિલાવરખાન અને ગાજીખાન બન્ને એક જ માદર અને એક જ પિદરના ફર્જન્દ હોવા છતાં એ બન્નેમાં જમીન અને આસમાન જેટલો ફર્ક દેખાય છે; ખુદાની કુદરતને કોણ જાણી શકે તેમ છે? કારણ કે, જે જમીનમાંથી આંબા ઊગે છે તે જ જમીનમાંથી બાવળ પણ પયદા થાય છે! કદાચિત્ એ મોઢું જોયાનો ફેર પણ હોઈ શકે! અસ્તુ: અત્યારે જ મારા ફોજી જવાનો આવી લાગશે અને આપણી સાથે એક હજાર કરતાં વધારે ફોજ હોવાથી પંજાબમાં સહીસલામત પહોંચી જવામાં કાંઈ પણ બાધા આવે તેમ નથી. પંજાબમાં પૂરતી વ્યવસ્થા કરી લીધા પછી ઇબ્રાહીમ સાથે બીજીવાર લડાઈ કરવી પડશે અને ત્યારે જ મારાથી કાયમમુકામ સુલ્તાન થઈ શકશે. આપણે બામદાદમાં જ અહીંથી રવાના થવાનું છે અને તેટલામાટે ઘેર આવીને તમારે જે કાંઈ પણ તૈયારી કરવાની હોય તે કરી લ્યો."

"અમો તો જ્યારે કહો ત્યારે કૂચ કરવાને તૈયાર જ છીએ; મુસાફિરોને તે સફરની તૈયારી કરતાં શી વાર લાગવાની હતી વારુ?" કમરપારાએ કહ્યું.

"ત્યારે કદમ ઉઠાવો અને ચાલવા માંડો;" ગુલંદામે ચાલવાની સૂચના આપી: "કારણ કે, હવે મધ્યરાત્રિમાં વધારે વિલંબ નથી."

"હા, ચાલો;" એમ કહીને આલમખાન ચાલવા લાગ્યો અને તેની સાથે ગુલંદામ, કમરપારા તથા સાદિકે પણ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં આલમખાને કમરપારાને પૂછ્યું કે: "કમરપારા, કાબુલની શાહી મેહમાંસરામાં રાતના વકતમાં મર્દાના લિબાસમાં તું આવીને મને મળી હતી અને મારી સાથે હિન્દોસ્તાનમાં આવવાની તૈયારી બતાવીને કાબુલથી ચાર કે પાંચ ગાઉપર અમારી સાથે મળીને આગળ વધવાનો તેં વાયદો કર્યો હતો; છતાં રસ્તામાં તું અમને ક્યાંય પણ ન મળી તેનું શું કારણ હતું વારુ? માત્ર એટલું જ નહિ, પણ ગુલંદામ પણ એના વચન પ્રમાણે મંજિલગાહમાં મને મળી નહોતી, એ આગળથી જ ક્યાંક સટકી ગઈ હતી અને તેથી એના બુજર્ગ પિદર જમાલુદ્દીનની બુરી હાલત થઈ હતી. જો કે પંજાબમાં આવ્યા પછી આ લડાઇ વગેરેના બંદોબસ્તના કામમાં પડવાથી મને તમારી તપાસ કરવાની ફુરસદ મળી શકી નહોતી છતાં તે દિવસ પછી એવો એક પણ દિવસ નથી ગયો કે જે દિવસે મને તમારી યાદ ન થઈ હોય અને તમારી ચિન્તાએ મારા મનને થોડા વખતને માટે પણ ન ઘેરી લીધું હોય! ફુરસદ મળતાં જ હું તમારી તપાસ કરવાનો હતો, પણ એટલામાં તો આજે અચાનક આપણો વિચિત્ર સંયોગોમાં મેળાપ થઈ ગયો અને તેથી જો તમારી હકીકત સાંભળવામાટે મારું મન અધીરું થયું હોય તો તે સ્વાભાવિક જ છે. ત્યારે તમારી તે હકીકત સંભળાવશો? કારણ કે, એથી આ કામ પણ પૂરું થશે અને વાતોમાં ને વાતોમાં લગભગ પોણા ગાઉનો પંથ પણ જોતજોતાંમાં કપાઈ જશે."

"હું મારી અને ગુલંદામની હકીકત ઘેર ગયા પછી નીરાંતે આપ સાહેબને સંભળાવવાની હતી; પરંતુ અમારું તે દાસ્તાન અત્યારે જ સાંભળવાની આપની આટલી બધી તીવ્ર ઇચ્છા છે તો હું તે દાસ્તાન અત્યારે જ આપને સંભળાવું છું." એમ કહીને મંદગતિથી ચાલતી કમરપારાએ પોતાના તથા ગુલંદામના વૃત્તાંતને નીચે પ્રમાણે વર્ણવવાનો આરંભ કર્યો:—

# પ્રકરણ ૧૩ મું

## દાસ્તાને કમરપારા

"બન્દાપરવર, હું જે રાતે આપને કાબુલની શાહી મેહમાંસરામાં મર્દાના લિબાસમાં મળી હતી તે જ રાતે શાહી મહલમાંના મારા કમરામાં ગયા પછી મારી બાનૂના કમરામાં રહેતી એક બીજી બાંદીના કહેવાથી મારા જાણવામાં આવ્યું કે જો હું વધારે વાર ત્યાં રહીશ તો સુલ્તાન બાબર મને આપેલી રજાને પાછી ખેંચી લેશે અને મને રોકી રાખશે; કારણ કે, મારા નાચ અને ગાના વિના શરાબખોરીના વક્તમાં તેમને ચેન પડે તેમ હતું જ નહિ; પરંતુ મારો કોઈ પણ રીતે ત્યાં રોકાઈ રહેવાનો વિચાર ન હોવાથી તે બાંદીને 'હું પાછી મહલમાં આવી જ નથી' એમ સુલ્તાનને કહેવાનું કહીને તેમજ બીજાં જે જે મુસાહિબો, ખાનસરા તથા બાંદીઓએ મને પાછી આવેલી જોઈ હતી તેમને એ પ્રમાણે જ સમજાવીને હું રાતોરાત શાહી મહલમાંથી બહાર નીકળી ગઈ અને મારી એક ઓળખીતી બુઢિયાના ઘરમાં બામદાદ સૂધીનો વખત વીતાડીને બામદાદમાં મર્દાના લિબાસમાં કાબુલમાંથી હું રવાના થઈ ગઈ. હું પાંચ કે છ ગાઉના પલ્લા-પર આપ નામદારના ઇન્તજારમાં ઊભી રહેવાની હતી, પણ એટલામાં ઘોડેસવાર ગુલંદામ મર્દાના પોશાકમાં ત્યાં આવી લાગી અને તેણે મને કહ્યું કે: 'હું મારા પિદરને કાંઇ પણ ન જણાવતાં છુપી રીતે મંજિલગાહમાંથી આ મર્દાના પોશા-કમાં નીકળી આવી છું. હું પ્રથમ તારી પાસે આવી તને સાથે લઇને આલમ-ખાન સાથે હિન્દોસ્તાનની સફર કરવાની હતી; પણ હવે મારા દિલમાં એવો શક આવે છે કે જો આલમખાન જેવો એક નેક અને પાક મર્દ હું ઘરમાંથી ચોરી છુપીથી નાસી આવી છું એ વાત જાણશે તો મને અનેક રીતે સમજાવીને પાછી મારા પિદર પાસે લઇ જશે અથવા તો લઈ જવાની કોશિશ કરશે એટલામાટે આલમખાન લાહોરમાં પહોંચે તે પહેલાં જ આપણે લાહોરમાં પહોંચી જઇશું અને જો ત્યાં જ આલમખાનને મળીશું, તો પછી તેઓ આપણને ત્યાંથી પાછાં ફેરવશે નહિ અને આપણે જે મતલબમાટે ત્યાં જઇએ છીએ તે આપણો મત-લબ આલમખાનની મદદથી પૂરો થશે અને આપણી દિલી મુરાદ બર આવશે.' ગુલંદામનો આ શક મને પણ ખરો દેખાયો અને તેથી હું પણ તેના ઇરાદાને મળતી થઇ ગઈ. અમોએ લાહોરની દિશામાં અમારા અસ્પોને ચલાવવા માંડ્યા; પણ કેટલાક અંતરપર ગયા પછી ગુલંદામના મનમાં પોતાના બુજર્ગ અને અજીજ પિદરમાટેની ફિક્ર થવા લાગી. છેવટે તેણે પોતાના પલાયનની વાર્તા તેને જણાવી દેવાનું વ્યાજબી ધારીને તેના નામનો એક રુકકો લખી આપ્યો અને તે રુક્કો તેના વાલિદને પહોંચાડવાનું કામ મને સોંપવામાં આવ્યું. ગુલંદામ લાહોરના રસ્તામાં આગળ વધી અને હું તે રુકકો પહોંચાડવા માટે મંજિલગાહની દિશામાં ચાલવા લાગી. ગુલંદામને રસ્તામાં અમુક જગ્યાએ ખોટી થવાની અને મારી વાટ જોવાની સૂચના મેં આપી મૂકી હતી......"

"તું જે વેળાયે રુકકો આપવામાટે મંજિલગાહના દરવાજાપર આવી હતી તે વેળાયે હું ઉપરના ઓરડામાં જ હતો; પણ માણસ તે રુકકો લઇને મારી

સાથે ગુલંદામના ગયબ થવા વિશેની વાતચીત કરતા બેઠેલા બુજર્ગ જમાલુદ્દીન પાસે આવ્યો અને અમોએ રુકકો વાંચ્યા પછી નીચે તપાસ કરી ત્યાં તો તું પણ ગાયબ થઈ ગઈ હતી. ઉપર રુકકો લાવનાર માણુસે તારું એક હસીન નૌજવાન તરીકે બયાન કરવાથી અને તારા લિબાસની તેણે જે નિશાનીઓ આપી તેથી એ રુકકો લાવનાર કદાચિત્ તું જ હોઇશ એવો મારા મનમાં શક આવ્યો હતો; પણ મારા એ શકને મેં જાહિર થવા દીધો નહોતો અને પીરમર્દ જમાલુદ્દીનને તસલ્લી આપીને તે જ દિવસે બપોર પછી હું મારા મુસાહિબો સાથે ત્યાંથી રવાના થયો હતો. ગુલંદામના પિદરની તે દિવસની હાલતને જોતાં અત્યાર સુધી તે હયાત હશે કે કેમ એનો પણ મને શક રહ્યા કરે છે." આલમખાને વચ્ચે જ પોતાની હકીકતને રજૂ કરી દીધી.

"મારા પિદરની મારામાં એટલી બધી મહબ્બત હતી કે મને એક ઘડીભરને માટે પણ તેઓ પોતાની નજરથી દૂર કરતા નહોતા અને મને હર્દમ ખુશ રાખવાની પોતાથી બની શકતી કોશિશ કર્યા કરતા હતા. તેમનો પિસર ગણો કે તેમની દુખ્તર ગણો, જે ગણો તે હું જ હોવાથી, હું તેમની અંધાલકડી હતી અને તેથી જો મારા ગમમાં તેમની એવી હાલત થઈ હોય તો તેમાં ગયરમુમ્કિન જેવું કાંઇ પણ નથી. તેમનાથી દૂર થતાં મારું જિગર પણ ચીરાઈ જતું હતું અને હજી પણ ચીરાય છે; છતાં મારા જિગરમાં બેવફા આશક પાસેથી બેવફાઇનો બદલો લેવાની આરજૂ એટલી બધી વધી ગઈ હતી અને કીનાની આગ એટલી બધી ભડકી ઊઠી હતી કે તેણે તે મહબ્બતે પિદરીને ભૂલાવી દીધી અને હું પત્થરની છાતી કરી મારા બુજર્ગ પિદરને ખુદાની પનાહમાં છોડીને ઘરમાંથી આલતી થઈ ગઈ. હવે તો જો જીવતાં હોઉશું તો પિદર અને દુખ્તર મળીશું, નહિ તો પછી રોજે ક્યામત વિના અમારા મેળાપનો બીજો કોઈ પણ દિવસ મારા જોવામાં આવી શકતો નથી." ગુલંદામે પોતાની સ્થિતિનું શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું અને અંતિમ શબ્દો ઉચ્ચારતાં તેના કંઠનો અવરોધ થવા સાથે તેનાં નેત્રોમાંથી અશ્રુની અનવરત ધારા પણ વહી નીકળી.

"ગુલંદામ, હવે અબસ આમ ગમગીન ન થા અને ગમને ભૂલી જા. લાહોર પહોંચતાની સાથે જ એક પયગામબરને મોકલીને તારા પિદરને, જો ખુદાની મેહેરબાનીથી તે હયાત હશે તો, લાહોરમાં બોલાવીશ અને તમો બાપબેટીનો મેળાપ કરાવી આપીશ; માત્ર એટલું જ નહિ, પણ તને બીજી જે કાંઈ પણ મદદ જોઇશે તે હું આપીશ. ખુદા ન ખાસ્તા તારા પિદરનો ઇન્તકાલ થયો હોય, તો તું મને તારો મોટો ભાઈ માની લેજે અને મારી પનાહમાં જ રહેજે. તારો અને કમરપાશાનો મારા પર એક જ એવો તો ભારી એહસાન થયો છે કે જો હું મારા ચામડાના જોડા સીવડાવીને તમારા પગોમાં પહેરાવું તો પણ તે એહસાનનો બરાબર બદલો વાળ્યો ન કહેવાય, તો પછી તારી એક હમ્શીરા તરીકે હિફાજત કરવી એ તો એક મામૂલી બદલો જ કહી શકાય તેમ છે." આલમખાને ગમગીન ગુલંદામને અંતઃકરણપૂર્વક આશ્વાસન આપીને તેના બળતા હૃદયને શાંત કરવાનો યત્ન કર્યો.

"એક નાચીજ ઔરતની આ વધારે પડતી અને બેજા તારીફ થાય છે;

અમોએ ઇન્સાનિયતથી વધારે કાંઇ પણ કર્યું નથી; કારણ કે, પાકદામન ઔરતની અસ્મતને બચાવતાં જાનની કુરબાની આપવી પડે તો પણ આપવી એ પાક દીને ઇસ્લામનું ફર્માન હોવાથી નાદિરશાખાનમની અસ્મતને બચાવતાં અમોએ અમારા ફર્જથી વધારે શું કર્યું છે કે જેને આપ એહસાનનું આટલું મોટું રૂપ આપો છો?" ગુલંદામે પોતાના ઉપકારને કેવળ મનુષ્યના એક કર્તવ્ય તરીકે ઓળખાવીને પોતાની કુલીનતાનો પરિચય કરાવ્યો.

"આલા હજરત, ત્યારે હવે હું મારા દાસ્તાનને આગળ લંબાવું?" કમરપારાએ આ આડી વાતોને ટૂંકાવવાના ઉદ્દેશથી પૂછ્યું.

"બાખુશી; કારણ કે, આ તકરાર આગળ વધશે તો આ તકરારમાં જ રસ્તો પૂરો થઇ જશે અને જે મુદ્દાની વાત છે તે એમની એમ જ રહી જશે." આલમખાને આમ કહીને કમરપારાને તેના દાસ્તાનમાં આગળ વધવાની આજ્ઞા આપી દીધી.

કમરપારાએ પોતાના દાસ્તાનમાં આગળ વધતાં કહેવા માંડ્યું કે "હું અમારા સુલ્તાન બાબરશાહ સાથે આગળ બે વાર હિન્દોસ્તાનમાં પંજાબ સુધી આવી ગયેલી હોવાથી કાબુલથી પંજાબ સુધીના રસ્તાની હું સારી જાણકાર હતી અને તેથી મંજિલગાહમાં રુકકો પહોંચાડ્યા પછી ત્રણ ગાઉપરના એક સ્થાનમાં ગુલંદામને આવી મળી. ત્યાંથી અમો બન્નેએ રસ્તામાં કયાંય પણ જુરૂરત કરતાં વધારે ન રોકાતાં ચાલવા માંડ્યું અને લાંબી સફર કરીને એક દિવસે બપોર પછી અમો લાહોરની હદમાં આવી પહોંચ્યાં. અમો મર્દાના લિબાસમાં જ અફગાન સિપાહી તરીકે એક મુસાફિરખાનામાં ઉતર્યાં અને મારી પાસે પૈસાની કમી ન હોવાથી મુસાફિરખાનાના દરોગાએ પૈસાની લાલચથી અમને બે સારા ઓરડા કાઢી આપ્યા અને અમારા અસ્પોને અસ્તબલમાં બાંધવાનો તેમજ અમારી બીજી ખાતિર બર્દાશ્તનો પણ સારો બંદોબસ્ત કરી આપ્યો. અમો જે દિવસે લાહોરમાં પહોંચ્યાં તે દિવસ અને તે દિવસની રાત આરામ લેવામાં વીતાડીને અમોએ બીજા દિવસથી, જે દિવસે આપ લાહોરમાં આવ્યા હતા તે દિવસથી, ગાજીખાન કેવા ખવાસનો, કેવી ખસ્લતોવાળો અને કેવી ચાલચલગતવાળો આદમી હતો એ જાણી લેવામાટે શહરના જૂદા જૂદા ભાગોમાં ફરીને તેના વિશે લોકોનાં મોઢાંમાંથી નિકળતા ઉદ્ગારો સાંભળ્યા અને તે ઉદ્ગારો સાંભળીને અમારો નિશ્ચય થઈ ગયો કે ગાજીખાન એક સયદેહવસ, બન્દયે શયતાન, કમ્જર્ફ, કમ્જાત, હરામખોર, શરાબી, પોતાના કઓલપર સાબિત ન રહેનારો, દગાબાજ અને પાજી ઇન્સાન હતો અને એવા એક સઘળી રીતે નાલાયક મર્દના ઇશ્કમાં ફસાયલી હોવાથી ગુલંદામ પશેમાની કરતી રોવા લાગી અને બોર બોર જેવડાં આંસૂ વર્ષાવવા લાગી. દૌલતખાનની જ્યાં જઇએ ત્યાં તારીફ જ સંભળાતી હતી અને ગાજીખાનના નામપર દુનિયા લાનત વર્ષાવતી જ દેખાતી હતી! આવી હાલતમાં પણ 'જે મર્દના હાથથી મારા કુંવારાપણાનો ભંગ થયો છે, તે જ મર્દ સાથે મારી શાદી થઈ જાય તો વધારે સારું છે; કારણ કે, હવે બીજા મર્દની બીબી થવાની મારી ઇચ્છા નથી. જો હું ગાજીખાનની બીબી થઇશ તો તેને સુધારીશ અને રાહે રાસ્તપર લાવીશ!' આવા મુસ્તકીમ ઇરાદાપર આવીને ગુલંદામે ગાજીખાનને

મળવાની કોશિશ કરી જોઈ; પણ તે વેળાયે કેટલીક રાજકીય ધમાલ ચાલી રહેલી હોવાથી અને આપ દિલ્લીની દિશામાં જવામાટેની તૈયારીમાં તેમ જ દૌલતખાન પોતાના કબીલાને લઇને ભેડા શહરનાં ખંડીયેરોમાં જવાની તૈયારીમાં હોવાથી ગાજીખાન પણ કેટલાંક અગત્યનાં કામોમાં રોકાયલો હતો, તેને બિલ્કુલ ફુરસદ નહોતી અને ત્યાર પછી તે તેના વાલિદ સાથે ભેડા તરફ ચાલ્યો ગયો એટલે તેની સાથે મુલાકાત કરીને ચાર વાતો કરી લેવાનો મોકો અમને મળી શકયો નહિ. ગુલંદામનું મુખ્ય કામ ગાજીખાનને મળવાનું હોવાથી ગાજીખાનની પાછળ અમો પણ બીજે દિવસે ભેડા તરફ જવાને રવાના થઈ ગયાં. ભેડામાં પણ અમોએ એક મુસાફિરખાનામાં અમારો પડાવ કર્યો અને ત્યાં પણ પૈસાની મદદથી અમને લાહોરમાંના મુસાફિરખાના જેવી જ બધી સગવડ મળી ગઈ. ભેડામાં અમોએ દશ દિવસ સુધી સવારથી સાંઝ સૂધી જૂદા જૂદા મહલ્લા, રસ્તા, ગલી અને શેરીઓમાં ચક્કર લગાવ્યા; કારણ કે, ગાજીખાન તેના પિદર સાથે પ્રાચીન ભેડાનાં ખંડીયેરો નીચેના ભોંયરામાંના મકાનમાં વસતો હતો અને તેમનો એ ગુપ્ત નિવાસ હોવાથી તે દિવસના સમયમાં નગરમાં આવતો ન હોતો, એ બાબત અમારા જાણવામાં આવી શકી નહોતી. અંતે અમોએ રાત્રિના સમયમાં કલાલખાનામાં અને તવાયફોનાં ઘરોમાં તેમ જ જુગારીઓના અડ્ડાઓમાં ભટકીને તેને પકડી પાડવાનો ધંધો આદર્યો; કારણ કે, દોજખના કીડા દોજખમાં જ મળી શકે છે, એ અમો સારી રીતે જાણતાં હતાં. અમારી બે રાતો તો નકામી ગઈ; પણ ત્રીજી રાતે અમો એક તવાયફને રાતે બારેક વાગ્યાના શુમારે ગાતી સાંભળીને તેના ઘરમાં ચાલ્યાં ગયાં અને ત્યાં ગાજીખાન છુપા વેશમાં પોતાના ચાર પાંચ બદમાશ દોસ્તો અને બે મુસાહિબો સાથે શરાબનૌશી કરતો અને તવાયફના સંગીતને સાંભળતો બેઠો હતો. ગાજીખાન અને તેના દોસ્તો વચ્ચે વચ્ચે તે તવાયફની એવી તો નાગી મસ્ખરીઓ કરતા હતા અને એવા બેશર્મીભરેલા અલ્ફાજ બોલતા હતા કે શરીફ ઔરતથી ત્યાં એક પળ માત્ર પણ બેસી શકાય તેમ નહોતું; પરંતુ અમો મર્દાના લિબાસમાં હોવાથી અમારા વેશને બરાબર ભજવી બતાવવામાટે શર્મને છોડી ત્યાં બેઠાં અને તવાયફનું સંગીત સાંભળવા લાગ્યાં. ગાજીખાન ખુફિયા વેશમાં હોવા છતાં ગુલંદામે તેને તરત ઓળખી લીધો હતો; પરંતુ મર્દાના લિબાસમાં ગુલંદામ તેનાથી એક હાથના ફાસલાપર બેઠેલી હતી છતાં તે ગુલંદામને ઓળખી શકયો નહોતો અને તેનું કારણ એ હતું કે વેશ બદલવાના હુનરમાં હું અજીબ ચાલાક હોવાથી અમારો વેશ અમોએ એવો તો સજાવ્યો હતો કે અમોને કોઈ પણ માણસ ઔરતજાત તરીકે ઓળખી શકે તેમ હતું જ નહિ, તો પછી ગાજીખાન જેવો શરાબખોર મર્દ તો અમારી ખરી જાતને કયાંથી અને કેમ કરીને જ ઓળખી શકે? હું પોતે સારી ગાનારી હોવાથી તે તવાયફના હુનરની જ્યાં કરવી જોઇએ ત્યાં 'વાહવાહ' અને 'સુબહાન અલ્લાહ' આદિ અલ્ફાજથી તારીફ કર્યા કરતી હતી તેમ જ અમો બન્ને જણી વારો આવતાં રૂપિયા પણ આપ્યા કરતી હતી એટલે તવાયફનું ધ્યાન સ્વાભાવિક જ અમારા તરફ વધારે ખેંચાવા લાગ્યું; માત્ર એટલું જ નહિ, પણ તે તવાયફ ગાવાના હુનરમાં ઉસ્તાદ હોવા સાથે કમ્સિન, હસીના અને જિગરના દર્દવાળી એટલે કે મહબ્બતની

ભૂખી હોવાથી તેના નાજો અંદાજને જોતાં મને તે મહબ્બતની નિગાહથી જોવા લાગી હોય એમ પણ કેટલીકવાર પછી મને ભાસવા લાગ્યું. ત્રણ પ્રહર જેટલી રાત્રિ વીતી ગઈ તે વેળાયે ગાઝીખાન શરાબના નશામાં એવો તો ચકચૂર થઈ ગયો કે તેને દીનો દુનિયાનું જરા પણ ભાન ન રહ્યું અને તેના દોસ્તો તથા મુસાહિબો બામદાદના વક્તને પાસે આવેલો જોઇને તેને ઉપાડીને ત્યાંથી લઈ ગયા. અમો પણ ઊઠયાં અને તવાયફે બેસવામાટેનો અમને બહુ જ આગ્રહ કર્યો તો પણ બીજે દિવસે તેની પાસે આવવાનો તેને કૉલ આપીને ગાઝીખાન, તેના દોસ્તો તથા તેના મુસાહિબોની પાછળ પાછળ તેઓ અમને જોઈ ન શકે તેવી રીતે ચોરી અને ચુપકીદીથી ચાલવા લાગ્યાં. તેઓ નદીતીરે આવી હોડીમાં બેસીને પેલે પાર પહોંચી ગયા, એટલે અમારે આ કિનારાપરજ અટકી રહેવું પડ્યું; કારણ કે, જો અમો પણ હોડીમાં બેસીએ અને તેમના જોવામાં આવીએ, તો કદાચિત્ અમને દુશ્મનના જાસૂસ માનીને તેઓ અમારી જાન લેવાને પણ તૈયાર થઈ જાય એ મુમ્કિન હોવાથી અમારો જાનપર ખેલવાનો ઇરાદો ન થયો. અમોએ ગાઝીખાનના નદીને પેલે પાર જવાના ભેદને જાણવાનું કામ બીજી રાતપર મુલ્તવી રાખ્યું અને પાછાં મુસાફિરખાનામાં પહોંચીને અમો નિદ્રાધીન થઈ ગયાં......................"

"અને બીજે દિવસે તે ભેદને તમો કેવી રીતે જાણી શકયાં ?" આલમખાને વચ્ચે જ પોતાની આતુરતાને દર્શાવતાં આ પ્રમાણેનો પ્રશ્ન પૂછયો.

"તે ભેદને જાણવા પહેલાં બીજો એક બનાવ વચ્ચે બની ગયો તે પણ ઘણો જ રમૂજી અને જાણવા જેવો બનાવ હતો." ગુલંદામે આ શબ્દોના ઉચ્ચારથી કમરપારાને અમુક વિશિષ્ટ ઘટનાનું સ્મરણ કરાવ્યું.

"ત્યારે તો તે રમૂજી બનાવની હકીકત પણ મારે સાંભળવી જ જોઇએ." આલમખાને અધિક ઉત્કંઠા દર્શાવી.

"આ ગુલંદામ તો આવી ને આવી ચીબાવલી જ રહી ગઈ! કોણ જાણે એને અક્કલ કયારે આવશે! સીધી વાત ચાલતી હતી તેમાં વચ્ચે અમસ્તો પત્થર નાખી દીધો!" કમરપારાએ તે રમૂજી બનાવના બયાનને ઉડાવી દેવાના ઇરાદાથી કહેવા માંડ્યું: "જે વાતમાં કાંઈ માલ જેવું ન હોય તે વાતમાં વખત વીતાડવાની શી જારૂરત છે?"

"એ વાતમાં કાંઈ માલ જ નથી કે? બિચારી બુલ્બુલજાનને નીસાસા નખાવ્યા અને તેને મળવાનો વાયદો આપીને ગુપચુપ ભેડામાંથી પોબારા ગણી ગયાં, એ તમારી વાતમાં તો કાંઈ માલ જ નહિ કે?" ગુલંદામે આલમખાનના મનમાં અધિક ઉત્કંઠાને ઉપજાવવાના ઉદ્દેશથી કહ્યું.

"ભલે એ વાતમાં માલ ન હોય તો પણ એ વાતને સાંભળવાની મારી ખાહિશ છે અને તેથી, કમરપારા, તારે એ વાત મને સંભળાવવી જ પડશે." આલમખાને કમરપારાને તે વાત કહી સંભળાવવામાટેનો આગ્રહ કર્યો.

"જો હુજૂરેવાલાની એવી જ ખાહિશ હોય તો આ બન્દી તાબયે ફર્માન છે." કમરપારાએ એવી રીતે આલમખાનના આગ્રહને માન આપીને તે ઘટનાને વર્ણવતાં કહેવા માંડ્યું કે: "પેલી તવાયફ કે જેનું નામ બુલ્બુલજાન હતું તે મને

પહેલી જ મુલાકાતમાં મહબ્બતની નિગાહથી જોવા લાગી હતી એ તો મેં આપને જણાવ્યું જ છે; પરંતુ તેના દિલમાં ઇશ્કની ખૌફનાક આગ ભડકી ઊઠી હશે, એવી તે વેળાયે મને કલ્પના માત્ર પણ નહોતી. અમો મુસાફિર છીએ અને મોટા મુસાફિરખાનામાં ઉતર્યા છીએ એમ અમોએ તેને જણાવ્યું હતું અને તેથી તે બીજે દિવસે બપોર પછી મુસાફિરખાનામાં આવીને મને એકાંતમાં બોલાવી કહેવા લાગી કે:–'અજીજ મેહમાન અને મારા ગુલિસ્તાને અરમાન, હું જો કે તવાયફ છું અને તવાયફોની મહબ્બત બાજારમાં વેચાતી મીઠાઈ જેવી જ હોય છે, છતાં જ્યારથી મેં આપના આ ખુબસુરત ચહેરાને જોયો છે ત્યારથી હું આપપર દિલોજાનથી આશક થઈ છું અને આપની મહબ્બતને હાસિલ કરવા-માટે તથા ઉમ્મીદે વસ્લ પૂરી કરવામાટે જ અત્યારે આપની પાસે આવી છું. હું આપના પૈસા કે ટકાની તલબકાર નથી; પરંતુ ફક્ત આપના વસ્લની જ તલબગાર છું; તો મારી તે તમન્ના પૂરી થશે ખરી કે નહિ? જો આપ મારી સાથે નિકાહ કરીને મને પોતાની બીબી કરી લેવાના ખાસ્તગાર હો, તો હું મારા માલોજર સાથે આપની બીબી થવાને અને તવાયફના આ હકીર પેશાને હમેશને માટે તલાક આપી દેવાને પણ તૈયાર છું!'' બુલ્બુલજાનની આ માગણીને સાંભળીને હું તો બાધી જ બની ગઈ અને હવે એને શો જવાબ આપવો એની તશવીશમાં પડી ગઈ. જો હું મર્દ હોત તો તો તેની એ માગણીને મંજૂર રાખીને તે જ વખતે એક હસીના બીબીનો શૌહર અને સાથે માલદાર પણ બની જાત; પણ અફસોસ કે હું પોતે પણ તેના જેવી જ એક ઔરત હતી અને તેથી તેની મુરાદને બર લાવવાની તાકત મારામાં નહોતી! હું કદાચિત્ મારો ભેદ તેને જણાવી દેત, પણ તે વેળાયે અમારા ભેદને જણાવી દેવાથી અમારાપર કોઈ નવી આફત આવી પડવાનો સંભવ હતો અને તેથી છેવટે મેં તેને વળતે દિવસે તેની પાસે જવાનો કબોલ આપી, તેની સાથે મહબ્બતની ચાર વાતો કરી, તેની સાથે નિકાહ કરીને તેને મારી બીબી બનાવવાનો લોભ બતાવીને જેમ તેમ વિદાય કરી દીધી. આ આપને જણાવ્યો તે અમારો રમૂજી અને જાણવા જેવો બનાવ. હવે આપ જ કહો કે આ વાતમાં શો માલ બળ્યો છે?"

"આ વાતમાં બીજો કાંઈ માલ ન હોય, તો પણ મર્દાના લિબાસમાં તને ચાલાક તવાયફ પણ ઓળખી શકી નહોતી એટલો બધો તારો વેશ બેમાલુમ હતો, એટલો માલ તો એ વાતમાં છે જ. ખયર; ત્યારે હવે તારી મુદ્દાની વાતને આગળ ચલાવ." આલમખાને કહ્યું.

"મુદ્દાની વાત એ કે બીજા દિવસની રાત્રે રાત્રિનો પ્રથમ પ્રહર વીત્યા પછી હું અને ગુલંદામ નદીકિનારે જઇને હોડીમાં બેસી પેલે પાર ચાલ્યાં ગયાં અને સામા કિનારાના ઘાટની નજદીકમાં ગાજીખાનના આવવાની વાટ જોતાં બેસી રહ્યાં. લગભગ અડધી રાતના સમયથી કાંઇક પહેલાં ગાજીખાન પોતાના બે મુસાહિબો સાથે હોડીમાં બેસીને આવ્યો અને ઘાટપર ઉતર્યો. આજે તેની સાથે તેના બીજા દોસ્તો નહોતા તેમ જ તે બેહોશ પણ નહોતો એટલે એથી જણાતું હતું કે તે રાતે તેણે શરાબનોશી કરી નહોતી. અમો બન્ને તે ત્રણ બદમાશોની પાછળ કેટલાક અંતરપર ચાલવા લાગ્યાં અને રાત્રિની નિઃસ્તબ્ધતામાં તેમની વચ્ચે ચાલતી ગુફતગૂને ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યાં. તેમની વાતચીતથી અમારા

જાણવામાં આવી ગયું કે આપ નામદારનાં પાકદામન બીબી નાદિરાખાનમ પણ દૌલતખાનના કબીલા સાથે તે ખંડીયેરોની નીચેના તહખાનામાં રહેતાં હતાં, તેમનાપર પાજી ગાજીખાનની બદનિગાહ હોવાથી અને તેઓ રાત્રિના શાંત સમયમાં ઉપરનાં ખંડીયેરોમાં દિલને બહલાવવામાટે કોઈ કોઈ વાર આવતાં હોવાથી આજે ગાજીખાને રાજીખુશીથી કે પછી જબરદસ્તીથી તેમની અસ્મતને ખરાબ કરવાનો કસ્દ કરી લીધો હતો અને તેટલામાટે જ એ વેળાયે તે શરાબ પીધા વિના જ ત્યાં આવ્યો હતો. ત્યાર પછી ત્યાં જે બનાવ બન્યો અને તેના પરિણામે ગાજીખાન ઘવાયો, બંધાયો, તેના બે સાથીઓ મરાયા અને આપનાં બેગમ સાહબા તથા આપના બે નોકરોએ અમારી સાથે ત્યાંથી પલાયન કર્યું એ સર્વ કથા સાદિકના મુખથી આપ નામદારના જાણવામાં આવી ચૂકી છે એટલે તેને બેવડાવવાની અગત્ય નથી.” કમરપારાએ આમ કહીને પોતાના દાસ્તાનને ખત્મ કરી નાખ્યું.

“પરન્તુ અહીં આવ્યા પછી તમો બન્ને મર્દાના લિબાસમાં જ રહ્યાં હતાં કે અત્યારની પેઠે જનાના લિબાસમાં?” આલમખાને એક બારીક સવાલ ગંભીરતાથી પૂછ્યો.

“જો કે અહીં આવ્યા પછી મેં અને ગુલંદામે નાદિરાખાનમને અમારો ભેદ જણાવી દીધો હતો અને તેમની તબીયતમાં બગાડો થવાથી ઘરની અંદર તેમને તો અમોએ જનાના લિબાસમાં જ રાખ્યાં હતાં; છતાં અમો પોતે તો સલામતીમાટે મર્દાના લિબાસમાં જ રહ્યાં હતાં. અમોએ કમીના ગાજીખાનને ઓરતજાતની કીનાખોરી તથા દિલાવરીની પહચાન કરાવવામાટે આજે પહેલી જ વાર ઘેરથી અહીં આવતી વેળાયે અમારો આ જનાના લિબાસ પહેર્યો છે કે જેને અમો અહીંથી ઘેર જતાંની સાથે જ બદલી નાખવાનાં છીએ.” આ પ્રમાણેનો જવાબ આપીને કમરપારાએ નારીજાતિની વીરતાને વિશેષ રૂપમાં દર્શાવવાના ઉદ્દેશથી કહ્યું કે; “આલા હજરત, અમોએ બે વખત ગાજીખાન જેવા એક નામર્દ અને હેચકારા મર્દને શિકસ્ત આપીને જે દિલાવરી અને બહાદુરી બતાવી છે, તેને અમો પોતે તો દિલાવરી કે બહાદુરી માનતાં જ નથી; કારણ કે ખરી દિલાવરી અને બહાદુરીનો જોહર તો મયદાને જંગમાં મૌતની સાથે લડાઈ કરીને જ બતાવી શકાય છે. ખુદા ન ખાસ્તા જો આગળ ઉપર લડાઇનો મૌકો આવશે તો આ કમરપારા અને ગુલંદામને આપની બાજૂમાં રહી જાનપર ખેલીને દુશ્મનોનાં સરોને ધડથી જૂદાં કરતાં જોઈ આપ નામદાર મુતાજ્જિબ થઈ જશો અને નાજુકબદન તથા નાજુકતબીયત કહેવાતી તાતારી અને અફગાન ઓરતો કેવી દિલેર, દિલશેર, બહાદુર તથા દિલાવર હોય છે એ પોતાની નિગાહથી જોઈ શકશો!”

“મારા દિલમાં તમારી દિલેરી, બહાદુરી તથા શેરદિલીમાટે જરા પણ શક નથી અને તમારા જેવી દિલાવર ઓરતો અચાનક મારી મદદગાર અને દોસ્તે જાંનિસાર થઈ છે એમાટે હું મને પોતાને બખ્તાવાર અને જીકિસ્મત માનું છું.” એવી રીતે કમરપારા તથા ગુલંદામની તારીફ કરીને આલમખાને હવે બીજી બાબત તરફ ઢળીને કમરપારાને પૂછ્યું કે: “એ તો ઠીક; પણ ગાજી-

ખાન આ ગામમાં શા કારણથી આવ્યો હતો અને અહીંથી તે ક્યાં જવાનો હતો એ બાબત તારા કે ગુલંદામના જાણવામાં આવી શકી છે ખરી કે?"

"ગાજીખાનને બાજારમાં ગુલંદામે જ જોયો હતો, તેને અહીં બોલાવવાનો ઘાટ પણ એણે જ ઘડયો હતો અને અહીં આવ્યા પછી 'ગાજીખાનને તેની સાથેની તકરારનો છેવટનો ફૈસલો કરી નાખવામાટે મેં એકલો જ અહીં બોલાવ્યો છે એટલામાટે તું દૂર સંતાઇને ઊભી રહેજે અને જરૂરત પડે તો મારી મદદગાર થવાને દોડી આવજે!' આવી સૂચના મને ગુલંદામે આપી ત્યારે જ ગાજીખાનના આ ગામમાં આવ્યાની વાત મારા જાણવામાં આવી એટલે તે શા કારણથી અહીં આવ્યો હતો અને અહીંથી તે ક્યાં જવાનો હતો એ વિશે હું પોતે વધારે કાંઈ પણ જાણતી નથી." કુમરપારાએ એ વિષયમાં પોતાની સંપૂર્ણ અજ્ઞતા દર્શાવી.

"ત્યારે તો ગુલંદામ, તને આ બાબતની કાંઈ પણ વધારે ખબર હોવી જોઇએ." આલમખાને ગુલંદામને તે બાબત જણાવવાનો ઇશારો કર્યો.

"હજરત સલામત, હું આજે સવારમાં મારા મર્દાના લિબાસમાં બાજારમાં ફરવામાટે અને અત્યારનો વક્ત લડાઇભિડાઇનો હોવાથી ગામમાં જો કોઈ નવી ખબર આવી હોય તો તે સાંભળીને જાણી લેવામાટે નીકળી હતી તે વેળાયે અચાનક ગાજીખાન એક દુકાનમાં બેઠેલો અને દુકાનદાર સાથે કાંઈ ખાનગી ગુફતગૂ કરતો મારા જોવામાં આવ્યો અને તેને જોતાં જ તેની સાથે એકાંતમાં મળીને મારા મુકદ્દરનો આ કે તે ફૈસલો કરી નાખવામાટેનો જોશ મારા જિગરમાં ઉછળી આવ્યો. આવો ઇરાદો થવાથી હું બાજારમાં ચક્કર લગાવતી રહી અને જ્યારે તે દુકાનદાર સાથેની વાતચીતથી ફારેગ થઇને દુકાનપરથી ઊઠયો ત્યારે તેના રહેઠાણને જોઈ લેવામાટે હું તેની પાછળ પાછળ ચાલવા લાગી. તે ગામના સીમાડાપર આવેલા એક મુસાફિરખાનામાં ગયો અને ત્યાર પછી તપાસ કરતાં મારા જાણવામાં આવ્યું કે તે પોતાના પાંચ મુસાહિબોને સાથે લઇને પંજાબમાંથી આવ્યો હતો અને આવતી કાલે દિલ્લી જવામાટે રવાના થવાનો હતો; પણ કોઈ અગત્યના કામમાટે રોકાણ થવાથી તેણે દિલ્લી જવાનું પરમ દિવસપર મુલ્તવી રાખ્યું હતું. આ ખબર મેળવીને હું ઘેર ચાલી ગઈ અને મેં આ પ્રમાણેનો એક રુક્કો લખી નાખ્યો: "મારા મનગમતા માશૂક ગાજીખાન, આજે આપને અચાનક રસ્તામાંથી જતા જોઇને આ નાદાન દિલમાં આપના ઇશ્કની આગ ભડકી ઊઠી છે અને તે આગને બુઝાવવામાટેનો વિસાલે યાર વિના બીજો ઇલાજ છે જ નહિ. હું એક મુસાફિરા છું અને બે ચાર દિવસમાં દિલ્લી જવાની છું; મારી સાથે મારા બીજા ખેશો અકારિબ–સગાંવ્હાલાં–હોવાથી મારાથી આપને જેમ મારા ઊતારામાં બોલાવી શકાય તેમ નથી તેમ જ આપ મુસાફિરખાનામાં ઊતરેલા હોવાથી આ પર્દાનશીન નાજનીનથી આપની પાસે મુસાફિરખાનામાં પણ આવી શકાય તેમ નથી અને તેટલામાટે રાત્રિનો એક પ્રહર વીતી ગયા પછી આપ જો ગામબહારના તળાવના ઉજ્જડ કિનારાપર ઝાડીની પાસે આવવાની મેહરબાની કરશો, તો ત્યાં આપણી મુલાકાત થશે અને આપણી દિલી તમન્ના પૂરી થઈ જશે. આવો તો આપ એકલા જ આવજો;

બીજા કોઇને સાથે લાવશો નહિ. જો આપ આવવાના હો તો રુક્કો લાવનાર છોકરાને 'મંજૂર છે' એટલા લફ્જ કહેજો એટલે હું જે સમજવાનું છે તે સમજી જઇશ અને વક્તપર તળાવના કિનારાપર આપનો ઇન્તજાર કરતી ઊભી રહીશ. શકિમ આપની પરસ્તારે હુસ્ન કમ્તરીન્ કનીજ શરીફા!" અમો જે ગરીબ મુસલ્માનના ઘરમાં ઉતર્યાં છીએ તે મુસલ્માનના પંદરેક વર્ષની ઉમ્રના એક બાહોશ છોકરાને એ રુક્કો આપીને મેં ગાજીખાન પાસે મોકલ્યો. હવસનો ગુલામ ગાજીખાન આ રુક્કો મળતાં જ આવવાની હા પાડશે એવી મારી ખાત્રી હતી અને તે છોકરો પાછો મારી પાસે આવ્યો ને તેના મોઢાથી ગાજીખાનના 'મંજૂર છે' એ લફ્જો મેં સાંભળ્યા એટલે મારી તે ખાત્રી ખરી જ હતી એમ સાબિત થઈ ગયું. એ પછી અમારાં જનાનાં વસ્ત્રોને સાથે લઇને હું અને કમરપારા સાંઝ થવા પહેલાં જ મોડાં આવવાનું કહીને અને સાદિક તથા યાસીનને નાદિરાખાનમને સંભાળવાની ભલામણ આપીને ઘરમાંથી બહાર નીકળી ગયાં અને કેટલીક ખાનગી મસ્લહત કરી રાત્રિનો અંધકાર છવાયા પછી અમારા મર્દાના લિબાસોને ઊતારી જનાના લિબાસોને બદનપર ધારીને આ મુકરર કરેલી જગ્યામાં આવી પહોંચ્યાં. બરાબર વક્તપર ગાજીખાન પણ આવી લાગ્યો અને તેણે ઔરતજાતની તૌહીન કરવાથી તેની સાથેની મારી તકરારનો જે અન્જામ થયો તે આપના જોવા તથા જાણવામાં આવી ચૂકેલો છે એટલે તેના દુબારા બયાનની જરૂરત છે જ નહિ. સારાંશ કે, ગાજીખાને આ ગામમાં શા કારણથી મુકામ કર્યો હતો અને દિલ્લી જવામાં તેનો શો મતલબ સમાયલો હતો, એ બાબતમાં તો હું પોતે પણ કમરપારા જેવી અને કમરપારા જેટલી જ અજાણી છું." ગુલંદામે તે પોતે જે કાંઈ જાણતી હતી અને જેટલી ઘટના સાથે તેનો પોતાનો સંબંધ હતો તેટલી ઘટનાની કથા આલમખાનને સવિસ્તર સંભળાવી દીધી.

"ગાજીખાન એક તો પયદા થયો છે ત્યારથી જ બદચલન અને બદમાશ છે; બીજું તેણે મારી ગયરહાજરીમાં મારી બેગમના બાગેઅસ્મતને વીરાન કરવાની કોશિશ કરી હતી અને નાદિરાએ ત્યાંથી તમારી સાથે રવાના થતી વેળાયે તેની એ બદકારીની વાત તેના પિદરને જણાવવામાટે એક રુક્કો લખીને તહખાનામાંના પોતાના કમરામાં મૂકયો હતો અને ત્રીજું ઇબ્રાહીમ લોદી સાથે તે તેના પિદરની મરજીથી ખિલાફ ખુફિયા તૌરથી કાંઇક દોસ્તીનો હક રાખતો હતો એમ પણ મારા સાંભળવામાં આવ્યું છે એટલે એ સઘળાં કારણોના પરસ્પર સંબંધનો વિચાર કરતાં તે પોતાના પિદરની મંજૂરી વગર, છુપી રીતે અને મારી વિરુદ્ધ કોઈ ખૌફનાક ખટપટ જગાવવાના ઇરાદાથી જ પંજાબને છોડી દિલ્હી જવામાટે નીકળેલો હોવો જોઇએ, એવી મારી માન્યતા છે." આલમખાને પોતાના અનુમાનને દર્શાવ્યું અને ત્યારપછી કહ્યું કે: "ફિકર નહિ; મારનારના હાથ બે હોય છે અને બચાવનાર પરવરદિગારના હાથ હજાર છે; અત્યારે ગાજીખાન આપણા કબ્જામાં છે અને તેના મુસાહિબો અહીં બનેલા અત્યારના બનાવથી બેખબર છે એટલે ગામમાં પહોંચતાંની સાથે જ હું તેમને પણ મુકૈયદ કરાવીશ અને કઢાવી શકાશે તો તેમનાં મોઢાંથી બધી હકીકત કઢાવીશ. કદાચિત્ દિલાવરખાન પણ આ બાબતપર કાંઇક રોશની નાખી શકશે; કારણ કે,

હવે મારા મનમાં એવો શક પણ આવ્યા કરે છે કે દિલાવરખાન પણ અણીને વખતે દિલ્લીમાં આવી પહોંચ્યો હતો તેમાં પણ કાંઈ એક ભેદ રહેલો હોવો જોઇએ. ગાજીખાન તથા દિલાવરખાનનો તેઓ બિરાદર હોવા છતાં એક બીજા સાથે બિલ્કુલ બનાવ નથી અને એ કારણને બીજાં કારણો સાથે મેળવતાં અત્યારના ઇત્તેફાકોમાં મારો એ શક વધારે અને વધારે મજબૂત થતો જાય છે."

આલમખાન, કમરપારા અને ગુલંદામનો પરસ્પર આટલો વાર્ત્તાલાપ જે વેળાયે ચાલી રહ્યો તે વેળાયે તેઓ ગામના પાદરમાં આવી પહોચ્યાં અને ત્યાં પહોંચ્યા પછી કમરપારાએ આલમખાનને ઉદ્દેશીને કહ્યું કે: "હજરત સલામત, આપ અને સાદિક ધીમે ધીમે આગળ ચાલો; અમો અમારા લિબાસોને બદલીને થોડીવારમાં જ આવીએ છીએ; કારણ કે, આ ગામનાં લોકો મને તથા ગુલંદામને નૌજવાનો તરીકે જ ઓળખતા હોવાથી આ જનાના લિબાસમાં ગામમાં પેસીને અમારા ભેદને અત્યારે જ ખુલ્લો કરી નાખવો એ જેમ અમારા-માટે સારું નથી તેમ જ આપના માટે પણ સારું નથી."

"ત્યારે તમારા મર્દાના લિબાસમાં મારે તમોને કયાં નામોથી ઓળખવી ?" આલમખાને ગોટાળો ન થાય એટલા માટે મુદ્દાનો સવાલ પૂછયો.

"મર્દાના લિબાસમાં કમરપારાનું નામ ચાંદખાન છે અને ગુલંદામનું ઇસ્મે મુબારિક નજીરુદ્દીન છે, ગરીબ પરવર !" સાદિકે આલમખાનના સવાલનો જવાબ આપી દીધો.

"કાબુલમાં તો, કમરપારા, મર્દાના લિબાસમાં તેં તારું નામ કમરુદ્દીન રાખ્યું હતું, કેમ ખરું કે નહિ ?" આલમખાને કહ્યું.

"હા, ત્યાં મેં મારું નામ કમરુદ્દીન રાખ્યું હતું, પણ અહીં ચાંદખાન રાખ્યું છે; કમર અને ચાંદ એ બે એક જ અર્થને દર્શાવનારા શબ્દો છે." કમરપારાએ ખુલાસો કર્યો.

આલમખાન અને સાદિક ધીમે ધીમે ચાલતા થયા અને કમરપારા તથા ગુલંદામ એક ઝાડની નીચે ઊભી રહીને આસપાસ કોઇ પણ માણસ ન હોવાની ખાત્રી કરી લીધા પછી તે ઝાડના થડની પોલાણમાં જતી વખતે છુપાવી રાખેલા મર્દાના પોશાકોને કાઢીને જનાનાં વસ્ત્રોને ઉતારી તે મર્દાના લિબાસોને ધારણ કરવા લાગી. તેઓ લિબાસને બદલવાના કામથી ફારેગ થઈ જનાનાં વસ્ત્રોને એક રૂમાલમાં પોટલીના આકારમાં બાંધીને ગામના ઝાંપાભણી જવાને ચાલતી થવાની તૈયારીમાં હતી એટલામાં પાંચ હથિયારબંધ સિપાહો તેમના રસ્તાને રોકીને તેમની સામા ઊભેલા તેમના જોવામાં આવ્યા અને તેમને જોતાં જ તેઓ ભયભીત તથા આશ્ચર્યચકિત થઇને ત્યાંની ત્યાં જ પાષાણપ્રતિમા સમાન સ્થિર ભાવથી ઊભી રહી ગઈ. એ સિપાહો કોના હતા અને કયાંથી આવ્યા હતા એની કમરપારા તથા ગુલંદામથી કશી પણ કલ્પના તત્કાળ કરી શકાઈ નહિ.

છેવટે ગુલંદામે છાતીને મજબૂત કરીને હિમ્મતથી તે સિપાહોને પૂછ્યું કે; "તમો કોણ છો અને અમારા રસ્તાને રોકીને શામાટે ઊભા છો ?"

"અમો કોણ છીએ અને કોણ નહિ એ ભેદ પછીથી તમારા જાણવામાં આવશે અને અમો તમારા રસ્તાને રોકીને એટલામાટે ઊભા છીએ કે અમારે

તમો બન્ને બદમાશ ઔરતોને પકડીને અમારા આકા પાસે દિલ્લી લઈ જવાની છે." તે સિપાહીઓમાંના અફસર જેવા દેખાતા પાંત્રીસેક વર્ષના વયના એક સિપાહે ચમકાવનારો જવાબ આપ્યો.

તે સિપાહના આ જવાબથી ગુલંદામ તથા કમરપારાના ભેદને તે સિપાહો સારી રીતે જાણતા હોવા જોઇએ એમ સ્પષ્ટ દેખાઈ આવ્યું અને પોતાના ભેદને આવી રીતે પ્રકાશિત થયેલો જોઇને કમરપારાએ પોતાની તલ્વારને મ્યાનમાંથી ખેંચી કાઢીને ગર્જનાના સ્વરૂપમાં કહ્યું કે: "અમો ઔરતો હોવા છતાં અમને મામૂલી ઔરતો માનશો નહિ અને બહુ વિચાર કરીને અમારાપર હાથ નાખજો; નહિ તો લેવાના દેવા થઇ પડશે અને તમારામાંથી બે ત્રણ બદમાશો તો અમારી તલ્વારોથી પલકારામાં જ જહન્નમવાસિલ થઈ જશે."

"બહાદુરો, આ પરીપયકર ચુડેલો એવી તો બદમાશ છે કે સીધી રીતે તાબે થાય તેમ નથી અને એટલામાટે જબરદસ્તી કર્યાં વિના આપણો છુટકો જ નથી. વધો આગળ અને એમને બાંધીને કરી લ્યો મુકૈયદ ને લાતો મારતા લઈ ચાલો જ્યાં આપણા ઘોડા તૈયાર છે ત્યાં." તે અફસરે કમરપારાના શબ્દોના ઉત્તરમાં કાંઇ પણ ન બોલતાં તત્કાળ પોતાના સાથીઓ અથવા તો સિપાહીઓને આ પ્રમાણે હુકમ ફર્માવી દીધો.

"જેવો ઇર્શાદ !" કહીને તે સિપાહીઓ ગુલંદામ તથા કમરપારાને પકડવામાટે આગળ વધ્યા અને તે બન્ને નાજનીનોએ પોતાની તલ્વારોથી તેમને રોકવાનો અને જીવ જતાં સુધી લડવાનો નિશ્ચય કરી લીધો.

પરંતુ હજી તો તે સિપાહીઓ ચાર ડગલાં જ આગળ વધ્યા હતા એવામાં એક મહાચમત્કારિક દૃશ્ય ગુલંદામ, કમરપારા તથા તે સિપાહીઓના જોવામાં આવ્યું અને તેના યોગે તેઓ સર્વ જ્યાં હતાં ત્યાં જ આશ્ચર્ય તથા ભયથી સ્તંભિત થઇને ઊભાં રહી ગયાં. તે ચમત્કારિક દૃશ્ય એ હતું કે અચાનક ત્યાં લગભગ દશ વાર જેટલી ભૂમિમાં સૂર્યના પ્રકાશ સમાન તીવ્ર પ્રકાશનો વિસ્તાર થઈ ગયો હતો અને તે પ્રકાશના મધ્યમાં જેણે ગળાથી પગ સૂધી લંબાયલો સુફેદ કપડાનો 'આબા' ધારણ કરેલો હતો અને મસ્તકપર પણ સુફેદ દુપટ્ટો બાંધેલો હતો; જેની શુભ્ર દાઢી નાભિ પર્યન્ત લંબાયલી હતી અને જેના મુખમંડળમાં એક પ્રકારની ચમત્કારિક જ્યોતિ પ્રસરેલી હતી; એવા પ્રકારની એક ફિરિશ્તા જેવી પુરુષમૂર્ત્તિ તે સર્વના જોવામાં આવી અને થોડીવારમાં જ તે પુરુષે તે સિપાહીઓને સંબોધીને અત્યંત ગંભીર વાણી તથા ગંભીર ભાવથી કહ્યું કે:–

"પૈસાની લાલચથી ફિરઔનના ગુલામ બનેલા ગુમરાહ ઇન્સાનો ! તમારી તલ્વારોને મ્યાન કરો અને તમારા શયતાનજાદા આકા પાસે ચાલ્યા જાઓ. જો આ પાકદામન ગુલંદામ અને એની સંગિની કમરપારાને પકડવામાટે અને એમનાપર જુલ્મ ગુજારવામાટે એક ડગલું પણ આગળ વધશો, તો ખુદાના કહરથી અને આ બુજર્ગની બદદુઆથી આ પળે જ તમારાં જાન અને કાલિબ જૂદાં થશે અને જ્યાં તમો જીવતા ઉભા છો ત્યાં તમારી લાશો પડેલી દેખાશે. મારાં સુખન ખરાં છે કે ખોટાં એ એટલાથી જ તમારા જાણવામાં આવી જશે કે આ ઔરતોપર તમો તલ્વારો ઉપાડવાને ગમે તેટલા મથશો તો પણ તમારા

*

હાથો થમી જશે અને તમારા પગો આગળ વધી શકશે નહિ. છતાં પણ અહીંથી ચાલ્યા નહિ જાઓ તો તમારા દિવસો ગણાઈ ચૂકયા છે એમ જ તમારે સમજી લેવાનું છે!"

તે ચમત્કારિક પુરુષના વચન પ્રમાણે જ તે સિપાહીઓના હાથ કયારનાય થમી ગયા હતા અને તેથી તેઓ પોતાના પ્રાણની રક્ષામાટે તે વૃદ્ધ પુરુષની ક્ષમા માગીને તત્કાળ ત્યાંથી ચાલ્યા ગયા; માત્ર એટલું જ નહિ, પણ તેઓ એટલા બધા ભયભીત થઈ ગયા હતા કે તેમણે ત્યાંથી ચાલતા થવા પછી એ દિશામાં દૃષ્ટિ માત્ર પણ ન નાખી.

ગુલંદામ તથા કમરપારા અચલ ભાવથી ત્યાં જ ઊભી હતી અને તેનું કારણ એ હતું કે તેમનાં મનોમાં ભય કરતાં આશ્ચર્યનો જ અધિક સંચાર થયો હતો. જે વૃદ્ધ પુરુષે અચાનક ઉપસ્થિત થઇને તેમનો શત્રુઓના હસ્તમાંથી ઉદ્ધાર કર્યો હતો તે વૃદ્ધ પુરુષ અન્ય કોઈ નહિ, પણ ગુલંદામનો વૃદ્ધ પિતા જમાલુદ્દીન પોતે જ હતો, એવો ગુલંદામ તથા કમરપારાનો તે વૃદ્ધના અવલોકનથી બહુધા નિશ્ચય જ થઈ ગયો હતો. અંતે પોતાના એ નિશ્ચયને અનુસરીને ગુલંદામે તે વૃદ્ધ પુરુષને માનપૂર્વક પૂછ્યું કે: "આપ મારા કિબ્લગાહ છો કે પછી આપને ઓળખવામાં મારી ભૂલ થાય છે? મને તો આપની શકલો શબાહત મારા બુજર્ગ પિદર જેવી જ દેખાય છે."

"મારી કુર્રતુલઅયન ગુલંદામ! હું તે જ તારો બુજર્ગ પિદર જમાલુદ્દીન છું." તે વૃદ્ધ પુરુષે કહ્યું: "મને ઓળખવામાં તારી જરા પણ ભૂલ થઈ નથી. એક નેક અખ્તર દુખ્તર પોતાના કિબ્લગાહને ભૂલી જાય તો તો દુનિયાની કયામતનો દિવસ આજેજ આવી જાય!"

"મારા મેહરબાન પિદર, હું આપના કદમોમાં સર ઝુકાવીને મારા ગુનાહો તથા મારી નાફર્માનીની મોઆફી માગું છું અને તે સાથે એટલું જાણવા માગું છું કે આપ અહીં કયારે અને શા કારણથી આવ્યા છો અને મારા અહીં હોવાના સમાચાર આપને કયાંથી મળ્યા અને કોણે આપ્યા?" ગુલંદામે ક્ષમા માગીને પૂછ્યું.

તે વૃદ્ધ પુરુષે એટલે કે જમાલુદ્દીને પ્રથમ 'જિન્દા બાશ, બરખુરદાર! જિન્દા બાશ!!" એ પ્રમાણેનો આશીર્વાદ આપ્યો અને ત્યાર પછી ગંભીરતાથી કહેવા માંડ્યું કે: "જાતેશરીફ ગુલંદામ, મારી અજીજ દુખ્તર! હું તારા ગુનાહની અને તારી નાફર્માનીની કયારનીયે મોઆફી આપી ચૂકયો છું એટલે હવે એમાટેની તારે ફિક્ર રાખવાની નથી. હું કયારે અને શા કારણથી અહીં આવ્યો છું; એના જવાબમાં એટલું જણાવવું બસ થશે કે હું અત્યારે તને તારા દુશ્મનના પંજામાંથી છોડવવાના કારણથી જ અહીં આવ્યો છું; એથી વધારે હકીકત જણાવવાનો અત્યારે વક્ત નથી. ગુલંદામ, મંજિલગાહમાંથી તારા જવા પછી મને બારેહક્તાલાની મેહરબાનીથી એક એવી અજીબ તાકત મળી ગઇ છે કે હું મારી મર્જીમાં આવે ત્યારે ગમે તે જગ્યામાં જઈ શકું છું અને હજારો ગાઉના ફાસલાને એક પલકારામાં જ કાપી નાખું છું. મને આવી તાકત મળેલી હોવાથી તારાપર જ્યારે પણ કોઈ આફત આવશે ત્યારે તે આફતમાંથી તને બચાવવા-

માટે હું ગમે ત્યાં હાજિર થઇશ; પણ તે એવી શર્તે કે તારા હાથથી કોઈ પણ નાપાક અને હરામ કામ ન થવું જોઇએ. ખયર; હવે તે વારેદાતની હું તને ખબર આપું છું કે જે વારેદાત તમારા આ સ્થાનમાં આવ્યા પહેલાં બની ગઈ છે. ગુલંદામ તથા કમરપારા, ઘવાયલા ગાજીખાનને ઉપાડીને આલમખાનના સિપાહીઓ આ જગ્યાએથી પસાર થતા હતા તે વેળાયે ગાજીખાનના અત્યારે અહીંથી જીવ લઇને નાસી ગયેલા સિપાહીઓ અથવા તો બદમાશ સાથીઓ પોતાના આકાની વાટ જોતા આ સ્થાનમાં જ બેઠા હતા; કારણ કે, ગાજીખાન જે વેળાયે એકલો તળાવના કિનારાપર આવ્યો હતો તે વેળાયે પોતાના એ સિપાહીઓને 'જો અડધી રાત સુધી હું ન આવું તો મને શોધવાને અમુક સ્થાનમાં આવજો' એવી સૂચના આપીને અહીં બેસાડી ગયો હતો. ઘવાયલો ગાજીખાન હોશમાં હોવાથી આ સ્થાનમાં આવતાં જ તેણે પોતાના સાથીઓને બૂમ પાડીને બોલાવ્યા, તેના એ સાથીઓ આલમખાનના બેખબર સિપાહીઓપર તૂટી પડ્યા અને તેથી તેઓ ગભરાઈ જતાં ગાજીખાનને જમીનપર નાખી દઇને પલાયન કરી ગયા. ગાજીખાને પોતાના એ સાથીઓને તમારી બધી હકીકત કહી સંભળાવી અને તે પોતે પોતાના એક માણસને સાથે લઇને ઘોડાપર બેસી દિલ્લી જવાને રવાના થયો; પરન્તુ તમને પકડીને દિલ્લીમાં લઈ આવવાનો હુકમ તે એમને આપતો ગયો હતો અને તેથી એઓ તમારી વાટ જોતા અહીં બેસી રહ્યા હતા. આલમખાન અને સાદિક તમારી સાથે હતા એટલે એ બદમાશો છુપાઈ ગયા હતા. તમો બન્ને લિબાસ બદલવાને અહીં એકલી રોકાઈ ગઈ તેથી એમને તમારાપર જોર આજમાવવાનો સારો મૌકો મળી ગયો; પણ મારા આવવાથી એ બલા તમારા સરપરથી ટળી ગઈ છે અને તેમાટે તમારે મારો નહિ, પણ પાક પરવરદિગારનો જ ઉપકાર માનવાનો છે. હવે તમો બન્ને ઉતાવળથી આલમખાન પાસે જાઓ અને ગાજીખાનના પલાયનના આ સમાચાર સંભળાવીને તેને પકડી લાવવામાટે સિપાહીઓની એક ટુકડીને દિલ્લી તરફ રવાના કરો; કારણ કે, જો ગાજીખાન દિલ્લી પહોંચી જશે તો તે ઇબ્રાહીમ લોદી સાથે મળેલો હોવાથી કોઈ નવો ફિત્નો જગાવશે અને આલમખાનમાટે કોઈ નવી આફત બરપા કરી દેશે."

તે વૃદ્ધ પુરુષ જમાલુદ્દીન તેના મુખમાંથી ઉપર્યુક્ત ભાષણમાંનો અંતિમ શબ્દ નીકળતાં જ ત્યાંથી અદૃશ્ય થઈ ગયો અને ગુલંદામની તેની સાથે વિશેષ વાર્ત્તાલાપ કરવાની આશા મનમાં જ રહી ગઈ. જમાલુદ્દીનના અદૃશ્ય થઈ જવા પછી ગુલંદામે કમરપારાને ઉદ્દેશીને કહ્યું કે: "બહેન કમરપારા, મારા પિદર આમ અચાનક અહીં આવ્યા હોય, આપણને તેની ખબર પણ ન પડે અને તેમને અહીંની દરેકે દરેક વારેદાતની આટલી બારીક ખબર હોય, એ બનાવ મને તો તિલસ્માત જેવો જ જણાય છે; છતાં મારા પિદરને આપણે આપણી આંખોથી જોયેલા છે અને તેમના આવવાથી જ આપણા માથાપરની આજની આફત ટળી ગઈ છે એટલે આ ઘટનાને સાચી પણ માનવી જ પડે છે. હું તો હજી પણ આ ઘટનાના રહસ્યને સમજી શકતી નથી."

"બહેન, આ તિલસ્માત જેવા બનાવને જોઇને હું પોતે પણ પશોપેશમાં

પડી ગઈ છું અને આ ઘટનાના રહસ્યની હું તારા કરતાં વધારે ચાલાક તથા તજરુબાકાર હોવા છતાં મારાથી પણ કશીયે કલ્પના કરી શકાતી નથી. વળી તારા પિદરે જ્યારે એમ કહ્યું કે: 'ગુલંદામ, મંજિલગાહમાંથી તારા જવા પછી મને બારે હકતાલાની મેહરબાનીથી એક એવી અજીબ તાકત મળી ગઈ છે કે હું મારી મરજીમાં આવે ત્યારે ગમે તે જગ્યામાં જઈ શકું છું અને હજારો ગાઉના ફાસલાને એક પલકારામાં જ કાપી નાખું છું. મને આવી તાકત મળેલી હોવાથી તારાપર જ્યારે પણ કોઈ આફત આવશે ત્યારે તે આફતમાંથી તને બચાવવામાટે હું ગમે ત્યાં હાજિર થઇશ; પણ તે એવી શરતે કે તારા હાથથી કોઈ પણ નાપાક અને હરામ કામ ન થવું જોઇએ!' ત્યારે તો હું અજાયબીના સમન્દરમાં ગર્ક થઈ જવા લાગી હતી. શું ખાકી પુતલાના નામથી ઓળખાતા અને આ દુનિયાના ગાફિલ મુસાફિર ગણાતા ઇન્સાનને આવી તાકત પણ હાસિલ થઈ શકતી હશે?" કમરપારાએ પોતાનો સંશય દર્શાવ્યો.

ગુલંદામે કહ્યું કે: "બહેન, આજની આ અજીબો ગરીબ વારેદાતને જોઇને મારી તો એવી જ દૃઢ માન્યતા થઈ ગઈ છે કે ખુદાની કુદરતને ખુદા વિના બીજું કોઈ પણ જાણી શકતું નથી અને ખુદાની ખુદાઇમાં એવી કોઈ પણ ચીજ અથવા વારેદાત નથી કે જેને આપણે કમઅક્ક ઇન્સાનો બિલકુલ નાશુદની–અસંભવનીય–ના નામથી ઓળખી શકીએ. 'ખુદાકી બાતેં ખુદા હી જાને!' એ ઉલ્માનો કૌલ મને તો, બહેન, આજે અક્ષરેઅક્ષર ખરો જણાય છે."

"ત્યારે આપણે હવે ચાલીશું?" કમરપારાએ કહ્યું.

"હા; ચાલો; કારણ કે, હવે બેસબબ વક્ત જાયા થાય છે અને આપણે હજી આલમખાનને ગાજીખાનના પલાયનના સમાચાર આપીને તેને પકડાવી મંગાવવાનો બંદોબસ્ત કરાવવાનો છે." ગુલંદામે ચાલ્યા જવાની વિશેષ અગત્ય દર્શાવી.

ગુલંદામ તથા કમરપારા જે વેળાયે તેમના પોતાના ઊતારામાં આવી લાગી તે વેળાયે જે સિપાહીઓના હાથમાંથી ગાજીખાન છટકી ગયો હતો તે સિપાહીઓ આલમખાનને તેના છટકવાની વાત સંભળાવતા ઊભા હતા એટલે ગુલંદામ તથા કમરપારાએ 'ગાજીખાન દિલ્લી જવાને રવાના થયો છે તેમજ તેના બદમાશ મુસાહિબો પણ હમણાં જ તેની પાછળ રવાના થયા છે એટલે જો આપણા સિપાહીઓ આ પળે જ મારતે ઘોડે અહીંથી રવાના થશે તો જરૂર તેમને પકડી પાડશે' એ પ્રમાણેની સૂચના આલમખાનને આપી દીધી. આલમખાનના ફોજી જવાનો આવી લાગ્યા હતા એટલે એક સો સિપાહીઓની ઘોડેસવાર ટુકડીને તેણે ગાજીખાનને પકડીને લાહોર લઈ આવવાના હુકમ સાથે દિલ્લીની દિશામાં રવાના કરી દીધી. જમાલુદ્દીનના ચમત્કારિક દર્શનનો વૃત્તાંત સાંભળીને આલમખાન પણ ચકિત થઈ ગયો અને એ ઘટનાના રહસ્યને જાણી ન શકયો. બામદાદમાં સફરની તૈયારીઓ થઈ જતાં આલમખાન પોતાની એક હજાર ઘોડેસવાર સિપાહોની ફોજ સાથે નાદિરા, ગુલંદામ, કમરપારા, સાદિક તથા યાસીન આદિ આત્મીય જનોને લઇને લાહોર જવાને રવાના થઈ ગયો. પરંતુ જંગલમાં તેની ગયરહાજરીમાં મામલો કેવો બદલાઈ ગયો હતો એની તેને જરા પણ ખબર ન હોતી.

# પ્રકરણ ૧૪ મું

## સિંહાવલોકન

**આલમખાન** સાત દિવસની સુલ્તાની ભોગવીને દુર્ભાગ્યના પ્રાબલ્યથી પાછો **બાબર**ની આપેલી સેનાના એક વિભાગ સાથે પાછો એક સાધારણ સૂબેદારના અધિકારથી જ **પંજાબ**માં જવાને નીકળી ચૂકેલો હોવાથી **આલમખાન** **લાહોર**માંથી ફોજ સાથે **દિલ્હી** જવાને ઉપડી ગયો હતો અને પછીથી **ગાજી**ખાનના અત્યાચારથી બચવામાટે **નાદિરાખાનમ** તથા **સાદિક** અને **યાસીન** પુરુષ-વેષધારિણી **ગુલંદામ** તથા **કમરપારા** સાથે **ભેડા**ના પ્રાચીન અવશેષોમાંના ગુપ્ત નિવાસસ્થાનમાંથી પ્રયાણ કરી ગયાં હતાં; ત્યાર પછી **પંજાબ**માં બનેલી કેટલીક ઐતિહાસિક દૃષ્ટિથી મહત્વની ઘટનાઓ તથા તે ઘટનાઓના યોગે **પંજાબ**માં **આલમખાન**માટે ફેરવાઇ ગયેલી પરિસ્થિતિનું આપણે સિંહાવલોકન કરીશું, તો તે અનુચિત તો નહિ જ થાય; કારણ કે, આપણી કથાના અનુસંધાનમાટે એ સિંહાવલોકન આવશ્યકીય છે.

**આલમખાન**ના કાકા અને **પંજાબ**ના સૂબેદાર વૃદ્ધ **દૌલતખાન** તથા તેના સદ્ગુણોનો પરિચય કરાવતાં એ તો પૂર્વે જણાવેલું જ છે કે 'તેનામાં જો એક અતિશય રાજ્યતૃષ્ણા અથવા તો રાજ્યલોભ નામક દુર્ગુણને બાદ કરીએ તો, અન્ય સર્વ સદ્ગુણો રહેલા હતા; પરંતુ એ રાજ્યતૃષ્ણા અથવા રાજ્યલોભ નામક એક જ દુર્ગુણ એવો અને એટલો તો પ્રબળ હતો કે તેનામાં સમય આવતાં **દૌલતખાન**ના અન્ય સર્વ સદ્ગુણોને નામશેષ કરી નાખવાનું સંપૂર્ણ સામર્થ્ય રહેલું હતું.' **આલમખાન**ને તેણે આશ્રય આપ્યો હતો, પોતા તરફની ભલામણ સાથે સુલ્તાન **બાબર** પાસે મોકલ્યો હતો અને ત્યાર પછી **બાબર**ની મદદ લઇને **આલમખાન** **લાહોર**માં આવતાં સૂબેદારી તેને સોંપીને પોતે **ભેડા**ના અવશેષોમાંના ભૂગર્ભમાં નિવાસ કરી રહ્યો હતો ઇત્યાદિ તેની સર્વ કૃતિઓમાં તેની કુટિલ રાજનીતિના અંશો એક કે બીજા સ્વરૂપમાં રહેલા જ હતા અને તેની એ કુટિલરાજનીતિનો હવે કેટલાંક કારણોથી સ્ફોટ પણ થવા માંડ્યો હતો. **ગાજી**ખાન સદ્ગુણોના વિષયમાં તેના પિતાથી સર્વથા વિપરીત સ્વભાવનો હતો છતાં રાજનૈતિકતા અને રાજ્યતૃષ્ણાના વિષયમાં તો પુત્ર અને પિતાની સમાન-વ્યસનશીલ જેવી જ સ્થિતિ હતી અને તેથી જ્યાં રાજનૈતિક ષડ્યંત્ર તથા રાજ્ય-લોભનો વિષય આવીને ઊભો રહેતો હતો ત્યાં તો **દૌલતખાન** અને **ગાજી**ખાનની અન્ય વિષયોમાં ભિન્નતા હોવા છતાં પણ એ વિષયમાં એકતા થઈ જતી હતી અને એ વેળાયે તેઓ પરસ્પર વિરોધને સર્વથા ભૂલી જતા હતા.

"**ઇબ્રાહીમ લોદી** તેના પોતાના સરદારો, રાજકર્મચારીઓ તેમ જ પ્રજાજનોના સમુદાયમાં સર્વથા અપ્રિય હોવાથી તેના શાસનકાળમાં અમો એક સર્વથા સ્વતંત્ર રાજ્ય સમાન **પંજાબ** પ્રાંતના રાજ્યશકટને યથેચ્છ ચલાવી શકીએ છીએ; તે અમારી સ્વતંત્ર રાજસત્તા **હિન્દોસ્તાન**માં **આલમખાન** જેવા સદાચારી અને લોકપ્રિય સુલ્તાનની સુલ્તાની થવા પછી અથવા તો **બાબર** જેવા એક અત્યંત બુદ્ધિમાન્, અનુભવી અને ન્યાયપરાયણ બાદશાહની હુકૂમત થયા પછી આવા જ

સ્વરૂપમાં ટકી શકશે કે નહિ, એ એક શંકાસ્પદ વિષય છે અને જો અમારી સ્વતંત્ર રાજસત્તા પંજાબમાં ન ટકી શકે તો પછી આલમખાનને આશ્રય આપીને અમોએ અમારા પગમાં અમારા પોતાના હાથે જ કુહાડો માર્યો છે, એમ જ કહી શકાય." આવા વિચારો જ્યારથી દૌલતખાને આલમખાનને આશ્રય આપીને કાબુલ મોકલવાની વાર્ત્તા ગાઝીખાનના જાણવામાં આવી હતી ત્યારથી જ તેના મનમાં ઘોળાયા કરતા હતા; છતાં તેણે કેટલાક સમય પર્યન્ત પોતાના એ વિચારો પોતાના પિતા દૌલતખાનને દર્શાવ્યા નહોતા અને એ મહત્ત્વના રાજનૈતિક વિષયનો ઊહાપોહ કર્યો નહોતો તેનું કારણ એ હતું કે જ્યારથી આલમખાનની બેગમ નાદિરાખાનમને તેણે જોઈ હતી ત્યારથી તેના સૌન્દર્યના ઉપભોગમાટે તે અત્યંત આતુર તથા અધીર બની ગયો હતો અને તેના મનમાં એવી આશાનો ઉદય થયો હતો કે, "જો નાદિરાખાનમ મારી માશૂકા થઈ જશે અને મારામાં તેની મહબ્બત બંધાઈ જશે; તો આલમખાન હિન્દોસ્તાનનો સુલ્તાન થશે, તો પણ નાદિરાની ભલામણથી તે અમારી સ્વતંત્ર રાજસત્તામાં હાથ નાખશે નહિ; માત્ર એટલું જ નહિ, પણ જો નાદિરા મારી મહબ્બતમાં બહુ જ સારી રીતે લપટાઈ જશે, તો નાદિરા સાથે છુપી ગોઠવણ કરી આલમખાનનું કાટલું કઢાવી નાખીને હું પોતે જ એક દિવસ હિન્દોસ્તાનનો સુલ્તાન થઈ જઇશ અને નાદિરા મારી બહુજ પ્યારી સુલ્તાના અથવા બેગમના નામથી ઓળખાશે. જો આમ થાય તો તો પછી મારા સદ્ભાગ્યની પરિસીમા થયેલી જ કહી શકાય!" પરંતુ લાહોરમાં નાદિરા સાથે વાર્ત્તાલાપ કરવાનો અવસર પણ તેને ન મળી શકયો અને ભેડાના અવશેષોમાં નાદિરાને અવિચાર તથા સાહસથી ભ્રષ્ટ કરવાના પ્રયત્નમાં તેનો સંપૂર્ણ પરાજય થયો; માત્ર એટલું જ નહિ, પણ તેના બે સાથીઓ હણાયા, તે પોતે ઘવાયો અને નાદિરા તેના પોતાના ખિદમતગારો સહિત ત્યાંથી કોઇના પણ જાણવામાં ન આવી શકે તેવી રીતે આબાદ છટકી ગઈ એટલે હવે "જો આલમખાન હિન્દોસ્તાનનો સુલ્તાન થાય; તો મારા પિદરમાટે નહિ, પરંતુ મારા પોતામાટે તો બહુ જ ભયાનક પરિસ્થિતિ ઊભી થઈ જાય, એમાં લેશ માત્ર પણ સંશય નથી અને એટલામાટે મારા પિદરને ગમે તેમ કરીને પણ આલમખાનનો દુશ્મન બનાવી દેવો જોઇએ; કારણ કે, એમ કર્યા વિના મારા જીવનની નિર્ભયતા અશકય છે અને મારા પિદરના મરણ પછી પંજાબની સૂબેદારી મારા હાથમાં આવે એ આશા આકાશકુસુમ સમાન છે. જ્યાં જીવનની આશા જ ન હોય, ત્યાં સૂબેદારીની આશા તો કયાંથી જ રાખી શકાય!" આવા પ્રકારની વિચારપરંપરાનો તેના પાપિષ્ઠ મનમાં આવિર્ભાવ થવા લાગ્યો. અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે ભેડાના ભૂમિગર્ભમાંના પોતાના કક્ષમાં નાદિરાએ ત્યાંથી પ્રયાણ કરતી વેળાયે દૌલતખાનના નામનો જે રૂક્કો લખીને રાખ્યો હતો તે ગાઝીખાન સાથે ગુપ્ત પ્રેમસંબંધ ધરાવતી એક બાંદીના હાથમાં આવતાં તે રૂક્કો તેણે ગાઝીખાનને આપી દીધો હતો અને ગાઝીખાને તે રૂક્કાને બાળી નાખવાથી ગાઝીખાને નાદિરાખાનમપર કરવા ધારેલા અત્યાચારની વાર્ત્તા દૌલતખાનના જાણવામાં આવી શકી નહોતી. આ કારણથી પ્રભાતમાં જ્યારે ગાઝીખાનના ઘવાયાની અને તેના બે સાથીઓના ખૂનની વાર્ત્તા

હાલતખાનના સાંભળવામાં આવી તેમ જ નાદિરા અને તેના બે ખિદમતગારોના અચાનક અદૃશ્ય થવાની કથા બાંદીઓએ આવીને તેને સંભળાવી એટલે તરત તે ગાઝીખાન પાસે ગયો અને આ સર્વ ઘટનાઓ કેમ બનવા પામી હતી એ વિશે તેને પ્રશ્ન કરતાં તેના પ્રશ્નના ઉત્તરમાં ગાઝીખાને જણાવ્યું કે:–

"કિબ્લગાહ, આલમખાનને આપણા ઘરમાં પનાહ આપવામાં, તેને બાબરશાહ પાસે મોકલવામાં અને ત્યાર પછી પંજાબની સૂબેદારી તેને આપીને પોતે આ તહખાનામાં આવીને રહેવામાં આપે એક એવી ભયંકર ભૂલ કરી છે કે જે ભૂલમાટે કદાચિત્ આપને જિન્દગીની છેલ્લી ઘડી સૂધીનો વખત પશેમાનીમાં જ વીતાડવો પડશે એમ જ મને જણાય છે. આપણા મનમાં નિરંકુશ રાજસત્તાનો જે લોભ વસી રહ્યો છે તે લોભ બીજાના મનમાં નહિ વસી રહ્યો હોય, એમ માની લેવામાં આપ સજ્જડ થાપ ખાઈ ગયા છો અને આલમખાનને આપે ભલો, ભોળો અને શરીફ ધારી લઇને પોતાના હાથથી જ પોતાની ગર્દનપર છુરી ચલાવવા જેવો ઘાટ ઘડી બતાવ્યો છે, એમ મારે આજે દિલગીરી સાથે જણાવવું પડે છે. આલમખાન કેવો કપટી અને આસ્તીનનો સાંપ છે એ ભેદ એટલાથીજ આપના જાણવામાં આવી શકશે કે લાહોરથી દિલ્લી જવા માટે નીકળવા પૂર્વે જ તેણે આપના અને આપના કુટુમ્બના સર્વનાશની વ્યવસ્થા કરી રાખી હતી અને તેના પરિણામે જ ગત રાત્રે મારા બે સાથીઓ મરાયા હતા અને મને પરવરદિગારે જ મૌતના પંજામાંથી બચાવ્યો હતો. બનાવ એવો બન્યો કે ગત રાત્રે મને ઊંઘ ન આવવાથી હું મારા બે સાથીઓને સાથે લઇને આ તહખાનામાંથી ઉપરના ભાગમાં ખંડીયેરની આસપાસ ખુલ્લી હવામાં ફરવા માટે ગયો હતો એવામાં અચાનક એક ઔરત કોઈ બે મર્દો સાથે ધીમા સ્વરથી વાતચીત કરતી ઊભેલી મારા અને મારા સાથીઓના જોવામાં આવી. અમારા મનમાં શક પયદા થવાથી અમો ધીમાં પગલાંથી તે ઔરત અને મર્દોની નજદીકમાં ગયા અને એક દીવાલની આડમાં છુપાઇને તેમની વાતચીતને સાંભળવા લાગ્યા. તેમની વાતચીત સાંભળતાં અમને જણાયું કે તે ઔરત નાદિરા હતી અને બે મર્દોમાંનો એક મર્દ આલમખાનનો બુઢ્ઢો મુસાહિબ હતો અને બીજો કોઈ અજાણ્યો શખ્સ હતો. તેમની વાતચીતથી અમો જાણી શકયા કે તેમના બે ચાર બીજા માણસો થોડીવારમાં આવવાના હતા અને તેઓ આપણા તહખાનાને દારૂગોળાથી ઉડાવી દેવાની ગોઠવણ કરીને એટલે કે તહખાનાને જ આપણી કબ્ર બનાવવાની વ્યવસ્થા કરીને નાદિરા તથા તેના બે મુસાહિબોને લઇને દિલ્લી તરફ રવાના થઈ જવાના હતા. થોડીવારમાં આલમખાનના ખાજાસરા યાસીન સાથે એક બીજો અજનવી જવાન આવી લાગ્યો અને નદીને સામે પાર ઘોડા તૈયાર હોવાનું જણાવી તેણે યાસીનને કાંઇક આપીને કહ્યું કે: 'આ ગોળા ત્રણ છે એટલે એ ત્રણ ગોળાને તહખાનામાં એવી જગ્યાએ મૂકી આવ કે જ્યાં કાંઇક ગર્મી રહ્યા કરતી હોય; કારણ કે, ગર્મીમાં અડધા પહોર જેટલા સમયમાં એ ગોળા ફાટશે અને આખા તહખાનાનો તેમજ તહખાનામાં જે મનુષ્યો હશે તે સર્વનો નાશ કરી નાખશે. તું તરત પાછો આવતો રહેજે; કારણ કે, આપણે અત્યારે જ અહીંથી આપણા આકા આલમખાનના હુકમ મુજબ દિલ્લીની દિશામાં રવાના થવાનું છે.' આપણા

સર્વનાશના અને આવા અણીના પ્રસંગને જોઇને હું તથા મારા સાથીઓ પ્રથમ તો યાસીનના શરીરપર ધસી ગયા અને તેના હાથમાંથી તે ગોળાને લઇને બળપૂર્વક એટલા દૂર ફેંકી દીધા કે તે પાછા તેમને મળી શકે જ નહિ; પરંતુ અમોએ તે ગોળા ફેંકી દીધા એટલામાં પેલા બે અજનવી જવાનો અમારા શરીરપર ધસી આવ્યા અને તેઓ બહુ જ બળવાન્ હોવાથી મારા બે સાથીઓ તેમની તલ્વારથી માર્યા ગયા; માત્ર એટલું જ નહિ, પણ હું ઘવાઇને જમીનપર પડી ગયો એટલે તેમણે મને પણ મરી ગયેલો માની લીધો અને તેથી જ હું જીવતો રહી શકયો છું. મારા પર આલમખાનના બુઢ્ઢા મુસાહિબે પણ તલ્વારનો વાર કર્યો હતો; પરંતુ તેનો તે વાર હું પડી જવાથી ખાલી ગયો હતો. આ ઘટના બની ગયા પછી અને આપણા સર્વનાશમાટેનો તેમનો પ્રયત્ન નિષ્ફળ થયા પછી ભયથી કે પછી બીજા કોઇ કારણથી તે બે અજનવી શખ્સોના કહેવાથી નાદિરા અને આલમખાનના બન્ને ગુલામો તેમની સાથે અહીંથી ચાલ્યાં ગયાં અને તેમના જવા પછી હું જ્યાં પડ્યો હતો ત્યાંથી ઊઠીને લંગડાતો લંગડાતો મારા આ કમરામાં આવીને પડ્યો અને બાંદીઓને ઉપરના ભાગમાં દેખરેખ રાખવામાટે બે ખાજાસરાઓને મોકલી દેવાનું કહી દીધું. ભયનું તાત્કાલિક નિવારણ થઇ ગયેલું હોવાથી મેં આપને જગાડવાનું યોગ્ય ન ધાર્યું અને તેથી મારા જખ્મપર પાટો બંધાવીને હું પણ નિદ્રાને આધીન થયો. આપને શું લાગે છે કે આ ઘટના શાનું પરિણામ હોવું જોઇએ; કારણ કે, આપ મારા પિદર છો અને તેથી મારા અનુભવ કરતાં આપનો અનુભવ બહુ જ વધારે હોય એ સ્વાભાવિક જ છે."

"આલમખાનની બેગમ અને આલમખાનના મુસાહિબ તથા ખાજાસરાના પલાયન કરી જવાથી તો સાફ સાફ એમ જ જણાય છે કે જરૂર તેમના દિલમાં કાંઇ પણ બદી હોવી જોઇએ અને તેમાં આલમખાનનો પણ હાથ હોવો જ જોઇએ; કારણ કે, નહિ તો તેમને અહીંથી ફરાર થઇ જવાનું કાંઇ પણ કારણ નહોતું." દૌલતખાન પણ પરિસ્થિતિનો વિચાર કરી આલમખાનનો વિરોધી થવા લાગ્યો અને આગળ વધીને કહેવા લાગ્યો કે: "ગાજીખાન, તારું કહેવું બરાબર છે; આલમખાનને પનાહ આપવામાં, તેને સુલ્તાન બાબર પાસે મોકલવામાં અને છેવટે પંજાબની સૂબેદારી મેં જે ધારણાથી તેના હાથમાં સોંપી દીધી છે તે ધારણામાં મારી ભયંકર ભૂલ થયેલી છે. પંજાબ જેવા એક ફળદ્રૂપ પ્રાંતનો અધિકાર તેની સુલ્તાનીના વક્તમાં સ્વતંત્રતાપૂર્વક મારા હાથમાં રહે એ તેનાથી જોઈ કે સાંખી ન શકાય એ સ્વાભાવિક છે; કારણ કે, આપણે ઇન્સાન છીએ અને તે કાંઈ ફિરિશ્તો નથી. ખયર; જે ભૂલ થવાની હતી તે થઈ ગઈ છે; પણ હવે મારે મારી ભૂલને વખતસર સુધારી લેવાનો પ્રયત્ન કરવાનો છે. હજી આપણી ફોજ અને આપણા ફોજી અફસરો આપણા હાથમાં છે એટલે પંજાબની સૂબેદારી તો હું આજે જ પાછી મેળવી શકું તેમ છે. હજી તો આલમખાન હિન્દોસ્તાનનો સુલ્તાન થવાનો છે અને સુલ્તાન થવા પહેલાં જ તેણે આપણી આવી છેડ કરી છે તો પછી સુલ્તાન થવા પછી આપણી સાથે તે કેવાક સુલૂકથી વર્ત્તશે એ ચોખ્ખું જણાઈ આવે છે. અર્થાત્ તે હજી સુલ્તાન થયો નથી અને તેની હુકૂમત જામી નથી તે પહેલાં જ પંજાબમાં તે પગ ન મૂકી શકે એવી હાલત પયદા કરી

દેવી એ જ વધારે સારું છે. એથી બે લાભ થવાનો સંભવ છે; જો ઇબ્રાહીમ સાથેના જંગમાં તેની હાર થશે, તો આપણે ઇબ્રાહીમને ખુશ રાખી શકીશું અને જો જંગમાં તેની જીત થશે તો ઈબ્રાહીમને મદદ આપીને પાછો તેની સામો કરી દઇશું એટલે પંજાબમાંની આપણી સૂબેદારીને કશી પણ બાધા થઈ શકશે નહિ. હું ચાર કે પાંચ દિવસમાં લાહોર જઇશ અને આપણી ફોજ સારી હોવાથી સુલ્તાન બાબરની ફોજને હાંકી કાઢીને સૂબેદાર તરીકેના અધિકારને પાછો મારા હાથમાં લઇશ. તું સારો થાય એટલે દિલ્લી જવાને રવાના થઈ જજે, ત્યાં ઇબ્રાહીમ લોદીને મળજે અને તેની સાથે રહીને આલમખાનના સર્વનાશમાટેનો તારાથી બની શકે તેટલો પ્રચંડ ઉદ્યોગ કરતો રહેજે."

આ પ્રમાણેનો નિશ્ચય થતાં દૌલતખાને લાહોર જવામાટેની તૈયારી કરવા માંડી અને પોતાના કેટલાક વિશ્વાસપાત્ર અધિકારીઓને પોતા પાસે બોલાવીને મંત્રણા કરવામાં તેનો ત્રણ કે ચાર દિવસનો સમય વીતી ગયો. એ ચાર દિવસમાં તેને આલમખાનના વિજયના અને દિલ્લીપ્રવેશના સમાચાર મળી ગયા અને એ સમાચાર જો કે તેના શોકને વધારનારા જ હતા, છતાં પણ એ સમાચારને પોતાના લાભની સિદ્ધિમાટે યોજવાનો તેણે પોતાના મનમાં ઘાટ ઘડી લીધો અને તદનુસાર લાહોરમાં પહોંચીને સુલ્તાન બાબરના જે ફોજી અફસરો હતા તેમને જણાવી દીધું કે: "પરવરદિગારની મેહરબાનીથી આલમખાન સુલ્તાન અલાઉદ્દીન નામથી દેહલીનો સુલ્તાન થઈ ચૂકયો છે એટલે હવે મારા ઓહદાને હું પાછો સંભાળી લેવામાં કોઇ પણ જાતનું જોખમ જોતો નથી; માત્ર એટલું જ નહિ, પણ આગ્રાથી ફરાર થયેલો ઇબ્રાહીમ લોદી કદાચિત્ પંજાબમાં આવીને કોઇ નવી ખટપટ ન જગાવે એટલામાટે પંજાબમાં મારા અમલની અને મારી દેખરેખની ખાસ અગત્ય છે. આગળ પણ એક વાર ઇબ્રાહીમ મારાપર ચઢી આવ્યો હતો, પણ બેજવાડામાંથી જ તેની છાવણીમાં ખટપટ જગાવીને મેં તેને પાછો દિલ્લીની દિશામાં ભગાવી દીધો હતો. અત્યારે જો તે મારા હાથમાં આવશે, તો તેને હું જીવતો રહેવા દેવાનો નથી.' સુલ્તાન બાબરના અફસરો તેણે આલમખાન સાથે કરેલી ભલાઇને જાણતા હોવાથી તેના આ ભાષણથી ભોળવાઈ ગયા અને સૂબેદાર તરીકેનો અધિકાર પાછો તેના હાથમાં સોંપીને તેની આજ્ઞાથી પોતાની ફોજ સાથે આલમખાનના મદદગાર થવામાટે દિલ્લી જવાને રવાના થઈ ગયા. બાબરની ફોજ અને તે ફોજના અફસરોને દિલ્લી મોકલવામાં પણ દૌલતખાનનો એક વિઘાતક ઉદ્દેશ સમાયલો હતો અને તે એ કે ઇબ્રાહીમ લોદીએ સાત દિવસના સુલ્તાન અલાઉદ્દીન અથવા આલમખાનના લશ્કરપર અડધી રાતે હલ્લો કરીને દિલ્લીનો કબ્જો પાછો મેળવી લીધો હતો અને આલમખાન શાહી મહલમાંથી ક્યાંક ગુમ થઈ ગયો હતો એ સમાચાર એ દિવસે પ્રભાતમાં જ તેને મળી ચૂકયા હતા અને તેથી એક જાસૂસને તેણે તત્કાળ ઇબ્રાહીમ લોદીપરનો એવા આશયનો રુક્કો આપીને રવાના કરી દીધો હતો કે: "બાબરનું જે લશ્કર અહીં બાકી હતું તેને થાપ આપીને મેં દિલ્લી તરફ રવાના કર્યું છે તો ત્યાં એવી ગોઠવણ કરી રાખજો કે એ લશ્કરનો નાશ થઈ જાય અને બાબરનો એક પણ સિપાહી જીવતો બચીને પાછો કાબુલમાં ન પહોંચી શકે. આલમખાન

કદાચિત્ પાછો બાબર પાસે જવાને પંજાબમાંથી પસાર થશે, તો હું તેને પકડી લેવાની કોશિશ કરીશ અને જો તે મારા હાથમાં આવશે તો આપની જનાબમાં પેશ કરી દઇશ." દૌલતખાન માત્ર આટલું જ કરીને બેસી ન રહ્યો; કિન્તુ તેણે પોતાના કેટલાક ચાલાક અને ચલ્તાપુર્જા જાસૂસનું કામ કરનારા સિપાહીઓને એવા હુકમ સાથે દિલ્હીના જૂદા જૂદા રસ્તાઓ તરફ રવાના કરી દીધા કે: "જો આલમખાન રસ્તામાં કયાંય પણ તમને મળી જાય, તો બને ત્યાં સૂધી તેને જીવતો પકડી લેજો અને તે પકડાય એટલે દિલ્હી લઇ જઇને તેને સુલ્તાન ઇબ્રાહીમ લોદી આગળ રજૂ કરી દેજો; પરંતુ જો તેને તમારાથી ન પકડી શકાય અને તેની સાથે વધારે માણસો હોય, તો કાં તો છુપી રીતે તેને મારી નાખીને તેનું માથું સુલ્તાન સમક્ષ લઈ જજો અને કાં તો તેના નિવાસસ્થાનની સુલ્તાનને બરાબર ખબર આપીને ફૌજની મદદથી તેને પકડી લેવાનો બંદોબસ્ત કરાવી દેજો."

ગાજીખાન પ્રાચીન ભેડાના ગુપ્ત નિવાસસ્થાનમાંથી જ દિલ્હી જવાને પોતાના પાંચ સાથીઓ અથવા જંગી જવાનો સાથે રવાના થયેલો હોવાથી ઇબ્રાહીમ લોદીના પરાજયના સમાચાર તેણે સાંભળ્યા હતા; પણ તેણે દિલ્હીનો કબ્જો પાછો મેળવ્યો હતો અને આલમખાન દિલ્હીમાંથી ભાગી ગયો હતો એ સમાચાર તેના સાંભળવામાં આવી શકયા ન હોતા; એટલે ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટના જે ગામમાં બની હતી તે ગામમાં આવ્યા પછી છેક સંધ્યા સમયે એ સમાચાર તેના સાંભળવામાં આવ્યા હતા અને તેથી એક પ્રકારે તેના આનન્દનો અવધિ થયો હતો. પરંતુ અચાનક તે ગુલંદામ તથા કમરપારાના પંજામાં સપડાયો અને તેનો એક જખમ રૂઝાયો હશે કે નહિ એટલામાં તો ગુલંદામની તલ્વારથી બીજી વાર ઘાયલ થઇને તેને ત્યાંથી જીવ લઇને દિલ્હી તરફ નાસવું પડ્યું એ ઘટના ગત પ્રકરણમાં વર્ણવાયલી હોવાથી એના પુનર્વિવેચનની આવશ્યકતા નથી. સારાંશ કે, આલમખાન જે આશાથી પંજાબમાં જવામાટે નીકળ્યો હતો તે આશાની વિફળતાને જ નિપજાવનારી સર્વથા પ્રતિકૂલ પરિસ્થિતિ તેનામાટે પંજાબમાં ઊભી થઈ ગઈ હતી એ રહસ્યથી આલમખાન સર્વથા અજ્ઞ હતો.

ગાજીખાન ઇબ્રાહીમ લોદી પાસે પહોંચવાને દિલ્હીની દિશામાં પલાયન કરી ગયો હતો અને તેને પકડવામાટે પોતાના કેટલાક ફૌજી જવાનોને રવાના કરીને આલમખાન પોતે નાદિરા, ગુલંદામ, કમરપારા, સાદિક તથા યાસીન તેમજ પોતાની ફૌજના એક હજાર સિપાહીઓ સહિત સુરક્ષિત અવસ્થામાં પંજાબમાં જવાને પ્રયાણ કરી ગયો હતો એ વૃત્તાન્ત તો ગત પ્રકરણના અંતમાં આપણા જાણવામાં આવી ચૂકયો છે એટલે ત્યાર પછીની કેટલીક ઘટનાઓનું આપણે હવે સંક્ષેપમાં અવલોકન કરી લેવાનું છે.

ગુલંદામ તથા કમરપારાને જણાવ્યા પ્રમાણે જમાલુદ્દીન અથવા ગુલંદામના પિતાએ ગાજીખાનને તેના માર્ગમાં આગળ વધતો અટકાવવાની વ્યવસ્થા ન કરી હોય કિંવા આલમખાનના સિપાહીઓનો કાંઈ પ્રમાદ થયો હોય કે પછી ગાજીખાનના ભાગ્યની પ્રબળતા તેની સહાયિકા થઈ હોય; ગમે તેમ થયું હોય, પણ પરિણામ એ થયું કે ગાજીખાન આલમખાનના સિપાહીઓના હાથમાં ન સપડાતાં સહીસલામત દિલ્હીમાં ઇબ્રાહીમ લોદી પાસે પહોંચી ગયો અને ત્યાં

તેની સાથે મળીને **આલમખાન સાથે** દશ ગાઉપરના ગામમાં **અદ્ભુત સંયોગથી** થયેલા તેના મેળાપનો વૃત્તાન્ત તેને **સંભળાવીને** અને પોતાનાં પાપોની કથાને ગુપ્ત રાખીને **આલમખાન** વિરુદ્ધ પરામર્શ ચલાવવા લાગ્યો અને તે પરામર્શના પરિણામે ઇબ્રાહીમ **લોદીએ** પોતાના કેટલાક કપટવિદ્યાપટુ વિશ્વાસપાત્ર પુરુષોને નાનાવિધ ગુપ્ત વેષમાં **આલમખાનને** છળ બળ કે કળથી પકડી લાવવા અથવા તો તેને મારીને તેનું મસ્તક લઈ આવવામાટે મોટાં મોટાં ઇનામોની લાલચમાં લપટાવીને મોકલી દીધા. **ગાઝીખાન** પોતે પણ ગુપ્તવેષમાં પોતાના સાથીઓ સહિત **આલમખાન** તથા ગુલંદામને મારી નાખવાના અને **નાદિરાખાનમને** પોતાની માશૂકા બનાવવાના આશયથી બે દિવસ પછી **દિલ્હીમાંથી પંજાબમાં** પહોંચી જવામાટે રવાના થઈ ગયો.

**નાદિરાની** પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી **આલમખાન** બહુ મંદ ગતિથી **પંજાબના** માર્ગમાં આગળ વધતો હતો અને જ્યાં સંધ્યાકાળ થાય ત્યાં પડાવ નખાવી દેતો હતો. પ્રતિદિવસ તે આઠ ગાઉથી વધારે માર્ગ કાપી શકતો નહોતો. ત્રણ દિવસના પ્રવાસ પછી **લાહોરથી દૌલતખાનની** આજ્ઞાથી **દિલ્હી** જવામાટે નીકળેલી **સુલ્તાન બાબરની** ફોજ અને **આલમખાનનો** માર્ગમાં જ મેળાપ થઈ ગયો અને એ વેળાએ **બાબરની** ફોજ તથા તે ફોજના અફસરો જાણી શકયા કે **આલમખાન ઇબ્રાહીમ લોદીની** કુટિલ યુદ્ધનીતિનો ભોગ થઇને પાછો **પંજાબ** તરફ જવાને નીકળ્યો હતો; પરંતુ તે ફોજી અફસરોના વૃત્તાન્તથી **દૌલતખાનની** કુટિલતાનો ભેદ **આલમખાનના** જાણવામાં આવી શકયો નહિ; કિંબહુના તે તો ફોજને **દિલ્હી** તરફ પોતાની મદદમાટે મોકલવાની જે લાગણી **દૌલતખાને** દર્શાવી હતી તેમાટે પોતાના મનમાં **દૌલતખાનને** ધન્યવાદ જ આપવા લાગ્યો. તેણે તે ફોજી અફસરોને પોતાની સાથે ફોજ સહિત પાછા **પંજાબમાં** ચાલવાનો હુકમ ફર્માવી દીધો અને તેમને **સુલ્તાન બાબરનું આલમખાનના** તાબચે ફર્માન રહેવામાટેનું ફર્માન હોવાથી તેઓ જરા પણ આનાકાની વગર તેના હુકમના તાબેદાર થઈ ગયા. આ સૈન્ય આવી મળવા છતાં પણ **આલમખાને દિલ્હી** તરફ પાછા ફરવાની અને **ઇબ્રાહીમ** સાથે બીજીવાર લડવાની હિંમત ન કરી તેનું કારણ એ હતું કે તે **બાબરની** જેટલી ફોજને પ્રથમવારના યુદ્ધમાં પોતા સાથે લઈ ગયો હતો તેમાંના કેટલાક ભાગનો નાશ થયો હતો અને જે સિપાહીઓ **ઇબ્રાહીમને** પકડવામાટે જૂદી જૂદી દિશાઓમાં નીકળી ગયા હતા તે સર્વ અદ્યાપિ તેને પાછા આવીને મળ્યા નહોતા એટલે **ઇબ્રાહીમની** ફોજ સાથે ટક્કર ઝીલવાને સમર્થ હોય તેટલી ફોજ અત્યારે તેની પાસે નહોતી તેમજ **ઇબ્રાહીમના** કાપટ્ય તથા કૌટિલ્યથી તે એટલો બધો ભયભીત થઈ ગયો હતો કે હવે **સુલ્તાન બાબરને** પોતાને બોલાવ્યા વિના પોતાની બુદ્ધિથી જ યુદ્ધના અગ્નિને પ્રજળાવવાનું કાર્ય તેને એક પ્રકારના કુસાહસ જેવું જ દેખાવા લાગ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ **નાદિરા** ગર્ભવતી હોવાથી તેનાથી દૂર રહેવાની પણ હાલ તરત તેની ઈચ્છા નહોતી અને **નાદિરાનો** પણ તેને તાત્કાલિક યુદ્ધમાં ન ઉતરવામાટેનો આગ્રહ હતો એટલે આ સર્વ એકત્ર કારણોથી હાલ તરત તેણે **પંજાબમાં** જઇને સ્થિર થવાનો, **સુલ્તાન બાબરને** પોતાના જય તથા પરા-

જયના સમાચાર મોકલીને પંજાબમાં આગ્રહપૂર્વક બોલાવવાનો અને તેના આવ્યા પછી તેમજ નાદિરાનો પ્રસૂતિકાળ વીતી ગયા પછી યુદ્ધના પાવકને પ્રજળાવવાનો નિશ્ચય કરીને પંજાબનિવાસને જ વિશેષ મહત્ત્વ આપ્યું હતું; કારણ કે, "જો પંજાબમાં ઇબ્રાહીમ લોદી મારાપર લશ્કર લઇને ચઢી આવશે, તો દૌલતખાનની તથા મારી ફોજ પંજાબમાંથી તો તેને તથા તેની ફોજને જરૂર મારી હઠાવશે;" એવી તેની દૃઢ માન્યતા હતી. પરંતુ તેના પ્રવાસની ચોથા દિવસની રાત્રિયે જ એક એવી ઘટના બની ગઈ કે જે ઘટનાના યોગે દૌલતખાનની કુટિલતા અને પંજાબમાં તેના પોતામાટે ફેરવાઇ ગયેલી પરિસ્થિતિનો સમસ્ત ભેદ તેના જાણવામાં આવી ગયો અને તેની આશાના દુર્ગપર તેથી જાણે વજ્રપાત થયો હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો. તે શોકવર્ધિની ઘટના આ પ્રમાણે બની હતી:–

ચોથા દિવસની મધ્યરાત્રિની વેળા થઈ હતી; આલમખાન પોતાની લશ્કરી છાવણીના મધ્યભાગમાંના પોતાના શાહી તંબૂમાં પોતાની શય્યામાં નિદ્રાવશ થયેલો હતો અને તેની શય્યાથી થોડા અંતરપર પ્રજ્વલિત દીપકનો મંદ પ્રકાશ તંબૂમાં વિસ્તરેલો હતો. આ તંબૂમાં તે એકલો જ સૂતેલો હતો; કારણ કે, નાદિરાખાનમ ગર્ભવતી હોવાથી તેના શયનમાટેની વ્યવસ્થા એક બીજા જૂદા તંબૂમાં જ કરાયલી હતી. મધ્યરાત્રિની વેળા થયેલી હોવાથી બહુધા સમસ્ત સૈનિકો નિદ્રાવશ થયેલા હોય એમ શિબિરમાં વ્યાપેલી નિસ્તબ્ધતા તથા ભીષણ શાંતિના યોગે તત્કાળ જાણી શકાતું હતું અને જો વચ્ચે વચ્ચે પ્રહરીઓના સાવધતાસૂચક ધ્વનિથી એ નિસ્તબ્ધતા તથા શાંતિનો કિંચિત્ ભંગ ન થતો હોત તો દૂરથી આવતા કોઈ મનુષ્યને એ સ્થાનમાં કોઈ લશ્કર છાવણી નાખીને પડ્યું હશે એવો ભાસ માત્ર પણ ભાગ્યે જ થઈ શકત; કારણ કે, રાત કાંઇક અજવાળી હોવાથી છાવણીમાં દીપકો પણ વિશેષ સંખ્યામાં પ્રકટાવવામાં આવ્યા નહોતા. નાદિરાખાનમ તથા આલમખાનના તંબૂઓની આસપાસ જો કે ચાર ચાર પ્રહરીઓ તેમની રક્ષામાટે સાવધ રહીને ફર્યા કરતા હતા છતાં પણ મધ્યરાત્રિ વીત્યા પછી એક વિલક્ષણ અને ભયાનક ઘટના બનવાનો રંગ દેખાવા લાગ્યો. શુક્લપક્ષની અષ્ટમી કિંવા નવમીની નિશા હોવાથી મધ્યરાત્રિ પછી અલ્પ સમયમાં જ આકાશમંડળમાં ચંદ્રમાનો અસ્ત થવાથી જે સ્થાનમાં ચંદ્રનો શીતલ પ્રકાશ વિસ્તરેલો હતો તે સ્થાનમાં અંધકારનો અધિકાર થવા લાગ્યો હતો અને તે અંધકારને પોતાનો પરમસહાયક માનીને સૈનિકોના કેટલાક અંતરપર આવેલા તંબૂઓમાંના એક તંબૂમાંથી કોઈના જાણવામાં ન આવી શકે તેવી રીતે બહાર નીકળીને કોઇ બે ઓરત જેવી દેખાતી અજ્ઞાત વ્યક્તિઓ અત્યંત મંદ સ્વરથી પરસ્પર કાંઇક વાર્તાલાપ કરતી આલમખાનના તંબૂ તરફ આગળ વધતી દૃષ્ટિગોચર થવા લાગી. અચાનક એક વૃક્ષ તળે પહોંચીને તે બન્ને વ્યક્તિઓ ઊભી રહી ગઈ અને એક વ્યક્તિ અન્ય વ્યક્તિને સંબોધીને ધીમા સ્વરથી કહેવા લાગી કેઃ–

"અહા, થોડી વારમાં જ કેટલો બધો ફેરફાર! જે રાત ચાંદની રોશનીથી થોડીવાર પહેલાં હસતી અને ચમકતી દેખાતી હતી તે જ રાત અંધકારના

સમંદરમાં ડૂબવાથી જાણે રોતી હોયની! એવો જ ભાસ થાય છે. યા અલ્લાહ! રાત કેવી અંધેરી છે, જાણે કયામતની ફેરી છે! આજની આ પાછલી રાત આશકોમાટે શબે ફિરાક અથવા તો શબેદયજૂર છે કે જેની આગળ જુલ્માતની તારીકી પણ કાફૂર છે!"

"નહિ, નહિ; સુલયમાન, એમ જ બોલ કે આજની રાત આલમખાનની કબ્રની રાત છે; આજની રાત તે એક આસમાની બલાની વારદાત છે. આ તે રાત છે કે જેમાં જંગલી દરિંદા પોતાના મસ્કનમાં ગોશાનશીન છે; આ તે રાત છે કે જેમાં અયશપસન્દ લોકો ગોશયે રાહતનાં મકીન છે! આ રાત આશકોને ખૂનેનાહકપર આમાદા કરનારી છે; આ રાત જનાકારોના ગુનાહના શૌકને જીયાદા કરનારી છે! આ રાત ગુનાહગારોના ગુનાહોના નામા જેવી કાળી છે અને તેથી જ આ રાત ચાંદના ચમકતા ચહેરાપર અંધારાની કાળી ચાદર ઓઢાડતી ચાલી છે! આ રાતના ડરથી આસમાનના રૂપેરી સિતારા પોતાનાં મુખમંડળોને છુપાવે છે અને આ રાતના ખૌફથી કાતિબે આમાલના દિલમાં થરથરાટીની આંધી ચઢી આવે છે! અત્યારે છાવણીમાંના બધા સિપાહો ખાબમાં છે; પણ આપણે એક ખૌફનાક કામ કરવાનું હોવાથી આપણા આત્માઓ અજાબમાં છે!" બીજી વ્યક્તિએ પ્રથમ વ્યક્તિને પોતાના વિચારો દર્શાવ્યા.

"પરંતુ, હુસ્ના, ક્યાંક એવું ન થાય કે આ જનાના લિબાસમાં નીકળેલો સુલયમાન શિકારી થવાને બદલે શિકાર થઈ જાય; આલમખાનની જાન લેવા જતાં આપણી પોતાની જાનની કુરબાની અપાય!" સ્ત્રીવેષધારી સુલયમાને પોતાની સંગિની હુસ્નાને સંબોધીને આવા ભયદર્શક ઉદ્ગારો કાઢ્યા.

તેમના આ વાર્ત્તાલાપથી તે બે વ્યક્તિઓમાંની એક વ્યક્તિ ખરેખરી સ્ત્રી હતી અને બીજી વસ્તુતઃ પુરુષ હોવા છતાં સ્ત્રીવેષધારિણી વ્યક્તિ હતી તેમ જ તેઓ આલમખાનની હત્યામાટે જ અત્યારે આલમખાનના તંબુ તરફ જવાને નીકળી હતી એટલું તો સ્પષ્ટતાથી આપણા જાણવામાં આવી શકે તેમ છે એટલે હવે તેમના હવે પછીના કાર્યક્રમનું જ આપણે અવલોકન કરવાનું છે.

પોતાના સંગી સુલયમાનના ઊપર્યુક્ત ભયદર્શક ઉદ્ગારો સાંભળીને હુસ્ના મંદ પરંતુ ઉપાલંભાત્મક ભાવથી તેને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ "સુલયમાન, તું મર્દ હોવા છતાં અણીને વખતે તારા મોઢામાંથી આવા અલ્ફાજ નીકળતા સાંભળીને મને અજાયબી થાય છે. નામર્દ ન થા; મારા મોઢાને શું તાકી રહ્યો છે! મારા સવાલનો જવાબ આપ. બોલ, તારા દિલમાં હિમ્મત છે ખરી કે નહિ?"

"બેશક છે; પરંતુ આ સવાલથી કાંઈ મતલબ?" સુલયમાને જવાબ આપીને સવાલ પૂછયો.

"ખામોશ; અને તારી પાસે ખંજર છે કે નહિ?" હુસ્નાએ તેના સવાલનો જવાબ ન આપતાં બીજો સવાલ રજૂ કર્યો.

"હા છે." સુલયમાને કહ્યું.

"તારી પાસે ખંજર છે એ તો હું પણ જાણું છું; પણ હું એ પૂછવા માગું છું કે એ ખંજર ફક્ત લોકોને દેખાડવામાટે જ તેં પોતાની પાસે રાખ્યું છે કે એની પાસેથી કાંઈ કામ લેવામાટે?" હુસ્નાએ આડો સવાલ પૂછયો.

"આ ખંજર દુશ્મનના ખૂનનો તલબગાર છે!" સુલયમાને જોશમાં આવીને કહ્યું.

"તો આપણા આકાના દુશ્મન આલમખાનનું ખૂન તારા ખૂનના તલબગાર ખંજરમાટે તૈયાર છે!" હુસ્ના બોલી; અને ત્યાર પછી તે તેના ઉત્સાહને વધારતી કહેવા લાગી કે: "ગભરાતો નહિ; સુલયમાન, ગભરાતો નહિ; કારણ કે, હું જો કે ઔરતજાત છું; છતાં આવાં કામોને પાર પાડવામાં હું જિન્દા કરામાત છું. હું તારા ગમની અંધારી રાતને શબેવસ્લ બનાવીશ અને ઉમ્મીદના ચાંદને તેમાં ચમકાવીને રોશનીને ફયલાવીશ. હું જીવતી છું ત્યાંસૂધી તારે મલકુલ મૌતથી પણ ડરવાનું નથી અને ડરી જઇને જરા પણ પાછું પગલું ભરવાનું નથી. સુલયમાન, યાદ રાખજે કે તું મારો આશક છે; મારી મહબ્બત અને મારા વસ્લનો તલબગાર છે અને મને પોતાની બીબી બનાવવાનો ઉમ્મીદવાર છે; પણ આજના કામના અંજામમાં તું જરા પણ નામર્દાઈ બતાવીશ, તો મારી નિગાહમાંથી ઊતરી જઇશ અને હું તારી માશૂકા થવાને બદલે તારા માથાપર લાનતનો વર્ષાદ વર્ષાવીશ; કારણ કે, ઔરતજાત મર્દને પસન્દ કરનારી હોય છે, હીજડાને પસન્દ કરનારી નથી હોતી! એ તારે કદાપિ ભૂલી જવાનું નથી અને હેચકારા થવાનું નથી!"

"બસ, હુસ્ના, બસ કર અને જબાનના ખંજરને હવે આ આશકના સીનાપર ન ચલાવ. તારા વસ્લને મેળવવામાટે હું જહન્નમમાં જવાને પણ તૈયાર છું; હું તારા હુકમનો ગુલામ છું; તારો બન્દો તાબેદાર છું!"

"શાબાશ, મર્હબા, આફરીન!" હુસ્નાએ તેને ધન્યવાદ આપ્યો.

હુસ્ના અને સુલયમાન આલમખાનના તંબૂ તરફ આગળ વધ્યાં અને જમીનપર લાંબા પડી પશુ પ્રમાણે ચાલી પ્રહરીઓની નજર ચૂકાવીને આલમખાનના તંબૂમાં દાખલ થઈ ગયાં.

આલમખાન ગાઢ નિદ્રામાં પડેલો હોવાથી પોતાના પ્રાણહારક શત્રુઓના પોતાના તંબૂમાં થયેલા પ્રવેશની ઘટના તેના જાણવામાં આવી શકી નહિ. હુસ્નાએ મંદ બળતા દીપકને વધારે મંદ કરી નાખ્યો અને અંધુક પ્રકાશમાં આલમખાનની શય્યા તરફ સુલયમાન સહિત આગળ વધીને તેણે સુલયમાનને કહ્યું કે: "ખબરદાર; હોશિયાર; ખંજરનો એક જ વાર અને દુશ્મન ફિન્નાર! દુશ્મન ખાબે ગફલતમાં પડેલો છે ત્યાં સૂધીમાં એનું કામ તમામ થવું જોઇએ; કારણ કે, ખુદા ન ખાસ્તા એ અચાનક બેદાર થશે, તો એની અજલ આપણી ગર્દનોપર ચઢી જશે!"

"આ ખંજરે ખૂંખાર દુશ્મનની છાતીમાં પેસવાને તૈયાર છે." સુલયમાને ખંજરને બહાર કાઢીને એ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા અને તે સાથે ખંજરને આલમખાનની છાતીમાં ઊતારી દેવાને તે તૈયાર થઇ ગયો. પરન્તુ અચાનક "મારનારના હાથ બે છે અને બચાવનાર પરવરદિગારના હાથ હજાર છે!" એ પ્રમાણેના શબ્દો તેના તથા હુસ્નાનાં શ્રવણોમાં આવીને અથડાયા, તે ઉભય પાપિજનો ભયથી કિંચિત્ પાછળ હટી ગયાં અને તે ક્ષણે જ તમંચામાંથી છૂટેલી એક ગોળીએ સ્ત્રીવેષધારી સુલયમાનની છાતીમાં પ્રવેશ કરીને તેને ભૂમિપર ચત્તોપાટ પછાડી નાખ્યો. આવી ફેરવાયલી પરિસ્થિતિને જોઇને હુસ્ના ત્યાંથી

જીવ બચાવવામાટે નાસી જવાને તૈયાર થઇ, પરંતુ તે જેવી બે ડગલાં આગળ વધી કે તત્કાળ તેને પુરુષવેષધારિણી કમરપાશાએ પોતાના સશક્ત બાહુપાશમાં બદ્ધ કરી લીધી અને આલમખાનના દુપટ્ટાથી બાંધીને ભૂમિપર નાખી દીધી. આ ઘટનાના યોગે કેટલોક કોલાહલ થતાં આલમખાન પણ જાગી ઉઠ્યો અને મહરીઓ પણ ત્યાં દોડી આવ્યા. હુસ્ના તથા સુલયમાનના કાળા કારસ્તાનનો ભેદ ખુલ્લો થઈ જતાં આલમખાન પાસેથી અભયવચન મેળવ્યા પછી હુસ્નાએ જે વૃત્તાન્ત કહી સંભળાવ્યો તે આ પ્રમાણેનો હતો:-

"હું પંજાબના સૂબેદાર દૌલતખાનના જનાનખાનાની એક બાંદી છું અને દૌલતખાનના સાહબજાદા ગાજીખાનની એક છુપી માશૂકા છું. દૌલતખાન તથા ગાજીખાનનો, ભેડામાંથી નાદિરાખાનમ તથા આપ નામદારના બે ફિદવીઓના પલાયન કરી ગયા પછી, આપમાં અવિશ્વાસ બંધાયાથી દૌલતખાને ગાજીખાનને ઈબ્રાહીમ લોદી પાસે મોકલીને પોતે લાહોર જઈ પંજાબની સૂબેદારી પાછી પોતાના હાથમાં લઈ લીધી છે અને આપ નામદારને મારી નાખવામાટે પોતાના કેટલાક વિશ્વાસપાત્ર મનુષ્યોને આપનો જ્યાં પણ પત્તો મળે ત્યાં જવામાટે રવાના કરી દીધા છે. હું પણ મોટા ઇનામની અને ગાજીખાનની બીબી થવાની આશાથી આપને મારી નાખવાનું બીડું ઝડપીને અહીં આવી હતી અને મારા વિસાલના તલબગાર આ સુલયમાનને મહબ્બતની લાલચમાં લપટાવીને મારી સાથે લાવી હતી. આપની છાવણીમાં લાહોરથી આવેલા આપના લશ્કરમાં દૌલતખાનના કેટલાક જાસૂસો મૌજૂદ હોવાથી અમો છાવણીમાં પ્રવેશ કરી શકયાં હતાં અને આશ્રય મેળવી શકયાં હતાં. મધ્યરાત્રિ પછી સુલયમાનને હું જનાના લિબાસમાં અહીં એટલામાટે લાવી હતી કે કદાચિત્ અમો કોઇના જોવામાં આવી જઇએ, તો પણ નાદિરાખાનમની બાંદીઓ તરીકે પોતાને ઓળખાવીને અમારાથી મૌતના પંજામાંથી છટકી શકાય અને જો અમારાપર કોઇની નજર ન પડે, તો અમારું કામ નિર્વિઘ્ન પાર પડી જાય. અમારો દાવ આપના તંબૂમાં દાખલ થતાં સુધી તો ફાવી ગયો, પણ આ હસીન નૌજવાનના જણાવ્યા પ્રમાણે મારનારના બે હાથ અને બચાવનાર પરવરદિગારના હાથ હજાર હોવાથી પરવરદિગારે આપના બચાવનાર આ નૌજવાન ફિરિશ્તાને અણીની વેળાયે આપના બચાવમાટે મોકલી આપ્યો, એના તમંચાની ગોળીથી મારો આ સાથી મરાયો અને હું પોતે પણ પકડાઈ ગઈ. હવે આપ નામદારનાં ચરણોમાં મારી એ જ પ્રાર્થના છે કે આપ દૌલતખાનના વચનમાં કે વર્ત્તનમાં લેશ માત્ર પણ વિશ્વાસ રાખશો નહિ; હાલ તરત લાહોરમાં જશો નહિ અને હિન્દોસ્તાનની સુલ્તાનીને મેળવવામાટે જે કાંઇ પણ કોશિશ કરો તે કેવળ પોતાના બળપર આધાર રાખીને તેમ જ બરાબર સાવચેતી રાખીને જ કરજો. હું આપનો જીવ લેવાને આવી હતી છતાં આપ નામદારે મારા ગુનાહે અજીમની મોઆફી આપીને મને મારી જાન બખ્શી છે એ એટલે એ એહસાનના બદલામાં આપ નામદારને ખરી સલાહ આપવી એ હું મારો ફર્જ સમજું છું."

આ પ્રમાણે કહીને હુસ્નાએ ગાજીખાનના પ્રપંચ અને તેના યોગે પંજાબમાં આલમખાનમાટે ફેરવાઈ ગયેલી પરિસ્થિતિનો જે વૃત્તાન્ત પ્રસ્તુત પ્રકરણના

પ્રારંભમાં આપવામાં આવ્યો છે તે સમસ્ત વૃત્તાન્ત પણ આલમખાનને કહી સંભળાવ્યો; કારણ કે, હુસ્ના પોતે ગાજીખાનની માશૂકા હોવાથી ગાજીખાનના પોતાના મુખથી જ એ સર્વ ગુપ્ત છળપ્રપંચોની વાર્ત્તા તેના જાણવામાં આવી હતી અને તેથી જેને હુસ્ના ન જાણતી હોય, એવી દૌલતખાન તથા ગાજીખાનની કોઈ પણ છુપી મસ્લહત હતી જ નહિ. અહીં એ પણ જણાવવાની આવશ્યકતા છે કે આ હુસ્ના તે જ બાંદી હતી કે નાદિરાએ દૌલતખાનના નામનો લખેલો રુક્કો જેના હાથમાં આવ્યો હતો અને તે રુક્કો દૌલતખાનને ન આપતાં જેણે ગાજીખાનને આપવાથી ગાજીખાને નાદિરાપર કરેલા અથવા કરવા ધારેલા અત્યાચાર કિંવા બળાત્કારની વાર્ત્તા દૌલતખાનના જાણવામાં આવી શકી નહોતી અને જેના પરિણામે ગાજીખાનનો પ્રપંચ ફાવી જતાં દૌલતખાન આલમખાનનો જાની દુશ્મન થઈ ગયો હતો.

આલમખાને પોતાના વચન અનુસાર અત્યન્ત ઉદારતા દર્શાવીને પાપીયસી હુસ્નાને પ્રાણદાન આપીને તેની જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં જવામાટેની આજ્ઞા આપી દીધી અને હુસ્ના વારંવાર આલમખાનનો ઉપકાર માનતી અને તેના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવતી ત્યાંથી રવાના થઈ ગઈ. સુલયમાનના શબને પ્રહરીઓ ત્યાંથી ઉપાડી ગયા અને પ્રભાતમાં પોતાની છાવણીમાં દૌલતખાનના પક્ષના જેટલા પણ શક પડતા માણસો મળી આવ્યા તે સર્વને એકત્ર કરીને આલમખાને જલ્લાદોની તલ્વારોના વારથી એક સમયાવચ્છેદે એટલામાટે મરાવી નાખ્યા કે ભવિષ્યમાં દૌલતખાનના બીજા માણસો તેમના શિરચ્છેદની વાર્ત્તા સાંભળીને તેની છાવણીમાં અથવા તો તેનો જે નગર કે ગ્રામમાં મુકામ હોય તે નગર કે ગ્રામમાં આવતાં વિચાર કરે અને તેથી ભવિષ્યમાં શત્રુપક્ષના છળપ્રપંચની ભીતિ તથા ચિન્તા સ્વાભાવિક જ ઓછી થઈ જાય. આ એક નવીન કાર્યમાં રોકાણ થવાથી પ્રભાતમાં છાવણી ઉઠાવીને આલમખાનથી પ્રવાસમાં આગળ વધી શકાયું નહિ તેમ જ એ દિવસે ત્યાંથી છાવણી ન ઉઠાવવાનું બીજું કારણ એ પણ હતું કે પ્રથમ આલમખાનનો લાહોર જવાનો વિચાર હતો, પણ ત્યાંની પરિસ્થિતિનું પરિવર્ત્તન થયેલું હોવાથી અને ત્યાં જવામાં વિશેષ ભીતિ રહેલી હોવાથી હવે કયા સ્થાનમાં જવું અને ઇબ્રાહીમ લોદી સાથેના ભાવિયુદ્ધની કેવા પ્રકારે તૈયારી કરવી એ વિશેનો નિશ્ચય કરી લેવાની તેનામાટે અનિવાર્ય આવશ્યકતા હતી. આ કારણથી આલમખાને સુલ્તાન બાબરની ફૌજના ચાર મોટા સિપાહસાલારો અથવા ફૌજી અફસરોને પોતાના તંબૂમાં બોલાવ્યા અને મધ્યાહ્નભોજનનો સમય થતાં સૂધી તેમની સાથે જે કાંઈ પણ મંત્રણા કરવાની હતી તે કરી લીધી. ત્યારપછી મધ્યાહ્નભોજનનો સમય થતાં અને યાસીને આવીને દસ્તરખાનપર પધારવાની સૂચના આપતાં આલમખાન સિપાહસાલારોને વિદાય કરીને જમવામાટે નાદિરાના તંબૂમાં ચાલ્યો ગયો.

નાદિરાના તંબૂમાં નાદિરા, ગુલંદામ તથા કમરપારા સાથે એક જ દસ્તરખાનપર બેસીને ભોજનને ન્યાય આપ્યા પછી પરવરદિગારનો ઉપકાર માની સાદિક તથા યાસીનને જમવા જવાની રજા આપીને આલમખાન પોતાની બેગમ નાદિરાખાનમ તેમજ કમરપારા તથા ગુલંદામને સંબોધીને પંજાબમાંની

પોતામાટે સર્વથા બદલાયલી પરિસ્થિતિનો વૃત્તાંત સંભળાવ્યા પછી કહેવા લાગ્યો કે: "હવે દૌલતખાનના વચન તથા વર્તનમાં વિશ્વાસ રાખવામાં અને લાહોર જવામાં આપણી સલામતી ન હોવાથી અને અત્યારે કેટલાક સમયનેમાટે આપણને કોઇ બહુ જ સુદૃઢ તથા સુરક્ષિત સ્થાનની આવશ્યકતા હોવાથી સુલ્તાન બાબરના ફોજી અફસરો સાથે મસ્લહત કરીને હું એવા નિશ્ચયપર આવ્યો છું કે આપણે અહીંથી સિયાલકોટ જવું અને ત્યાં આપણો કબ્જો કરી લઇને અનુકૂલ સમય આવતાં સૂધી ત્યાં જ રહેવું, એ જ આપણામાટે વધારે સલામતી ભરેલું છે; કારણ કે, સિયાલકોટનો કિલ્લો ઘણો જ મજબૂત હોવાથી અને કિલ્લાના અંદરના ભાગમાં પણ પાણીની વિપુલતા હોવાથી જો ધાન્યના ભંડાર ભરી રાખી કિલ્લાને બંધ કરીને અંદરથી લડીએ, તો પણ બાહ્યભાગમાંના શત્રુઓને આપણે બે વર્ષ હંફાવી શકીએ, એવી ત્યાંની પરિસ્થિતિ છે. અહીંની સમસ્ત પરિસ્થિતિના સમાચાર આપવામાટે આજે જ એક રુક્કો લખીને ચાર સિપાહોને કાબુલમાં સુલ્તાન બાબર પાસે મોકલવાની મેં વ્યવસ્થા કરી રાખી છે અને તે પ્રમાણે તેઓ આજે સાંઝ સૂધીમાં જ અહીંથી કાબુલ જવાને રવાના થઇ જશે. ઇબ્રાહીમ લોદીસાથેના હવે પછીના જંગનો આધાર સુલ્તાન બાબરની નવીન વ્યવસ્થાપર રહેલો હોવાથી જ્યાં સુધી સુલ્તાન બાબરનો જવાબ નહિ આવે, ત્યાં સૂધી સિયાલકોટમાં આપણે શાંતિમાં આપણા દિવસો વીતાડવાના છે; પરંતુ જો તે પૂર્વે ઇબ્રાહીમ લોદી અથવા દૌલતખાન કિંવા તેઓ બન્ને મળીને આપણી છેડતી કરશે, તો કિલ્લામાં રહીને તેમને હંફાવી શકાય એટલી ફોજ તો ખુદાના ફજલથી આપણી પાસે છે અને જે ફોજી જવાનો આપણાથી છૂટા પડી ગયા છે તેઓ પણ થોડા વખતમાં સિયાલકોટમાં આપણી સાથે આવી મળશે એટલે પછી ચિન્તા કિંવા ભીતિનું વિશેષ કારણ રહેશે નહિ. આપણે અહીંથી આવતી કાલે છાવણી ઉપાડીને બામદાદમાં જ સિયાલકોટ જવામાટે રવાના થઇશું અને લગભગ પંદર દિવસ જેટલા સમયમાં ત્યાં જઈ પહોંચીશું. ખુદા આપણો મદદગાર થાઓ અને આપણી સઘળી મુરાદો તથા તમન્નાઓ બર આવો!"

આલમખાનની વાર્તાને શાંતિથી સાંભળી લીધા પછી કમરપારાએ આલમખાનને અનુલક્ષીને ગંભીરતાથી કહેવા માંડ્યું કે: "ગરીબપરવર, હવે ઇબ્રાહીમ લોદીસાથેની બીજી વારની લડાઈમાટે તેમ જ દૌલતખાન તથા ગાજીખાનને શિકસ્ત આપવામાટે હિન્દોસ્તાનમાં સુલ્તાન બાબરની પોતાની હાજરીની જ વધારે જરૂરત છે અને તેટલામાટે જો રુક્કામાં સુલ્તાન બાબરને પોતાને જ અહીં બોલાવવામાટેનું દબાણ કરવામાં આવે અને તેમાટેના વાજિબ સબબો બતાવવામાં આવે તો તેથી મારી ધારણા પ્રમાણે વધારે ફાયદો થવાનો સંભવ છે; કારણ કે, આપ દિલેર, દિલશેર, સૂરમા અને કવી છો ખરા; પરંતુ દુનિયાના દાવપેચોથી તેમ જ તજરુબાથી અજાણ છો અને તેટલામાટે આપ નામદારના મદદગાર તરીકે સુલ્તાન બાબર જેવા જમાનાના તજરુબાકાર અને હોશિયાર લડવૈયાની નેહાયત જરૂરત છે, એ હું બીજી વાર પણ કહું છું તે ધ્યાનમાં રાખશો. જો આપ નામદારની ઇચ્છા હોય, તો ચાર સિપાહો સાથે હું અને ગુલંદામ પણ કાબુલ જઇએ અને ગમે તેમ કરીને સુલ્તાન બાબરશાહને વળી પાછા એક વાર આ હિન્દોસ્તાનમાં લઇ આવીએ."

"મારી પોતાની પણ છેલ્લા બે દિવસથી કાબુલ જવાની ખાહિશ થયા કરે છે; કારણ કે, મારા મનમાં એનો શક પયદા થઈ ગયો છે કે મારા પિદર જન્નતનશીન થઈ ગયા છે અને થોડા દિવસ પહેલાં તેઓ મારા તથા કમરપારાના જોવામાં આવ્યા હતા તે તેઓ પોતે નહોતા, પણ તેમની પાક રૂહ હતી, એવી મારા દિલમાં છુપી બસારત થયા કરે છે અને મારો એ શક મંજિલગાહમાં પહોંચ્યા વગર અને ત્યાંથી મારા પિદરના સમાચાર મેળવ્યા વગર કદાપિ નાબૂદ થઈ શકે તેમ નથી. કાબુલ જવાનું એક આ કારણ છે અને બીજું કારણ સુલ્તાન બાબરશાહને હિન્દોસ્તાનમાં લાવવાનું આવી મળ્યું છે એટલે કમરપારા સાથે હશે તો મારી સફર સહલ થઈ જશે અને કમરપારાને પણ મારો સંગાથ મળશે એટલામાટે મને પણ જો કમરપારા સાથે જવાની આજ્ઞા આપશો, તો આપ નામદારનો મારાપર મોટો ઉપકાર થશે." ગુલંદામે પણ અમુક એક વિશિષ્ટ કારણથી કમરપારા સાથે કાબુલ તરફ જવામાટેની ઇચ્છા દર્શાવી.

કમરપારા તથા ગુલંદામના આ પ્રસ્તાવનું આલમખાન કાંઈ પણ ઉત્તર આપે તે પૂર્વે તેમના એ પ્રસ્તાવને સાંભળતાંજ નાદિરા પોતાના અભિપ્રાયને દર્શાવતી કહેવા લાગી કે: "હમ્શીરા કમરપારા અને બહન ગુલંદામ, તમો ઔરતજાત હોવા છતાં મારા ભાઇઓની ગરજ સારીને તમોએ મારી મોંઘી અસ્મતને જીવનું જોખમ વેઠીને બચાવી છે અને ગઈ રાતે મારા સરતાજ ખાવિન્દની જાન બચાવીને મારા સોહાગને કાયમ રાખી મને એહસાનના બોજથી એવી તો દબાવી દીધી છે કે આ એહસાનોનો બદલો મારાથી આ જિન્દગીમાં તો વાળી શકાય તેમ છેજ નહિ. હવે આ જિન્દગીમાં હું તમારાથી છૂટી થવા નથી માગતી અને તેથી કાબુલ જવામાટે તમને રજા આપવાની મારી મારા સરતાજને ચોખ્ખી ના છે. તમો અમારી પાસે હશો, તો ગમે તેવી આફતના વક્તમાં પણ અમને તમારો સહારો મળ્યા કરશે અને અમારા દિવસો રમતાં રમતાં વીતી જશે. સુલ્તાન બાબરશાહ પોતેજ હિન્દોસ્તાનમાં આવે એમ મારા ખાવિન્દ રૂક્કામાં દબાણ કરીને લખશે અને ગુલંદામ, તારા પિદરના સમાચાર ફોજી સિપાહો લેતા આવશે એટલે તે સમાચાર સાંભળીને તારા પિદરના ઇન્તકાલ વિશેનો તારો શક પણ નાબૂદ થઈ જશે એટલે આ કામોમાટે ખાસ તમારેજ કાબુલમાં જવાની જરૂરત નથી. મારી ખાહિશ આવી છે છતાં તમો જબર્દસ્તીથી જાઓ તો પછી મારાથી તમને અટકાવી શકાય તેમ નથી."

કમરપારા તથા ગુલંદામથી નાદિરાના પ્રેમ તથા આગ્રહનો તિરસ્કાર કરી શકાયો નહિ અને તેથી તેમણે કાબુલ જવામાટેના પોતાના વિચારને માંડી વાળ્યો. તેજ દિવસે આલમખાને સુલ્તાન બાબરશાહના નામનો એક રુક્કો લખી તેમાં પોતાના જયપરાજય તથા દૌલતખાન અને ગાજીખાનની નીચતાનો સવિસ્તર વૃત્તાંત જણાવીને તેમાં તેને પોતાને હિન્દોસ્તાનમાં આવવામાટે આગ્રહ કરી તે રુક્કાને બંધ કરી ચાર સિપાહોને તે રુક્કો બાબરને હાથોહાથ પહોંચાડવામાટે રવાના કરી દીધા અને તેમની સાથે બીજા બે સિપાહોને મંજિલગાહના દરોગા જમાલુદ્દીનના સમાચાર લાવવામાટે મોકલ્યા કે જેઓ

મંજિલગાહ સુધી જઇનેજ પાછા ફરવાના હતા. આ કાર્યથી મુક્ત થયા પછી પોતાના લશ્કરના કેટલાક ભાગને આગળ દશ ગાઉના ફાસલાપર છાવણી નાખવામાટે રવાના કરીને રાત્રિનો સમય આલમખાને પૂરતો બંદોબસ્ત રખાવીને વિશ્રાંતિમાં વીતાવ્યો અને બામદાદમાં ત્યાંથી છાવણી ઉઠાવીને તે પોતાનાં આત્મીય જનો તેમજ બાકીના સૈન્યવિભાગ સહિત પ્રવાસમાં આગળ વધ્યો. આલમખાન સિયાલકોટ જવાનો હોવાથી જો અહીં સિયાલકોટનો અમો અમારાં પાઠક તથા પાઠિકાઓને કિંચિત્ પરિચય કરાવીશું તો તે અપ્રાસંગિક તો નહિ જ કહેવાય.

સિયાલકોટ નગર દિલ્હીથી લગભગ ૨૦૦ ગાઉના અંતરપર અને લાહોરથી ઉત્તર દિશામાં લગભગ ૪૫ ગાઉના અંતરપર આવેલું છે. એ નગર પાંડુરાજાના પુત્ર નકુલ તથા સહદેવના મામા રાજા શલ્યે વસાવ્યું હતું અને તેથી મહાભારતમાં એ નગરનું અને એ નગરના રાજાનું નામ વર્ણવાયલું છે. શલ્ય અથવા શાલ્ય રાજાની રાજધાની અત્યારના ઝંગ નામક જિલ્લામાં ગુજરાંવાલા જિલ્લાની સીમાના નિકટમાં હતી અને તેનું નામ સાકલા હતું, એ પ્રમાણેનો ઉલ્લેખ પણ કેટલાક ઇતિહાસોમાં મળી આવે છે. ઇસ્વી સન્ ૬૫ અથવા ૭૦ માં રાજા વિક્રમાદિત્યના પુત્ર શાલવાને એ નગરની સુધારણા કરી હતી. શાલવાનનું બીજું નામ રસાલૂ પણ હતું અને રસાલૂની રાજધાની સિયાલકોટ નગરી હતી. અદ્યાપિ પંજાબ પ્રાંતના પ્રત્યેક વિભાગના લોકો રસાલૂ વિષયક અનેક દંતકથાઓ કહ્યા કરે છે. રાજા હુદીએ રસાલૂનો પરાજય કર્યો હતો અને રસાલૂના મૃત્યુ પછી હુદી સિયાલકોટનો રાજા થયો હતો. હુદી પછી સિયાલકોટનું રાજ્ય ૩૦૦ વર્ષ પર્યન્ત લૂટફાટ તથા દુષ્કાળ આદિથી ઉજ્જડવત્ થઇ ગયું હતું. ઇસ્વીસન્‌ની સાતમી શતાબ્દિમાં જંબૂના રાજપૂતોએ સિયાલકોટ નગર અને તદન્તર્ગત સમસ્ત પ્રદેશપર પોતાનો અધિકાર કરી લીધો હતો; મુગલોના રાજત્વકાળમાં તે દેશ લાહોરના સૂબાના એક ભાગ તરીકે હતો અને સિયાલકોટ એક સદર સ્થાન હતું. એ પછી કેટલાક સ્વામીઓના હસ્તમાં ગયા પછી ઇ. સ. ૧૮૧૦ માં લાહોરના મહારાજા રણજિતસિંહે સંપૂર્ણ સિયાલકોટ જિલ્લાને પોતાના અધિકારમાં કરી લીધો હતો અને ઇ. સ. ૧૮૪૯ માં ત્યાં અંગ્રેજોનો અધિકાર થયો હતો કે જે અદ્યાપિ વર્ત્તમાન છે.

આપણી નવલકથામાં વર્ણવાયલી ઘટનાઓના સમયમાં સિયાલકોટની આસપાસ લગભગ દોઢ ગાઉ જેટલા ઘેરાવાનો પત્થરનો બાંધેલો રાજા શાલવાન અથવા રસાલૂનો બંધાવેલો એક બહુ જ મજબૂત કિલ્લો હતો અને તે દુર્ગ બહુધા અજેય મનાતો હતો; કારણ કે, કિલ્લાની દીવાલો ઘણી જ જાડી હતી, કિલ્લામાં કૂવાઓની સારી સંખ્યા હોવાથી પાણીના દુષ્કાળનો ભય હતો જ નહિ, ધાન્ય ભરી રાખવામાટે ભૂગર્ભમાં અત્યંત વિશાળ ભંડારોની યોજના કરાયલી હતી અને કિલ્લાની આસપાસ એક ઘણી જ પહોળી તથા બહુ જ ઊંડી ખાઈ કરેલી હતી અને તેમાં સદા સર્વદા પાણી ભરેલું રહેતું હતું એટલે શત્રુ ગમે તેવો અને ગમે તેટલો પ્રબળ હોય તો પણ તે સમયમાં એ કિલ્લાપર તેનાથી અચાનક આક્રમણ કરી શકાય તેમ હતું જ નહિ.

કિલ્લામાં આવજાવ કરવામાટે ચાર દિશામાં ચાર મોટા દરવાજા રખાયલા હતા અને ખાઇપરના લાકડાના મજબૂત પૂલ ઉપર થઇને તે દરવાજામાં પ્રવેશ કરી શકાતો હતો. એ લાકડાના પૂલ એવા પ્રકારના બનાવેલા હતા કે જ્યારે આવશ્યકતા હોય ત્યારે કિલ્લાની દીવાલોમાંથી તેમની સાથે જોડેલી સાંકળોને યંત્રદ્વારા ખેંચતાં પૂલ ઉપર ઉપડી આવતા હતા અને એવી રીતે પૂલ ઉચકાઇ જતાં બહાર જવા આવવાનો માર્ગ સર્વથા બંધ થઇ જતો હતો. નગરમાં ધનાઢચ વ્યાપારીઓની સંખ્યા સારી હોવાથી અને વ્યાપાર તથા ઉદ્યોગમાં પણ એ નગર આગળ વધેલું હોવાથી નગરની સમૃદ્ધિ પણ અન્ય નગરો કરતાં વિશેષ પરિમાણમાં હતી અને એ સર્વ કારણોથી એ નગરને તે સમયમાં પણ લાહોર જેટલું જ મહત્ત્વ અપાતું હતું. આલમખાન લાહોરમાં વધારે રહ્યો નહોતો, પરંતુ સિયાલકોટમાં પૂર્વે કોઇ કારણવશાત્ એક વર્ષ જેટલો સમય વીતાડી આવ્યો હતો અને તેથી સિયાલકોટની સુરક્ષિતતા તથા ઉત્તમતાને તે બરાબર જાણતો હોવાથી અત્યારના કટાકટીના સમયમાં સિયાલકોટને જ પોતાનું નિવાસસ્થાન બનાવવાનો તેણે ઉપર જણાવ્યા પ્રમાણે દૃઢ નિશ્ચય કરી લીધો હતો.*

અસ્તુ: ઉપર્યુક્ત સ્થાનને ત્યાગ્યા પછી આલમખાન કોઈ દિવસ આઠ ગાઉ, કોઈ દિવસ દશ ગાઉ તો કોઈ દિવસ બાર ગાઉની મંજિલ મારતો બરાબર ઓગણીસમે દિવસે સિયાલકોટની સીમામાં આવી લાગ્યો. સિયાલકોટમાંના દૌલતખાનના પ્રતિનિધિને આલમખાન તથા દૌલતખાન વચ્ચે ઉદ્ભવેલા વૈરભાવના સમાચાર મળી ગયેલા હોવાથી પ્રથમ તો તેણે આલમખાનને સિયાલકોટમાં આવતો અટકાવવાના પોતાથી બની શકતા સર્વ પ્રયત્નો કરી જોયા અને પોતાનો સંપૂર્ણ વિરોધ દર્શાવ્યો; પરંતુ આલમખાન પોતાના સૈન્ય સહિત નગરમાં પેસી આવેલો હોવાથી અને તેના સૈન્ય સાથે બાથ ભીડવા જેટલી શક્તિ પોતામાં ન હોવાથી દૌલતખાનનો પ્રતિનિધિ છેવટે પોતાના પક્ષના મનુષ્યોને લઇને સિયાલકોટમાંથી લાહોર જવામાટે ચાલ્યો ગયો અને સિયાલ-

---

* ઇ. સ. ૧૮૫૭ ના બળવાના સમયમાં સિયાલકોટ છાવણીની દેશી સેના બળવાખોર થઇ હતી અને તે સેનાના સૈનિકોએ યૂરોપીયન અધિકારીઓને મારી નાખ્યા હતા, દફતરને બાળી નાખ્યું હતું, ખજાનો લૂટી લીધો હતો અને કયદીઓને છોડી મૂકયા હતા. થોડા દિવસ તેઓ આખા જિલ્લાના માલિક બની બેઠા હતા; પરંતુ ત્યાર પછી સત્વર જ અંગ્રેજોએ તેમને નસાડીને ત્યાં પાછો પોતાનો અધિકાર જમાવી દીધો હતો. એ બળવાના સમયમાં કેટલાક અંગ્રેજોએ શાલવાનના કિલ્લામાં આશ્રય લીધો હતો; પરંતુ ત્યાર પછી કિલ્લાને તોડી નાખવામાં આવ્યો હતો. કિલ્લાનું અત્યારે અસ્તિત્વ ન હોવા છતાં સિયાલકોટ નગરના મધ્ય ભાગમાં પુરાણા કિલ્લાની એક નિશાની ઊભેલી છે કે જેને અદ્યાપિ લોકો શાલવાનના કિલ્લાના નામથી ઓળખે છે. એવી બીજી નિશાનીઓ નગરના બાહ્યભાગમાં પણ વિસ્તરેલી દેખાય છે. અર્થાત્ ઇ. સ. ૧૮૫૭ સુધી એ કિલ્લો સારી સ્થિતિમાં હતો, તો પછી આપણી નવલકથાના સમયમાં એ કિલ્લો ઘણી જ સારી અને સુદૃઢ સ્થિતિમાં હોય એ તો સર્વથા સ્વાભાવિક જ છે; કારણ કે, આપણી નવલકથાનો સમય ઇ. સ. ૧૮૫૭ થી લગભગ ૩૨૫ વર્ષ પૂર્વનો છે.

કોટમાં **આલમખાને** પોતાના સંપૂર્ણ અધિકારની સ્થાપના કરી દીધી. **આલમખાનની** આ ધૃષ્ટતાના સમાચાર **દૌલતખાનને** મળતાં ક્રોધથી તે લાલ પીળો થઈ ગયો અને તેણે **આલમખાનપર** ચઢાઈ કરીને તેને મારી નાખવાના અથવા તો નસાડી મૂકવાના બે મહિનામાં બે વાર પ્રચણ્ડ પ્રયત્નો કર્યા; પરંતુ તેના એ પ્રયત્નો નિષ્ફળ થવાથી **આલમખાન સિયાલકોટમાં** આનન્દપૂર્વક પોતાના દિવસો વીતાડવા લાગ્યો. ત્યારપછી **દિલ્લીથી** પાછા ફરેલા **ગાઝીખાને** પણ **આલમખાનને સિયાલકોટના** કિલ્લામાંથી બહાર કાઢીને તેની તથા તેની આત્મીય વ્યક્તિઓની પાયમાલી કરી નાખવામાટેના પોતાના પ્રયત્નોમાં કશી પણ કચાશ રાખી નહિ; પરંતુ **આલમખાનપર** અને **નાદિરાખાનમપર** પરમેશ્વરની સમ્પૂર્ણ કૃપા હોવાથી અને કિલ્લામાં અન્નસામગ્રી બે વર્ષ સૂધી ચાલે તેટલી ભરેલી હોવાથી **ગાઝીખાનના** પ્રયત્નો પણ વ્યર્થ થયા અને **આલમખાન, નાદિરા, ગુલંદામ** તથા **કમરપારા** આદિ તેની પ્રતિપક્ષિણી વ્યક્તિઓનું તેનાથી કાંઈ પણ અનિષ્ટ કરી શકાયું નહિ. આવી રીતે કેટલાક મહિના વીતી ગયા અને **સફર** મહિનાની લગભગ દશમી કે બારમી તારીખે **પંજાબમાં** સર્વત્ર એવા સમાચાર વાયુ પ્રમાણે વિસ્તરી ગયા કે: "સુલ્તાન **બાબર સફર** મહિનાની પહેલી તારીખે **કાબુલથી** પોતાની જબરી ફૌજ સાથે **હિન્દોસ્તાનપર** પાંચમી વારની ચઢાઈ કરવામાટે નીકળી ચૂક્યો છે અને તે થોડા વખતમાં જ **પંજાબની** સરહદમાં આવી પહોંચશે." **પંજાબના** લોકોને **ભારતવર્ષના** ભાવિગગનમાં એક પ્રચણ્ડ યુદ્ધના મેઘોનું દર્શન થવા લાગ્યું અને તેથી કેટલાક લોકો અશાંત પણ થઈ ગયા.

હવે **પંજાબમાં** સુલ્તાન **બાબરના** આગમનના જે સમાચાર આવ્યા હતા તે સત્ય હતા કે અસત્ય હતા અને જો તે સમાચાર સત્ય હોય તો **બાબરના** આગમનની ઘટના કેવી રીતે અને શા કારણથી બની હતી એ વિષયનું હવે આપણે અવલોકન કરવાનું છે; કારણ કે, **કાબુલમાંથી બાબરના** સસૈન્ય પ્રયાણની ઘટના તો સર્વથા સત્ય જ હતી.

* * * * *

**આલમખાન** અથવા **અલાઉદ્દીનનો** રુક્કો લઇને આવેલા પોતાના ફૌજી સિપાહોનાં મોઢાંથી તેમ જ રુક્કાના વાંચનથી **આલમખાનના દિલ્લીની** સાત દિવસની સુલ્તાની ભોગવ્યા પછી અચાનક થયેલા પરાજયની તેમ જ **દૌલતખાનની** બેવફાઈ તથા દગાબાજીના સમાચાર સાંભળી તથા જાણીને અત્યારસુધી મદિરાપાન, ગાનતાન તથા ઉદ્યાનવિહાર આદિ વિલાસોમાં લચીપચી રહેલો સુલ્તાન **બાબર** ગફલતના ખાબમાંથી એકદમ બેદાર થયો અને તે ક્ષણે જ **હિન્દોસ્તાનપર** પાંચમી વાર ચઢાઈ કરવાના નિશ્ચયપર આવી લાગ્યો. જો તેનો સર્વથી વિશેષ કોઈ પણ મનુષ્યપર કોપ થયો હોય, તો તે **દૌલતખાન** અને તેના સાહબજાદા **ગાઝીખાનપરનો** જ કોપ હતો; કારણ કે, તેની **હિન્દોસ્તાનપરની** ચોથી વારની છેલ્લી ચઢાઇના સમયમાં **દૌલતખાન** તથા **ઇબ્રાહીમ લોદીના** પરસ્પર વિગ્રહના પ્રસંગે તેણે **દૌલતખાનને** એટલી બધી સહાયતા આપી હતી કે તેની સહાયતાના પરિણામે જ **દૌલતખાન પંજાબની** સ્વતંત્ર બાદશાહી જેવી સૂબેદારીને ભોગવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો હતો અને

ઇબ્રાહીમ લોદીના અત્યાચારોથી મુક્ત થઈ શકયો હતો; માત્ર એટલું જ નહિ, પણ આલમખાનને બાબર પાસે મોકલનાર પણ તે જ હતો અને હવે તે આલમખાનનો પાકો વિરોધી થઈ ગયો હતો એ કારણથી ઇબ્રાહીમ લોદી કરતાં પણ દૌલતખાન તથા ગાજીખાનને શિકસ્ત આપવામાટે તેનું મન વિશેષ અધીર બની જાય તો તે સ્વાભાવિક જ હતું. અધૂરામાં પૂરું પોતાના સિપાહોના મુખથી તેણે એવી વાર્ત્તા પણ સાંભળી કે: "દૌલતખાન આજકાલ એટલો બધો મગરૂર થઈ ગયો છે કે સુલ્તાન સલામતના મુકાબલામાં ઊભા રહેવામાટે તે ડાબી બાજૂ અને જમણી બાજૂ બે તલ્વારો બાંધવા લાગ્યો છે અને એકને બદલે કમ્મરે બે તલ્વારો લટકાવીને લોકોને તે પોતાની બમણી તાકતનો ભાસ કરાવતો અને ગમે તેમ બકતો ફર્યા કરે છે." આ વાર્ત્તાના શ્રવણથી બળતા અગ્નિની જ્વાળામાં ઘૃત હોમાયું અને સુલ્તાન બાબરે પોતાના અફસરજંગને બોલાવીને જેમ બને તેમ ઊતાવળથી ફોજને તૈયાર કરીને હિન્દોસ્તાનપર પાંચમી વારની ચઢાઈમાટેની તૈયારીઓ કરવાનો હુકમ ફર્માવી દીધો. ચાર પાંચ દિવસમાં ફોજ તૈયાર થતાં અને કાબુલની વ્યવસ્થાનું કાર્ય સમાપ્ત થતાં હિજરી સન ૯૩૨ ના સફર મહિનાની ૧લી તારીખ અને શુક્રવારને દિવસે (સંવત્ ૧૫૮૨ના માર્ગશીર્ષ માસની પૂર્ણિમા અથવા ઇ. સ. ૧૫૨૫ ના નવેમ્બર માસની ૧૭ મી તારીખે) સુલ્તાન બાબર પોતાની ફોજને તથા પ્રવાસમાં પોતાના મનોરંજનમાટે કેટલાક શાયરો-કવિઓ-ને પણ સાથે લઇને હિન્દોસ્તાનમાં આવવામાટે કાબુલમાંથી નીકળી ચૂક્યો.

સુલ્તાન બાબર પ્રવાસમાં પણ મદિરાપાનના વિલાસમાં, શાયરોસાથેના વાણીવિનોદમાં અને ગેંડાના શિકાર આદિમાં બહુ સમય વીતાડતો હોવાથી તેનાથી પોતાની ધારણા કરતાં બહુ જ અલ્પ માર્ગ કાપી શકાતો હતો અને તેથી હજી તો તે કાબુલથી પંજાબ સુધીના માર્ગના તૃતીય ભાગને પણ ભાગ્યે જ કાપી આવ્યો હશે એટલામાં તો આવતા જતા બીજા મુસાફિરોના મુખથી બાબરની હિન્દોસ્તાન તરફની કૂચના સમાચાર પંજાબમાં સર્વત્ર વિસ્તરી ગયા અને તે સમાચાર સાંભળીને દૌલતખાન તથા ગાજીખાન સાવધાન થયા તેમ જ આલમખાનના હૃદયમાં આશા તથા ઉત્સાહનો નવીનતાથી આવિર્ભાવ થયો. માર્ગમાં એક બે વાર બાબરની પ્રકૃતિ પણ બગડી અને તેથી પણ કૂચમાં કેટલોક વિલંબ થયો. બાબર કાબુલમાંથી નીકળ્યો તે વેળાએ તેનો શાહજાદો હુમાયૂન બદક્શાનમાં હતો અને તેને બાબરે પોતા સાથે તેની ફોજને લઇને આવી મળવામાટેનો સંદેશો કહાવી દીધો હતો એટલે ડિસેમ્બર મહિનાની ત્રીજી તારીખે તે પણ પોતાની ફોજ સાથે આવીને માર્ગમાં જ બાબરને મળી ગયો અને તેથી બાબરના સૈન્યબળની વિશેષ વૃદ્ધિ થઈ. ડિસેંબરની સોળમી તારીખે સિન્ધુનદને ઓળંગીને સિયાલકોટના ડુંગરોની ધારપર થઇને તે આગળ વધ્યો અને તે સમયનો શીયાળો અતિશય ભયંકર હોવાથી તળાવો તથા ઝરણાંના પાણી જામી ગયેલાં હોવા છતાં પણ બાબરની ફોજ એક નિમેષ માત્રને માટે પણ આગળ વધતી અટકી નહિ. અંતે સુલ્તાન બાબર નિર્વિઘ્ન સિયાલકોટમાં આવી પહોંચ્યો અને ત્યાં ફોજને છાવણી નાખવાનો હુકમ આપીને તે પોતે આલમખાનનો મેહમાન થઇને મેહમાનદારીના ઉપભોગને ભોગવવા લાગ્યો. હવે પછી

બાબરે હિન્દોસ્તાનમાં આવીને શા ચમત્કારો કરી બતાવ્યા હતા આપણે જોવાનું છે.

# પ્રકરણ ૧૫ મું

## બાબરની બુદ્ધિમત્તા

એક દિવસ અને એક રાત્રિ સંપૂર્ણ વિશ્રાંતિમાં વીતાડ્યા પછી બીજા દિવસના પ્રભાતમાં બાબર સિયાલકોટમાંના આલમખાનના મહાલયમાંના બેઠકખાનામાં આલમખાન, હુમાયૂન તથા પોતાના બે અફસરજંગો સાથે કાવાને ઇન્સાફ આપતો આનન્દમાં બેઠો હતો અને કદાચિત્ તે મદિરાની માગણી કરે તો તત્કાળ આપી શકાય એટલામાટે બે બાંદીઓ મદિરાની સુરાહી તથા જામને એક મેજપર તૈયાર રાખીને હુકમની વાટ જોતી ઊભી હતી તેવામાં આલમખાનના હાથમાં આવી ગયેલી સુલ્તાની પાછી તરતજ તેના હાથમાંથી સરી અથવા નીકળી જવા વિશેની વાત નીકળી એટલે તે પ્રસંગે બાબર ગંભીરતાથી પોતાના વિચારોને દર્શાવતો આલમખાનને સંબોધીને કહેવા લાગ્યો કેઃ-

"સારા કાયદા અને સારી ફોજ એ કોઈ પણ રાજા અથવા સુલ્તાનના રાજ્યના મજબૂત પાયા ગણાય છે. જે રાજા અથવા બાદશાહની ફોજ સારી નથી હોતી તેના કાયદા પણ સારા નથી હોતા અને જેની ફોજ સારી હોય છે તેના કાયદા પણ સારા હોય છે. અત્યારે કાયદાના વિવેચનનો પ્રસંગ ન હોવાથી હું કેવળ ફોજનું જ વિવેચન કરવા માગું છું; કારણ કે, તમારી શિકસ્ત કેવળ તમારી ભાડૂતી ફોજના કારણથી જ થયેલી છે. કોઇ પણ રાજા અથવા બાદશાહને પ્રસંગ અનુસાર ઉપયોગમાં આવી શકે તેવી ફોજ ચાર પ્રકારની હોય છે અને તે આ પ્રમાણેઃ-પોતાની ફોજ, ભાડૂતી ફોજ, મદદગાર ફોજ અને મિશ્ર સેના. એમાંથી પોતાની ફોજ એટલે શું એ તો સર્વ કોઈ જાણે છે; અર્થાત્ પોતે પગાર આપી કવાયદ વગેરે શીખવીને જે ફોજને હમેશા પોતાના ઉપયોગમાટે તૈયાર રાખવામાં આવે છે તે પોતાની ફોજ કહેવાય છે; જે વેળાએ યુદ્ધનો પ્રસંગ આવી પડે તે વેળાએ બીજા કોઇ રાજા કે બાદશાહના સૈનિકોને તે સમય પૂરતો પગાર આપીને લાવવામાં આવે છે અથવા તો કોઇ કારણથી સામા પક્ષના ગમે તેવા લોકો સૈનિક તરીકે આપણી ફોજમાં આવી ભળાય છે તે ફૌજ ભાડૂતી કહેવાય છે; પોતાના મિત્ર રાજા અથવા સરદાર પાસેથી પ્રસંગ પૂરતી કુમક અથવા મદદ માગીને જે ફોજ લવાય છે તે ફોજ મદદગાર ફોજના નામથી ઓળખાય છે અને ઉપર્યુક્ત જે કોઇ પણ બે પ્રકારની ફૌજો એકત્ર થયેલી હોય છે તે મિશ્ર સેના કહેવાય છે. આ ચાર પ્રકારની ફોજમાંની બીજા પ્રકારની એટલે કે ભાડૂતી ફોજ નિરૂપયોગી હોવા સાથે બાધા કરનારી પણ હોય છે, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે અને તેથી જે કોઈ પણ હાકિમ આવા પ્રકારની ભાડૂતી ફોજપર જ આધાર રાખીને બેસી રહે છે તે હાકિમની હુકૂમત કદાપિ નિર્ભય રહી શકતી નથી; કારણ કે, એવા પ્રકારની સેનામાંના મનુષ્યો મહત્ત્વાકાંક્ષી હોય છે; કવાયદ વગેરે સારી રીતે શીખેલા નથી હોતા અને તેમનામાં

પોતપોતામાં પણ ફાટફૂટ હોઇને તેઓ મિત્ર સાથે કૃતઘ્નતા તથા શત્રુ સાથે નીચતા આચરવામાં આગળ પાછળનો લેશ માત્ર પણ વિચાર રાખતા નથી; સારાંશ કે તેમને મનુષ્ય કિંવા ખુદા બેમાંના કોઇની પણ ભીતિ હોતી જ નથી. આ કારણથી જે કોઈ રાજા અથવા બાદશાહ એવા લોકોમાં વિશ્વાસ રાખી શાંત તથા સ્વસ્થ થઇને બેસી રહે છે તેનો નાશ અતિશય અલ્પ સમયમાં જ નિર્માયલો હોય છે, એ સર્વથા નિર્વિવાદ છે. એવા ભાડૂતી સૈનિકો શાંતતાના સમયમાં કલહ ઉપજાવે છે અને યુદ્ધના સમયમાં અથવા સંકટની ઘટિકામાં ત્યાગીને ચાલ્યા જાય છે. એનું કારણ સ્પષ્ટ જ છે કે યુદ્ધભૂમિમાં જતી વેળાયે તેમના મનમાં સ્વદેશપ્રીતિ કિંવા સ્વદેશાભિમાનનો તેમ જ સ્વામિભક્તિ તથા રાજભક્તિનો અંશ માત્ર પણ હોતો નથી; તેમની દૃષ્ટિ કેવળ ધનપ્રાપ્તિ તથા સ્વાર્થસિદ્ધિમાં જ રહેલી હોય છે અને જે મનુષ્ય કેવળ ધનપ્રાપ્તિ તથા સ્વાર્થસિદ્ધિનો જ દાસ થયેલો હોય છે તેના હસ્તથી કદાપિ કોઇ પણ મહત્કૃત્ય થઈ શકતું નથી. જ્યાં સુધી સિપાહગિરીના જોહરને બતાવવાનો પ્રસંગ આવેલો નથી હોતો ત્યાં સુધી એવા ભાડૂતી સિપાહો બહુ જ સારા દેખાય છે; પરંતુ તે પ્રસંગ આવતાં જ તેમનું ખરું પાણી આપણા જોવા તથા જાણવામાં આવી જાય છે. મારા આ કથનના સત્યાંશનો મને પોતાને તો અનેક વાર અનુભવ થઇ ચૂક્યો છે અને તમારી શિકસ્ત પણ આ ભાડૂતી ફોજપર આધાર રાખીને નિર્ભય થઈ બેસી રહેવાથી જ થઈ છે એટલે એમાટેનાં બીજાં ઉદાહરણો આપવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી."

"પરંતુ જો ભાડૂતી ફોજના અફસરો બહાદુર અને જોરાવર હોય, તો પછી આપ કિબ્લગાહની રાય મુજબ ડર રાખવાની જગહ રહેતી નથી. જો ભાડૂતી ફોજ અને તેના અફસરો ડરપોક તેમ જ હેચકારા હોય, તો જ આવો ખોફ મુમ્કિન છે." તરુણ હુમાયૂને પ્રતિવાદી થઇને શંકા દર્શાવી.

"હુમાયૂન, તારી આ દલીલ પણ નાપાયદાર છે;" બાબરે પોતાના શાહજાદાની શંકાનું નિરસન કરતાં કહેવા માંડ્યું: "કારણ કે, ભાડૂતી ફોજના અફસરો જો બહાદુર તથા જોરાવર હોય તો તેઓ જેના મદદગાર થઇને આવેલા હોય છે તેના નાશમાટેનો પ્રયત્ન કરીને અથવા તો રૈયતને ત્રાસ આપીને સઘળી સત્તા પોતે જ હાથ કરી લેવાને મથે છે અને જો તેઓ ડરપોક તથા હેચકારા હોય તો તો નિકમ્મા જ થઇ પડે છે એટલામાટે બન્ને રીતે ભાડૂતી ફોજથી નુકસાન જ થાય છે અને તેથી ભાડૂતી ફોજપર એતબાર કે દારોમદાર રાખવો એ સખ્ત નાદાની છે. મારા આ કથન વિશે કદાચિત્ કોઇ એવી શંકા દર્શાવશે કે 'ભાડૂતી ફોજના અફસરોની જ નહિ, પણ લગભગ બધા ફોજી અફસરોની હીલચાલ એવી જ હોય છે;' તો એ શંકાનું ઉત્તર એટલું જ છે કે મયદાને જંગમાં ઘણું કરીને તો રાજા, સુલ્તાન કે બાદશાહ પોતે જ હાજિર થાય છે અને ખસૂસન્ હાકિમે સમસ્ત સૈનિકોના અગ્રેસર થવું જ જોઇએ અને જ્યાં હાકિમ પોતે હાજિર હોય છે ત્યાં બહુધા પોતાની ફોજના કાયમમુકામ અફસરોથી કશી પણ દગાબાજી કરી શકાતી નથી અને એ ઘટના ઇતિહાસથી સિદ્ધ કરી શકાય તેમ હોવાથી એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. સારાંશ કે, આજ

સુધીમાં જંગના મયદાનમાં જે જે વેળાએ તલ્વારબહાદરી બતાવાઇ છે તે તે વેળાએ તે બહુધા હાકિમની હાજરી તથા હાકિમના હાથથી જ બતાવાઇ છે; ભાડૂતી ફોજના અફસરોના હાથથી એવી તલ્વારબહાદરી થઇ નથી અને થવાની પણ નથી. ભાડૂતી ફોજના અફસરોના હાથથી જો કાંઇ પણ થયું હોય તો તે માત્ર ઉપદ્રવો જ થયા છે. અર્થાત્ જે હાકિમ યુદ્ધના પ્રસંગે બીજાની મદદ-પર આધાર રાખતો નથી તે બહુધા નિર્ભય તથા વિજયી થાય છે અને તેને કોઇનો પણ ભય રહેતો નથી; પરંતુ જે રાજ્યકર્તાને વારંવાર ભાડૂતી ફોજની જ જરૂરત રહ્યા કરે છે તેનું રાજ્ય વધારે દિવસ ટકી શકતું નથી અને એના ઘણા દાખલા તવારીખમાં મોજૂદ છે. મેવાડ આદિ હિન્દુસ્તાનમાંનાં હિન્દુ રાજ્યો અદ્યાપિ પોતાની સ્વતંત્રતાને જાળવી શકયાં છે તેનું કારણ એ જ છે કે તેમનો આધાર તેમના પોતાના પરાક્રમોપર જ રહેલો છે અને ભાડૂતી સૈન્યપર તેમનો લેશ માત્ર પણ આધાર નથી. આપણી કાબુલમાંની હકૂમતરૂપ ઇમારતનો પાયો પણ પોતાની તાકતપર દારોમદાર રાખવાથી જ આટલો મજબૂત થઇ શકયો છે, એ તું નથી જાણતો કે શું?"

"ખરેખર ભાડૂતી લશ્કર છેવટે નુકસાન કરનારું જ થઈ પડે છે, એ હજ-રત સલામતનાં બયાન તથા દલીલોથી અમો સારી રીતે જાણી શકયા છીએ; માત્ર એટલું જ નહિ, પણ મને પોતાને તો એ ભાડૂતી લશ્કરનો એવો કડવો અનુભવ મળી ચૂકયો છે કે હવે ભવિષ્યમાં ભાડૂતી લશ્કરમાં મારો ભૂલેચૂકે પણ વિશ્વાસ બંધાય એ સર્વથા અસંભવનીય છે. પરંતુ મદદગાર તરીકે બોલા-વેલી બીજા કોઈ દોસ્ત હાકિમની ફોજ પણ નુકસાન કરનારી જ થઇ પડે છે, એ વાર્તા અમારા ગળે ઊતરી શકતી નથી." આલમખાને બાબરની એક દલી-લને કબૂલ રાખીને બીજી દલીલ વિશે કાંઇક શંકા દર્શાવી.

બાબરે પોતાની બાંદીઓને શરાબના જામ ભરવાનો ઇશારો કરી દીધો અને શરાબે અર્ગવાનીના બે જામને ઉદરમાં પધરાવ્યા પછી તે આલમખાનની શંકાનું નિરસન કરતો ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "અય દોસ્તેમન્! હું વળી પણ એમ જ કહું છું કે કોઈ સુલ્તાન કિંવા બાદશાહની મદદગાર ફોજ પણ નુકસાન કરનારી ફોજનો જ એક પ્રકાર છે. જે વેળાયે બીજા કોઈ જોરાવર હાકિમને તેની ફોજ સાથે આપણે આપણા બચાવમાટે બોલાવીએ છીએ ત્યારે તે ફોજ મદદગાર ફોજના નામથી ઓળખાય છે. આવી રીતે મદદગાર તરીકે બોલાવેલું લશ્કર ખરાબ જ હોય છે, એવો જો કે નિયમ નથી; તથાપિ જે હાકિમ એવી ફોજને પોતાના બચાવમાટે બોલાવે છે તેનું પોતાનું નુકસાન તો છેવટે થાય છે અને થાય છે જ; કારણ કે, જો તેનો પરાભવ થાય તો તો હાનિ નક્કી જ હોય છે અને પરાજય ન થતાં જય થઇ જાય, તો પણ પછીથી તે મદદગાર હાકિમ તથા તેની ફોજની ઇચ્છાપર જ તેમને બોલાવનાર હાકિ-મને આધાર રાખીને બેસી રહેવું પડે છે. આવી જાતના દાખલા કદીમી તવા-રિખમાં જોઇએ તેટલી સંખ્યામાં મળી આવે છે. જેની લઢાઈ કરવાની ઇચ્છા ન હોય, તેવો હાકિમ જો એવા મદદગાર લશ્કરને બોલાવે તો વધારે હરકત જેવું નથી; પરંતુ લઢાઇનો મૌકો આવતાં મદદગાર ફોજ ભાડૂતી ફોજ કરવાં પણ વળી

વધારે ઉપદ્રવ કરનાર થઇ પડે છે અને તે આપણા પોતાપર જ ક્યારે અને કઇ ઘડીએ ઉલટી પડશે એનો કશો પણ નિયમ હોતો જ નથી; કારણ કે, તે ફોજના લોકો એકતાના સૂત્રથી બંધાયલા હોય છે અને તેમનાપર અધિકાર બીજાનો હોય છે. ભાડૂતી ફોજની હાલત એવી હોતી નથી એટલે કે ફતહ મળ્યા પછી તેમના હાથથી કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ થતાં ઘણો વખત લાગે છે; કારણ કે, તેમનામાં એકતાનો અભાવ હોય છે અને તેઓ પોતે ભિન્ન ભિન્ન પ્રકારના હોઇને કેવળ પૈસાપર નજર રાખીને જ જંગના મયદાનમાં આવેલા હોય છે; અર્થાત્ તેમનાપર આપણા એક અફસરને આપણે નીમી દઇએ એટલે પછી ઉપદ્રવ મચાવવાની તાકત બહુધા તેમનામાં રહેતી નથી. ભાડૂતી સૈનિકો બીકણ અને આળસૂ હોવાથી જ તેટલા પૂરતું તેમના હાથથી નુકસાન થાય છે; પરંતુ મદદગાર ફોજમાંના જંગીઓ ચાલાક તથા બહાદુર હોવાથી તેમની ચાલાકી તથા બહાદરી જ આપણામાટે નુકસાન કરનારી થઇ પડે છે. આ કારણોથી અત્યાર સૂધીમાં જે જે વિચારશીલ તથા બુદ્ધિમાન્ રાજાઓ, સુલ્તાનો તથા બાદશાહો થઇ ગયા છે તેમણે આ બન્ને પ્રકારનાં સૈન્યોનો પોતાના લાભમાટે કદાપિ ઉપયોગ કર્યો નથી; કિન્તુ તેમણે સદાસર્વદા પોતાના સૈન્યબળપર જ આધાર રાખેલો છે; કારણ કે, બીજાના બળથી મેળવેલો જય તે જય નથી અને તેથી બીજાની સહાયતાથી જય મેળવવા કરતાં પોતાના સૈન્યના બળથી પરાજય મેળવવો એ જ વધારે સારું છે, એ તત્ત્વને તેઓ સારી રીતે જાણતા હતા."

સહાયક સૈન્ય વિશે બાબરના આવા અભિપ્રાયને જાણીને તેનો શાહજાદો હુમાયૂન પોતાના પિતાને અનુલક્ષીને કહેવા લાગ્યો કે: "કિબ્લગાહ, મદદગાર ફોજ આવી રીતે જો નુકસાન કરનારી જ હોય, તો તો આલમખાને આપ નામદારને આપણી ફોજ સાથે પોતાની મદદે બોલાવ્યા છે, એ એમની મોટી ભૂલ થયેલી છે એમ જ કહી શકાય."

"બેશક; મને પોતાની મદદે બોલાવવામાં આલમખાનની ભૂલ જ થયેલી છે; કારણ કે, ઇબ્રાહીમ લોદી સાથેની લઢાઇમાં આપણો વિજય થયા પછી જો આપણે આલમખાનને ઉડાવી દઇએ અને આપણે પોતે જ હિન્દોસ્તાનનાં તાજો તખ્તના માલિકો મુખ્તાર બની બેસીએ તો આલમખાનથી જરાપણ ચૂં કે ચાં કરી શકાય તેમ નથી, એ તો કોઇ પણ કહી શકે તેમ છે. ગરજ કે, આવી હાલતમાં આવી પડવું એ જ એક જાતનું નુકસાન છે. પરંતુ મારો હજી હિન્દોસ્તાનનાં તાજોતખ્તને પચાવી જવાનો વિચાર નથી અને તેટલામાટે આલમખાનને મારાથી ડરવાનું કશું પણ કારણ છે જ નહિ." બાબરે ખરેખરી બાબત જણાવી દીધી.

"આપ નામદાર સુલ્તાનની આ ફિદવી તરફની આવી લાગણીને જોઇને જો આ ફિદવી પોતાને બખ્તાવર માને તો તેમાં નવાઈ જેવું કાંઈ પણ નથી. દુનિયામાં દરેક નિયમનો જેમ એક અપવાદ હોય છે તેવી રીતે મદદગાર હાકિમ અને તેની ફોજ નુકસાન કરનાર હોવા છતાં આપ નામદાર અને આપની ફોજ મારામાટે ફાયદો કરનાર હોવાથી અપવાદરૂપ છો અને એમાટે હું આપ નામદારને ધન્યવાદ આપું છું." આલમખાને સમયસૂચકતાથી બાબરને ઉદ્દેશીને

પ્રશંસાત્મક ઉદ્ગારો કાઢ્યા અને ત્યાર પછી પૂછ્યું કે: "જ્યારે આપ નામદારે ત્રણ જાતનાં સૈન્યોનું વિવેચન કરી સંભળાવ્યું છે તો હવે મિશ્ર સૈન્યની ભયંકરતાને પણ દર્શાવશો કે કેમ?"

એના ઉત્તરમાં બાબર કહેવા લાગ્યો કે: "જે ફોજમાં કેટલાક સિપાહીઓ પોતાની જાતિના તેમ જ પોતાના દેશના હોય છે તેમ જ કેટલાક સિપાહીઓ બીજી જાતિ તથા બીજા દેશમાંથી પગારદાર તરીકે લવાયલા હોય છે તે સૈન્ય મિશ્ર સૈન્યના નામથી ઓળખાય છે. હવે મદદે બોલાવેલી બીજા હાકિમની ફોજ અને પરકીય પગારદાર ફોજ એ બન્ને કરતાં આ મિશ્ર સૈન્ય જો કે સારું હોય છે; છતાં પણ પોતાની જાતિના અને પોતાના દેશના સૈન્ય કરતાં આ મિશ્ર સૈન્ય બહુ જ નઠારું છે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને એનાં પણ ઇતિહાસમાં અનેક ઉદાહરણો નોંધાઈ ગયાં છે. મારા કથનનું તાત્પર્ય એ જ છે કે પોતાનું સૈન્ય જ્યાં સૂધી સુવ્યવસ્થિત ન હોય ત્યાં સૂધી કોઇ પણ હાકિમ અથવા સુલ્તાન નિર્ભય રહી શકતો નથી અને એટલામાટે જ વિચારશીલ તથા બુદ્ધિમાન્ લોકો પરાપૂર્વથી એમ કહેતા આવ્યા છે કે હાથમાં સત્તા હોવા છતાં તે સત્તાનો પાયો પરકીય સૈન્યનો બનેલો હોય એના જેવી બીજી કોઇ પણ અસ્થિર તથા શોચનીય ઘટના હોવાનો સંભવ છે જ નહિ. પોતાની પ્રજા અને પારકી પ્રજા વચ્ચે જે ભેદ રહેલો હોય છે તે ભેદના કારણથી પરકીય પગારદાર સૈન્ય અને મદદગાર સૈન્ય એ બન્ને સૈન્યો સર્વથા હાનિકારક છે. હવે પોતાના સૈન્યને પણ કેવા પ્રકારનું શિક્ષણ આપવાની આવશ્યકતા હોય છે અને તેને કેવા નિયમમાં રાખવાની અગત્ય હોય છે, એ પણ વિચારણીય વિષય છે; પરંતુ અત્યારે સમયનો અભાવ હોવાથી એ વિષયની ચર્ચાને કોઈ બીજા સમયપર મુલ્તવી રાખીને હું અત્યારે બીજાં કેટલાંક અગત્યનાં કાર્યોની વ્યવસ્થા કરવા ઇચ્છું છું." આવી રીતે ચાર પ્રકારનાં સૈન્યોનું સમયાનુસાર યથાયોગ્ય વિવેચન કરીને પોતાની બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યા પછી બાબરે આલમખાનને ગંભીરતાથી પૂછ્યું કે: "આવી ચર્ચાઓ અવકાશના સમયમાં થતી રહેશે; અત્યારે આવી ચર્ચાઓમાં સમય વીતાડવાની આવશ્યકતા નથી; કારણ કે, અત્યારે તો હું પોતે ખુસૂસન્ જે કામમાટે ચાલી ચલાવીને કાબુલથી હિન્દોસ્તાનમાં આવ્યો છું તે કામને અંજામ સુધી પહોંચાડવાની જ જરૂરત છે અને તેથી હું તમને પૂછવા માગું છું કે અત્યારે અહીંનો મામલો કેવા પ્રકારનો છે અને પ્રથમ આપણે શું શું કરવાનું છે?"

"જહાંપનાહ, આપણા જાસૂસો અત્યાર સૂધીમાં જે ખબરો લાવ્યા છે તે ખબરોના આધારે મારા જાણવામાં આવી શકયું છે કે દોલતખાન અને તેનો સાહબજાદો ગાઝીખાન તેમની ચાળીસ હજારની ફોજ સાથે લાહોર પાસે રાવી નદીના કિનારાપર છાવણી નાખીને પડ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ દોલતખાન તો આજકાલ કમ્મરે બે તલ્વારો લટકાવીને આપ નામદારને જેર કરવામાટેની એવી ડીંગો હાંકયા કરે છે કે હવે તો તેનો એ ગુરૂર અમારાથી જરા પણ જોઈ શકાતો નથી. આ કારણથી પ્રથમ તો દોલતખાન તથા ગાઝીખાનના તકબ્બુરને તોડવાની મારા વિચાર પ્રમાણે ખાસ જરૂરત છે; પછી તો જેવો

આપ મુરબ્બીનો વિચાર." **આલમખાને** અતિશય વિનીત ભાવથી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"કુંલાનોરનો સૂબેદાર **મહમદઅલી** અને વસૂલાતખાતાનો અધિકારી **ખાજા** હુસેન પોતાની ફોજ સાથે આપણને આવી મળ્યા છે એટલે મગરૂર **દૌલત-ખાન** તથા તેના સાહબજાદા **ગાજીખાનના** તકબ્બુરને તોડવાના કામમાં જરા પણ વિલંબ થવાનો નથી. હું આજેજ અહીંથી કૂચ કરવા માગું છું અને તમને પણ મારી સાથે આવવામાટે તૈયાર થવાની અત્યારથીજ સૂચના આપી મૂકું છું." **બાબરે દૌલતખાન** તથા **ગાજીખાનપર** તેજ દિવસે ચઢી જવામાટેનો પોતાનો દૃઢ વિચાર દર્શાવી દીધો.

**બાબરની** આજ્ઞાથી મધ્યાન્હ પછી સેના પ્રયાણમાટે તૈયાર થઈ ગઈ અને **સિયાલકોટના** રક્ષણમાટે કેટલાક સૈન્યને રાખીને બાકીના સૈન્ય સહિત **બાબર** તથા **આલમખાન લાહોર** તરફ જવાને પ્રયાણ કરી ગયા.

* * * * *

**બાબર** જ્યારે **આલમખાન** તથા પોતાના સૈન્ય સહિત **લાહોર** પાસે આવી પહોંચ્યો ત્યારે ત્યાં તેને એવા સમાચાર મળ્યા કે: 'આપ નામદારના **પંજાબમાં** આવવાના સમાચાર મળતાંની સાથેજ **દૌલતખાન** અહીંથી **મલોતના** કિલ્લામાં નાસી ગયો છે અને **ગાજીખાન** તેની સાથે છે કે ક્યાંક અન્યત્ર પલા-યન કરી ગયો છે એની અમને બરાબર ખબર નથી.' આ સમાચાર સાંભળીને **બાદશાહે** એટલે કે **બાબરે** પોતાના અમીરો તથા અફસરોને બોલાવીને એવી આજ્ઞા આપી દીધી કે: "તમો અહીંથી એકદમ જાઓ અને **દૌલતખાન** તથા **ગાજીખાનને** કયદ કરી લ્યો; પરંતુ ધારો કે તમારાથી કિલ્લામાં ન પહોંચી શકાય અને દુશ્મનો કિલ્લાના દરવાજા બંધ કરી લે, તો તમો કિલ્લાને ઘેરી લેજો અને એવો સખ્ત જાપતો રાખજો કે કિલ્લામાંથી કોઈ આદમજાદ તો શું પણ કોઇ દરિન્દો કે પરિન્દો પણ બહાર નીકળી ન શકે; ખાસ કરીને **દૌલતખાન** તથા **ગાજીખાન** તો ફરાર નજ થવા જોઇએ. હું પણ તમારી પાછળ એક કે બે દિવસમાંજ ત્યાં આવી પહોંચીશ."

આવી રીતે પોતાના અમીરો તથા અફસરોને ફોજ સાથે રવાના કર્યા પછી બીજે દિવસે **બાબર** પોતે પણ **વાહન** ગામ પાસે નદી ઊતરીને બે મંજિલો કરી **મલોતના** કિલ્લા પાસે જઈ પહોંચ્યો. કિલ્લાથી અડધા ગાઉના અંતરપર તેણે છાવણી નખાવી અને પ્રથમથીજ ઘેરાયલા કિલ્લામાંના લોકોને ધમકાવવા, લાલચમાં નાખવા તથા આશ્વાસન આપવામાટે કિલ્લામાં બે ત્રણ માણસોને મોકલી દીધા; તેમજ કિલ્લાને ચારે તરફથી તપાસીને જ્યાં આવશ્યકતા હતી ત્યાં મોરચા પણ લગાવી દીધા. કિલ્લામાંના લોકો **બાબરની** લઢાઇમાટેની તૈયારીને જોઇને એટલા બધા ગભરાઈ ગયા અને **દૌલતખાન** પણ એટલો બધો ભયભીત તથા ગર્ભગલિત થઇ ગયો કે તેણે પોતાના એક પ્રતિનિધિને મોકલીને **બાબરને** એમ કહેવડાવ્યું કે: "**ગાજીખાન** તો અમો સઘળાને ત્યાગીને ક્યાંક પહાડોમાં ચાલ્યો ગયો છે અને હવે જો અમારા ગુનાહોની અમોને મોઆફી આપવામાં

આવે અને અમોને જાનની અમાન મળી જાય; તો અમો ગુલામ તરીકે હુજૂરે વાલાના કદમોમાં હાજિર થઇને કિલ્લો સોંપી દેવામાટે તૈયાર છીએ."

દૌલતખાનનો આ સંદેશો સાંભળીને બાબરે પોતાના દરબારના એક અમીર ખાજા મીરનને એવો હુકમ ફર્માવ્યો કે: "તમો દૌલતખાન પાસે જાઓ અને તેને કહો કે જે બે તલ્વારોને તે મને મારી નાખવામાટે પોતાની કમ્મરે લટકાવતો હતો તે બન્ને તલ્વારોને પોતાના ગળાની આસપાસ બાંધીને જો મારી પાસે આવશે તો તેના ગુનાહોની તેને મોઆફી મળશે અને તેની જાન પણ તેને બખ્શવામાં આવશે."

ખાજા મીરને બાબરનો એ સંદેશો કિલ્લામાં જઇને દૌલતખાનને સંભળાવ્યો અને ગભરાયલા દૌલતખાને બાબરની એ આજ્ઞાનો તત્કાળ સ્વીકાર કરી લીધો. અર્થાત્ દૌલતખાન પોતાની બન્ને તલ્વારોને પોતાના ગળાની આસપાસ બાંધીને ખાજા મીરન સાથે બાબરની છાવણીમાં આવ્યો; પરંતુ ત્યાં આવ્યા પછી ગોઠણમંડીયે ગુલામ પ્રમાણે બેસવામાટે જરાક આનાકાની કરવા લાગ્યો એટલે બાબરે પોતાના ગુલામોને હુકમ ફર્માવ્યો કે: "આના પગોને ખેંચીને ગોઠણમંડીયે બેસાડી દ્યો." ગુલામોએ તેને બળાત્કારે ગોઠણમંડીયે બેસાડી દીધો એટલે પછી બાબર તેને સંબોધીને તિરસ્કારવ્યંજક ભાવથી કહેવા લાગ્યો કે: "દૌલતખાન, એકવાર મેં તને 'પિદર' કહીને બોલાવ્યો હતો; તારી ઇચ્છા કરતાં પણ મેં તારી વધારે ઇજ્જત અને તાજીમ કરી હતી; તારા પુત્રોને મલ્લૂખાનના દરવાજાની ધૂળ ચાટવાથી બચાવ્યા હતા; તારા ખિદમતગારોને તથા તારી ઔરતોને ઇબ્રાહીમ લોદીની કયદથી છોડવ્યાં હતાં; તાતારખાંની માલિકીની ત્રણ કરોડની જાગીર તારા હાથમાં સોંપી હતી અને આલમખાનને પણ મેં તારી ભલામણથી જ મદદ આપી હતી; તો હવે કહી દે કે મેં એવું તે તારું શું બગાડ્યું હતું કે જેથી મારી સાથે લડવામાટે તારે પોતાની કમ્મરે એકને બદલે બબ્બે તલ્વારો બાંધવી પડી, તું લશ્કર લઇને મારાપર તૂટી પડવાને તૈયાર થયો અને આટલો બધો ફિતૂર જગાવી દીધો? આના કરતાં વધારે એહસાનફરામોશી અને નમકહરામી બીજી કઈ હોઈ શકે તેમ છે? બોલ, બોલ, તારી જબાનને ખોલ અને કાંઇક તો જવાબ આપ."

દૌલતખાન લજ્જાથી અર્ધમૃત જેવો થઈ ગયો અને નીચી દૃષ્ટિથી કંપતો કંપતો કહેવા લાગ્યો કે: "ગરીબપરવર અને રહમદિલ સુલ્તાન, આપે મારા પર ઘણા ઘણા એહસાનો કરેલા છે છતાં હું એહસાનફરામોશ તેમજ નમકહરામ થયો છું અને તેટલામાટે આપ નામદાર આગળ અત્યારે જબાનને ખોલતાં પણ હું શર્માઉં છું; ગયરતથી મરી જાઉં છું; એટલામાટે મારાપર રહમ કરો, મને મારા ગુનાહોની મોઆફી આપો અને વધારે શર્મિન્દો ન કરો. હું માનું છું કે હવે મારી જિન્દગીના દિવસો પૂરા થવા આવ્યા છે; કારણ કે, જો એમ ન હોત તો આપ જેવા એક મોહસિન અને મેહરબાન જબર્દસ્ત સુલ્તાન સાથે દુશ્મની કરવાની અને જેને એકવાર મેં મારા ઘરમાં પનાહ આપી હતી તે મારા ભત્રીજા આલમખાન સાથે દગાબાજી કરવાની કુબુદ્ધિ મને કદાપિ સૂઝત જ નહિ. હવે મારી બુજર્ગીપર રહમ કરો અને મને મારી ભૂલને સુધારવાનો મૌકો આપો એટલી જ મારી આપ નામદારના કદમ મુબારિકમાં અર્જ છે."

દૌલતખાનનાં આવાં નમ્રતાભરેલાં વચનોથી દયાળુ બાબરનું મૃદુ હૃદય દ્રવી ગયું અને તેથી તે તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે: "દૌલતખાન, હું ઉદારતાથી તને તારા ગુનાહોની મોઆફી આપું છું અને તારી જિન્દગી પણ તને બક્ષું છું; માત્ર એટલું જ નહિ, પણ તારા ખિદમતગારો તથા તારા જનાનખાનાની ઔરતોને લઇને તારી જાગીરનાં જે કેટલાંક ગામો છે તેમાંના કોઇ પણ એક ગામમાં જઇને રહેવાની અને તારી અસલ જાગીરનાં ગામોની સરદારી ભોગવવાની પણ તને છૂટ આપું છું. માત્ર તારી અસલ જાગીર ઉપરાંતનો જે કાંઇ પણ માલ અસબાબ તથા ખજાનો તારી પાસે હશે તે જપ્ત કરી લેવામાં આવશે તેમજ હવે પછી પંજાબની સૂબેદારી સાથે પણ તારો કોઇ પણ પ્રકારનો સંબંધ રહેશે નહિ."

"મહજ એહસાન, નવાજિશ, મેહરબાની!" આ પ્રમાણેના કૃતજ્ઞતાદર્શક શબ્દો ઉચ્ચારીને દૌલતખાન બાબરનાં ચરણોમાં મસ્તક નમાવી ત્યાંથી ચાલતો થઈ ગયો.

દૌલતખાનના જવા પછી સુલ્તાન બાબરે પોતાના અફસરજંગોને એવા પ્રકારની સૂચના આપી દીધી કે: "દૌલતખાનને તેના જનાનખાનાની ઔરતો તથા તેના ખિદમતગારો સાથે કિલ્લામાંથી નીકળી જવા દેજો અને તે સાથે ખજાનાપર તથા બીજા માલ અસબાબપર આપણો અત્યારે જ કબ્જો કરી લેજો. વળી મારા સાંભળવામાં આવ્યું છે કે ગાજીખાન કિલ્લામાં જ કયાંક લપાયલો છે, એટલે જો એ વાર્ત્તા સત્ય હોય તો તે આપણને થાપ આપીને બહાર ન નીકળી જાય એટલામાટે કિલ્લાના દરવાજાપર ચાલાક ચોકીદારોને બેસાડી દેજો તેમ જ તેના જવાહિરાત અને તેની બીજી કીમતી ચીજોને પણ તે જ્યાં પણ છુપાવીને રખાઈ હોય ત્યાંથી કાઢી લઇને જપ્ત કરવામાટેનો પાકો બંદોબસ્ત કરી દેજો. મારા આ હુકમની તામીલમાં જો જરા પણ કુસૂર થશે, તો તમારી જાનનું જોખમ તમારે વેઠવું પડશે, એ બરાબર યાદ રાખી લેજો."

દૌલતખાનને લઇને બાબરના અફસરજંગો પાછા કિલ્લા આગળ ગયા એટલે દૌલતખાનના હુકમથી કિલ્લેદારે કિલ્લાના દરવાજા ઉઘાડી નાખ્યા; પરંતુ કિલ્લાના દરવાજા ઉઘડતાં જ એક બીજું વિઘ્ન આવીને ઉપસ્થિત થયું અને તે એ કે બાબરના સૈનિકોએ કિલ્લામાં જઇને લૂટ ચલાવવામાટે અધીરતા દર્શાવીને ભયાનક કોલાહલ કરવા માંડ્યો; માત્ર એટલું જ નહિ, પણ અંતે તેમના તોફાનની વાત સાંભળીને સુલ્તાન બાબરને પોતાને ત્યાં આવવું પડ્યું અને બાબરના હુકમથી પણ તેઓ શાંત ન થયા એટલે પછી નિરુપાય થઇને તેમને શાંત પાડવામાટે સુલ્તાનને પોતાના બળનો ઉપયોગ કરવો પડ્યો. તીરંદાજ બાબરે તોફાની ફોજી જવાનોપર તીર ચલાવવા માંડ્યાં અને તેમાંનું એક તીર હુમાયૂનના એક ગુલામને એવું તો સખ્ત વાગ્યું કે તેથી તત્કાળ તે ત્યાંનો ત્યાં જ મરણને શરણ થઈ ગયો. હુમાયૂનનો એક ગુલામ તેના લશ્કરનો એક અફસર તથા જાંનિસાર અને વફાદાર બન્દો હોવાથી બાબરના અંતઃકરણમાં તેના મરણમાટે ઘણો જ શોક થયો અને તોફાનપર ચઢેલા સૈનિકો કાંઇક શાંત થયા એટલે પછી અશ્વારૂઢ બાબર તેમને ઉદ્દેશીને તેમના મધ્યમાં ઉભો રહી ગંભીર તથા પ્રભાવદર્શક ભાવથી કહેવા લાગ્યો કે:-

"મારા શૂરવીર અને રણધીર સૈનિકો; મારી ઇજ્જતને વધારનારા અને મારા નામને ચમકાવનારા જંગી જવાનો, જ્યાંના લોકોએ આપણી સામે હથિયાર ઉચક્યાં નથી અને જ્યાંના સરદારે જરાપણ મુખાલિફત બતાવ્યા વગર જાનની અમાન માગીને આપણી તાબેદારીને સ્વીકારી લીધી છે; ત્યાંના લોકો તથા સરદારના માલોજરને લૂટી લેવા અને તેમનાપર હથિયાર ચલાવવાં એ સરાસર નાઇન્સાફી છે અને હયવાનિયત છે, એ આજે તમો નથી સમજી શક્યા અને તેથી તોફાની થઈ ગયા છો, એ જોઇને મને અજાયબી પણ થાય છે અને દિલગીરી પણ થાય છે. આપણે હિન્દોસ્તાનમાં બેગુનાહ લોકોપર કહર અને ગજબ ગુજારવા માટે નથી આવ્યા; કિન્તુ સિતમગરોને સજા આપવામાટે તથા બેગુનાહોને મદદ આપવા માટે આવ્યા છીએ એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી. હવે પછી તમારા હાથથી આવું અવિચારમય કૃત્ય ન થતું જોઇએ એ બરાબર ધ્યાનમાં રાખી લેજો; કારણ કે, આ તમારા સુલ્તાન બાબરને જેમ મેહરબાની કરતાં આવડે છે તેમ જ ગુનાહગાર અને નાફરમાન નોકરને સખ્ત સજા આપવાનો હુનર પણ તેને બરાબર યાદ છે. આજના તમારા ગુનાહની હું તમને મોઆફી આપું છું અને ઉમ્મીદ રાખું છું કે આઇન્દા તમો ફર્માબરદારીના રસ્તાથી આડા નહિ જ ચાલો! પરવરદિગાર તમને નેકી બખ્શે!!"

તોફાની થયેલા સિપાહીઓના હૃદયમાં સુલ્તાન બાબરના આ ભાષણનો એવો અને એટલો બધો યોગ્ય પ્રભાવ પડી ગયો કે તેમણે લજ્જાથી પોતાનાં મુખમંડળોને નીચાં નમાવી દીધાં અને બાબર પાસેથી પોતાના અપરાધની વારંવાર ક્ષમા માગીને તેઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. આટલું કાર્ય કર્યા પછી બાબરે તે દિવસનો અવશિષ્ટ ભાગ અને તે દિવસની રાત્રિનો સમય પોતાની છાવણીમાં જ વીતાવ્યો અને બીજે દિવસે સોમવારે મલોતના કિલ્લામાં જઇને તે ત્યાંનાં ભિન્ન ભિન્ન સ્થાનોનું નિરીક્ષણ કરવા લાગ્યો. અનેક સ્થળોનું નિરીક્ષણ કર્યા પછી તે એક કુતુબખાના (ગ્રન્થાલય)માં જઈ પહોંચ્યો કે જે (ગ્રન્થાલય) ગાજીખાનનો હતો. એ ગ્રન્થાલયમાંથી અનેક ઉત્તમોત્તમ હસ્તલિખિત ગ્રન્થો તેને મળ્યા અને તેથી તેના આનન્દનો અવધિ થઈ ગયો. બાબર પોતે સરસ્વતી દેવીનો અનન્ય ઉપાસક અને કવિતાદેવીનો ભક્ત હોવાથી તેમ જ તેનો શાહજાદો હુમાયૂન પણ એ વેળાએ તેની સાથે હોવાથી તેમાંના કેટલાંક ઉત્કૃષ્ઠ પુસ્તકો હુમાયૂનને આપતાં તે કહેવા લાગ્યો કેઃ—

"નૂરેચશ્મ, આજે તને હું આ એક એવી ચીજ ઇનાયત કરૂં છું કે જે ચીજ આ દુનિયામાં એક નાયાબ અને લાસાની ચીજ મનાય છે. ખરેખર સારી કિતાબોની બરાબરી કરી શકે એવી બીજી કોઇ પણ ચીજ પરવરદિગારે અત્યાર સૂધીમાં પયદા જ કરી નથી અને એટલામાટે બીજા ખજાના કરતાં હું આ ઇલ્મના ખજાનાને વધારે મહત્ત્વ આપું છું. મને અજાયબી ફક્ત એટલી જ થાય છે કે ગાજીખાન એક નાદાન, ખુદપરસ્ત, કમઅકલ અને સયદેહવસ ઈન્સાન હોવા છતાં તેણે આવી સારામાં સારી કિતાબો પોતાના કુતુબખાનામાં શા કારણથી એકઠી કરી હશે! મારી માન્યતા પ્રમાણે એક અમીરના લોહી કરતાં એક ફકીરની કિતાબની કીમત વધારે છે; એક ઉત્તમ પુસ્તક ઉત્કૃષ્ટ આત્માનું એવું તો

મૂલ્યવાન્ અને સૌગંધ્યપૂર્ણ જીવનશોણિત છે કે જે યુગોના યુગો પર્યન્ત સૂકાતું નથી અને અન્ય જનોના જીવનરક્તની અભિસરણક્રિયાને નિયમમાં રાખ્યા કરે છે અને એટલામાટે જે કોઈપણ મનુષ્ય અવિચારથી કિંવા દ્વેષભાવથી એક ઉત્તમ ગ્રંથનો નાશ કરે છે, તે એક ઉત્તમ મનુષ્યનો જ વધ કરી નાખે છે, એમજ સમજવાનું છે; માત્ર એટલું જ નહિ, પણ મનુષ્યના વધથી તો કેવળ એક બુદ્ધિમાન્ પ્રાણીનો જ નાશ થાય છે; પરંતુ ઉત્તમ પુસ્તકના નાશથી તો સાક્ષાત્ બુદ્ધિ કિંવા વિચારશક્તિનો જ વધ થઈ જાય છે, એટલી મનુષ્ય કરતાં પુસ્તકની અધિક ઉત્તમતા છે. હવે ઉત્તમ પુસ્તક કોને માનવું એમ જો મને પૂછવામાં આવે તો એના ઉત્તરમાં હું જણાવીશ કે જે પુસ્તકને ઉઘાડતી વેળાયે આપણે જે કાંઈપણ બૌદ્ધિક લાભ મેળવવાની આશા રાખી હોય, તે લાભ આપણને જે પુસ્તકને બંધ કરતી વેળાયે ન્યૂન કે વિશેષ પરિમાણમાં મળી ગયેલો જણાય, તે પુસ્તકને ઉત્તમ માનવામાં કોઈપણ પ્રકારનો પ્રમાદ આપણે નથી કરતા એમ નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મારા આ કથનથી કોઇએ એમ સમજવાનું નથી કે જ્યાં ઉત્તમ હોય ત્યાં અધમ પુસ્તકો પણ હોવાં જ જોઇએ; કારણકે, ઉત્તમ વિદ્વાનોનાં રચેલાં પુસ્તકો અધમ હોતાં જ નથી અને જો વાંચનારમાં ઉત્તમતાને આકર્ષવાની બૌદ્ધિક શકિત રહેલી હોય, તો તે વાંચનાર પોતાના શત્રુના રચેલા ગ્રંથમાંથી પણ ઉત્તમ સારને મેળવી શકે છે. સરસ્વતીના સજીવન પ્રતિનિધિસ્વરૂપ અથવા તો જ્ઞાનના ભંડારરૂપ ગ્રંથોની આવી મહત્તાને ન જાણીને અનેક વાર અનેક વિજયિની જાતિઓએ તેમ જ વિજેતા રાજાઓ કે બાદશાહોએ પોતાના ધર્મથી ભિન્નધર્મના અનુયાયી અને જીતાયલા લોકોના અમૂલ્ય જ્ઞાનભંડારરૂપ ગ્રન્થાલયોનો અવિચાર તથા દ્વેપભાવથી નાશ કરી નાખ્યો છે અને અદ્યાપિ કેટલાક મૂઢ જનો એવા ગ્રન્થાલયોના નાશના કાર્યમાં અગ્રેસર થતા દેખાય છે એ અત્યંત શોચનીય છે. હુમાયૂન, તું હવે પછી સુલ્તાન અથવા શહનશાહ થવાનો છે અને તેટલામાટે હું તને એક નસીહત આપી મૂકું છું કે કોઈ પણ ઉત્તમ ગ્રંથાલય, પછી તે તારા કોઈ પ્રતિસ્પર્ધીનો હોય, વિજાતીયનો હોય કે વિધર્મીયનો હોય, તો પણ તેનો અવિચારથી કદાપિ નાશ કરીશ નહિ; કિન્તુ તેની રક્ષા કરીને તેનો જેટલા પરિમાણમાં કરી શકાય તેટલો સદુપયોગ જ કરજે અને તેમાંથી મેળવી શકાય તેટલા લાભને મેળવવાનો જ પ્રયત્ન કર્યા કરજે. પરંતુ એ સાથે આ વાતને પણ લક્ષમાં રાખી લેજે કે રાજા અથવા બાદશાહને જેટલું પણ જ્ઞાન હોય તેટલું અલ્પ જ છે; કારણ કે, રાજા અથવા બાદશાહની જેમ મહત્તા વિશેષ હોય છે તેમ જ તેને સાર્વદેશીય જ્ઞાનની પણ તેટલી જ વિશેષ આવશ્યકતા હોય છે અને તેટલામાટે આ વિશ્વમાં જે જે વિદ્યાઓ ઉપલબ્ધ હોય તે સર્વ વિદ્યાઓનું જ્ઞાન મેળવી લેવું અને પોતાના અવકાશના અથવા નિરુપયોગી સમયને મનોરંજનાર્થે ગાનતાન કે કવિતાવિલાસમાં વીતાડવો, એ યોગ્ય છે; તથાપિ નિરંતર રાજા અથવા બાદશાહ પુસ્તકોના વાંચનમાં જ નિમગ્ન રહ્યા કરે, યુદ્ધના વ્યવસાયમાં લક્ષ ન આપતાં કેવળ પુસ્તકોની વ્યવસ્થામાં જ તલ્લીનતા રાખતો રહે અને પુસ્તકો

નાં પૂઠાં સારાં બંધાવવામાં મનને પરોવીને પ્રજાના દુઃખરૂપ જખમોપર સુખરૂપ પાટા બાંધવાના કર્તવ્યને સર્વથા ભૂલી જાય એ કોઇ પણ પ્રકારે યોગ્ય ન કહી શકાય. સારાંશ કે, પુસ્તકમાંથી મેળવેલા જ્ઞાનને વ્યવહારમાં યોજી બતાવવાને રાજા અથવા બાદશાહ આપાદમસ્તક બંધાયલો છે, એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. આ પુસ્તકાલયમાંનાં થોડાંક પુસ્તકો કામરાનમાટે પણ તું મોકલી આપજે."

હુમાયૂને પોતાના પૂજ્ય પિતાના આ ઉપદેશને મસ્તકપર ચઢાવીને પુસ્તકોનો સ્વીકાર કરી લીધો અને બાબરના પુસ્તકોની મહત્તાવિષયક આ ભાષણનું આલમખાન તથા બીજા કેટલાક અફસરોના મનમાં એવું તો ઉત્તમ પરિણામ થયું કે તેઓ સર્વ બાદશાહ બાબરની બુદ્ધિમત્તા તથા વિદ્યાપ્રિયતાની સહસ્ર મુખથી પ્રશંસા કરવા લાગ્યા. અસ્તુ: ગાજીખાન કદાચિત્ કિલ્લામાં હશે એવી ધારણાથી બાબરે તે દિવસની રાત્રિ કિલ્લામાંના એક મહાલયમાં જ વીતાડી અને ગાજીખાનનો સારી રીતે શોધ કરાવ્યો; પરંતુ ગાજીખાન કિલ્લામાં ક્યાંય પણ મળી શક્યો નહિ; કારણ કે, તે તો પોતાના પિતા, નાના ભાઇ તેમ જ પોતાની માતા તથા નાની બ્હેનને કિલ્લામાં જ છોડી થોડાક માણસોને પોતાની સાથે લઇને પહાડોમાં ભાગી ગયો હતો. બાબરે પોતાના વચન પ્રમાણે દૌલતખાનને તેનાં બીબી અને બચ્ચાં સાથે કિલ્લામાંથી નીકળી જવા દીધો અને રસ્તામાં ક્યાંય પણ તેને કોઈ જાતની હરકત ન થાય એટલામાટે તેની જાગીર સુધી તેને પહોંચાડવામાટે પોતાના પાંચ સિપાહીઓને પણ તેની સાથે મોકલી દીધા. આગલે દિવસે તોફાનપર ચઢેલા સિપાહીઓને જો બાબરે દાબી ન દીધા હોત, તો તેમના હાથથી દૌલતખાન અને તેના કુટુંબની કેવી તથા કેટલી દુર્દશા થવાનો સંભવ હતો, એ અનુમાનથી જાણી શકાય તેમ હોવાથી દૌલતખાન તથા તેના કુટુંબની પ્રતિષ્ઠાની દયાલુ બાદશાહ બાબરે જ રક્ષા કરી હતી એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી.

બુધવારને દિવસે મલોતના કિલ્લાની સંભાળનું કામ મુહમ્મદ અલી-જંગને સોંપીને અને તેની તહનાતમાં અઢીસો પઠાણોને તેમ જ કેટલાક હજારા લોકોને રાખીને બાદશાહ બાબર જે પહાડમાં ગાજીખાન જઈ ભરાયો હતો તે પહાડ તરફ જવાને સેનાસહિત પ્રયાણ કરી ગયો. ખાજા કુલાન ગજનીન કો કેટલાક ઊંટોપર મદિરાના માટલાં લાદીને કિલ્લાથી એક ગાઉપરની એક ઉંચી ટેકરીપર બાબરની વાટ જોતો બેઠો હતો એટલે બાદશાહ બાબરે ત્યાં પહોંચતાંની સાથે જ એક મેહફિલ કરી દીધી અને તે મેહફિલમાં શરાબનો એવો તો દોર ચાલ્યો કે ન પૂછો વાત. ત્યાંથી કૂચ કરીને બાબર પહાડોમાંના જે કોટલા નામના કિલ્લામાં ગાજીખાન ભરાઈ બેઠો હતો તે કોટલાપર ચઢી ગયો અને ત્યાં દિવસના સમયમાં એક યુદ્ધ થયું; પરંતુ તે યુદ્ધમાં પરાજિત થવાથી કિલ્લામાંના લોકો રાત્રિના સમયમાં કિલ્લાને ખાલી કરીને પલાયન કરી ગયા અને ગાજીખાન પોતે પણ દિલ્લીની દિશામાં ભાગી ગયો. બીજે દિવસે એ કિલ્લામાં પણ બાબરે પોતાનું થાણું બેસાડી દીધું અને પહાડોમાંના બીજા કિલ્લા પણ હસ્તગત કરી લીધા. પંજાબમાં બીજી પણ જે કેટલીક વ્યવસ્થા કરવાની હતી તે થોડા દિવસમાં કરી લીધા પછી બાબર પાછો સિયાલકોટમાં આવી લાગ્યો

અને ત્યાં બે દિવસ જેટલો સમય વિશ્રાંતિ તથા મદિરાપાન આદિ આનંદોપભોગમાં વીતાડીને તેણે એક મોટો દરબાર ભર્યો અને તે દરબારમાં પોતાના ફોજી અફસરોને સંબોધીને તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે;—

"મારા મદદગાર અને ગમગુસાર સૂરમાઓ, પંજાબમાં જે કાંઈ પણ બંદોબસ્ત કરવાનો હતો તે આપણે અત્યાર સુધીમાં કરી ચૂકયા છીએ અને તેથી પંજાબના સંબંધમાં ફિક્ર રાખવા જેવું કાંઈ પણ કામ બાકી રહ્યું નથી. અહીં સિયાલકોટમાં આપણે બે દિવસ આસાઇશમાં પણ વીતાડ્યા છે અને તેથી આપણાં જાનોતનમાં જે નવી તાજગી આવવી જોઇએ તે પણ આવી ગઈ છે એટલે હવે આપણે દેહલી તરફ જવામાટેની આજેજ તૈયારી કરીને આવતી કાલે બામદાદમાં જ અહીંથી કૂચ કરવાની છે; કારણ કે, આપણે જે ખાસ કામમાટે હિન્દોસ્તાનમાં આવ્યા છીએ તે કામ એ છે કે હિન્દોસ્તાનના અત્યારના જાલિમ, નાતરસ અને સરમસ્ત મગરૂર સુલ્તાન ઈબ્રાહીમ લોદી સાથે લડવું, તેને શિકસ્ત આપવી, જો તે હાથમાં આવે તો તેની જાનનો ખાતમો કરી નાખવો અને હિન્દોસ્તાનના તખ્તપર ખરા હકદાર આલમખાન અથવા અલાઉદ્દીનને બેસાડી આપણી મેહનતનો બદલો મેળવીને પાછા કાબુલ ચાલ્યા જવું. આપણી તાકત, આપણી હિમ્મત અને આપણા ખરા જોહરને બતાવી આપવાનો મૌકો તો આપણને એ હવે પછીના જંગમાં જ મળવાનો છે; કારણ કે, મારા સાંભળવા પ્રમાણે ઈબ્રાહીમ લોદીના હાજિર લશ્કરનો તખ્મીનો લગભગ એક લાખનો છે અને તેના અમીરોના હાથીઓની સંખ્યા કરીબન્ એક હજારની છે; ઇબ્રાહીમના હાથમાં નકદ ખજાનો પણ સારો છે તેમ જ હિન્દોસ્તાનમાં એક એવો દસતુર છે કે આવા વખતે જો જરૂર હોય તો પૈસા આપીને મયાદી નોકરોને પણ રાખી લેવામાં આવે છે કે જે નોકરો 'સિબંદી'ના નામથી ઓળખાય છે એટલે જો ઇબ્રાહીમ ધારશે તો બીજું એક લાખનું સિબંદી લશ્કર પણ ભેગું કરી શકશે; છતાં પણ મારી મનોદેવતા મને કહી રહી છે કે: 'ડરવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, આ જંગમાં ફતહ તારા નસીબમાં જ લખાયલી છે,' અને એટલા માટે હું મારા ઇરાદાપર મુસ્તકીમ છું, બેફિક્ર છું. તમો પણ વહમ કે ફિક્રને તમારા દિલમાં જગહ ન આપશો; કારણ કે, ખુદાએ આપણી તકદીરમાં પ્રથમથીજ જે કાંઈ પણ લખી રાખેલું હોય છે તેને કોઈ પણ મટાડી શકતું નથી અને તેથી વહમ અને ફિક્રને દિલમાં જગહ આપવી બેજા છે. પરવરદિગારપર ભરોસો રાખો અને જે કામમાટે અહીં આવ્યા છો તે કામને બહાદુરીથી પૂરું કરી બતાવો, એમાં જ તમારી અને મારી ઇજ્જત છે!!"

બાબરના આ ઉત્સાહજનક અને ઉત્તેજક ભાષણથી તેના દિલેર અફસરજંગો અતિશય ઉત્સાહમાં આવી ગયા અને તેમણે છાતી ઠોકીને બહાદુરીથી જણાવી દીધું કે: "દુશ્મનની ફોજ લાખની હોય કે બે લાખની હોય; પરંતુ અમો અને અમારા સિપાહીઓ જાનપર ખેલીને લડીશું અને પરવરદિગારની મેહરબાનીથી મયદાને જંગમાં ફતહોજ઼ફર મેળવીને આપ નામદારની ઇજ્જત સાથે અમારી ઇજ્જતને પણ વધારીશું. ખુદા મેહરબાન છે તો આપ ગરીબપરવરના આ નમકખાર ખાદિમો હમેશાને માટે પહલવાન છે!"

"શાબાશ, મરહબા, આફરીન! અગર મારી ફોજના સરદારો અને સિપાહીઓ આટલી હદસુધી જાંનિસાર છે, તો એથી સાફ જણાઈ આવે છે કે પરવરદિગાર પણ મારો મદદગાર છે!!" બાબરે બમણો ઉત્સાહ બતાવ્યો.

તે જ દિવસે કૂચમાટેની તૈયારીઓ થઈ ગઈ અને બાબરે તે દિવસની રાત્રિનો અર્ધ સમય મદિરાપાન તથા નૃત્યગાનના ઉપભોગમાં વીતાડ્યો. આલમખાન બાબર સાથે જવાનો હોવાથી સિયાલકોટમાં તેણે પોતાની બેગમ નાદિરાખાનમને રાખી જવાની અને તેને પોતાની ગયરહાજરીમાં કોઈ પણ પ્રકારની પીડા ન ભોગવવી પડે એમાટેની પૂર્ણ વ્યવસ્થા કરી આપી. અહીં એ પણ જણાવવાની આવશ્યકતા છે કે ગુલંદામના પિતાના સમાચાર મેળવવામાટે આલમખાને જે સિપાહીઓને મોકલ્યા હતા તેઓ ગુલંદામના પિતાના મરણના સમાચાર લઈ આવ્યા હતા એટલે એ કારણથી ગુલંદામ તથા કમરપારાનાં મન ઉદ્વિગ્ન તો થયાં જ હતાં અને ત્યારપછી બાબરનું આગમન થતાં કેટલાંક કારણોથી તેમની બાબરની દૃષ્ટિયે પડવાની ઇચ્છા ન હોવાથી જે દિવસે બાબર સિયાલકોટમાં આવ્યો તેજ દિવસે તે બન્ને યુવતીઓ સિયાલકોટમાંથી અદૃશ્ય થઈ ગઈ હતી અને તેથી નાદિરાખાનમ બહુજ શોકાતુર રહ્યા કરતી હતી; કારણ કે, નાદિરા ગુલંદામ તથા કમરપારાને પોતાની સગી બ્હેનો કરતાં પણ વધારે ચહાતી હતી. ગુલંદામ તથા કમરપારાની હાજરી ન હોવાથી આલમખાન સાદિક તથા યાસીનને નાદિરાની રક્ષાનું કાર્ય સોંપીને બીજે દિવસે પ્રભાતમાં બાદશાહ બાબર સાથે શાહી ઠાઠમાઠથી દિલ્લીનગરની દિશામાં પ્રયાણ કરી ગયો. હવે બાબરને સૈન્ય સહિત માર્ગમાં ચાલતો રાખીને આપણે કેટલીક અન્ય ઘટનાઓનું અવલોકન કરીશું.



## પ્રકરણ ૧૯ મું

## ઇબ્રાહીમ અને ગાઝીખાન

પંજાબમાંથી પલાયન કરી ગયેલો ગાઝીખાન દિવસ અને રાત્રિનો અખંડ પ્રવાસ કરીને દશ કે અગિયાર દિવસના અવધિમાં જ દિલ્લી જઈ પહોંચ્યો હતો. અને તેણે સુલ્તાન બાબરે પંજાબમાં મચાવેલી ધમાચકડીના તેમ જ સમસ્ત પંજાબને હસ્તગત કરી લીધાના સમાચાર ઇબ્રાહીમ લોદીને સંભળાવીને તે સાથે એમ પણ જણાવી દીધું હતું કે: "આલમપનાહ, હવે સુલ્તાન બાબર પંજાબમાંથી જ પાછો કાબુલ ચાલ્યો જાય તેમ નથી; કિન્તુ પંજાબમાં બરાબર બંદોબસ્ત કરીને ત્યાં પોતાની હકૂમતને જમાવી દીધા પછી તરત જ તે દિલ્લીપર ચઢી આવશે, એમાં જરા જેટલો પણ શક નથી; કારણ કે, આલમખાનને તે હિન્દોસ્તાનનો સુલ્તાન બનાવવાનું વચન આપી ચૂક્યો છે અને તેથી તે પોતાના વચનને પાળી બતાવ્યા વિના કદાપિ જંપીને બેસવાનો નથી. આ કારણથી હવે આપણે પણ આપણી તૈયારીઓમાં અત્યારથી જ લાગવું જોઇએ; નહિ તો પછી બહુ મોડું થઈ જશે તો આગ લાગ્યા પછી કૂવો ખોદવાના પ્રયત્ન પ્રમાણે આપણા પ્રયત્નો નિષ્ફળ નીવડશે, આપણી ફોજ મોટી હોવા છતાં દુશ્મન આપ-

ભુપર ફાવી જશે અને આપણામાટે દુશ્મન પાસેથી પ્રાણની ભિક્ષા માગવાનો કે પછી શત્રુના શસ્ત્રથી કુતરાના મોતે મરી જવાનો પ્રસંગ આવી લાગશે. પછી તો જેવો આપ નામદારનો વિચાર."

"બાબરની ફોજ કેટલીક મોટી છે વારુ?" ઇબ્રાહીમ લોદીએ કેટલોક સમય વિચારમાં વીતાવ્યા પછી આ પ્રમાણેનો સવાલ પૂછ્યો.

"બાબરની આખી ફોજ તો ચાળીસ હજારની સંભળાય છે; પણ પંજાબના બંદોબસ્તમાટે અડધી ફોજ તો રાખવી જ પડશે, એટલે અહીં તે વીસ હજાર કરતાં વધારે જંગીઓને લાવી શકે તેમ નથી, એવી મારી દૃઢ માન્યતા છે; છતાં એમાં થોડો ઘણો ફેર પડે તો તે એક જૂદી વાત છે." ગાઝીખાને વિચાર કરીને ઇબ્રાહીમના સવાલનો જવાબ આપ્યો.

ગાઝીખાનના આ જવાબને સાંભળીને ઉચ્છૃંખલ ઇબ્રાહીમ ખડખડ હસી પડ્યો અને અટ્ટહાસ કરતો કહેવા લાગ્યો કે: "ગાઝીખાન, અત્યાર સુધી હું તમને કાંઇક અકલમન્દ, હુશિયાર અને આકિલ માનતો હતો; પરંતુ તમારા આજના ઉદ્ગારોથી તો તમારામાં અકલનો છાંટો પણ નથી એમ જ દેખાઈ આવે છે. અરે, બાબર ભલે પોતાની આખી ફોજને લઈ આવે, તો પણ તેના ફોજી જવાનોની સંખ્યા તો આખી ચાળીસ હજારની છે કે વધારે? તેની ચાળીસ હજારની ફોજ મારા એક લાખ સિપાહીઓના લશ્કર સામે અને હજારથી બારસેં હાથીઓના ટોળા સામે કેટલીક વાર ટકી શકશે, એનો તમોએ કયાસ નથી કર્યો એ ઘણી જ અફસોસની વાત છે; માત્ર એટલું જ નહિ, પણ એ એક લાખના લશ્કર ઉપરાંત જો જરૂરત આવી પડે તો ચાર દિવસમાં એક લાખનું બીજું 'સિબંદી' લશ્કર પણ હું તૈયાર કરી શકું તેમ છે એટલે બાબરડું બિચારું અહીં આવીને ફતેમારી કરી જાય, એવી કલ્પના માત્રને પણ મસ્તિષ્કમાં ઉત્પન્ન થવા દેવી એ સરાસર નાદાની છે, હિમાકત છે અને બેવકૂફી છે. જો બાબર આકિલો આલિમ તથા દાનિશમંદ ઇન્સાન હશે, તો તો અહીં આવવાનો વિચાર જ નહિ કરે; છતાં જો તે બેવકૂફ હશે અને અહીં આવી લાગશે, તો જે હાલ સાત દિવસના સુલ્તાન આલમખાનના થયા હતા તે જ હાલ તેના પણ થશે; બલ્કે એમ જ કહો કે થોડા વખત પછી પંજાબમાંથી તેને હાંકી કાઢવામાટે પંજાબમાં જવાની આપણી જેહમત તેના ચાલી આવાવીને અહીં આવવાથી ટળી જશે અને તે મારી તલ્વારથી જહન્નમવાસિલ થઇને હિન્દોસ્તાનની જમીનમાં જ દટાશે. હું કોણ? ઇબ્રાહીમ લોદી! બાબર અને તે મારી સાથે હમ્સરીનો દમ ભરનાર? એક ભેડિયો અને તે શેર સાથે લડાઇની જુસ્તજૂ કરનાર? આમ થયું નથી અને થવાનું પણ નથી. ગાઝીખાન, જ્યારે વખત આવશે ત્યારે જોઈ લેવાશે એટલે તમારે અત્યારે કોઈ પણ જાતની ફિક્ર રાખવાની નથી. આ દેહલીના સુલ્તાનની પનાહમાં તમો બેખોફ છો; તો ખાઓ, પીઓ અને અમનચમન કરો; થોડા દિવસમાં પંજાબની સૂબેદારી પણ તમને મળી જશે અને આલમખાન તથા તેનો મદદગાર બાબર મારા હાથથી નેસ્તોનાબૂદ થશે! આ મારા અલ્ફાજ જોઇએ તો લખી રાખજો."

ઇબ્રાહીમ લોદીના આવા ગર્વ તથા અહંકારથી ભરેલા પરંતુ મૂર્ખતાને દર્શાવનારા ઉદ્ગારો સાંભળીને ગાઝીખાન તે વેળાયે તો કાંઈ પણ ન બોલ્યો;

પરંતુ પોતાના મનમાં ઇબ્રાહીમની મૂર્ખતા તથા અદૂરદર્શિતામાટે તેનાપર ધિક્કાર વર્ષાવવા લાગ્યો. એક વાર ઇબ્રાહીમને ત્યાગીને ચાલ્યા જવાનો પણ તેનો વિચાર થયો; પરંતુ તેનામાટે સર્વત્ર એવી તો ભયાનક પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ગઈ હતી કે ઇબ્રાહીમના આંગણા વિના તેને અન્યત્ર ક્યાંય પણ આશ્રય મળવાનો સંભવ ન હોતો અને તેથી નિરુપાય થઇને ઇબ્રાહીમની ગર્વિષ્ઠતા તથા મૂર્ખતાને સહન કરી તે ત્યાં જ શાંતિથી બેસી રહ્યો અને પોતાના જીવનનું જે કાંઈ પણ પરિણામ થવાનું હોય તેની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યો. બીજા પણ દશબાર દિવસ વીત્યા એટલામાં તો ગાઝીખાનના તેમ જ ઈબ્રાહીમ લોદીના જાસૂસો દિલ્લીમાં આવીને 'સુલ્તાન બાબર પંજાબમાંથી ઘણા વખતથી આ તરફ આવવામાટે પોતાની ફોજ સાથે નીકળી ચૂક્યો છે અને તેથી તે જે વખત જાય છે તેમાં તે અહીં આવી પહોંચવાની વકી હોવાથી હવે આપણે પણ લડાઇની તૈયારીઓ બહુ જ જલ્દી કરી લેવી જોઇએ; નહિ તો દુશ્મન આપણાપર ગાલિબ થઈ જશે.' એવા પ્રકારના સમાચારો સંભળાવવા લાગ્યા. જ્યારે આવા કટાકટીના સમાચારો નિત્ય આવવા લાગ્યા ત્યારે જ ઇબ્રાહીમ લોદીની આંખ ઊઘડી અને એક ખાસ દરબાર ભરીને પોતાના સરદારો તથા અમીરોને લડાઇની તૈયારીમાટેનો હુકમ આપતો તે કહેવા લાગ્યો કે:–

"મારા વફાદાર સરદારો અને જાંનિસાર અમીરો, બાગી આલમખાનને અહીંથી ભગાડી દીધા પછી આપણી એવી માન્યતા હતી કે હવે લડાઇનો મૌકો નહિ જ આવે અને આલમખાન તથા તેના કબીલાનો થોડા વખતમાં નાશ કરી નાખીશું એટલે તેમની જિન્દગીના ખાતમા સાથે તેમની બગાવતનો પણ અંત આવી જશે; પરંતુ આલમખાન સહીસલામત પંજાબમાં પહોંચી ગયો અને તેને પકડવામાટેના તેમ જ મારી નાખવામાટેના દૌલતખાન તથા ગાઝીખાનના સર્વ પ્રયત્નો નિષ્ફળ થવાથી બાબરને તેણે પોતાની મદદે બોલાવ્યો અને તેથી વળી પાછો અત્યારે આપણામાટે યુદ્ધનો પ્રસંગ આવી લાગ્યો છે; કારણ કે, પંજાબમાં પોતાની હુકૂમતને મજબૂત કરીને કાબુલનો સુલ્તાન બાબર દેહલીપર ચઢાઈ કરવામાટે અને આપણને શિકસ્ત આપવામાટે પંજાબમાંથી અહીં આવવાને રવાના થઈ ચૂક્યો છે. જો કે સાંભળવા પ્રમાણે ગનીમનું લશ્કર વાહુ મોટું નથી; તો પણ મારી ગયરહાજરીમાં જેવી રીતે આલમખાને દેહલીનો કબ્જો લઈ લીધો હતો અને સાત દિવસ સુધી તે હિન્દોસ્તાનનો સુલ્તાન બની બેઠો હતો, તેવી રીતે આપણે ગફલતમાં રહીએ અને બાબર અચાનક આપણાપર તૂટી પડીને ફાવી જાય એટલામાટે આપણે પણ લડાઇની પૂરી તૈયારીઓ કરી રાખવી એ આપણામાટે વધારે સલામતીભરેલું છે. મારો તો એવો જ ઇરાદો છે કે આ વખતની લડાઇમાં દુશ્મનોની એવી તો કત્લેઆમ કરવી કે આલમખાન અને બાબર તો શું પણ તેમનો એક સિપાહી પણ જીવતો ન રહેવો જોઇએ અને બાબરના મૌતની ખબર લઇને તેમનો એક પણ માણસ જીવતો જાગતો કાબુલમાં ન પહોંચવો જોઇએ. આ લડાઇમાં દુશ્મનોને જેર કર્યા પછી કાબુલપર ચઢાઈ કરવાની પણ મારી તમન્ના છે અને જો જાન સલામત છે તો મારી એ તમન્ના પણ હું તમને પૂરી કરી બતાવીશ. ખયર;

મારા અફસરજંગો, તમોને મારું એ ફર્માન છે કે આજથી એક હફતામાં લડાઈમાટે આપણા તમામ લશ્કરને તૈયાર કરી લ્યો અને જ્યારે મારો હુકમ મળે ત્યારે લશ્કર કૂચ કરવાની તૈયારીમાં હોય એવો બંદોબસ્ત કરી દ્યો; માત્ર એટલું જ નહિ, પણ આપણા શાહી ફીલખાનાના જેટલા હાથીઓ હોય તે ઉપરાંત અમીરોના હાથીઓને પણ લાવીને લડાઇમાં લઈ જવામાટે શણગારી તૈયાર રાખો કે બાબર પણ હિન્દોસ્તાનના લોદી સુલ્તાનના કર્રોફર તથા જાહોજલાલને જોઈ શકે અને આવા એક જોરાવર સુલ્તાન સાથે બાથ ભીડવાની પોતાની ભૂલમાટે જિન્દગીની છેલ્લી ઘડી સૂધી પશેમાન થતો રહે! મારી એવી ઇચ્છા છે કે બાબરને તેના લશ્કર સાથે દહેલી સૂધી પહોંચવા જ ન દેવો; કિન્તુ અહીંથી આપણે સામા જઇને રસ્તામાં જ તે જ્યાં મળી જાય ત્યાં તેની સાથે મુકાબલો કરવો અને જ્યાં જંગ થાય ત્યાંની જમીનને જ તેમના કબ્રસ્તાનના રૂપમાં ફેરવી નાખવી. અહીંથી કૂચ કરી જવામાં મારો એક બીજો પણ મતલબ સમાયલો છે અને તે એ કે રસ્તામાં બાબર તથા તેના લશ્કરનો ખાતમો કરીને પંજાબને નવેસરથી સર કરી લેવામાટે અને પંજાબની સૂબેદારી મારા આ ખયરખાહ રિશ્તેદાર ગાઝીખાનને આપવામાટે આપણે પંજાબમાં પણ જવાનું છે એટલે આ કામ એક કાંકરાથી બે પક્ષીઓને મારવા જેવું છે એ તમો સહજમાં જાણી શકો તેમ હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. આ લડાઇમાં સઘળા અમીરોએ પણ હાજરી આપવાની છે અને એ સૂચના સંભળાવી દેવામાટે જ મેં આજના આ દરબારમાં આવવાની અમીરોને પણ તકલીફ આપેલી છે."

સુલ્તાન ઇબ્રાહીમ લોદીના આ ફર્માનને માથાપર ચઢાવીને તેના ફોજી અફસરોએ જણાવ્યું કે: "અમો અત્યારથી જ લશ્કરને તૈયાર કરવાના કામમાં લાગી જઇશું અને ગેતીપનાહના ફર્માન મુજબ એક હફતામાં કૂચની તૈયારી કરી લઇશું; પરંતુ તે પહેલાં ફોજને ચઢી ગયેલો પગાર આપવો પડશે; કારણ કે, વખતસર પગાર ન મળવાથી ફોજમાં કેટલીક બેદિલી ફેલાયલી હોવાથી પગાર આપીને એ બેદિલીને દૂર કરવાની સર્વથી પ્રથમ આવશ્યકતા છે, એ ગરીબપરવરને નવેસરથી જણાવવાની જરૂરત હોય એવી અમારી માન્યતા નથી."

"ખજાન્ચી, આજે જ ફોજને તેનો આજ સૂધીનો ચઢી ગયેલો પગાર આપી દેવાનો બંદોબસ્ત કરો." ગરજે કૂતરાને પણ કાકા કહીને બોલાવવો પડે છે એ નિયમ પ્રમાણે લશ્કરને પગાર આપવામાં હમેશા બેદરકાર રહેનારા સુલ્તાન ઇબ્રાહીમે લશ્કરની ગરજ પડવાથી તત્કાળ પગાર ચૂકવી આપવાનો ખજાન્ચીને હુકમ ફર્માવી દીધો.

અમીરોએ પણ રણક્ષેત્રમાં ઉપસ્થિત થવામાટેની સુલ્તાનને જો કે ના તો ના જ પાડી અને ઔપચારિક શુભ ભાવનાઓ દર્શાવવામાં પણ ન્યૂનતા થવા ન દીધી; તથાપિ તેમના ઉદ્ગારોમાં અંતઃકરણનો જે ઉત્સાહ હોવો જોઇએ અને તેમનાં મુખમંડળો આવા પ્રસંગે હર્ષોત્ફુલ્લ દેખાવાં જોઇએ તેમાંનું કશું પણ જોવામાં આવતું ન હોતું અને તેથી તેમના ઉદ્ગારો મન વિનાના હતા એમ સ્પષ્ટ દૃષ્ટિગોચર થઈ શકતું હતું. પોતાના ગૃહની આ વિપરીત પરિસ્થિતિ બુદ્ધિ-

હીન અને અવિચારી ઇબ્રાહીમના જાણવામાં ન આવી શકી; પરંતુ ગાઝીખાન સત્ય પરિસ્થિતિને સારી રીતે જાણી ગયો; કારણ કે, તે પોતે બુદ્ધિમાન્ અને પ્રપંચપરાયણ પુરુષ હોવાથી આવી પરિસ્થિતિઓને જાણી લેવાની તેની બુદ્ધિમાં સ્વાભાવિક શક્તિ રહેલી હતી. આવી પરિસ્થિતિને જોઇને તેના મનમાં અનેક પ્રકારની કુશંકાઓ થવા લાગી; પરંતુ પોતાની એ કુશંકાઓને દર્શાવવાનો આ પ્રસંગ ન હોવાથી તેમજ એ કુશંકાઓને વ્યક્ત કરવાથી તાત્કાલિક લાભની આશા પણ ન હોવાથી તે એ વિશે કાંઈ પણ ન બોલતાં મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો અને અમીરોના હૃદયગત ભાવોને જાણવામાટે તેમનાં મુખમંડળોમાં થતાં પરિવર્ત્તનોનું સૂક્ષ્મ તથા એકાગ્ર દૃષ્ટિથી ધ્યાનપૂર્વક અવલોકન કરવા લાગ્યો.

દરબાર બરખાસ્ત થયા પછી જ્યારે ઇબ્રાહીમ લોદી અને ગાઝીખાન શાહીમહલના એક ખાનગી કમરામાં આવ્યા અને તેમના વચ્ચે લડાઈ વિશેની ખાનગી મસ્લહત થવા લાગી એટલે ચાલાક ગાઝીખાને એ પ્રસંગનો લઈ શકાય તેટલો વિશેષ લાભ લઈ લેવાના આશયથી ઇબ્રાહીમને ઉદ્દેશીને શાંતિ તથા ગંભીરતાથી કહેવા માંડ્યું કે: "આલમપનાહ, મારું નામ ગાઝીખાન છે અને મારા એ નામની સાર્થકતા કરી બતાવવામાટે મેં આ નજદીકમાં થનારી લડાઈમાં કાં તો દુશ્મનોને જેર કરીને મુજફ્ફર વિજયી થવાનો અને કાં તો શહીદ થઇને મયદાને જંગમાં જીવ આપવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે અને તેટલામાટે આપ આલાહજરતના કદમોમાં મારી એ જ અર્જ છે કે આ જંગમાં આપણા લશ્કરના એક મોટા ભાગની સરદારી આ ખાદિમને આપો અને પછી જોઈ લ્યો કે આ ફિદવી મયદાને જંગમાં પોતાની સિપાહગિરીનું કેવું જોહર બતાવે છે અને આલમપનાહની ફતહનો કેવો ડંકો વગડાવે છે! જો આલમખાનના આલમેશઆબને ખાનાખરાબ કરી તે સરમસ્તના સરને મારા ભાલાની અણીપર ચઢાવીને આપ નામદારના કદમોમાં ન પછાડું અને મગરૂર બાબરને પણ મારી તલ્વારનું પાણી બરાબર ન દેખાડું, તો મારું ગાઝીખાન નામ ખોટું સમજવાનું છે તેમ જ હું મર્દ નથી પણ મુખન્નસ છું એમ જ માની લેવાનું છે. જો સુલ્તાન બાબર સાથેના આ જંગમાં મને મારી દિલેરી તથા બહાદરીને બતાવવાનો અને મારી તલ્વારને ખર્ક પ્રમાણે ચમકાવવાનો મૌકો ન મળે, તો એને હું મારી તૌહીન માનું છું અને પશેમાનીના એક બાઇસ તરીકે પ્રમાણું છું; કારણ કે, આ જંગમાં લોદી ખાન્દાનની હુકૂમત તેમ જ ઇજ્જતનો સવાલ સમાયલો છે અને આ ખાદિમની નસોમાં પણ લોદી ખાન્દાનનું લોહી વહેતું હોવાથી જોશેઇન્તકામથી મારા દિલનો દરિયો ઉભરાયલો છે."

"ગાઝીખાન! મારા જાંનિસાર અજીજ઼ રિશ્તેદાર! તમારી આ લાગણી અને આવી દિલેરીને જોઇને હું આજે તમારા પર ઘણો જ ખુશ થયો છું. જેવી રીતે તમો મયદાને જંગમાં પોતાની તલ્વારના જોહરને ચમકાવવામાટે તલપી રહ્યા છો તેવી જ રીતે મને પણ વફાદાર અને જાંનિસાર સિપાહસાલારની સખ્ત જુરૂરત છે અને તેટલામાટે હું બાખુશી અત્યારે જ મારા અડધા લશ્કરની સરદારી તમને આપું છું અને તે અડધા લશ્કરની પાંચ પાંચ હજારની ટુકડીઓના જે સરદારો છે તે સરદારોના સરદાર તરીકે તમારી નીમણૂક કરું છું. હું મારો

આ હુકમ આવતી કાલે જ લશ્કરને સંભળાવીશ અને તમારામાટે બીજો પણ જે કાંઈ ઇન્તજામ કરવાનો હશે તે કરી આપીશ. આ લડાઇમાં આપણે જ ફતહયાબ થઇશું એ બાબત નક્કી હોવાથી લડાઇનો છેડો આવી ગયા પછી પંજાબની સૂબેદારી અને તે સાથે પંજાબની આનન્દ હુકૂમત તમારી છે, એમ જ તમારે સમજી લેવાનું છે; કારણ કે, તમારાપર મારી મોટાઈ તો ફક્ત નામને ખાતર જ રહેવાની છે. પણ મારી એટલી શર્ત તમારે કુબૂલવી પડશે કે તમારો ભાઈ દિલાવરખાન અત્યારે આલમખાનનો મદદગાર થયો છે અને બાબરનો ખયરખાહ બની ગયો છે તેનો પણ આલમખાન સાથે તમારા હાથથી ખાતમો થવો જોઇએ; ભાઇની મહબ્બતનો હિસ્સો તમારા જિગરમાંથી બિલ્કુલ નીકળી જવો જોઇએ; કારણ કે, દેહલીના શાહી મહલમાંથી સાત દિવસના સુલ્તાન અલાઉદ્દીન અથવા આલમખાનને નસાડનાર દિલાવરખાન હતો એ વાર્ત્તા પાકે પાયે મારા જાણવામાં આવી છે અને તેની એ બેવફાઇએ તેના વિશે મારા જિગરમાં કીનાની આગને પુરજોશમાં સળગાવી છે!" ઇબ્રાહીમ લોદીએ ગાજીખાનના પ્રસ્તાવને સ્વીકારીને પોતાના એક નવા પ્રસ્તાવને તેની આગળ રજૂ કરી દીધો.

ગાજીખાનના હૃદયમાં ભ્રાતૃપ્રેમનો અંશ માત્ર પણ ન હોવાથી અને કદાચિત્ તેવા પ્રેમનો અલ્પસ્વલ્પ અંશ તેના હૃદયમાં હોય તો પણ રાજલોભની પૂર્ત્તિના સમયમાં તે પ્રેમને મહત્વ આપવા જેટલી ઉદારતાનો તેના મનમાં સ્વાભાવિક જ અભાવ હોવાથી ઇબ્રાહીમના પ્રસ્તાવને આનન્દથી અંગીકારતો તે પુલકિત વદનથી કહેવા લાગ્યો કે: "જહાંપનાહ, દિલાવર સાથે મારા પહેલાંથી જ એટલો બધો અણબનાવ છે કે હું તેને મારા ભાઈ તરીકે માનવાને બદલે મારા જાની દુશ્મન તરીકે જ માનતો આવ્યો છું અને તેમાં પણ જ્યારથી આલમખાનને દેહલીના શાહી મહલમાંથી ભગાડનાર અને આપ નામદારના કહરથી બચાવનાર દિલાવર હતો એ વાર્ત્તા મારા જાણવામાં આવી છે ત્યારથી તો હું તેનાપર આગ ભભૂકા જેવો થઈ રહ્યો છું. આપ નામદાર કહો કે ન કહો; પણ નાલાયક અને નાદાન દિલાવર મારી નજરે ચડે એટલી જ વાર છે; તલ્વારની ધાર અને દોજખનો ગાર તેના માટે તૈયાર છે! આવા મૌકાપર ભાઇની સગાઇનો ખિયાલ રાખવો તે મોટામાં મોટી ભૂલ છે; જો ભાઇના ખૂનથી ગુનાહ થતો હોય, તો તે ગુનાહ પણ મને કુબૂલ છે!!"

"તમારા જેવા બિરાદર મારા ગમગુસાર મદદગાર છે એટલે એથી સાફ દેખાઈ આવે છે કે આપણી જીત છે અને દુશ્મનોની હાર છે!" ઇબ્રાહીમ લોદીએ મદાંધતાથી આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

મહત્ત્વાકાંક્ષા, સ્વાર્થાન્ધતા અને રાજ્યલોભ મનુષ્યના હસ્તથી શું દુષ્કર્મ નથી કરાવતાં વારુ? મહત્ત્વાકાંક્ષા એક મહાભયાનક પિશાચિકા છે; સ્વાર્થાન્ધતા ડાકિની છે અને રાજ્યલોભ પ્રચંડ પિશાચ છે એટલે એ ત્રિપુટીના મોહજાળમાં જે કોઈ પણ બુદ્ધિહીન મનુષ્ય ફસાઈ જાય છે તે મનુષ્યની વિવેકબુદ્ધિનો વિનાશ થતાં તે અધોગતિની ગર્ત્તામાં ઊંડો અને ઊંડો ઉતરતો જાય છે અને તે એટલે સુધી કે પછી તેના ઉદ્ધારનો લેશ માત્ર પણ સંભવ રહેતો નથી. મનુષ્યના હૃદયમાં કોઈ પણ વસ્તુના લોભરૂપ અગ્નિની જ્વાળા જ્યારે અત્યન્ત

પ્રબળ થાય છે ત્યારે તે જ્વાળા ધર્મ, નીતિ તથા બંધુભાવને તત્કાળ મન્નગાને ભસ્મીભૂત કરી નાખે છે અને એ તત્ત્વ ગાઝીખાનની લોભવશતાથી સહજ પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવી શકે તેમ છે એટલે અહીં એ વિષયના વિશેષ વિવરણની આવશ્યકતા નથી; કારણ કે, એ વિષયને સિદ્ધ કરી બતાવનારાં બીજાં પણ અનંત ઉદાહરણો સર્વ કાળ તથા સર્વ દેશોના ઇતિહાસમાં વર્ત્તમાન છે.

અસ્તુ: ઇબ્રાહીમ લોદીએ બીજે દિવસે ગાઝીખાનને પોતાના વીસ હજાર સિપાહીઓની ફોજ તથા તે ફોજના ચાર અફ્સરોના ઉપરી સરદાર અથવા સિપાહસાલાર તરીકે જાહેર કરી દીધો અને દરબાર ભરી તેને સિપાહસાલારનો પોશાક પહેરાવીને ચાલતા આવેલા કાયદા મુજબ તલ્વાર પણ બંધાવી દીધી. સિપાહસાલારનો ઓહદો મળતાંની સાથે જ ગાઝીખાન તનતોડ મેહનત કરીને લડાઇની તૈયારીઓ કરાવવા લાગ્યો.

દિલ્લી નગરમાં એ પછી દરરોજ બાહ્ય ભાગમાંના ઇબ્રાહીમ લોદીના સૈનિકો બાદશાહનો હુકમ જેમ જેમ તેમને મળતો ગયો તેમ તેમ આવીને એકત્ર થવા લાગ્યા; દિલ્લીના તેમ જ બીજાં નગરોના શસ્ત્રનિર્માતા કુશળ લોહકારો દિવસ તથા રાત્રિનો અવિશ્રાન્ત પરિશ્રમ કરીને બાદશાહની આજ્ઞાથી તલ્વાર, તુફંગ, નેજા, ભાલા, બર્છી અને તીર આદિ શસ્ત્રાસ્ત્રોને તૈયાર કરવાના કાર્યમાં લાગી ગયા; લશ્કરના મોદીઓ ખોરાકીનાં સાધનો મોટા જથ્થામાં એકત્ર કરવા લાગ્યા; કેટલાક શાયરો મયદાને જંગમાં સિપાહો તથા સરદારોનાં મનોને વીરરસના રંગથી રંગવામાટે વીરરસની ઉત્તેજક તથા ઉત્સાહવર્દ્ધક કવિતાઓ રચવામાં પ્રવૃત્ત થઈ ગયા; મોચીઓના માથાપર ઘોડાનાં જીન તથા પાણી ભરવાની પખાલો તેમ જ જોડા વગેરે તૈયાર કરવાના કામનો એટલો બધો બોજો આવી પડ્યો કે જેની સીમાજ ન હોતી તેમ જ લશ્કરી પોશાકો થોડા વખતમાં વધારે સંખ્યામાં તૈયાર કરવાના હોવાથી દરજીઓને પણ જમવા કે ઊંઘવાનો અવકાશ ભાગ્યે જ મળી શકતો હતો. સારાંશ કે, યુદ્ધના પ્રસંગમાં અનેક વસ્તુઓની આવશ્યકતા અનિવાર્ય હોવાથી દિલ્લી નગરીએ સજીવન ઉદ્યોગનો અવતાર ધારી લીધો હતો અને પ્રવૃત્તિની પ્રબળતાએ હાલ તરત થોડા વખતને માટે નિવૃત્તિને દેશવટો આપી દીધો હતો; કારણ કે, એવો કોઈ પણ વ્યવસાયી વર્ગ ન હોતો કે જેના શિરપર અમુક કાર્યનો ભાર ન આવી પડ્યો હોય અને એનું પ્રત્યક્ષ પ્રમાણ તો એ હતું કે નૃત્ય તથા સંગીતના તેમ જ અનીતિના વ્યવસાયથી નિર્વાહ કરનારી નર્ત્તકી ગાયિકાઓ તેમ જ વેશ્યાઓને પણ એ સમયમાં વિશ્રામનો સમય મળી શકતો ન હોતો અને તેનું કારણ એ હતું કે જે લોકો લડાઇમાં જવાના હતા તે લોકો 'કદાચિત્ લડાઇમાં આપણો અંત થઈ જશે તો ? એટલામાટે અત્યારે જે કાંઈ પણ મોજમજા માણી લઇશું તે જ આપણા બાપની છે !' એમ ધારીને ચઢી ગયેલા પગારો મળી ગયેલા હોવાથી માણી શકાય તેટલી મોજ મજા માણી લેવામાં અકરાંતિયા થઈ ગયા હતા; માત્ર એટલું જ નહિ, પણ સિપાહીઓના મનોરંજનમાટે રણભૂમિમાં પણ કેટલીક ગણિકાઓ તથા વેશ્યાઓને સાથે લઈ જવાનો બાદશાહ તરફથી ખાસ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તેમ જ બાદશાહે પોતાની તવાયફોને પણ સાથે લેવાની

વ્યવસ્થા કરી હતી, એ નવેસરથી કહેવાની કે લખવાની બહુ જ અલ્પ આવશ્યકતા છે.

દિલ્લીમાં આવી રીતે ધામધૂમથી લડાઇની તૈયારીઓ ચાલી રહી હતી અને એ તૈયારીઓમાં સમય જળના પ્રબળ પ્રવાહ પ્રમાણે વીતતાં ઇબ્રાહીમ લોદીના સસૈન્ય પ્રયાણનો સમય વધારે અને વધારે નિકટમાં આવતો જતો હતો. જ્યારે ઇબ્રાહીમ લોદીના સમરભૂમિપ્રયાણમાં ચાર કે પાંચ દિવસનો અવકાશ રહ્યો તે વેળાયે ગાઝીખાનના એક જાસૂસે આવીને ગાઝીખાનને એવા સમાચાર સંભળાવ્યા કે: "પંજાબમાં આપ નામદારના કિબ્લગાહ દૌલતખાન સાહબ જન્નતનશીન થયા છે અને જિન્દગીની છેલ્લી ઘડીયે તેઓ નામદાર આપને આલમખાન સાથેની દુશ્મનીને છોડી દેવામાટેની તથા સુલ્તાન બાબર સાથે મળીને કામ કરવામાટેની નસીહત આપતા ગયા છે તેમ જ આલમખાન તથા સુલ્તાન બાબર પોતાની ફોજ સાથે ઉતાવળથી આ તરફ આવવાને આગળ વધતા આવે છે અને અત્યારે કદાચિત્ તેઓ પંજાબની સરહદને છોડીને પાણી-પતના મયદાનમાં પહોંચવાની તૈયારીમાં હશે, એમ હું ધારું છું." જાસૂસના મોઢામાંથી આ ખબર સાંભળીને ગાઝીખાન કાંઈક વિચાર તથા ચિન્તામાં પડી ગયો અને જાસૂસને તેણે ચાલ્યા જવાનો હુકમ ફર્માવી દીધો. ગાઝીખાનથી હવે તેના પોતાના જન્નતશીન પિદરની નસીહત મુજબ વર્ત્તી શકાય તેમ ન હોવાથી બાબર પાણીપત સુધી આગળ વધી આવ્યાની વાર્ત્તા તેણે ઇબ્રાહીમ લોદીને જણાવી દીધી અને તે સાથે પ્રયાણમાટેની તૈયારીઓ પણ વધારે વેગથી કરાવવા માંડી કે જેથી હવે પછી પ્રયાણમાં કારણ વિના કોઈ પણ પ્રકારનો વિલંબ ન થાય; માત્ર એટલું જ નહિ, પણ ઇબ્રાહીમની ફોજ ઘણી જ મોટી હોવાથી પચીસ હજાર સૈનિકોને તેણે બીજે જ દિવસે દિલ્લીમાંથી રવાના કરી દીધા; ત્રીજે દિવસે પચીસ હજાર સૈનિકોનો બીજો સમુદાય રવાના થયો; ચોથે દિવસે તેટલો જ સૈનિકસમુદાય દિલ્લીમાંથી ગાઝીખાન સાથે નીકળ્યો અને પાંચમે દિવસે પચીસ હજાર અશ્વારોહી સૈનિકો સહિત ઇબ્રાહીમ લોદીએ પોતે પણ દિલ્લી નગરમાંથી બાબર તથા તેની ફોજ જ્યાં પણ મળી જાય ત્યાં જ તેમની સાથે મુકાબલામાં ઊભા રહેવામાટે ધામધૂમથી પ્રયાણ કર્યું. બાદશાહ તથા તેના જંગી જવાનોના ગયા પછી અને દિલ્લીમાંની ધામધૂમનો અન્ત આવી ગયા પછી દિલ્લીમાં શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું અને લોકોને એટલે કે નાગરિકોને વિશ્રાંતિના ઉપભોગનો અવકાશ મળી ગયો. હવે આપણું પાણીપતની યુદ્ધભૂમિમાં પ્રયાણ કરીને ત્યાંના ભીષણ દૃશ્યનું અવલોકન કરીશું.

---

# પ્રકરણ ૧૭ મું

## પાણીપતનું યુદ્ધ અને લોદીવંશનો વિનાશ !

ગત પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ઇબ્રાહીમ લોદી અને ગાઝીખાન જે વેળાયે અથવા જે દિવસે પોતાની પ્રચંડ તથા વિશાળ સેનાને લઇને સુલ્તાન બાબરનો માર્ગમાં જ પરાજય કરવાના ઉદ્દેશથી દિલ્લીમાંથી પ્રયાણ કરી ચૂકયા હતા તે

દિવસથી બે દિવસ પૂર્વેજ આપણી પ્રસ્તુત ઐતિહાસિક કથાનો નાયક કાબુલનો સુલ્તાન બાબર પોતાના સૈન્યસહિત ભારતવર્ષના ઇતિહાસમાં જે ભૂમિ પ્રાચીન કાળથી 'નરરક્તપિપાસુ ભૂમિ'ના નામથી વિખ્યાત થયેલી છે; કારણ કે, ભાર્ગવ પરશુરામે એકવીસ વાર ક્ષત્રિયોનો સંહાર કરીને તેમના શોણિતથી જે ભૂમિમાં પાંચ હૃદોની સ્થાપના કરી હતી એટલે કે ક્ષત્રિયોના રક્તથી પાંચ તળાવો ભરી દીધાં હતાં અને જે ભૂમિમાં કૌરવ તથા પાંડવોના મહાભારત તથા વિશ્વવિખ્યાત ભયાનક સંગ્રામયજ્ઞની અસંખ્ય નરશોણિતના સિંચનથી પૂર્ણાહુતિ થઈ હતી, તે સરસ્વતી તથા દૃષદ્વતી નદીઓના મધ્યભાગમાંની* કુરુક્ષેત્ર નામક વિખ્યાત રણભૂમિની અત્યંત નિકટવર્ત્તિની તથા સહવાસિની હોવાથી જે ભૂમિ નરરુધિરના પાનમાટે તલસી રહી હતી તે પાણીપત નામક ભૂમિમાં આવી પહોંચ્યો હતો અને ત્યાં જ તેણે પોતાના સૈન્યશિબિરને સ્થિર કરી દીધું હતું; કારણ કે, ઇબ્રાહીમની યુદ્ધમાટેની તૈયારીઓના સમાચાર તેને પોતાના ગુપ્તચરોદ્વારા મળી ચૂકયા હતા; માત્ર એટલુંજ નહિ, પણ ત્યાં આવ્યા પછી ત્રીજે દિવસે 'ઇબ્રાહીમ લોદી તેની પોતાની પ્રચંડ સેનાસહિત દિલ્લીમાંથી પ્રયાણ કરી ચૂકયો છે અને પાણીપતની દિશામાં ચાલ્યો આવે છે;' એ સમાચાર પણ તેને મળી ગયા હતા.

પાણીપતને ઉપર કુરુક્ષેત્રની નિકટવર્ત્તિની તથા સહવાસિની ભૂમિ તરીકે એટલામાટે ઓળખાવવામાં આવ્યું છે કે અત્યારના કર્નાલ જિલ્લાનો ઉત્તરીય વિશાળ ભૂમિભાગ કુરુક્ષેત્રમાં આવી ગયેલો છે; પરંતુ પાણીપત કર્નાલથી દક્ષિણ દિશામાં ૨૧ માઇલના અંતરપર આવેલું હોવાથી તેનો સમાવેશ કુરુક્ષેત્રમાં થઈ શકતો નથી; તથાપિ એ ભૂમિ કુરુક્ષેત્રથી વિશેષ દૂરના અંતરપર ન હોવાથી કુરુક્ષેત્રની નિકટવર્ત્તિની તથા સહવાસિની ભૂમિ તરીકે તેને ઓળખવામાં આવે તો તેમાં વિસંગતતા થવાનો સંભવ નથી. મનુષ્યને તેમજ અન્ય પ્રાણીઓને પણ જેમ સંગનો રંગ લાગી જાય છે અને સંગનો દોષ દેવને દાનવ તેમજ સંગનો ગુણ દાનવને દેવ બનાવી દેવાની શક્તિ ધરાવનારો હોય છે તેવી જ રીતે જો કુરુક્ષેત્રની રુધિરપિપાસાનો રંગ પાણીપતની ભૂમિને પણ લાગી ગયો હોય તો તેમાં અસ્વાભાવિકતા જેવું કાંઈ પણ નથી. પાણીપતની રુધિરપિપાસુતાનું એક બીજું કારણ પણ કલ્પી શકાય છે અને તે એ કે 'મહાભારત'ના ઉદ્યોગપર્વના ૩૧ મા અધ્યાયમાંની કથા અનુસાર રાજા યુધિષ્ઠિરે દુર્યોધનને એમ કહ્યું હતું કે: 'જો અમને અર્ધ રાજ્ય આપવાની તમારી ઇચ્છા ન જ હોય, તો અમને અવિસ્થલ, વૃકસ્થલ, માકંદી, વારણાવત અને એક ગામ તમારી ઇચ્છાનુસાર મળીને કેવળ પાંચ ગામ જ આપો એટલે એટલાથી જ અમો સંતોષ માની

---

* જે સ્થાનમાં પાંડવ તથા કૌરવોનું મહાભારત યુદ્ધ થયું હતું તે સ્થાનનું નામ કુરુક્ષેત્ર શા કારણથી પડ્યું છે એનો 'મહાભારત'ના આદિપર્વના ૯૪ મા અધ્યાયમાં એવો ઉલ્લેખ કરાયલો છે કે, પુરુવંશીય રાજા ભરતના મરણ પશ્ચાત્ છઠ્ઠી પેઢીએ રાજા સંવરણનો પુત્ર રાજા કુરુ થયો હતો અને તેણે એ સ્થાનમાં પ્રચંડ તપસ્યા કરેલી હોવાથી એ કુરુજાંગલ નામક સ્થાન કુરુક્ષેત્ર નામથી વિખ્યાત થયું હતું.

લઇશું.' અર્થાત્ એ પાંચ ગ્રામોમાંનું એક ગ્રામ પાણીપત હતું, એવી અનેક વિદ્વાનોની માન્યતા છે અને તેમની એ માન્યતા જો સત્ય હોય, તો એ પાંચ ગ્રામો દુર્યોધને પાંડવોને ન આપવાથી જે મહાભયાનક યુદ્ધયજ્ઞ આરંભાયો હતો તે પાંચ ગ્રામોમાંનું એક ગ્રામ પાણીપત હોવાથી પાણીપતની ભૂમિમાં રુધિરપાનની તૃષ્ણા તે સમયથી જ સમાયલી હતી અને અત્યારે હવે તેની તે તૃષ્ણાના શમનનો સમય આવી લાગ્યો હતો. આથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે સ્થાનેશ્વર તથા ઇન્દ્રપ્રસ્થ (દિલ્લી)ના મધ્યભાગમાં વિસ્તરેલી ભૂમિ પ્રાચીન સમયથી જ ભારતવર્ષની સમરભૂમિ અથવા રણભૂમિ છે અને તેથી હવે પછીના ભવિષ્ય કાળમાં પણ જો એ ભૂમિમાં કોઈવાર પ્રચંડ યુદ્ધ યજ્ઞનો આરંભ થઈ જાય અને તેમાં પુનઃ લક્ષાવધિ વીર પુરુષોનાં શરીરોનું બલિદાન અપાઈ જાય, તો તે ઘટના પણ શક્ય જ કહી શકાય તેમ છે. પરમાત્મા પુનઃ એવો પ્રસંગ ભારતવર્ષને ન બતાવે!

અત્યારે પાણીપત નગરની ચારે તરફ કિલ્લાની જે જૂની દીવાલ અને તેમાં જે પંદર દરવાજા કાયમ છે તે દીવાલ અને તે દરવાજા આપણી નવલકથાના કાળમાં ઘણી જ સારી હાલતમાં હતા અને તેથી યુદ્ધની તે સમયની પદ્ધતિ પ્રમાણે યુદ્ધના પ્રસંગમાટે બહુ જ ઉપયુક્ત માની શકાય તેવું જ એ સ્થાન હતું; કારણ કે, પાણીપત નગરમાં અન્નની સામગ્રી વિપુલ પરિમાણમાં મળી શકે તેમ હતું; પાણીની પણ જ્યાં જુઓ ત્યાં વિપુલતા હતી અને નગરના બાહ્ય ભાગમાં છાવણી નાખવામાટેની તેમ જ યુદ્ધમાટેની પણ એવી તો સગવડ હતી કે જેવી સગવડ અન્યત્ર ભાગ્યે જ જોઈ શકાતી હતી. અન્નની સામગ્રી પાણીપતમાં નિરંતર વિપુલ પરિમાણમાં મળી શકતી હતી તેનું કારણ એ હતું કે તે સમયમાં પાણીપત વ્યાપારનું એક મુખ્ય સ્થાન હતું અને એ કારણથી જ તેનું નામ પાણિપતિ રાખવામાં આવ્યું હતું. પાણિ એટલે બજાર અને પતિ એટલે માલિક અર્થાત્ બજારોનો માલિક તે પાણિપતિ; અર્થાત્ એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે પાણિપતિનું વિકૃત સ્વરૂપ પાણીપત થયેલું હોવું જોઇએ અને પાણીપતની વ્યાપારવિષયક મહત્તા મહાભારતના સમયથી પણ પૂર્વની હોવી જોઇએ. અત્યારના સમયમાં પણ પાણીપત નગર પોતાની એ પ્રાચીન મહત્તાને કેટલેક અંશે જાળવી રહ્યું છે અને તેથી અમારા ઉપર્યુક્ત અનુમાનને વળી વિશેષ પુષ્ટિ મળી શકે છે.* અસ્તુ:

* કર્નાલથી ૨૧ માઇલ અને અંબાલા જંકશનથી ૯૮ માઇલ દક્ષિણમાં તથા દિલ્લીથી ૫૫ માઇલ ઉત્તરમાં પાણીપતનું રેલ્વે સ્ટેશન આવેલું છે. એ પંજાબના કર્નાલ જિલ્લામાં તહસીલનું સદર સ્થાન તથા જિલ્લાનો મુખ્ય કસબો છે કે જે ઇ. સ. ૧૮૫૪ સુધી પાણીપત જિલ્લાનું સદર સ્થાન હતું. પાણીપત નગરની મનુષ્યવસતી લગભગ ત્રીસથી બત્રીસ હજારની છે અને ત્યાં સાધારણ સબ ડિવિઝનની ઑફિસો તથા કચેરીઓ ઉપરાંત એક મોટું મુસાફરિખાનું, પોલિસ સ્ટેશન તથા સ્કૂલ ઇત્યાદિ પણ દૃષ્ટિગોચર થાય છે. પાણીપતમાં દેશી કાપડ, કમ્બલ (ધાબળા) અને ત્રાંબાનાં વાસણ આદિનો ઉદ્યોગ અદ્યાપિ સારા

સુલ્તાન બાબર સંવત્ ૧૫૮૩ના વૈશાખ માસની શુક્લા પ્રતિપદાના અથવા તો ઇ. સ. ૧૫૨૬ના એપ્રિલ માસની ૧૨ મી તારીખના દિવસે પાણીપતની ભૂમિમાં આવી પહોંચ્યો હતો અને ત્યાં આવતાંની સાથે જ નગર તથા આસપાસની ભૂમિની તપાસ કર્યા પછી બીજે જ દિવસે, એ સ્થાનમાં રહીને શત્રુ સાથે યુદ્ધ કેવી રીતે કરવું અને રણભૂમિમાં વિજયને કેવી રીતે મેળવવો, એમાટેની પોતાના મનમાં તેણે સર્વ કલ્પનાઓ કરી લીધી હતી. જે દિવસે ઇબ્રાહીમ લોદી તથા ગાઝીખાનના દિલ્લીમાંથી નીકળીને પાણીપતની દિશામાં આગળ વધવાના સમાચાર બાબરને મળ્યા તે દિવસની સમસ્ત રાત્રિ બાબરે શત્રુસૈન્યપર કેવા પ્રકારે અને કેવી દક્ષતાથી આક્રમણ કરવું એ વિશેના વિચારમાં જ વીતાડી દીધી; કારણ કે, બાબર જન્મથી જ એક મહાચતુર તથા દીર્ઘદર્શી સેનાનાયક હોવાથી કોઈ એક ધન્વંતરિતુલ્ય કુશળ વૈદ્ય પ્રમાણે પોતાના સૈનિકોની નાડીની ગતિનું એટલી સીમાપર્યન્ત સંપૂર્ણ જ્ઞાન ધરાવતો હતો કે જે જ્ઞાનના યોગે સૈનિકોની નાડીની ગતિ કેવા સંયોગોમાં અને ક્યારે મંદ પડી જાય છે તેમ જ યુદ્ધજ્વરથી તેમની નાડીની ગતિ અત્યંત તીવ્ર થતાં તે તીવ્રતાનો ઉપયોગ કેવી રીતે કરી શકાય છે એ રહસ્યનો તે સંપૂર્ણ જ્ઞાતા થઈ ગયો હતો. આ કારણથી તેણે શત્રુસૈન્યપર આક્રમણ કરવામાટેની પદ્ધતિનો પોતાના મનમાં સમસ્ત રાત્રિનું જાગરણ કરીને દૃઢ નિશ્ચય કરી લીધો અને ત્યાર પછી પ્રભાતમાં નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી તરત જ પોતાના નિશ્ચયને વ્યવહારમાં યોજવાના કાર્યનો આરંભ કરી દીધો. બાબરની આજ્ઞા અનુસાર તેના અનુચરોએ પાણીપત નગર અને મહાલયની જમણી બાજૂએ તોપોની સાતસો ગાડીઓને સાંકળને બદલે ચામડાના વણેલા દોરડાવડે હારબંધ બાંધીને ઉભી રખાવી દીધી અને તેની આગળના ભાગમાં રેતીના કોથળા ભરાવીને તે કોથળાની છાતી લગીની ઊંચાઇની કિલ્લા જેવી એક કામચલાઉ દીવાલ ઉભી કરાવી દીધી. નગરની ડાબી બાજૂએ ખાઇઓ ખોદાવવામાં આવી અને તે ખાઇઓની વચ્ચે તીરંદાજોમાટે એટલી જગ્યા છોડી દેવામાં આવી કે જેમાં એક સોથી એક સો પચાસ મનુષ્યો આવી જાય અને સમાઈ જાય. આ સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી બાબરે પોતાના પૂર્વજોની પદ્ધતિને અનુસરીને પોતાના સર્વ બુદ્ધિમાન તથા અનુભવી સરદારોને પોતાની પાસે બોલાવ્યા અને દરબાર ભરાયા પછી તે તેમને સંબોધીને કહેવા લાગ્યો કેઃ-

"મારા વફાદાર, ગમગુસાર અને જાંનિસાર સરદારો, દુશ્મનની ફોજના મુકાબલામાટે મેં આપણાં સાધનોની જે આ રચના કરી છે તે આપ સર્વને ઠીક જણાય છે કે કેમ તે ખરેખરું જણાવો અને જો એમાં કાંઈ પણ ભૂલ ચૂક હોય તો બતાવો કે જેથી લડાઇનો વખત આવ્યા પહેલાં તે ભૂલને સુધારી શકાય અને જેવો જોઇએ તેવો બંદોબસ્ત કરી શકાય."

---

પરિમાણમાં અને સારા સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે. જૂના કિલ્લામાં હવે અનેક સ્થળે ખંડ પડી ગયા છે અને અત્યારનો કાળ કિલ્લાનો ન હોવાથી હવે તેની મરમ્મત થાય એવી આશા રાખી શકાતી નથી.

સર્વ સરદારોએ બાબરની યુદ્ધવ્યવસ્થાને સોળે સોળ આના પસન્દ કરીને પોતાનો સંપૂર્ણ સંતોષ દર્શાવ્યો અને ત્યાર પછી મહમ્મદ સારબાન નામના એક સરદારે બાબરની બુદ્ધિની પ્રશંસા કરતાં જણાવ્યું કે: "જહાંપનાહ, અહીં આટલો બધો જાબતો થઈ ગયો છે એટલે હવે દુશ્મનોની શી મજાલ છે કે તેઓ અહીં સુધી આવે અને આપણી સાથે લડવાની હિમ્મત બતાવે?"

પરંતુ મહમ્મદ સારબાનના એ વિચારનો પ્રતીકાર કરતો બાબર ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "હું ધારું છું કે તમોએ આ હિન્દોસ્તાનના લડવૈયાને ઉઝબકના ખાનો જેવા ધારી લીધા છે અને તેથીજ તમો પોતાનો આવો અભિપ્રાય દર્શાવો છો; પરંતુ તમારી આ ધારણા ભૂલ ભરેલી છે; કારણ કે, આપણે જ્યારે સમરકન્દથી નીકળીને હિસારમાં પહોંચ્યા હતા તે વેળાયે ઉઝબકોના સઘળા ખાનો તથા સુલ્તાનો એકઠા થઇને આપણાપર ચઢી આવવાની હિમ્મત રાખી દરબંદના ઘાટપરથી ઊતર્યા હતા અને આપણે જનાનાને, માલને, સિપાહીઓને તથા ત્રીસ હજાર મુગલોને મુહલ્લાઓમાં લાવીને તે મુહલ્લાઓને મજબૂત કરી લીધા હતા. આવા મૌકાપર તે ખાનો અને સુલ્તાનો ચાલવાના અને ઊભા થવાના કાયદાને જાણતા હોવાથી આપણે હિસારમાં મુઆં અને જીવતાંનો જાબતો કરીને હિસારને મજબૂત કરી લીધું હતું એ તેમના જાણવામાં આવી જવાથી તેઓ આપણાપર હલ્લો કરવાની હિંમત ન કરી શકયા અને તેથી રસ્તામાંથી જ પાછા વળી ગયા; પરંતુ આ હિન્દોસ્તાનમાં વસેલા સરદારો આવા હિસાબ તથા કાયદાથી બિલ્કુલ બેખબર હોવાથી એ દુશ્મનો તો કદાચિત્ ઠેઠ અહીં સુધી પણ આગળ વધી આવશે અને કૂતરાંના મોતે માર્યા જશે તે કુબૂલ કરશે, પણ અંજામનો વિચાર તો નહિ કરે તે નહિ જ કરે. મારો આ કયાસ થોડા વખતમાં જ તમને ખરો પડેલો દેખાશે."

એ પછી બાબરે તુર્કોની જૂની પદ્ધતિ પ્રમાણે પોતાના સમસ્ત સૈનિકોને તેમના વીરવેષમાં પોતા સમક્ષ ઉપસ્થિત થવાની આજ્ઞા આપી દીધી અને તેઓ તેનાં નેત્રો સમક્ષ આવીને ઉપસ્થિત થતાં તેણે તેમનું સૂક્ષ્મ અવલોકન કરી લીધું. આ અવલોકનવિધિમાં પોતાના સૈનિકોની યથાર્થ સંખ્યાને જાણી લેવાનો જ બાબરનો ઉદ્દેશ હતો એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. આ સૈન્યાવલોકનના પ્રસંગે શાહજાદો હુમાયૂન પણ નારીહૃદયમાં તત્કાળ મોહને ઉપજાવનારા પોતાના નૈસર્ગિક કોમળતામય સૌન્દર્યને ચમકાવતો લશ્કરી પોષાકમાં સજ્જ થઇને પોતાના પિતા પાસે ઊભેલો હતો એટલે તેને પોતાના સૈનિકોનાં મુખમંડળો કાંઈક મલિન તથા ઉત્સાહહીન લાગવાથી તે પોતાના પિતાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—

"કિબ્લગાહ, મને અત્યારે આપણા જંગીઓના દિલમાં જે જોશ હોવો જોઇએ તે દેખાતો નથી તેમ જ ઇબ્રાહીમ લોદીની ફોજ કરતાં આપણી ફોજ પણ ઘણી જ નાની છે એટલામાટે મારા દિલમાં કાંઇક શક થયા કરે છે; પરંતુ મારી એ કદાચિત્ ભૂલ પણ થતી હોય."

"ખરેખર આવા શકને દિલમાં જગહ આપવામાં તારી મોટી ભૂલ જ થાય છે;" બાબર અતિશય શાંત ભાવથી હુમાયૂનના શકને દૂર કરવાના ઉદ્દેશથી

કહેવા લાગ્યો: "નૂરેચશ્મ, તારો આ બેજા શક છે અને તારી આ ખામખયાલી છે; કારણ કે, આપણી ફોજના જંગી જવાનો તેમના પોતાના વતનથી ચાર મહિનાનો રસ્તો કાપીને એક એવા દૂરના મુલ્કમાં આવ્યા છે કે જે મુલ્કના લોકોની જબાનને પણ તેઓ સમજી શકતા નથી તેમ જ એક લાખ જેટલી ફોજના મુકાબલાનો ભાર તેમના માથાપર આવી પડ્યો છે એટલામાટે જો તેમના મનમાં ખોફ પયદા થવાથી તેમનો જોશ ઓછો થઈ ગયો હોય તો તે સ્વાભાવિક જ છે; પરંતુ એવા ખોફને દિલમાં પયદા થવા દઇને જોશને ઓછો કરી નાખવાની જરા પણ અગત્ય નથી; કારણ કે, એક તજરુબાકાર લડવૈયો સો નાતજરુબાકાર લડવૈયાને ભારી થઈ પડે છે અને આપણા બધા જંગી જવાનો તજરુબાકાર અને મરણિયા થઇને લડનારા હોવાથી ઇબ્રાહીમ લોદીના નાતજરુબાકાર, લડાઇના હુનરથી બેખબર અને હેયકારા એક લાખ સિપાહો આપણા આ ચુંટી કાઢેલા લગભગ સોળથી સત્તર હજાર જંગીઓ આગળ એક નિમેષમાત્રને માટે પણ ટકી શકવાના નથી, એવી મારા દિલને પૂરી ખાત્રી છે તેમ જ ફતહયાબીનો ખરો આધાર પરવરદિગારની મેહરબાનીપર રહેલો હોવાથી જો પરવરદિગાર આપણા-પર મેહરબાન છે તો લાખ તો શું પણ કરોડ દુશ્મનો હોય તો પણ તેમનાથી આપણો એક વાળ પણ વાંકો થઈ શકે તેમ નથી. એટલામાટે મારી તમો બધાને વારંવાર એ જ નસીહત છે કે ખુદાએ પાકમાં ભરોસો રાખો અને તમારા દિલી જોશને જરા પણ ઘટવા ન દેતાં દુશ્મનોની મોટી ફોજને વખત આવતાં તમારું પાણી બરાબર બતાવી દ્યો; કારણ કે, બેઇજ્જત થઇને અને પોતાને કાયર કહેવડાવીને જીવવા કરતાં ઇજ્જતની સાથે મયદાને જંગમાં ઝુંઝીને મરી જવું તે હજાર વાર વધારે સારું છે. કજા તો એક દિવસ થવાની છે તો પછી કજાથી ડરી જવું એ નાદાની નથી કે શું?"

બાબરના આ ઉત્સાહવર્ધક ભાષણથી હુમાયૂન, સરદારો તેમ જ સર્વ સૈનિકોનાં હૃદયોમાં એક પ્રકારના નવીન જીવન તથા નવીન શૌર્યનો આવિર્ભાવ થયો; માત્ર એટલું જ નહિ, પણ જેઓ ભીરુથી પણ ભીરુ સ્વભાવના સૈનિકો હતા તેઓ પણ અચાનક ઉત્સાહમાં આવી ગયા અને પોતાના મારવા કે મરવાના નિશ્ચયને ગર્જનાપૂર્વક દર્શાવવા લાગ્યા. એ જ દિવસે ઇબ્રાહીમ લોદીના અત્યાચારોથી કંટાળેલા દિલ્લીના તેમ જ આગ્રાના કેટલાક અમીરો અને જાગીરદારો બાબરના ઉર્દુ (છાવણી)માં આવીને બાબરના પક્ષમાં મળી ગયા અને બાબરે તેમને સત્કારપૂર્વક પોતાના મિત્રો તરીકે પોતાના પક્ષમાં સ્વીકારી લીધા; કારણ કે, એ સર્વ અમીરો તથા જાગીરદારો આલમખાનના પક્ષના હતા અને આલમખાન તેમને સારી રીતે ઓળખતો હોવાથી તેણે તેમની વિશ્વસનીયતા વિશે પોતાનો દૃઢ વિશ્વાસ દર્શાવ્યો હતો એટલે પછી તેમનામાં અવિશ્વાસ રાખવાનું બાબરને કશું પણ કારણ હતું નહિ. એ અમીરો તથા સરદારો પોતા સાથે ત્રણેક હજાર લડવૈયાને પણ લેતા આવ્યા હતા; પરંતુ સુલ્તાન બાબરે તેમને તત્કાળ લડવાનું કામ સોંપવાને બદલે જો ન છૂટકે તેમની જરૂરત પડે તો જ તેમને કામમાં લેવાના ઇરાદાથી વધારાના સિપાહો તરીકે એક જૂદી છાવણીમાં રહેવાનો બંદોબસ્ત કરી આપ્યો કે જેથી લડાઇની વેળાયે ભેળંભેળાની

જાત્રા ન થઈ જાય. એ જ દિવસે સંધ્યાસમયે બે જાસૂસોએ છાવણીમાં આવીને બાબરને એવા સમાચાર સંભળાવ્યા કે:—

"આલમપરવર, ઇબ્રાહીમ લોદી બે કે ત્રણ ગાઉથી વધારે ચાલતો નથી અને જાણે મામૂલી શિકાર કરવાને નીકળ્યો હોય તેવી રીતે છાવણીઓ નખાવતો અને અયશ આરામ ભોગવતો ધીમો ધીમો આગળ વધે છે એટલે ચાર કે પાંચ દિવસ વીત્યા પહેલાં તે આ જગ્યાએ પહોંચી શકે તેમ નથી એમ અમો માનીએ છીએ; એટલામાટે જો આગળ વધીને તેનાપર હલ્લો કરી દેવો હોય તો પણ તે બની શકે તેમ છે; પછી તો જેવો આપ સાહબે ક્યાસ નામદારનો વિચાર."

"ઠીક છે; આ બાબતનો આવતી કાલે વિચાર કરવામાં આવશે. તમો પાછા રવાના થાઓ અને દુશ્મનોની જે કાંઈ પણ જાણવાજોગ હીલચાલ તમારા જોવા કે જાણવામાં આવે તેની ખબર મને બરવક્ત પહોંચાડતા રહો." બાબરે એમ કહીને જાસૂસોને પાછા વિદાય કરી દીધા.

બીજા દિવસથી બાબરે પોતાના બે હજાર સૈનિકોને ચાર ભાગમાં વિભક્ત કરીને ઇબ્રાહીમ લોદીની છાવણીમાં છબકલાં કરવાને રવાના કરી દીધા; તે સૈનિકો ઇબ્રાહીમ લોદીની છાવણીમાં વારંવાર જઇને તેના સૈનિકોને દર્શનનો લાભ આપી આવતા હતા, પરંતુ લોદીના સૈનિકો તેમને જોવા છતાં પોતાના સ્થાનને ત્યાગીને એક તસૂ પણ આગળ વધતા નહોતા. અંતે સુલ્તાન બાબરશાહે તેના પક્ષમાં આવી મળેલા દિલ્લી તથા આગ્રાના અમીરો તથા જાગીરદારોના આગ્રહને માન આપીને ચારથી પાંચ હજાર સૈનિકો સહિત પોતાના કેટલાક સરદારોને રાત્રિના સમયમાં ઇબ્રાહીમના લશ્કરપર છાપો મારવામાટે મોકલી આપ્યા; પરંતુ તેઓ એ કાર્યને સિદ્ધ કરી ન શકયા; કારણ કે, દિવસ ઊગ્યા પછી તો તેઓ શત્રુના શિબર સમક્ષ પહોંચ્યા એટલે શત્રુપક્ષના સૈનિકો પણ નગારાં વગાડતા હાથીઓને આગળ રાખીને સામા થવાને નીકળી પડ્યા, પરંતુ તેમનાથી પણ બાબરના સૈન્યનું કાંઈ અનિષ્ટ કરી શકાયું નહિ અને તે એટલે સુધી કે ઇબ્રાહીમની સેના આટલી બધી પ્રચંડ હોવા છતાં બાબરનો એક પણ સૈનિક મરાયો તો નહિ જ, પણ એક પણ સૈનિક પકડાઈ જવાનો બનાવ પણ ન બન્યો; માત્ર મહમ્મદઅલી જંગ જંગના પગમાં એક તીર લાગ્યું અને તે વિઘાતક ન હોવા છતાં તેણે એટલું પરિણામ તો અવશ્ય નિપજાવ્યું કે તે સરદાર લડાઇને દિવસે યુદ્ધભૂમિમાં આવી શકયો નહિ. એક લાખ સૈનિકોના હસ્તમાંથી પાંચ હજાર સૈનિકો આબાદ અને સહીસલામત છટકી આવ્યા એ ઈશ્વરની કૃપાનું પરિણામ નહિ તો બીજું શું વારુ? આ ચમત્કારિક ઘટનાથી બાબરના સૈનિકોનો ઈશ્વરની કૃપાળુતા તથા ચમત્કૃતિમાં તેમ જ બાબરનાં પોતાનાં વચનોમાં અવિચલ વિશ્વાસ બંધાઈ ગયો અને તેમનો તે વિશ્વાસ તેમના ઉત્સાહને વધારનારો થઈ પડવાથી બાબરમાટે અતિશય લાભકારક થઈ પડ્યો; કારણ કે, એ વિશ્વાસના યોગે તેના સૈનિકો જીવપર ખેલીને રણમાં ઝૂઝવામાટે તૈયાર થઈ ગયા. એ પાંચ હજાર સૈનિકો શત્રુના હસ્તમાં સપડાયાના સમાચાર સાંભળતાંની સાથે જ બાબરે હુમાયુન તથા આલમખાનને બીજા ૭ હજાર સૈનિકો

સહિત તેમની કુમકે મોકલ્યા હતા અને ત્યાર પછી તે પોતે પણ અશ્વારૂઢ થઇને ત્યાં જવાને તૈયાર થયો હતો, પણ એટલામાં છાપો મારવામાટે ગયેલા સૈનિકો હુમાયૂન તથા આલમખાનને માર્ગમાં દોઢ ગાઉપર જ ભેગા થઈ જવાથી તેમની સાથે પાછા આવી લાગવા એટલે પછી બાબર પોતે પણ થોડા અંતરપરથી પાછો છાવણીમાં ચાલ્યો આવ્યો હતો. બાબરની આ અનુકંપા તથા વીરતાને જોઇને સૈનિકોની પ્રસન્નતાનો અવધિ થતાં તેઓ બાબરને એક ફિરિશ્તો જ માનવા લાગ્યા.

એક દિવસ અને રાત્રિ શાંતિમાં વીતી ગયાં અને બીજા દિવસની રાત્રિના બે પ્રહર જેટલો સમય વીત્યા પછી અચાનક છાવણીમાં રણશૃંગનો સૈનિકોને નિદ્રામાંથી જાગ્રત કરનારો નાદ સંભળાવા લાગ્યો અને તે સાથે શત્રુસૈન્યના આગમનને સૂચવનારો કોલાહલ પણ થવા લાગ્યો. થોડી વાર પછી રણશૃંગનો નાદ બંધ થતાં અને કોલાહલ શમી જતાં શાંતિનો આવિર્ભાવ થયો અને હલકારાઓએ આવીને ખબર આપી કે: "દુશ્મનની ફોજ એક ગાઉના ફાસલાપર છે, આગળ વધતી આવે છે અને જે વખત જાય છે તેમાં અહીં આવી પહોંચવાની વકી છે એટલામાટે ખબરદાર થાઓ અને લડવાને તૈયાર રહો." આ ખબર સાંભળતાં જ બહાદુર બાબર બખ્તર ચઢાવીને તથા પોતાનાં હથિયારોને બાંધી લઇને ઘોડાપર બેસી ગયો અને હુમાયૂન તથા આલમખાન તેમ જ બીજા સરદારો પણ એવી જ રીતે તૈયાર થઈ ગયા. એ વેળાયે બાબરની જમણી બાજુએ આલમખાન, હુમાયૂન, ખાજા કલ્લન, સુલ્તાન મહમ્મદ દોલદી, હિન્દૂબેગ, વલી ખાજિન અને બરકલી સિસ્તાની હતા તેમ જ ડાબી બાજૂએ દોલદી મીરજા આદિલ સુલ્તાન, અમીર હુસેન, સુલ્તાન જુન્નદ, કતલક કદમ, જાનબેગ મહમ્મદ બખ્શી, શાહ હુસેન બારીકી અને મુગલ ગાનજી આદિ સરદારો જોવામાં આવતા હતા. વચ્ચેની ફોજની જમણી બાજૂએ ચીન તૈમૂર સુલ્તાન, સુલયમાન મહમ્મદી કોકલતાશ, શાહ મન્સૂર બરલાસ, યૂનસઅલી દર્વીશ, મહમ્મદ સારબાન અને અબ્દુલ્લા કિતાબદાર આદિ તૈયાર થઇને ઊભા હતા, તેમજ વચ્ચેની ફોજની ડાબી બાજૂએ ખલીફા ખાજા મીરમીરાન, અહમદી પરવાનચી, તરૂદીબેગ, કૂંઆચબેગ, મહબૂબઅલી ખલીફા અને મીરજાબેગ તરખાન ઇત્યાદિની હાજરી દેખાતી હતી. ફોજના આગળના ભાગમાં ખુસરો કોકલતાશ અને મહમ્મદઅલી જંગજંગ હતા. અબ્દુલ અજીજ મીર આખોર 'તરહ' એટલે કે મદદગાર હતો. જમણી બાજૂની ફોજમાં વલી કજલ, મલિક કાસિમ તથા બાબા કશકાને તેમના મુગલ જંગીઓના નિગહબાન તરીકે રાખવામાં આવ્યા હતા અને ડાબી બાજૂની ફોજમાં કરાચૂજી, અબુલ મહમ્મદ નેજાબાજ, શેખ જમાલ હિન્દી તથા તિંકરી કુલી મુગલ તુગમા એટલે કે મુગલોના નિગહબાન નીમાયા હતા અને તેમને એવો હુકમ અપાયો હતો કે:– "દુશ્મનો આવી પહોંચે એટલે તમારે તેમની પાછળ જઇને ઘૂમ્યા કરવું અને તેમને પાછળના ભાગમાં ઘેરી લેવા."

ઉષ:કાળ થવા પૂર્વે આ સર્વ વ્યવસ્થા થઈ ગઈ એટલે પછી બાબર પોતાના સિપાહસાલારોને ફોજને તૈયાર રાખવામાટેની બીજીવાર ચેતવણી આપીને પોતે પોતાના વફાદાર તથા અજીજ અસ્પને એડી મારીને જે દિશામાંથી ઇબ્રાહીમ

લોદી અને તેની ફોજના આવવાનો સંભવ હતો તે દિશાભણી કેટલાક અંતરપર આગળ વધવાના અને દુશ્મનની ફોજની હાલતને તપાસવાના મતલબથી ચાલતો થઈ ગયો. તે જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તેના ઘોડાના પગો કેટલીકવાર તેને રણભૂમિની રક્તપિપાસુ વાલુકામાં ઉંડા ઉતરતા તેમજ કેટલીકવાર કઠિન પાષાણ સાથે અથડાઇને અવાજ કરતા દેખાવા લાગ્યા. આ વેળાએ બાબરનું મન ભાવિ યુદ્ધના વિચારમાં એટલું બધું નિમગ્ન થઇ ગયું હતું અને વિજયની આશાઓ તેના હૃદયમાં એટલી બધી પ્રબળ થયેલી હતી કે એ વિચાર તથા આશાઓએ તેની અન્ય સર્વ વિચારણાઓ તથા ચિન્તાઓનો તેના અંતઃકરણમાંથી બહિષ્કાર કરી દીધો હતો. સુલ્તાન બાબરે કુરુક્ષેત્રની પ્રાચીન રણભૂમિવિષયક કેટલીક કથાઓ પાણીપતના કેટલાક ફાર્સીભાષાભિજ્ઞ નિવાસીઓના મુખથી સાંભળેલી હોવાથી અને તે પોતે પાણીપતને કુરુક્ષેત્રનો જ એક ભાગ માનતો હોવાથી પોતાના મનમાં જ કહેવા લાગ્યો કેઃ—

"આજે મારા મનમાં જેવી રીતે દુશ્મનોપર જીત મેળવવાની ઉમ્મીદ ઉછાળા મારી રહી છે તેવી રીતે અસંખ્ય ઇન્સાનો કે જેમનાં હાડકાં આ જમીનના ગર્ભમાં દટાઈ ગયેલાં છે તેમનાં મનોમાં પણ એક વાર મારી ઉમ્મીદ જેવી ઉમ્મીદો અને મારા મુસ્તકીમ ઇરાદા જેવા જ મુસ્તકીમ ઇરાદાઓ ઉછાળા નહિ મારી રહ્યા હોય કે શું? પરંતુ અફસોસ કે પાણીપત નામના આ લડાઇના મયદાને એવા હજારો બલ્કે લાખો ઇન્સાનોની ઉમ્મીદોને હમેશને માટે ધૂળમાં મેળવી દીધી છે; માત્ર એટલુંજ નહિ, પણ તેમની ઉમ્મીદો સાથે તેમનો પોતાનો પણ ભક્ષ કરી લીધો છે. અહીંના કેટલાક સાધારણ બુદ્ધિના લોકોની એવી માન્યતા છે કે આ ભૂમિમાં અંધારી રાતે આ સ્થાનમાં લડતાં લડતાં મરી ગયેલા બહાદુર માણસોના 'મારો મારો અને કાપો કાપો'ના ધ્વનિઓ, શસ્ત્રાસ્ત્રોના પરસ્પર અથડાવાના અવાજો તેમ જ યુદ્ધના નાદો સંભળાયા કરે છે અને તેમની એ માન્યતા સત્ય હોય તો તો તે બહુ જ આનન્દનો વિષય કહી શકાય; પરંતુ મૃત મનુષ્યોના મુખમાંથી જીવનસમયના એ સર્વ ધ્વનિઓ ક્યાંથી અને કેમ કરીને નીકળી શકે! ખરેખર અંતકાળે તો અશ્રુ, પ્રેમ, શાંતિ, વિગ્રહ, જીવન અને મરણ એ સર્વ સમાન થઈ જાય છે; કારણ કે, એ સર્વ મૂળ એક જ વસ્તુના ભિન્ન ભિન્ન વિભાગો હોવાથી અંત સમય આવતાં પોતાના મૂળ સ્વરૂપમાં મળી જાય છે!"

બાબરે આવા પ્રકારના તાત્ત્વિક વિચારોમાં તલ્લીન થઇને જો તે ભૂમિમાંથી લોકાની માન્યતા અનુસાર કોઈ પણ પ્રકારનો ધ્વનિ નીકળતો હોય તો તે ધ્વનિને સાંભળવામાટેનો પ્રયાસ કરી જોયો; પરંતુ રાત્રિના નિત્યપરિચિત નૈસર્ગિક ધ્વનિ વિના અન્ય કોઈ પણ પ્રકારનો ચમત્કારિક ધ્વનિ તેના સાંભળવામાં આવી શક્યો નહિ. માત્ર કેટલાક અંતરપરના કૂતરાના ભસવાનો ધ્વનિ, રાત્રિના સમયમાં અદૃશ્ય રીતિથી ઉડતા કેટલાક જંતુઓનો ગણગણાટ તેમ જ ઉષઃકાલિક મંદ વાયુનો મંદ મંદ ધ્વનિ ઇત્યાદિ ધ્વનિઓ આવીને તેનાં શ્રવણોમાં અથડાવા લાગ્યા; પરંતુ એ ધ્વનિઓ પરિચિત તથા સાધારણ હોવાથી તેના હૃદયને આકર્ષી શક્યા નહિ તેમ જ પોતાના કર્ત્તવ્યનો વિચાર આવીને ઊભો રહેતાં બાબર એ તાત્ત્વિક

વિચારોના મનોરાજ્યની સીમાને ત્યાગીને પાછો કર્તવ્યપૂર્તિની ચિન્તામાં પ્રવેશ કરવા લાગ્યો; કારણ કે, જે કાર્યની સિદ્ધિમાટે તે કાબુલથી હિન્દુસ્તાનમાં આવ્યો હતો તે કાર્યના મંગળાચરણનો સમય હવે અત્યન્ત નિકટમાં આવેલો હોવાથી અત્યારે તાત્ત્વિક વિચારો સર્વથા અપ્રાસંગિક તથા અસ્થાનીય હતા અને એ રહસ્યને તે પોતે પણ સારી રીતે જાણતો હતો. અન્તે તે જે દૃશ્યને જોવાની પ્રતીક્ષા કરી રહ્યો હતો તે દૃશ્ય પણ તેની દૃષ્ટિ સમક્ષ આવીને ઊભું રહ્યું; એટલે કે, રાત્રિનો અન્ત થતાં કોઈપણ મનુષ્યપ્રાણી અથવા અન્ય વસ્તુને ઓળખી શકાય એટલો ઉષ:કાલિક પ્રકાશ પડવા માંડ્યો એટલે તે પ્રકાશમાં જ બાબરનાં તીવ્ર નેત્રોએ યુદ્ધમાટે પાણીપતભણી આગળ વધી આવતા ઇબ્રાહીમ લોદીના સૈન્યને જોઈ લીધું. ઇબ્રાહીમ લોદીની પ્રચંડ સેનાને પ્રત્યક્ષ જોવા છતાં તેના હૃદયમાં ભયનો લેશમાત્ર પણ સંચાર ન થયો; કારણ કે, દીર્ઘકાળના યુદ્ધવ્યવસાયથી આવા પ્રસંગોમાં દૃઢતાને ધારવાનો તેનો સ્વભાવ જ થઈ ગયો હતો. બાબરે તત્કાળ પોતાના અશ્વને પાછો વાળ્યો અને અશ્વને પાછો વાળતાં જ તેની પાછળ થોડા અંતરપર અશ્વારૂઢ થઇને ચાલ્યા આવતા હુમાયૂન, આલમખાન તથા આલમખાનના બે ખાનગી ખાસ મુહાફિજ અથવા અંગરક્ષકો ચાંદખાન તથા નજીરૂદ્દીનપર તેની દૃષ્ટિ પડતાં તે આશ્ચર્યચકિત થઈ ગયો; કારણ કે, અત્યાર સુધી તે અન્ય વિચારોમાં નિમગ્ન તથા તલ્લીન હોવાથી તેની પાછળ સોથી દોઢસો કદમના અંતરપર ચાલ્યા આવતા એ ચાર અશ્વારૂઢ તરુણોનું તેને કાંઈ પણ જ્ઞાન કે ભાન રહ્યું નહોતું. અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે સિયાલકોટમાંથી પ્રયાણ કરી ગયેલી પુરુષવેષધારિણી ગુલંદામ તથા કમરપારા કેટલાક સમય પર્યન્ત અમુક સ્થાનોમાં અજ્ઞાતવાસ કરીને અન્તે અમુક પ્રકારના નિશ્ચયપર આવી બાબરના સૈન્યશિબિરમાં આવી લાગી હતી અને આલમખાનને મળી પુરુષવેષમાં તેના અંગરક્ષકો તરીકે તેની પાસે જ રહી હતી. કમરપારા સુલ્તાન બાબરની એક સમયની ઘણીજ અજીજ બાંદી હોવા છતાં તેની વેષપરિવર્તનવિષયક દક્ષતાના કારણથી ચાંદખાનના અવતારમાં બાબર તેને અનેકવાર જોવા છતાં પણ ઓળખી શકયો નહોતો અને ગુલંદામ સાથે તો તેનો વિશેષ પરિચય હતો જ નહિ એટલે તેને પુરુષના વેષમાં તે તત્કાળ ન ઓળખી શકે એ સ્વાભાવિક જ હતું. બાબરે પોતાના આશ્ચર્યને વ્યક્ત કરતાં શાહજાદા હુમાયૂન તથા લોદી આલમખાનને ઉદ્દેશીને કિંચિત્ હાસ્યમંડિત મુખમંડળ તથા ગંભીર વાણીથી કહેવા માંડ્યું કે:—

"નૂરેનજર હુમાયૂન અને અજીજ આલમખાન, આ જમીન રેતાળ હોવાથી ઘોડાનાં પગલાંનો અવાજ નથી થતો તેમજ હું પોતે બીજા ખયાલાતમાં એટલો બધો ગર્ક થઈ ગયો હતો કે તમો આટલા થોડા ફાસલાપર મારી પાછળ ચાલ્યા આવો છો એનું મને જરા પણ ભાન હતું નહિ. મારી આખી જિન્દગીમાં હું આ પહેલીવાર જ આટલો બેખબર રહ્યો છું. ખયર; પણ તમો મારી પાછળ પાછળ શામાટે આવતા હતા વારુ?"

"કિબ્લગાહ, આપ અંધારી રાતે જંગના આ અનજાણ્યા મેદા'માં એકલા જ આગળ વધી જાઓ અને દુશ્મનોની જાનપર કોઈ બલા આવી પડે, તો?

આવી શંકાથી આલમખાનના આ ખાનગી મુસાહિબોએ અમને આપની પાછળ ચાલવાનો ઇશારો કર્યો હતો અને આ વાત અમને પણ વાજિબ લાગવાથી અમો પણ આપની પાછળ રવાના થયા હતા." હુમાયૂને પાછળ આવવાનું જે કારણ હતું તે દર્શાવી દીધું.

"જેમના ચહેરાપર હજી માસૂમિયત તથા નજાકતનો રંગ ચમકી રહ્યો છે અને જેઓ હજી કમ્સિનીની હદમાંથી બહાર નથી નીકળ્યા તે નૌજવાન મુસાહિબોની આવી દૂરઅંદેશી તથા મારામાટેની લાગણીને જોઇને હું નેહાયત ખુશ થયો છું." આ પ્રમાણેના સાધારણ ઉદ્દગારો કાઢીને બાબર ચાંદખાન તથા નજીરુદ્દીન (કમરપારા તથા ગુલંદામ)ને સંબોધીને કહેવા લાગ્યો કે: "અય મારા ખયરખાહ જવાનો, આજના જંગમાં જો ખુદાતાલા મને ફતહોજફરથી સરફરાજ કરશે, તો તમારી આ લાગણી અને ખયરખાહીનો બદલો હું તમને જરૂર આપીશ."

"આલમપનાહ, આજના જંગમાં પાક પરવરદિગાર આપ નામદારને જરૂર ફતહોજફરથી સરફરાજ કરશે અને દુશ્મનો ધૂળ ચાટતા થઈ જશે; પરંતુ અમારી એવી તમન્ના છે કે અમો બન્ને દોસ્તોના ચહેરાપર હજી માસૂમિયત તથા નજાકતનો રંગ ચમકી રહેલો હોવા છતાં અને અમો હજી કમ્સિનીની હદમાંથી બહાર ન નીકળેલા હોવા છતાં અમારાં જિગર તથા બાજૂઓ કેવાં અને કેટલાં મજબૂત છે એ ભેદને બતાવી આપવામાટે જો અમને મયદાને જંગમાં લડવાનો મૌકો આપવામાં આવે અને અમારી બહાદરીને જોઈ લીધા પછી જ અમારી કદ્ર કરવામાં આવે, તો વધારે સારું; કારણ કે, અમારા જૌહરને બતાવ્યા પછી અમો જે ચાહીશું તે ઇનામ મેળવી શકીશું." ચાંદખાન અથવા કમરપારાએ પ્રસંગને અનુકૂળ જાણીને પોતાના પ્રસ્તાવને યોગ્ય સ્વરૂપમાં બાબર સમક્ષ રજૂ કરી દીધો.

"આ ખાદિમની પણ એ જ માગણી છે; કારણ કે, આપ નામદારની તેમજ અમારા નેકકિરદાર આકા આલમખાનની આવી કોઇ સેવા બજાવ્યા પછી અમો જે ઇનામ માગી લઇશું તે ઇનામના અમો હકદાર ગણાઇશું અને એકલી લાગણીથી અમોને જે બદલો આપવામાં આવશે તે આપ નામદારની હાતમદિલી અથવા મેહરબાની જ ગણાશે એટલે એવી મેહરબાનીના ફળને ભોગવવાનો અમારો જરા જેટલો પણ ઇરાદો નથી." નજીરુદ્દીન અથવા ગુલંદામે પણ કમરપારા જેવી જ પોતાની ભાવના દર્શાવી દીધી.

"શાબાશ, મર્હબા, આફરીન!" બાબર તેમની વીરતાની પ્રશંસા કરતો આનંદ દર્શાવીને કહેવા લાગ્યો: "આવા નાજુકબદન નૌજવાનોના જિગરમાં આવી દિલેરી વસી રહી હશે, એવો કોઇને ખાબમાં પણ ખયાલ ન આવી શકે એ કુદરતી છે; છતાં તમારામાં આવી મર્દાનગી ભરેલી છે એ જાણીને મારા દિલમાં વધારે ખુશી થાય છે. હું તમને બાખુશી મયદાને જંગમાં લડવાની અને તમારા જૌહરને બતાવવાની પરવાનગી આપું છું; માત્ર એટલું જ નહિ, પણ જો પરવરદિગારની મેહરબાનીથી આપણે જિન્દા રહીશું અને ફતહયાબ થઇશું તો તમારી જે ઇનામને મેળવવાની તમન્ના હશે તે ઇનામની તમને સરફરાજ કરવામાટેનો હું તમને કૌલ પણ આપું છું. વફાદાર મુસાહિબોને ઇનામ આપતાં આ બાબરનો હાથ કદાપિ સંકોચાયો નથી અને કદાપિ સંકોચાવાનો પણ નથી."

"ખુદાતાલા આપ નામદારની ઉમ્ર દરાજ કરે અને આપ ગરીબપરવરના દામનને મુરાદને ગૌહરે મકસૂદથી ભરે, એ જ અમારી તે ગુફૂરૂર્રહીમના કદમોમાં બંદગી છે." કમરપારા તથા ગુલંદામે બાબરના કલ્યાણની ભાવના દર્શાવી.

આ વાર્ત્તાલાપમાં જેટલા સમયનો વ્યય થયો હતો તેટલા સમયમાં અરૂણનો ઉદય થઇ ચૂકયો હતો; માત્ર એટલું જ નહિ, પણ અરૂણના લાલિમાયુક્ત પ્રકાશનો અંત થતાં સૂર્યપ્રકાશના વિસ્તારનો રંગ પણ દેખાવા લાગ્યો હતો અને તેથી ઇબ્રાહીમ લોદીની પ્રચંડ સેનાના આગમનથી ઉડતી ધૂળ તથા હાથીઓ આદિ સ્પષ્ટ સ્વરૂપમાં દૃષ્ટિગોચર થવા માંડ્યાં હતાં. અર્થાત્ શત્રુની સેનાને અતિશય નિકટમાં આવેલી જોઇને બાબરે હુમાયૂન તથા આલમખાનને સંબોધીને કહ્યું કે: "દુશ્મનની ફોજ હવે બહુ જ નજદીક આવેલી હોવાથી આપણે તેમના મુકાબલાની તૈયારી કરવી જોઇએ; એટલામાટે અસ્પોને પાછા વાળો અને છાવણી તરફ ચાલો. જો કે આપણી ફોજ લડવામાટે તો તૈયાર છે; પણ ફોજમાં મારી હાજરી તેમ જ મારાં ફર્માનોની સખ્ત જરૂરત હોવાથી હવે અહીં વાતોમાં વધારે વખત આપણાથી વીતાડી શકાય તેમ નથી."

તત્કાળ બાબર, હુમાયૂન, આલમખાન, કમરપારા તથા ગુલંદામે અશ્વોને પાછા વાળ્યા અને તેઓ વાયુના વેગથી અશ્વોને દોડાવીને બહુ જ અલ્પ સમયમાં પાછા પોતાની છાવણીમાં આવી પહોંચ્યા. ત્યાં આવતાં જ ઇબ્રાહીમની સેનાના ચાલવાથી ઉડતી ધૂળને જોઇને તે સેનાનો પોતાની સેનાના જમણી બાજૂના વિભાગપર આક્રમણ કરવાનો વિચાર હોય એવું બાબરનું અનુમાન હોવાથી બાબરે પોતાના અબ્દુલ અજીજ નામક એક વીર સેનાપતિને જમણી બાજૂની ફોજના મદદગાર તરીકે રવાના કરી દીધો અને તેને હુકમ ફર્માવી દીધો કે: "જરુરી વક્તને માટે રાખેલી ફોજને લઇને જમણી બાજૂની ફોજની કુમકે જાઓ અને દુશ્મનની ફોજપર એકદમ તૂટી પડો." ખરેખર બાબરનો આ હુકમ એવા પ્રકારનો હતો કે આજના સમયના પાશ્ચાત્ય યુદ્ધવિદ્યાવિશારદ કોઈ સારામાં સારા સેનાધ્યક્ષના મુખમાંથી પણ આવી પરિસ્થિતિમાં આના કરતાં વધારે સારો અને સાચો હુકમ બહાર પડી શકયો હોત કે કેમ એની શંકા જ છે.

શત્રુસૈન્ય જ્યારે નિકટમાં આવી લાગ્યું તે વેળાયે તેની અવિચારશીલતાનો જે એક બીજો ભેદ ઉચ્ચસ્થાનમાં બેઠેલા બાબરના જાણવામાં આવ્યો તે એ હતો કે ઇબ્રાહીમના સૈનિકોને બાબરે બનાવનાં આટલાં બધાં સાધનો અલ્પ સમયમાં જ તૈયાર કરી લીધાં હશે એની કલ્પના માત્ર પણ ન હોવાથી તેઓ વચ્ચે કયાંય પણ અટકયા વિના બમણા વેગથી આગળ અને આગળ ચાલ્યા આવતા હતા; આ કારણથી ઇબ્રાહીમના સૈન્યની અગ્રભાગમાં ચાલતી સૈનિકપંક્તિ રેતીની ગૂણોના કામચલાઉ કિલ્લા આગળ આવતાં જ અટકી ગઈ અને આગળ વધવું કે નહિ એનો વિચાર કરતી ઊભી રહી ગઈ. બાબર જાણી ગયો કે: "આ એક એવો સ્વાભાવિક પ્રસંગ છે કે જો આ પ્રસંગનો લાભ લઇને શત્રુ સૈન્યના અગ્રભાગમાંના સૈનિકોના પશોપેશ અથવા સંદેહશીલત્વને યુક્તિપૂર્વક વધારી દેવામાં આવે, તો પશ્ચાદ્ભાગમાંના સૈનિકો એટલી બધી ભ્રાન્તિમાં પડી જશે કે તેઓ આગળ વધવાનો પ્રયત્ન ભાગ્યે જ કરી શકશે." આ વિચાર દૃઢ-

યમાં દૃઢ થવાથી બાબરે પોતાના લશ્કરને એવો હુકમ ફર્માવ્યો કે: "જમણી અને ડાબી બન્ને બાજૂની ફોજોને દુશ્મનોની ડાબી તથા જમણી બાજૂથી પાછળ પહોંચીને તીર ચલાવવાનું કહી દ્યો અને લડાઈની શરૂઆત કરાવી દ્યો; તેમજ જમણી બાજૂના લશ્કરને જોઇતી સઘળી મદદ આપતા રહો."

બાબરની એ આજ્ઞાને મસ્તકપર ચઢાવીને ડાબી તથા જમણી બાજૂના સૈન્યવિભાગમાંના સૈનિકો શત્રુસૈન્યના પશ્ચાદ્‌ભાગમાં જઇને શત્રુપક્ષના સૈનિકો-પર બાણોની ભયાનક વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા; ડાબી બાજૂથી મહદી ખ્વાજા દુશ્મ-નના મુકાબલામાટે સર્વથી પ્રથમ આગળ વધ્યો અને તેની સામે દુશ્મનની હાથીઓ સાથેની એક ફોજ આવી પરન્તુ બાબરના તજરૂબાકાર તીરંદાજોએ તીર ચલાવીને દુશ્મનની તે ફોજને જોતજોતાંમાં મારીને પાછી હટાવી દીધી. એ પછી બાબરે મધ્યભાગમાંની સેનામાંથી અહમદી પરવાનચી, તરુદી બેગ, કુચ બેગ તથા મહમ્મદઅલી ખ્વાજાને ડાબી બાજૂની ફોજને મદદ આપવા-માટે મોકલ્યા; પરંતુ પછીથી જમણી બાજૂની ફોજમાં જ લડાઈ કાયમ થવાથી તેની મદદમાટે મહમ્મદી કોકલતાશ, શાહ મન્સૂર બરલાસ, યૂનસઅલી તથા અબ્દુલ્લાહને આગળ વધવાનો બાબરે હુકમ ફર્માવ્યો અને તેથી તેઓ મધ્યસેનાના અગ્રભાગમાં રહીને લડવા લાગ્યા. ઉસ્તાદ અલી કુલીએ પણ મધ્ય-સેનાના અગ્રભાગમાં રહી ઇબ્રાહીમના સૈન્યની સામે જ તોપોના ગોળાનો એવો તો ભયંકર મારો ચલાવ્યો કે તેથી ઇબ્રાહીમના સૈનિકો 'ત્રાહિ ત્રાહિ' પોકારવા લાગ્યા. ઇબ્રાહીમની સેનાના ડાબા ભાગપર એવી જ રીતે મુસ્તફા તોપચીએ તોપોના ગોળા ફેંકવા માંડ્યા અને તેથી ઇબ્રાહીમની સેનાના ડાબા ભાગમાં પણ ભંગાણ પડતું દેખાયું. જમણી અને ડાબી બાજૂની બાબરની ફોજોએ દુશ્મનની ફોજને પાછળના ભાગમાં બરાબર ઘેરીને તીરોની અણીપર ચઢાવવાનો અને જોરશોરથી લડવાનો આરંભ કરી દીધો; બરુનગાર તથા ગોલે પણ દુશ્મનના લશ્કરપર એક બે વાર સાધારણ હલ્લા કર્યાં અને તીરોના મારથી દુશ્મનોને હટાવીને તેમજ પોતે તેમનાપર ધસી જઇને દુશ્મનોને પોતાની ચારે તરફ ફરી વળેલી ફોજની વચ્ચે લાવી મૂક્યા. આવી અનુકૂળ પરિસ્થિતિ થતાંની સાથેજ બાબરની ડાબી બાજૂની, જમણી બાજૂની તેમ જ વચ્ચેની ફોજો એક જગ્યામાં એકઠી થઈ ગઈ અને તેથી ધૂળ એટલી બધી ઊડવા લાગી કે ઇબ્રાહીમ લોદી તથા આઝીખાન પો-તાની ફોજ સાથે અથવા તો એકલા આગળ પણ ન વધી શક્યા અને પાછળ પણ ન હટી શક્યા. હવે હાથોહાથના મહાભયાનક યુદ્ધનો અને માનવરક્ત-પાતની સરિતાના વહનનો અવસર આવી લાગ્યો. હવે પોતાના પ્રાણના શત્રુઓને પોતાના હસ્તથી જ મારવાનો શુભ અવસર આવેલો જોઇને આલમખાન, કમર-પારા તથા ગુલંદામે પોતાના અશ્વોને જે સ્થાનમાં ઇબ્રાહીમ લોદી તથા આઝી-ખાન હોવાનો સંભવ હતો તે સ્થાનભણી ચલાવ્યા અને અલ્પ સમયમાં જ તેઓ જે હાથીની અંબાડીમાં ઇબ્રાહીમ લોદી ભયથી કંપતો અને ઈશ્વરની સહાયતા માગતો બેઠો હતો તે હાથીની સામે આવી લાગ્યા અને તે હાથીના પાછળના બીજા હાથીપરની અંબાડીમાં આઝીખાન પણ સૈનિકોના ઉત્સાહને વધારવામાટે ભાષણ કરતો તેમ જ બાબરના સૈનિકોપર તીર ચલાવતો તેમના

આરંભ વ્યૂહરચના ૧ — પાણીપતનું યુદ્ધ




ગાડાં અને માટીનો કોટ

નાલિકાવાળા (મુસ્તફા)

તોપખાનું (ઉસ્તાદઅલી)

મોખરો



ડા. ડા. મ જ. મ જ.

ડા.પાં. જ. પાં.

પ્રતિગ્રહ સૈન્ય

ખાઈ

કાપેલા વૃક્ષોનો કોટ

પાણીપત ગામ

દ્વિતીય વ્યૂહ ૨




નાલિકાવાળા અને તોપખાનું

ગાડાં અને માટીનો કોટ

ખાઈ

કાપેલા વૃક્ષોનો કોટ



બાબરનું સૈન્ય

ઇબ્રાહીમ લોદીનું સૈન્ય

નોંધ. સંગ્રામસિંહ સાથેના યુદ્ધમાં પણ આ જ પ્રમાણે સામસામી વ્યૂહરચના થઈ હતી. પણ સંગ્રામસિંહે પ્રતિગ્રહ સૈન્ય રાખ્યું હતું, છતાં પ્રતિગ્રહનું સૈન્ય પણ ઘેરાયું હતું.

જોવામાં આવ્યો. ઇબ્રાહીમને જોતાં જ આલમખાનના હૃદયમાં કોપનો એવો તો ભીષણ અગ્નિ ભડકી ઊઠયો કે તે કોપના આવેગમાં આગળ પાછળનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં તે ગુલંદામ તથા કમરપારાના સ્કંધભાગપર ચઢી હાથીની અંબાડીના કઠેરાને ઝાલીને એકદમ ઉપર ચઢી ગયો અને તેના માથાપરના કાંસાના ટોપને ઉતારીને નીચે નાખી દીધાપછી પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી તેના ગળાને દબાવીને કહેવા લાગ્યો કે:-

"ઇબ્રાહીમ, મારી સાથેની દુશ્મનીનો અને મારા હકને મારી નાખીને સુલ્તાને હિન્દોસ્તાન થવાનો આ અંજામ છે; આજે આ હિન્દોસ્તાનના ખરા સુલ્તાનની તલ્વારથી, ઓ બાગી, તારી જિન્દગીનો ખાતમો છે અને તારૂં કામ તમામ છે. જા; આ દુનિયાને હવે હમેશાને માટે છોડી જા અને તું આ જહાન તેમજ જન્નતમાં રહેવાને લાયક ન હોવાથી જહન્નમવાસિલ થા! ,,

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ આલમખાને ઇબ્રાહીમને બોલવામાટેનો સમય આપ્યા વિના જ તેની ગર્દનમાં પોતાની તલ્વારને આરપાર ઊતારી દીધી અને ત્યારપછી તેને ઉચકીને હાથીપરથી નીચે એટલામાટે નાખી દીધો કે તેની લાશ હાથીઓ તથા સૈનિકોના પગો નીચે ચગદાય અને ધૂળમાં રગદોળાય. પોતાના ઇન્તકામની આગને ઇબ્રાહીમના લોહીથી બુઝાવ્યા પછી આલમખાન હાથીની અંબાડીમાંથી નીચે ઊતરવાને તૈયાર થયો; પરંતુ તેના ભાગ્યમાં ભારતવર્ષના સામ્રાજ્યના એક સમ્રાટ્ તરીકેના ઉપભોગનો યોગ લખાયલો ન હોવાથી પાછળના હાથીપરની અંબાડીમાં બેઠેલા ગાઝીખાનની તેનાપર દૃષ્ટિ પડી ગઈ અને ઇબ્રાહીમને મરાયલો જોતાં જ તેણે મહાવતને આગળના હાથીની બાજૂમાં પોતાના હાથીને લઈ લેવાની આજ્ઞા આપી દીધી. આલમખાન ઇબ્રાહીમના હાથીપરથી ઊતરવાની તૈયારીમાં હતો તે જ વેળાયે ગાઝીખાનનો હાથી બાજૂમાં આવી જતાં ગાઝીખાને પોતાના લાંબા અને અણીદાર ભાલાનો એવા તો બળથી આલમખાનપર પ્રહાર કરી દીધો કે તે ભાલાએ આલમખાનના શરીરને બખ્તર સહિત વીંધી નાખ્યું અને લોહીથી તરબોળ થયેલો આલમખાન નિર્જીવ થઇને હાથીપરથી પૃથ્વીપર પછડાઈ પડ્યો. જે ક્ષણે આલમખાનનું રણભૂમિમાં મરણ થયું તે ક્ષણે જ ગાઝીખાનનો બન્ધુ દિલાવરખાન ઇબ્રાહીમની સેનાને સંહારતો એ સ્થાનમાં આવી લાગ્યો અને આલમખાનને હણાયલો જોઇને તેનાં ગાત્ર શિથિલ થઈ જવાથી તે દિગ્મૂઢ અથવા વિભ્રાંત થઇને મૃત આલમખાનને એકાગ્રદૃષ્ટિથી જોવા લાગ્યો. કમરપારા તથા ગુલંદામ આલમખાનને ગાઝીખાને જે બાજૂએ રહીને ભાલાથી માર્યો હતો તેની બીજી બાજૂએ હોવાથી અને ત્યાં પણ શત્રુપક્ષના સૈનિકોના આઘાતથી પોતાનાં શરીરોને રક્ષવાની તેમને ચિન્તા હોવાથી આલમખાનપર થયેલો ભાલાનો પ્રહાર તેમના જોવામાં ન આવ્યો; પરંતુ આલમખાનનો દેહ જ્યારે નીચે આવી પડ્યો ત્યારે જ એ અનિષ્ટ પરિણામનું તેમને યથાર્થ જ્ઞાન થયું. ગુલંદામના જિગરમાં કીનાની આગ તો સળગેલી જ હતી એટલે ગાઝીખાનના હાથથી થયેલા આલમખાનના મૃત્યુએ તે આગમાં ઘી હોમી દીધું અને તેથી ગુલંદામ કમરપારાને સંબોધીને કહેવા લાગી કે:-

"ચાંદખાન અથવા કમરુદ્દીન, મારો જાની દુશ્મન ગાઝીખાન અત્યારે

આપણા હાથમાં સપડાયલા હોવાથી તેના ખૂનથી આતિશે ઇન્તકામને બુઝાવવાનો આવો લાસાની મૌકો આપણને ફરી ફરીને મળી શકવાનો નથી; એટલામાટે ચાલો વધીએ આગળ અને કરી નાખીએ તેને હલાલ એટલે તેની જિન્દગીનો અને તે સાથે મારા ઇન્તકામનો અંત આવી જાય અને જો તે મારાપર ફતહયાબ થાય તો મારી જિન્દગીના ખાતમા સાથે મારા જિગરમાં બળતી આગનો પણ ખાતમો થાય."

"દોસ્ત નજીરુદ્દીન, તારો આ જાનો જિગર દોસ્ત હરહાલમાં તારો હમ્રાહીક તથા ગમગુસાર છે; તારા હુકમનો તાબેદાર છે, તારામાટે મરી જવાને પણ તૈયાર છે." કમરપાશાએ આ ઉદ્ગારથી ગુલંદામના ઉત્સાહને વધાર્યો.

તેમણે પોતાના અશ્વોને ગાઝીખાનના હાથીની બાજૂમાં વાળ્યા અને હાથીના પેટમાં પોતાના ભાલાને ભોંકીને હાથીને આગળ વધવાના કે પાછળ હટવાના કામથી રદ કરી નાખ્યો; માત્ર એટલું જ નહિ, પણ એ તીવ્ર ભાલા પેટમાં ઘુસી જવાથી હાથી છેડાયો અને વેદનાના કારણથી એટલું બધું તોફાન કરવા લાગ્યો કે તે તોફાનના પરિણામે મહાવત તથા ગાઝીખાન બન્ને પોતાના જીવને બચાવવામાટે હાથીપરથી નીચે કૂદી પડ્યા અને તેથી ગુલંદામ તથા કમરપાશા માટે ગાઝીખાનપર તૂટી પડવાનું કામ વધારે સહલ થઈ પડ્યું. ગુલંદામ તત્કાળ અશ્વપરથી ઊતરીને નીચે પછડાયલા ગાઝીખાનપર ગાલિબ થઇ ગઇ અને તેની છાતીપર પોતાના ગોઠણોને દૃઢતાથી સ્થાપી એક કાણુલી છરાને મ્યાનમાંથી બહાર કાઢીને ગાઝીખાનને કહેવા લાગી કે: "કાફિર, શયતાન ! જોઇ લે કે આજે દરોગાની દુખ્તર ગુલંદામના દામનની કીમતમાં કેવી રીતે લેવાય છે તારી જાન અને થોડીવારમાં જ કેવી રીતે બંધ થઈ જાય છે તારાં શયતાનીયત ભરેલાં સઘળાં મસ્તીતુફાન ! એ હવસના ગુલામ, જોઇ લે કે પાકઅસ્મત ઔરત સાથે આદરેલી અદાવતનો આ અંજામ થાય છે; જો ઔરત પોતાની કીનાખોરીપર આવી જાય છે તો તારા જેવા નાપાક મર્દની જિન્દગી તેના હાથથી આવી રીતે તમામ થાય છે !!" આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ નાજુકબદન અને નાજુકતબીયત ગુલંદામે પોતાના હસ્તને વજ્ર કરતાં પણ કઠોર અને પોતાના સ્વભાવને પાષાણ કરતાં પણ કઠિનતર કરીને પોતાના હાથમાંના છરાને પાજી ગાઝીખાનની છાતીમાં દોઢ બિલ્લસ જેટલો ઉંડો ઉતારી દીધો અને ત્યાર પછી છાતીના ચીરાયલા ભાગમાં પોતાના કોમળ હસ્તોને ઘોસીને તેમાંથી નીકળતા રુધિરવડે પોતાના હસ્તોને રંગી લીધા. એ પછી દિલાવરખાને તલ્વારવડે ઇબ્રાહીમ લોદીના મસ્તકને કાપી લીધું અને ગુલંદામે ગાઝીખાનના મસ્તકને કાપીને પોતાના હસ્તમાં લઈ લીધું. ગુલંદામ, કમરપાશા તથા દિલાવરખાન આ કાર્યની પરિસમાપ્તિ કરીને હવે લડવાનું કારણ ન રહેવાથી બાબર પાસે જવામાટે રવાના થઇ ગયાં.

ઇબ્રાહીમ લોદી તથા ગાઝીખાનનાં આવી રીતે મરણ થઈ ગયાં તો પણ ઇબ્રાહીમના કોઈ સિપાહસાલાર અથવા સિપાહીએ આવીને તેમની રક્ષાનો પ્રયત્ન ન કર્યો તેનું કારણ એ હતું કે એક તો પ્રથમથી જ ઇબ્રાહીમના સૈનિકો ઉત્સાહહીન હતા અને તેમાં વળી તેમનો ગભરાટ બાબરની ફૌજના ચારે તરફના મારથી એટલો બધો વધી ગયો હતો કે તે સર્વને ઇબ્રાહીમ તથા ગાઝીખાનના આશુ-

દર વર્ષે કરોડો રૂપીઆ પરદેશ જતા અટકાવવા હોય તો

# ધી યુનીવરસલ ફાયર અને જનરલ ઇન્સ્યુરન્સ કંપની

માં તમારી માલ મીલકત, અને ગોડા-ઉનનો વીમો ઉતરાવો.

વિશેષ માહીતિ માટે લખો

## એમ. કાનજીની કું૦

મેનેજીંગ એજન્ટસ.

૨૫ ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ મુંબઈ.

તા. ક.—દેશમાં જો નાણું રહેશે તો તેમાંથી તમને પણ લાભ મળી શકશે. પરદેશી કંપનીઓ તમને તે લાભ ન આપશે.

રક્ષણ કરતાં પોતાના જ પ્રાણરક્ષણની વિશેષ ચિન્તા થઈ પડી હતી એટલે એ ઘટના પ્રતિ કોઇએ વિશેષ લક્ષ આપ્યું જ નહિ; દિલ્હીના સુલ્તાન ઇબ્રાહીમ લોદીના રણભૂમિમાં પડવાથી મધ્યાહ્ન પછી યુદ્ધનો અંત થતાં એ ઘટના તેમના આનન્દને જ વધારનારી થઈ પડી. પાણીપતની રણભૂમિમાંના એ યુદ્ધનો બહુધા દિવસના પ્રથમ પ્રહરની સમાપ્તિ વેળાયે આરંભ થયો હતો અને મધ્યાહ્ન પછી દિવસના તૃતીય પ્રહરના આરંભ સાથે તો એ યુદ્ધનો અંત પણ આવી ગયો. બાબરે જ્યારે પોતાની ફોજને ફતહનો ડંકો વગાડતી અને વિજયનાદ કરતી પાછી ફરેલી જોઈ તે વેળાયે તે પોતાની પાસે બેઠેલા શાહજાદા હુમાયૂનને સંબોધીને ગદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યો કે:—

"હુમાયૂન, આ લડાઇમાં આપણા આટલા જબર્દસ્ત દુશ્મનની હાર થઈ છે અને જીત આપણા હિસ્સામાં આવી છે એ ફક્ત ખુદાતાલાના ફજલોકરમથી જ થયું છે; નહિ તો આવું મુશ્કિલ કામ આપણામાટે આટલું બધું આસાન થઈ જાય અને દુશ્મનની આટલી મોટી ફોજ અડધા દિવસમાં જ માટીમાં મળી જાય, એમ કદાપિ બની શકે જ નહિ. આવી ફતહ નાચીજ ઇન્સાનની બહાદુરીથી નહિ, પણ કરીમેકારસાજની મેહરબાનીથી જ થાય છે, એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી. મારી ખાહિશ છે કે આપણે પણ હવે મયદાને જંગમાં જઇએ અને આપણા જે સૂરમા સિપાહીઓ આજના જંગમાં કામ આવી ગયા હોય તેમના ગોરોકફનનો તેમ જ જેઓ ઘવાયા હોય તેમની તબીબી સારવારનો બંદોબસ્ત કરીએ; કારણ કે, એ આપણી ફર્જ છે અને એ ફર્જને પૂરી કરવાને ઇન્સાન તેમ જ મુસલ્માન તરીકે આપણે આપણા પાક મજહબના ફર્માનથી બંધાયલા છીએ."

થોડીવારમાં જ બાબર તથા હુમાયૂન અશ્વારૂઢ થઇને રણભૂમિપ્રતિ જવાને રવાના થઈ ગયા.

ઉપર જણાવ્યા પ્રમાણે ગુલંદામ, કમરપારા તથા દિલાવરખાન પ્રથમ તો વિજયના ઉન્માદને વશ થઇને ઇબ્રાહીમ લોદી તથા ગાજીખાનનાં મસ્તકોને હસ્તમાં લઈ પોતાના શિબિર પ્રતિ જવાને રણભૂમિમાંથી રવાના થયાં હતાં; પરંતુ કેટલાક અંતરપર આવ્યા પછી આલમખાનના શબનું સ્મરણ થતાં તેઓ તે શબને પણ શિબિરમાં ઉપડાવી લાવવાના ઉદ્દેશથી રણભૂમિ પ્રતિ પાછાં ફર્યાં અને ત્યાં આલમખાનના શબને અન્ય સૈનિકોદ્વારા ઉપડાવવાની તૈયારીમાં તેઓ લાગેલાં હતાં એટલામાં તો બાબર તથા હુમાયૂન પણ તેમની પાસે આવી લાગ્યા. બાબર તથા હુમાયૂનને આવેલા જોઇને ચાંદખાન અથવા કમરપારાએ પ્રથમ તેમને વિજયની વધામણી આપી અને નજીરૂદ્દીન અથવા ગુલંદામે ગાજીખાનના મસ્તકને બાબરનાં ચરણોમાં રાખીને કહ્યું કે:—

"આલમપરવર ! આ જમાનાના ઇન્સાનના સાયામાં છુપાયલા શયતાન ગાજીખાનનો અથવા બીજા અલ્ફાજમાં કહું તો દુશ્મને ઇમાનનો આ નાચીજ ફિદવીની તલ્વારથી આજની લડાઇમાં ખાતમો થયો છે; આ સરજોર, સરમસ્ત અને મગરૂર ઇન્સાન આજે બેગોરોકફન જહન્નમવાસિલ થઈ ગયો છે."

"માત્ર એટલું જ નહિ, પણ જેનું સર ફગફૂરના સરની પેઠે રાત અને દિવસ

જોર અને જર તેમ જ સુલ્તાનીના ગુરરથી ભરેલું રહેતું હતું; જે ઇન્સાન પોતાના દીનો ઇમાનને ભૂલીને ખુદાપરસ્ત થવાને બદલે શયતાંપરસ્ત થઈ ગયો હતો અને રાહે રાસ્તને છોડીને ગુમરાહ થયો હતો તે આ જહાનના ગાફિલ મુસાફિર અથવા ખાકી પુતલા ઇબ્રાહીમ લોદીની જિન્દગીનો પણ નેકકિરદાર આલમખાનની તલ્વારથી અંત આવી ગયો છે, અને તે બેઇમાન સુલ્તાન મરી ગયા પછી જાણે પોતાના ગુનાહોની મોઆફી સાથે ગોર તથા કફનની માગણી કરતો હોયની! તેવી રીતે આપ બખ્તાવર નામદારના કદમ મુબારિકની પનાહમાં આવી પડ્યો છે." આ પ્રમાણેના શબ્દોને ઉચ્ચારીને દિલાવરખાને ઇબ્રાહીમ લોદીના મસ્તકને બાબરનાં ચરણો સમક્ષ રાખી દીધું, અને ત્યાર પછી તે બાબરના આ પ્રસંગે નીકળતા ઉદ્દ્ગારોવડે તેના હૃદયની પરીક્ષા કરી લેવાના ઉદ્દેશથી તેના ઉદ્દ્ગારોની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યો.

બાબર પ્રથમ તો એક કિંવા બે ક્ષણ પર્યન્ત મૌનનું અવલંબન કરીને ઇબ્રાહીમ લોદી તથા ગાજીખાનનાં કપાયલાં મસ્તકોને શોકપૂર્વક જોઈ રહ્યો અને ત્યાર પછી એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને કહેવા લાગ્યો કે: "નજીરુદ્દીન અને દિલાવરખાન, આ બદનસીબોનાં માથાંને કાપીને તમો મારી પાસે શામાટે લાવ્યા છો? કોઈ પણ ઇન્સાન આપણો ભલેને જાની દુશ્મન હોય, તોપણ તેના મરી ગયા પછી તેની લાશની આવી રીતે તૌહીન કરવી એ આપણા મજહબના ફર્માનથી ખિલાફ છે; કારણ કે, આપણા હાથમાં જીવતા ઇન્સાનોનો ઇન્સાફ છે અને મરી ગયેલાનો જે મુન્સિફોનો પણ મુન્સિફ કહેવાય છે તે પાક પરવરદિગારના હાથમાં ઇન્સાફ છે! ઇબ્રાહીમ ગમે તેવો બદકાર હોવા છતાં પણ આ હિન્દોસ્તાનનો સુલ્તાન હતો તેમ જ ગાજીખાન પણ બદમાશ હોવા છતાં આલીખાન્દાન હતો એટલા માટે મારું તમને એજ ફર્માન છે કે આ બન્ને માથાંને અહીંથી લઈ જાઓ અને એમની લાશો સાથે માથાંને રાખીને લાશોને ઇજ્જતથી છાવણીમાં મોકલી આપો કે જેથી આપણા સરપરથી ગુનાહનો ભાર ઊતરી જાય. એમની લાયકી મુજબ એમને દફનાવવાનો બંદોબસ્ત હું કરાવીશ અને એમની લાશોને બનતાં સુધી દિલ્લીના શાહી મકબિરામાં જ દફનાવીશ."

"અને જન્નતનશીન આલમખાન અથવા અલાઉદ્દીન સુલ્તાનની લાશને ક્યાં દફનાવશો, નામદાર?" નજીરુદ્દીન અથવા ગુલંદામે જાણે બાબર આલમખાનના મરણની ઘટનાને જાણતો હોયની, તેવા ભાવને દર્શાવીને પૂછ્યું.

પરંતુ બાબર આલમખાનના મરણની ઘટનાથી સર્વથા અજ્ઞ હોવાથી આશ્ચર્યને દર્શાવતો પૂછવા લાગ્યો કે: "આજની લડાઇમાં આ ઇબ્રાહીમ તથા ગાજીખાનની જિન્દગી સાથે શું હિન્દોસ્તાનના તખ્તોતાજના હકદાર વારિસ અને મારા અજીજ દોસ્ત આલમખાનની જિન્દગીનો પણ ખાતમો થયો છે? શું તે નેક ઇન્સાન પણ આ ફાની જહાનને છેલ્લી સલામ કરીને જન્નતમાં જવા માટે રવાના થઈ ગયો છે?"

"આજની લડાઇમાં ઇબ્રાહીમ આલમખાનના હાથે મરાયો છે; આલમખાનનું મોત ગાજીખાને નિપજાવ્યું છે અને આ ફિદવીની તલ્વારે ગાજીખાનનું કામ તમામ કરી બતાવ્યું છે." નજીરુદ્દીન અથવા ગુલંદામે આમ કહીને ઇબ્રા-

હીમ, આલમખાન તથા ગાઝીખાનના મરણની ઘટના જે અનુક્રમથી બની હતી તે અનુક્રમથી તે ઘટનાનો સવિસ્તર વૃત્તાંત સુલ્તાન બાબરને કહી સંભળાવ્યો અને આલમખાનના મરણમાટે પોતાનો અતિશય શોક પણ દર્શાવ્યો.

ગુલંદામના મુખથી એ શોકકારિણી ઘટનાનો વૃત્તાંત સાંભળી લઇને બાબર પોતાના આંતરિક શોકને દર્શાવતો અશ્રુપૂર્ણ નયનોથી કહેવા લાગ્યો કે: "અફ્સોસ, અફ્સોસ, સદ હજાર અફ્સોસ કે આલમખાન જેવા એક ભલા, ભોળા અને નેકદિલ સુલ્તાનને જિન્દગીએ યારી ન આપી અને કજાએ આવીને તે નોજવાનની ઉમ્મીદોના બાગને નેસ્તો નાબૂદ કરી દીધો; શયતાનો સાથે એ ફરિશ્તાનો પણ નિવાલો કરી લીધો ! આલમખાનના આ અકાળ મૃત્યુએ નાહિરાખાનમની જિન્દગીને પણ બગાડી નાખી છે; તે બેચારીની ફૂલેલી ફળેલી વાડીને આજ્ઞેબિલ્કુલ ઉજાડી નાખી છે ! પણ હવે શું થાય, અને આપણાથી શું કરી શકાય ? તાબકયામત કોઈ પણ જિન્દા રહી શકે એ કુદરત અથવા ફાની જહાનનો કાયદો કે રિવાજ નથી અને તેટલા માટે મોતને અટકાવવાનો અથવા તો મરેલાને જીવાડવાનો ઇન્સાનના હાથમાં કોઈ પણ ઇલાજ નથી. આહ ! ખુદા ! બે ગજ જમીન ! મુકામે ઇબરત ! મશરિકથી મગરિબ સૂધી સલ્તનત કરનારા આટલી તંગ જમીનમાં જ સૂઈ જાય છે; અમીર અને ગરીબ મૌતના પંજામાં સપડાઇને કબ્રમાં પહોંચતાં જ મર્તબામાં એક સરખા થઈ જાય છે:–

'થે જો શાહાને સલફ્ વો શાહ હોકર રહ ગયે;
નામવર જો પહલવાં થે નામ કર કર રહ ગયે;
અબ કહાં હૈં વો કે જિન્કે સિકકે ચલ કર રહ ગયે;
જિસ્મ બેરહમોં કે જેરે ખાક ગલ કર રહ ગયે;
હો ગયે રુખ્સત મકીં ટૂટે હુવે ઘર રહ ગયે !'

પરંતુ આવી હાલતમાં પણ દિલને તસલ્લી મળતી હોય તો તે એજ છે કે નેકીની રાહમાં ચાલનારા ઇન્સાનો દોજખની આફતોથી બચી જાય છે અને બાગે જન્નતના બાશિન્દા થાય છે; કારણ કે,

'બદી દોજખ સિતમકે વાસ્તે રોજે કયામત હય;
મગર નેકોંકી ખાતિર આસમાંપર બાગે જન્નત હય !'

ખયર; આલમખાન જીશાનની લાશને પણ બાઇજ્જત ઉર્દુમાં પહોંચાડવાનો બંદોબસ્ત કરો; કારણ કે, તેની લાશ પણ શાહી મકબિરામાં દફનને મેળવવાની હકદાર છે; હવે સુલ્તાન તરીકેનો એ જ એક તેનો આ ચન્દરોજા દુનિયામાંનો બાકી રહેલો અધિકાર છે."

આ પ્રમાણેનો હુકમ ફર્માવીને બાબર હુમાયૂન સહિત રણભૂમિનું અવલોકન કરતો રણભૂમિમાં ભ્રમણ કરવા લાગ્યો. પાણીપતની રણભૂમિએ આજના બે પ્રહરના યુદ્ધમાં જ સહસ્રાવધિ મનુષ્યોનાં જીવનનું બલિદાન લઇને અને તેમના રુધિરપાનથી પોતાની રક્તપિપાસાને શાંત કરીને એક પ્રકારની વિલક્ષણ ભીષણતાને ધારી લીધી હતી; કારણ કે, આજના યુદ્ધમાં ઇબ્રાહીમ લોદીના લગભગ પચીસ હજાર સૈનિકો કામ આવી ગયા હતા અને બાબરના પણ પાંચેક હજાર જંગી જવાનો ઝૂંઝીને જન્નતનશીન થયા હતા; આજ

એટલું જ નહિ, પણ ચારેક હજાર ઘોડા અને ત્રણસોથી ચારસો હાથીઓના પણ ઘાણ નીકળી ગયો હતો, અને એ સર્વ નરો, કુંજરો તથા અશ્વોનાં મૃત શરીરો કેટલાંક સ્થળોમાં છૂટાં છવાયાં તો કેટલાંક સ્થળોમાં રાશિબદ્ધ તેમ જ એકબીજા-પર ખડકાયલાં પડ્યાં હતાં. એ ઉપરાંત પાંચ સાત હજાર ઘવાયલા સૈનિકો પણ મૃત સૈનિકોની સાથે જ પડ્યા હતા તે તો વળી જૂદા જ હતા. એમાંના કેટલાક સૈનિકો બાણોથી વીંધાયા હતા, કેટલાકો તલ્વારોથી કપાયા હતા, કેટલાકો ભાલાની અણીથી ધરણીમાં રોળાયા હતા, કેટલાકો તોપના ગોળા તેમ જ બંદૂકોની ગોળીથી મરાયા હતા; કેટલાકો તોફાની હાથીઓના પગતળે ચગદાયા હતા અને કેટલાકો હાથીઓના તૂટી પડવાથી હાથીઓનાં પર્વત જેવાં શરીરો નીચે દબાયા હતા. ઇબ્રાહીમના હાથીઓનું વધારે સંખ્યામાં મરણ બાબરની તોપોના ગોળાએ નિપજાવ્યું હતું, એ વિશિષ્ટતાથી કહેવાની આવશ્યકતા નથી. રણચંડીના બલિદાન થયેલા એ વીર સૈનિકોમાંના કેટલાકોનાં મસ્તકો ધડથી જૂદાં થઈ ગયાં હતાં; કેટલાકોના હાથો કપાઈ ગયા હતા; કેટલાકોના પગો જૂદા થઈ ગયા હતા; કેટલાકોની છાતીમાંથી રૂધિરની ધારા નીકળતી હતી અને કેટલાકોનાં શરીરો તલ્વારો તથા બાણોના ઘાથી ચાળણી જેવાં છિદ્રાન્વિત થયેલાં જોવામાં આવતાં હતાં. કેટલાક ઘવાયલા સૈનિકોના મુખમાંથી 'યા ખુદા ! યા અલ્લાહ !' તેમ જ 'પાણી, પાણી'ના પોકારો નીકળતા સંભળાતા હતા અને એ પોકારો તો વળી સજીવન મનુષ્યોના હૃદયમાં વિશેષ કરુણાને ઉપજાવતા હતા. અદ્યાપિ વિશ્વમાં સૂર્યનારાયણના પ્રકાશરૂપ સામ્રાજ્યનો સર્વત્ર વિસ્તાર હોવાથી રણભૂમિનું આ ભીષણ દૃશ્ય સ્પષ્ટ સ્વરૂપમાં દૃષ્ટિગોચર થતું હતું, અને તેથી બાબર જેવા વજ્રહૃદયના તેમ જ યુદ્ધવ્યવસાયી પુરુષના હૃદયમાં પણ ગ્લાનિનો આવિર્ભાવ થતો દેખાવા લાગ્યો હતો.

બાબરે પોતાના સૈનિકોને એવી આજ્ઞા સંભળાવી કે: "આપણા જે જંગી જવાનો લડાઇમાં ઘવાયા હોય તેમને લડાઇના મયદાનમાંથી ઉપાડીને છાવણીમાં પહોંચાડવાની, તંબૂઓમાં રાખવાની અને તેમની તબીબી સારવાર કરવાની ગોઠવણ કરો; ઇબ્રાહીમના સિપાહીઓ ભાગી જતા હોય તો તેમને પકડીને આ કામમાં બળાત્કારે તેમને વમારા મદદગાર બનાવો, અને આપણી છાવણીમાં જો તંબૂઓ પૂરા પડે તેમ ન હોય તો ઇબ્રાહીમની છાવણીમાંના તંબૂઓમાં ઘાયલ થયેલા સિપાહીઓને લઈ જાઓ; કારણ કે, મરહુમ ઇબ્રાહીમની છાવણી પણ અડધા કે પોણા ગાઉથી વધારે દૂર નથી."

પોતાના સૈનિકોને આવી આજ્ઞા આપીને રણભૂમિનું ભીષણ દૃશ્ય કંટાળાભરેલું લાગવાથી બાબર તત્કાળ ત્યાંથી હુમાયૂન સહિત પોતાની છાવણીમાં જવા માટે રવાના થઈ ગયો; કારણ કે, એ જ દિવસે સંધ્યાકાળ પૂર્વે કેટલાંક અગત્યનાં કાર્યોનો નિર્ણય કરી નાખવાનો અને બની શકે તેટલી ત્વરાથી દિલ્લીની દિશામાં આગળ વધવાનો તેનો વિચાર હતો.

પાણીપતની રણભૂમિમાં બાબરના વિજય અને ઇબ્રાહીમ લોદીના પરાજય કિંબહુના લોદીવંશના લયની આ ઘટના જે દિવસે બની હતી તે દિવસ હિજરી સન્ ૯૩૨ ના રજબ મહિનાની ૮મી તારીખનો અને ઇ. સ. ૧૫૨૬ ના એપ્રિલ માસની ૨૦ મી તારીખનો હતો અને વાર શુક્રવાર હતો. ઇસ્લામ

ધર્મમાં શુક્રવાર અથવા 'જુમા' એક અત્યંત પવિત્ર વાર મનાતો હોવાથી 'જુમા'ને દિવસે મળેલા આ વિજયને બાબરે એક મહાપવિત્ર તથા અદ્વિતીય વિજય માન્યો હતો, અને ખરેખર એ વિજયથી જ હિન્દુસ્તાનમાં મુગલિયા રાજવંશના સામ્રાજ્યની સ્થાપના થયેલી હોવાથી અમો પણ તેના એ વિજયને અદ્વિતીય જ માનીએ છીએ. પાણીપતના એ યુદ્ધના દિવસને સરળતાથી સ્મરણમાં રાખવા માટે એક હિન્દી કવિએ એક ચોપાઈ રચેલી છે કે જે પાઠક તથા પાઠિકાઓના વિનોદાર્થે અહીં આપવામાં આવે છેઃ—

"નૌસે ઊપર થા બત્તીસા; પાનીપતમેં ભારત દીસા;
અઠવાં રજબ વાર સુકવારા, બાબર જીત બરાહિમ હારા !"

એટલે કે, 'હિજરી સન્ ૯૩૨ ના રજબ માસની આઠમી તારીખ અને શુક્રવારે પાણીપતની રણભૂમિમાં ભારત જેવું યુદ્ધ થયું તેમાં બાબર જીત્યો અને ઇબ્રાહીમ હારી ગયો.' અસ્તુઃ ત્યારે ચાલો હવે આપણે પણ જઇએ બાબરની પાછળ તેની છાવણીમાં ત્યાંની ઘટનાઓના અવલોકન માટે.

# પ્રકરણ ૧૮ મું

## હિન્દુસ્તાનનો પહેલો મુગલ બાદશાહ અથવા 'શાહ કલન્દર!'

પોતાના શિબિરમાં આવતાંની સાથે જ સુલ્તાન બાબરે પોતાના સિપાહસાલારો, ઉમરા તથા ખયરખાહ દોસ્તોને પોતાના આલીશાન તંબૂમાં બોલાવ્યા અને તેમનો એક ખાનગી દરબાર ભરીને ગંભીર ભાવ તથા ગંભીર વાણીથી તેમને સંબોધીને કહેવા માંડ્યું કેઃ "મારા હમ્દર્દ, ખયરખાહ અને નમકહલાલ સિપાહસાલારો, ઉમરા તથા દોસ્તો! આજની લડાઇમાં આલમુલગયબ પાક પરવરદિગારે આટલા થોડા વકતમાં જે ફતહોજફરને મેળવવાની આપણે ખાબમાં પણ ઉમ્મીદ રાખી નહોતી તે ફતહોજફરથી આપણને સરફરાજ કરી દીધા છે એટલે ખુદાની એ મેહરબાની સાફસાફ બતાવી આપે છે કે આપણો સિતારો બુલંદ છે અને આપણા દુશ્મનોનો નસીબો મંદ છે. છતાં પણ આ ફતહોજફરથી મગરૂર થઇને આપણે બેખબર તથા ઐયાશ બનીને બેસી રહેવાનું નથી; આ ફતહ પછીના આપણા વધારે જોખમભરેલા કર્તવ્યને ભૂલી જવાનું નથી; કારણ કે, આજની લડાઇમાં હિન્દોસ્તાનના તખ્તોતાજના હકદાર વારિસ અને લોદી ખાન્દાનના નબીરા જીશાન આલમખાન પણ જન્નતનશીન થવાથી હિન્દોસ્તાનની સલ્તનતને સંભાળવાનો ભાર આપણા માથાપર આવી પડ્યો છે એટલે આપણા માટે ફિક્રનો આ એક નવો બાઇસ પયદા થયો છે. જો આલમખાન જિન્દા હોત, તો દેહલીમાં તેને તખ્તનશીન કરીને આપણી મેહનતનો બદલો લઈ આપણે પાછા કાબુલ ચાલ્યા જાત; પણ તેની કજા થવાથી જે હિન્દોસ્તાનને ઇબ્રાહીમ પાસેથી જીતી લેવા માટે આપણે આટલી બધી જહમતો ઊઠાવી છે તે હિન્દોસ્તાન દેશને અથવા બીજા શબ્દોમાં કહીએ તો સોનાની ખાણને આપણા હાથોમાંથી નીકળી જવા દેવી અને પછી પશેમાન થવું, એ કોઈ પણ રીતે વાજીબ ન હોવાથી હાલ તરત હિન્દોસ્તાનમાં કાયમમુકામ થઇને આપણી હુકૂમતને જમાવી દેવામાં જ ફાયદો

છે; મોઢામાં આવેલા નેઅમતના કોળિયાને જાણી જોઇને કાઢી નાખવો એ ડાહ્યાનો નહિ; પણ નાદાન ઇન્સાનનો જ કાયદો છે. મારો આ ઇરાદો તમોને નાજાઇજ તો નથી દેખાતો; આ બાબત વિશે તમારા દિલમાં કોઇ પણ જાતનો શક અથવા પશોપેશ તો નથી થાતો ?"

"હાલ તરતને માટે હિન્દોસ્તાનમાં કાયમમુકામ થવાના અને પરવરદિગારે જે હિન્દોસ્તાનરૂપ દરખ્તે બિહિશ્તને આપણા હાથોમાં સુપુર્દ કરી દીધું છે તે દરખ્તનાં ફળોને ચાખવાના અથવા ખાવાના આપ નામદારના ઇરાદા સાથે અમો મળતા થઇએ છીએ, અને તેથી આપ નામદારનો જે ઇરાદો છે તે જ અમારો ઇરાદો છે, એમ જ આપ નામદારે માની લેવાનું છે." સઘળા સિપાહસાલારો, અમીરો તથા ખયરખાહ દોસ્તોએ બાબરના સવાલનો આ પ્રમાણેનો જવાબ આપી દીધો.

તેમના આ ઉત્તરથી સંતુષ્ટ થઇને બાબર વિશેષ ઉત્સાહમાં આવી આગળ વધીને કહેવા લાગ્યો કે: "મને તમારાં મોઢાંમાંથી આ જવાબને સાંભળવાની જ ઉમ્મીદ હતી અને મારી એ ઉમ્મીદ પણ પરવરદિગારની મેહરબાનીથી પૂરી થઈ છે. હવે આપણે જ્યારે હાલ તરત હિન્દોસ્તાનમાં કાયમ મુકામ જ થવાનું છે, તો પછી તે માટેનો બંદોબસ્ત કરી લેવાની પણ સખ્ત જરૂરત છે; કારણ કે, આપણી ફોજ ઘણી જ થોડી હોવાથી ઇબ્રાહીમની હારથી છંછેડાયલા અફગાનો આપણી સામે બળવો જગાડવાની કે આપણી સાથે લડવાની તૈયારી કરી શકે તેટલો વક્ત તેમને ન આપતાં શરૂઆતમાં જ તેમને દાબી દેવા અને આપણો સિક્કો બેસાડી દેવો, એમાં જ આપણો લાભ સમાયલો છે."

"આપ નામદારની આ દુરઅંદેશી ભરેલી રાય પણ અમોને પસંદ છે." સરદારો વગેરેએ બાબરના એ અભિપ્રાયમાટે પણ પસંદગી બતાવી દીધી.

"તો પછી શાહજાદા હુમાયૂન, ખાજા કિલાન, મહમ્મદીશાહ, મન્સૂર બરલાસ, યુનસઅલી, અબ્દુલ્લાહ અને વલી ખજાનચી! તમોને મારું એવું ફર્માન છે કે તમો છડી સવારી સાથે અહીંથી અત્યારે જ રવાના થાઓ અને આગ્રાના અમલદારો તથા બીજા લોકોને આપણી ફતહના સમાચાર સાંભળવાનો મોકો મળે તે પૂર્વે જ આગ્રામાં આપણો અમલ કરી લઇને ત્યાંના ખજાનાને જપ્ત કરી લ્યો; તેમ જ મહદી ખાજા મહમ્મદ, સુલ્તાન મીરજા, આદિલ સુલ્તાન જુનૈદ બર્લાસ અને કતલક કદમ! તમોને મારું એ ફર્માન છે કે તમો પણ અત્યારે ને અત્યારે જ આપણા ચાર હજાર ફોજી સિપાહો સાથે ધાવો કરીને દેહલીના કિલામાં પહોંચી જાઓ અને ત્યાં આપણો અમલ જમાવીને ખજાનાને એકદમ કબ્જામાં કરી લ્યો. હું એક બે દિવસમાં જ તમારી પાછળ આવીને તમને દેહલીમાં મળીશ." બાબરે બે અગત્યની આજ્ઞાઓ આપી દીધી.

દિવસ હવે થોડો રહેલો હોવાથી આગ્રા તથા દિલ્લી તરફ જવા માટેની જે જે સરદારોને બાબરની આજ્ઞા મળી હતી તેઓ પોતપોતાની તૈયારી કરી લેવા માટે બાબરની રજા લઇને દરબારમાંથી ઊઠી ગયા; માત્ર શાહજાદો હુમાયૂન ખાજા કિલાનને, 'જ્યારે તૈયારી થઈ રહે અને કૂચનો ડંકો વાગે તે વેળાયે મને બોલાવજો; હું તેયાર થઇને જ બેઠો છું,' એ પ્રમાણેની સૂચના આપીને ત્યાં જ બેસી રહ્યો. બાબરે તે સિપાહસાલારો તથા સરદારોના ઊઠી જવા પછી

મરહૂમ દૌલતખાનના બીજા શાહબજાદા વફાદાર દિલાવરખાનને સંબોધીને કહ્યું કે: "દોસ્ત દિલાવરખાન, એક વાર આલમખાનની જિન્દગી બચાવીને તેમ જ છેવટ સુધી આલમખાનના એક વફાદાર દોસ્ત તથા ગમગુસાર રિશ્તેદાર તરીકે કાયમ રહીને તમોએ પોતાની ખાન્દાનિયત તથા નેકદિલીનો જે પરિચય કરાવ્યો છે તે માટે હું તમને શાબાશી આપું છું; માત્ર એટલું જ નહિ, પણ તમારા મરહૂમ પિદર દૌલતખાનની જગ્યાએ તમને આજથી પંજાબના સૂબેદાર સ્થાપું છું; પણ તે એવી શર્તે કે મારી સાથે પણ હમેશા એવી જ વફાદારી રાખજો અને મારી આ હાતમદિલીનો બદલો તમારા મરહૂમ પિદર તથા બિરાદરની પેઠે બગાવતથી વાળી આપવાની બેવકૂફીભરેલી કોશિશ કરશો નહિ; નહિ તો પછી તમારે પણ એ બગાવતનાં કડવાં ફળો જ ચાખવાં પડશે, તે યાદ રાખજો. હવે તમને મારી બીજી સૂચના એ છે કે, સૂબેદારી માટેના મારા પરવાનાને લઇને તમો આવતી કાલે જ પંજાબ તરફ જવાને રવાના થાઓ, અને પહેલાં સિયાલકોટમાં જઈ આલમખાનની બેવા બેગમ નાદિરાખાનમને તેના અજીજ શૌહરની જન્નતનશીનીના શોકકારક સમાચાર આપી, જો તે પોતાના ફર્જન્દ સાથે તમારી પનાહમાં રહેવાને ખુશ હોય તો તેને તમારી સાથે લાહોરમાં લઈ જજો અને ત્યાં તેની માદર તરીકે તથા તેના ફર્જન્દની પોતાના ભાંડૂ તરીકે પરવરિશ કરજો; પરંતુ જો તેની તમારી પનાહમાં અને તમારી સાથે રહેવાની ખાહિશ ન હોય તો તેને પૂરતા બંદોબસ્ત સાથે આગ્રામાં મારી પાસે મોકલી આપજો એટલે હું તેને એક બેગમની શાનથી રહેવા માટેનો સઘળો બંદોબસ્ત કરી આપીશ. જે અંજામ આવે તેના સમાચાર મને જલ્દ કહાવી દેજો કે જેથી એ બાબતની મારા દિલમાં વધારે ફિક્ર ન રહે, અને એ ફિક્રથી મારું દિલ રાત અને દિવસ માયૂસીના દરિયામાં ગર્ક ન રહ્યા કરે."

"કાબુલના આલીખાન્દાન સુલ્તાન અને બાદશાહે હિન્દોસ્તાન! બસરોચશ્મ કુબૂલો મંજૂર છે આ ફિદવીને આપ નામદારની આ મેહરબાની અને આપ નામદારનું આ ફર્માન. આ દિલાવરખાન ખુદાના ફજલોકરમથી એક નેકદિલ ઇન્સાન, બન્દયે સુબહાન અને સાચો મુસલ્માન છે; એટલા માટે દિલાવરખાનની લુગતમાં નમકહરામી, સિતમગરી, બેઇમાની તથા બગાવત જેવા અલ્ફાજનું ન નામ છે કે ન નિશાન છે! જબાંદરાજી અથવા લફ્ફાજી મને નાપસંદ છે; કારણ કે, મારી માન્યતા પ્રમાણે જે ઇન્સાન થોડું બોલીને વધારે કરી બતાવે છે તે જ વધારે અકલમંદ છે." દિલાવરખાને થોડા શબ્દોમાં પોતાની શુદ્ધ ભાવનાનો પરિચય કરાવ્યો.

"બારેતાલા તમને નેકી બખ્શે અને તમારા આ કલામપર તમને મુસ્તકીમ રહેવાની તાકત આપે!" બાબરે પોતાનો સંતોષ દર્શાવ્યો અને ત્યાર પછી તે શાહદખાન તથા નજીરુદ્દીન અથવા તો પુરુષવેષધારિણી કમરપારા તથા ગુલંદામને સંબોધીને કહેવા લાગ્યો કે: "અય દિલાવર નોજવાનો, તમારો આકા આલમખાન જંગમાં જન્નતનશીન થવાથી તમારાં દિલોમાં કારી ઘા લાગ્યો હશે એ હું સારી રીતે જાણું છું; પરંતુ હવે બીજો કોઈ ઇલાજ ન હોવાથી એ ગમને ભૂલી જઇને જો તમો મારી તહનાતમાં રહેશો, તો હું તમારી તરક્કીનો મારાથી

કરી શકાશે તેટલો બંદોબસ્ત કરી આપીશ; કારણ કે, તમો નાજુકબદન અને નાજુક તબીયત હોવા છતાં પણ દિલશેર, જાંનિસાર અને વફાદાર ઇન્સાન છો, એ સારી રીતે મારા જાણવામાં આવી ગયું છે. જો તમારી રજામન્દી હોય, તો હું તમને મારા શાહજાદા હુમાયૂનના મુહાફિજ તેમજ હમ્દમ રફિક તરીકે રાખવાને અને તમારી એ મુલાજમતના બદલામાં તમને સારી તનખા આપવા સાથે તમારો મર્તબો પણ સારી રીતે જળવાય એવો બંદોબસ્ત કરી આપવાને તૈયાર છું; કારણ કે, હુમાયૂન તથા તમો હમઉમ્ર, હમ્તબીયત અને હમ્બદન હોવાથી તમારો એક બીજા સાથે સારો મેળ મળી જશે અને તમને એક બીજાના સહવાસથી સારો આનન્દ મળ્યા કરશે, એવી મારી માન્યતા છે. જો મારી આ સૂચના તમને કુબૂલ હોય તો થાઓ અત્યારે જ તૈયાર અને શાહજાદા હુમાયૂન સાથે આગ્રા જવા માટે થઈ જાઓ ઉસ્તવાર. મારે તમને જે ઇનામ આપવાનું છે તે પણ હું પછીથી આપીશ અને તમારી બીજી કાંઈ તમન્ના હશે તો તે તમન્નાને પણ પૂરી કરીશ. પછી તો જેવો તમારો વિચાર."

"બખ્તાવર અને કદ્રદાન શહરિયાર! અમારા આકાનો ગમ જો કે અમારાથી ભૂલી શકાય તેવો નથી; છતાં પણ આપ નામદારે અમારા આકાનાં બેવા બેગમ સાહબા તથા તેમના ફર્જન્દની પરવરિશનો જે બંદોબસ્ત કર્યો છે તેથી અમારા મનમાં બહુ જ સંતોષ થયો છે, અને તેથી અમારા દિલમાં આપ નામદાર માટે માનની લાગણી પયદા થવાથી અમો આપ નામદારના ફર્માનને માન આપી શાહજાદા સલામતના મુહાફિજ તથા હમ્દમ રફિક તરીકે રહેવાને તેમ જ અત્યારે જ એમની સાથે આગ્રા જવાને તૈયાર છીએ. અમને શાહજાદા સલામતની ખિદમતનો જે મોકો આપવામાં આવ્યો છે તે જ અમારું ઇનામ છે; કારણ કે, આ ઇજ્જત સાથે સરખાવતાં બીજાં ઇનામોની કીમત બે બદામ છે." ચાંદખાન અથવા કમરપારાએ આ પ્રમાણેના વિવેકાત્મક શબ્દો ઉચ્ચારીને બાબરની ઇચ્છાને મસ્તકે ચઢાવી લીધી.

"જિન્દાબાશ; બરખુરદાર! જિન્દાબાશ!" બાબરે આશીર્વાદ આપ્યો.

નસ્રુદ્દીન અથવા ગુલંદામમાટે હવે બોલવા જેવું કાંઈ પણ ન રહ્યાથી તેણે મૌનનું અવલંબન કરી લીધું, અને ત્યાર પછી તરત જ દરબાર બર્ખાસ્ત થતાં તે બન્ને પુરુષવેષધારિણી વીરરમણીઓ શાહજાદા હુમાયૂન સાથે દરબારમાંથી રવાના થઈ ગઈ. બાબરના તંબૂમાંથી બહાર નીકળ્યા પછી હુમાયૂનની પાછળ પંદરથી વીસ કદમના ફાસલાપર ચાલતી ગુલંદામે કમરપારાને સંબોધીને મંદ સ્વરથી કહ્યું કે: "અલી કમરપારા, શાહજાદા હુમાયૂનની તહનાતમાં રહેવાની તારી ઘણા દિવસની જે તમન્ના હતી તે સુલ્તાન બાબરના ફર્માનથી આજે અચાનક પૂરી થવાથી હું તને એ માટે મુબારકબાદ આપું છું. પણ બહન, તું હુમાયૂનની યારગાર થવાને અને રાત દિવસ તેની ખિદમતમાં રહેવાને આટલી બધી અધીરી કેમ અને શા કારણથી થઈ રહી હતી, એ ભેદ હજી પણ મને તેં જણાવ્યો નથી, તો હવે એ ભેદ તું મને જણાવી દે; કારણ કે, હું તારા એ ભેદને જાણવા માટે તારા જેટલી જ અધીરી થઈ રહી છું."

"એ ભેદની હકીકત લાંબી હોવાથી કોઇ વાર ફુરસદની વેળાયે હું તને મારા

એ ભેદની હકીકત જણાવીશ, અને જ્યારે મારો એ ભેદ તારા જાણવામાં આવશે ત્યારે તું અજાયબીના સમન્દરમાં જ ડૂબી જઇશ.”

સંધ્યાકાળે તો હુમાયૂન સાથે કમરપારા તથા ગુલંદામ આગરા જવાને રવાના થઈ ગઈ.

* * * * *

બાબરે તે દિવસની રાત્રિનો સમય પોતાની છાવણીમાં જ વીતાવ્યો; બીજે દિવસે માત્ર એક ગાઉ ચાલીને ઘોડાને આરામ આપવા માટે યમુના નદીના તીરપ્રાંતમાં મુકામ કર્યો, અને ત્યાર પછી રવિવારે ત્યાંથી ચાલીને બે મંઝિલ જેટલો પંથ કાપી મંગળવારને દિવસે બાબર દિલ્લીની સીમામાં આવી પહોંચ્યો. ત્યાં તેણે શેખ નિજામુદ્દીન ઔલિયાની જિયારત કરી અને શહરની સામે યમુના નદીના તીરપ્રાંતમાં પોતાની છાવણી નખાવી. રાત્રિના સમયમાં કિલ્લાનું નિરીક્ષણ કરીને બાબર રાત્રે કિલ્લામાં જ રહ્યો. બીજા દિવસનો ઘણોક સમય કિલ્લામાં ખ્વાજા કુતુબુદ્દીનની કબ્રની પરિક્રમા, સુલ્તાન ગિયાસુદ્દીન બલબન, સુલ્તાન અલાઉદ્દીન ખિલજી ઇત્યાદિના મકબિરા, મીનાર, હૌજેશમ્શી, હૌજેખાસ તેમ જ સુલ્તાન બહલોલ તથા સુલ્તાન સિકન્દરના મકબિરાના નિરીક્ષણમાં વીતાડીને બાબર તૃતીય પ્રહર પછી પાછો છાવણીમાં આવ્યો, અને ત્યાર પછી નૌકામાં બેસીને મદિરાપાનના વ્યવસાયનો તેણે આરંભ કરી દીધો. ત્રીજે દિવસે એટલે કે જુમેરાત અથવા ગુરુવારને દિવસે બાબરે દિલ્લીની કોટવાલી વલીબેગ કુરમલીને સોંપી દીધી અને દોસ્તબેગને દિલ્લીનો દીવાન બનાવીને ખજાનાને મોહોરો કરી ખજાનાને સંભાળવાની જવાબદારી તેના માથાપર નાખી દીધી. તે જ દિવસે બાદશાહે દિલ્લીમાંથી કૂચ કરીને તુગલકાબાદની પાસે યમુના નદીના તીરપ્રાંતમાં તંબૂઓ ઊભા કરાવી દીધા અને જુમા અથવા શુક્રવારને દિવસે પણ બાબરનો પડાવ ત્યાં જ રહ્યો. એ જ દિવસે મૌલાના મહમૂદ તથા શેખ જૈન પગદરાએ જઇને દિલ્લીની જુમામસ્જિદમાં બાદશાહ બાબરના નામનો ખુતબો પઢવાનું કામ કરી નાખ્યું અને ત્યાર પછી બાબર ફકીરો તથા ગરીબોને રૂપિયા વ્હેંચીને પાછો પોતાની છાવણીમાં આવી લાગ્યો. બાબરની છાવણી કુતુબમીનારની પાસે જ હોવાથી અને કુતુબમીનારની કારીગરીએ તેના હૃદયમાં એક પ્રકારનું આશ્ચર્યકારક આકર્ષણ કરેલું હોવાથી તે દિવસ અને રાત કુતુબમીનારનું જ એક ધ્યાનથી અવલોકન કર્યા કરતો હતો અને તેના જ વિચારોમાં નિમગ્ન રહ્યા કરતો હતો એમ જો કહેવામાં આવે તો તેથી અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી. કુતુબમીનારે બાબરના મનનું આટલી સીમાપર્યન્ત આકર્ષણ કર્યું હતું તેનું કારણ એ હતું કે એ આરસ તથા લાલ પત્થરના બાંધેલા મીનારને ભિન્ન ભિન્ન સ્થાનમાં ઊભા રહીને જોવાથી તેમાં તેને ભિન્ન ભિન્ન પ્રકારની સુંદરતાનો સાક્ષાત્કાર થતો હતો. અહીં આપણે કુતુબ્મીનારના વર્ણન તથા તેના ઇતિહાસના વિચારમાં કિંચિત્ પ્રવેશ કરીશું તો તે અપ્રાસંગિક તો નહિ જ કહેવાય.

ગગનમંડળ સાથે મળી જવાની અથવા તો ગગનમંડળને ભેદી નાખવાની ચેષ્ટા કરનાર કુતુબ્મીનાર ભારતવર્ષનો એક અલૌકિક ચમત્કાર છે; વિશ્વનાં સપ્ત આશ્ચર્યોમાંનું એક આશ્ચર્ય છે અને શિલ્પકલામાં, સૌન્દર્યમાં, ઉચ્ચતામાં

તથા આકર્ષકતામાં કુતુબ્મીનારની લેશ માત્ર પણ સ્પર્ધા કરી શકે એવા બીજા કોઈ પણ મીનારનું આ સૃષ્ટિમાં અસ્તિત્વ છે જ નહિ. એ કુતુબ્મીનારની રચના કોણે કરાવેલી છે એ વિશે બે માન્યતાઓ વર્તમાન છે. કેટલાકોની એવી માન્યતા છે કે એ મીનારમાં હિન્દુ શિલ્પકલા તેમ જ નાગરી લિપિમાં લખાયલા લેખો ઇત્યાદિ દૃષ્ટિગોચર થતા હોવાથી એ મીનાર દિલ્લીના અંતિમ હિન્દુ રાજા પૃથ્વીરાજ ચહુઆણના સમયમાં બંધાયલો હોવો જોઇએ; કારણ કે, પૃથ્વીરાજની પુત્રી ઉષાવતીનો નિત્ય યમુનાદર્શન કરવાનો નિયમ હતો અને યમુના નદીનો પ્રવાહ પુરાતન દિલ્લીથી દૂર ગયેલો હોવાથી તે આ મીનાર બંધાવી એનાપર ચઢીને યમુનાદર્શન કરતી હતી, એવી ભાટચારણોના ચોપડામાં એક કથા મળી આવે છે અને તે બહુધા સત્ય જ હોવી જોઇએ. પરંતુ સામાન્ય માન્યતા એવી છે કે, કદાચિત્ પૃથ્વીરાજ ચહુઆણે એ મીનારને બંધાવવાનો આરંભ કર્યો હોય અને તેથી તેમાં નાગરી લેખો લખાયા હોય, તોપણ તેની પૂર્તિ તો કુતુબુદ્દીનના હસ્તથી જ થયેલી હોવી જોઇએ એમ નાગરી લેખો ઉપરના આરબી લેખોથી નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે. પૃથ્વીરાજે મંદિરની દીપમાળામાટે એ મીનાર બાંધવાની ધારણા રાખેલી હોવી જોઇએ અને તેથી જ એ મીનાર મોટા ચોગાનમાં એકલો એકાટ નિરંકુશ રાજ્ય કરતો ઊભેલો દેખાય છે; જો એ મીનારને બાંધવાની પ્રથમ કલ્પના કોઈ પણ મુસલ્માન રાજ્યકર્ત્તાના મસ્તિષ્કમાંથી ઉદ્‌ભવી હોત, તો એ મીનાર કોઈ મસ્જિદની પાસે જ ઊભેલો દેખાયો હોત. વળી એ મીનાર એટલો બધો ઊંચો બાંધવામાં આવ્યો છે કે મુઅજ્જિનની અજાંમાટે પણ ઉપયોગી થઈ શકે તેમ નથી; કારણ કે, તેની અજાં એટલી બધી ઊંચાઇપરથી નીચેના લોકોના સાંભળવામાં આવી શકે જ નહિ. પરંતુ ત્યાર પછીના મુસલ્માનોના સમયમાં કુતુબ્મીનારનો પહેલો માળ જે જમીનથી ૯૭ ફીટની ઊંચાઇનો છે ત્યાં અજાંની વ્યવસ્થા કરવામાં આવી હોય તો તે માનવા યોગ્ય છે. કેટલાકોનો વળી એવો પણ અભિપ્રાય છે કે જયચંદ્રની રાજકુમારી સંયુક્તાને હરીને પૃથ્વીરાજે જયચંદ્રનો પરાજય કર્યો તે પ્રસંગે પોતાના વિજયના સ્મરણસ્તંભ તરીકે પૃથ્વીરાજે આ મીનારને બંધાવવાનો આરંભ કર્યો હતો. કુતુબ્મીનાર પ્રથમ બંધાયો તે વેળાયે તેની ઊંચાઈ કેટલી હતી એ કોઇના જાણવામાં નથી; કારણ કે ભૂમિકંપના આઘાતથી તેનો શિરોભાગ તૂટી પડ્યો છે અને તેનું છત્ર નીચે બાજૂમાં પડેલું અત્યારે પણ પ્રવાસીઓને દેખાડવામાં આવે છે. પરંતુ તે છત્ર પ્રાચીન કાળનું હોય એમ જણાતું નથી. કેટલાક લોકોના કથન અનુસાર મીનાર જરા વાંકો વળી ગયો છે અને ઠેઠ ઉપરથી જો બારીકીથી તપાસવામાં આવે, તો તે ડગમગતો પણ જણાય છે. પરંતુ તેની આ સ્થિતિ બાબરના સમયમાં તો નહોતી જ. કુતુબ્મીનારના મૂળ સાત મંજિલા હતા પરંતુ અત્યારે તેના પાંચ મંજિલા જ અસ્તિત્વ ધરાવે છે; માત્ર એટલું જ નહિ, પણ બાબરના સમયમાં પણ પાંચ મંજિલા જ હતા એટલે ઉપરના બે મંજિલા બાબરના સમયથી પૂર્વે જ ભૂમિકંપના આઘાતથી પડી ગયેલા હોવા જોઇએ એમ સ્પષ્ટ જણાઇ આવે છે. એ પાંચ માળની ઊંચાઈ ઈ. સ. ૧૭૯૪ માં ૨૪૨ ફીટની હતી; પણ અત્યારે તે ૨૩૮ ફીટ છે. જમીન આગળ તેના પાયાનો ઘેરાવો ઇ. સ. ૧૭૯૪ માં

૪૮ ફીટ અને ૪ ઇંચ મપાયો હતો. તેના શિરોભાગનો ઘેરાવો ૯ ફીટનો છે. કેટલાકો કહે છે કે એ મીનારની મૂળ ઊંચાઈ ૨૯૦ ફીટની હતી અને કેટલાકો તે ઊંચાઇ એથી પણ વધારે હોવાનું જણાવે છે. કેટલાકો પોતાની એવી માન્યતા પણ દર્શાવે છે કે કુતુબ્મીનાર મુસલ્માનો માટે જ બંધાવવામાં આવ્યો હતો; કારણ કે, જો તેમ ન હોય, તો તેના બીજા મંજિલાના કંદોરાપર એટલે કે કટિબંધમાં જે 'હે ચુસ્ત ઇસ્લામીઓ! જુમાને દિવસે જ્યારે તમને નમાજ પઢવા માટે બોલાવવામાં આવે ત્યારે ખુદાના નામને સાંભળજો અને પોતાના રોજગારને બંધ રાખજો........ખેલ તમાશા અથવા રોજગાર કરતાં ખુદાનું નામ વધારે સારું છે અને ખુદાજ કુલ આલમનો રજ્જાક છે!' એ કુરાન શરીફમાંનો લેખ આપણા જોવામાં આવી શકે છે તે જોવામાં આવી શકત નહિ. પહેલા માળના કટિબંધમાં દિલ્લીના પહેલા મુસલ્માન રાજ્યકર્ત્તા અને તેના ઉપરી મહમ્મદ બિન સામ અથવા મહમ્મદ ગોરીનું નામ છે; બીજા, ત્રીજા તથા ચોથા માળના કટિબંધમાં સુલ્તાન અલ્તિમશનું અને પાંચમા માળના કટિબંધમાં પાંચમા માળનું સમારકામ કરાવનાર ફીરોજશાહનું નામ જોવામાં આવે છે. મીનારના પ્રવેશદ્વારની ઇ. સ. ૧૫૦૩ માં સિકંદરશાહ લોદીએ મરમ્મત કરાવી હતી એટલે પ્રવેશ દ્વારમાં તેનો ઉલ્લેખ છે અને અત્યારે એ મીનારની મરમ્મતનો અધિકાર બ્રિટિશ સરકારે પોતાના હસ્તમાં રાખેલો છે. કુતુબ્મીનારનો પહેલો મંજિલો ૯૭ ફીટની ઊંચાઇનો છે અને તેના ઘેરાવાના ૨૪ વિભાગો કરેલા છે, કે જે વારા ફરતી ગોળ તથા ત્રિકોણ આકારના છે. આખો મીનાર જાણે ગોળ તથા ત્રિકોણ સળીઓપર ગોઠવાયલો હોયની! તેવો જ દેખાય છે. પ્રત્યેક માળ નીચે સળીઓ અખંડ હોવા સાથે બીજા માળપરની બધી સળીઓ ગોળ છે અને ત્રીજા માળપરની સઘળી સળીઓ ત્રિકોણ છે. એ સળીઓવડે મીનારની શોભામાં બહુ જ વૃદ્ધિ થયેલી છે. ચોથો અને પાંચમો માળ સાદો ગોળ છે. દરેક માળને જાણે કંદોરો પહેરાવ્યો હોયની તેવી રીતે ફરતા ઝરૂખા તથા પટાઓ રાખવામાં આવ્યા છે. ત્યાંથી નિરીક્ષકને આસપાસનું દૃશ્ય તથા નૈસર્ગિક સૌન્દર્ય એક પ્રકારની અલૌકિક શાંતિનો સાક્ષાત્કાર કરાવે છે. પહેલા માળના ઝરૂખાનો કઠેરો કિલ્લાના કોટ જેવો હોઇને બાકીના માળોના ઝરૂખાના કઠેરા બાણમુખાકૃતિ છે. 'ગોથિક' આકાર અથવા ઘાટના બુર્જ અને ગુંબજ આદિને જોઇને પ્રથમ કદાચિત્ એ મીનાર જોનારને આકર્ષક ન લાગે, તો પણ પાસે આવીને જોતાંની સાથે જ જોનાર આશ્ચર્યમાં તલ્લીન થઇ જાય છે. દૃષ્ટિની તીક્ષ્ણતાને વધારનાર પત્થરનો રંગ, મીનારની આસપાસના કોતરકામવાળા કટિબંધ અથવા કંદોરા કિંવા પટા અને ઝરૂખાની નીચેના ભાગમાંની સુંદર શિલ્પકલા અદ્વિતીય છે. ભોંયતળિયે છ કટિબંધ અથવા કંદોરા છે તેમાંના પહેલા કંદોરામાં કુતુબુદ્દીનનાં નામ તથા ખિતાબ; બીજામાં મહમ્મદ ગોરીનાં નામ તથા ખિતાબ; ત્રીજામાં કુરાન શરીફના ૫૯ મા પ્રકરણમાંનો એક કલમો; ચોથામાં બીજા કંદોરાના લેખની પુનરાવૃત્તિ; પાંચમામાં અરબી લિપિમાં ખુદાનાં ૯૯ નામો અને છઠ્ઠામાં કુરાન શરીફના બીજા પ્રકરણમાંનો એક કલમો લખાયલો છે. એ મીનારના બાંધનારને ગોળ તથા

ત્રિકોણ સળીઓ સાથેના મીનારને બાંધવાની કલ્પના કેવી રીતે અને ક્યાંથી સુઝી હશે, એ વિશે બે અભિપ્રાયો પ્રચલિત છે. તારાકૃતિ ઉત્તર ભારતમાંના હિન્દુઓનાં ગૃહોમાં દેખાતી ન હોવાથી એવી કલ્પના કરવામાં આવે છે કે ગજની કિંવા ખુરાસાનના મીનારોની આકૃતિનું આ મીનારની આકૃતિમાં અનુકરણ કરાયલું હશે. ગમે તેમ હોય છતાં એટલું તો નિર્વિવાદ છે કે કુતુબમીનાર હિન્દુ કારીગરોના હાથે જ બંધાયલો છે; કારણ કે, તેમાં હિન્દુ શિલ્પજ્ઞોના ઇષ્ટદેવ વિશ્વકર્માની પ્રાર્થના કોતરેલી છે; કદાચિત્ ગોળ મીનારપર સળીઓ મુસલ્માનોએ કરાવી હોય તો તે સંભવે છે; કારણ કે, એમ કરવામાં મીનારમાં કોતરેલી પૌરાણિક પ્રતિમાઓને કાઢી નાખવાનો તેમનો ઉદ્દેશ સમાયલો હોવો જોઇએ, એમ પણ ઘણાકોની માન્યતા છે, અને એ માન્યતા વિશેષ વિશ્વસનીય છે.

બાબરનો પણ દીર્ઘ વિચારાન્તે એવો જ નિશ્ચય થયો કે એ મીનાર હિન્દુ શિલ્પશાસ્ત્રજ્ઞોના અલૌકિક કૌશલ્યનું પરિણામ છે અને તેથી તે હિન્દુઓની પ્રશંસા કરતો પોતાના સિપાહસાલારો તથા સરદારોને સંબોધીને કહેવા લાગ્યો કે: "હિન્દોસ્તાનમાં હિન્દુઓપર મુસલ્માન હાકિમોના હસ્તથી જે જુલ્મ થયા છે અને કેટલાક મુસલ્માન હાકિમોએ હિન્દુઓના મજહબની ખાનાખરાબીઓ કરી છે, તેના કીનાની આગ જો તેમના જિગરમાં સળગી રહી હોત, તો તેઓ પોતાની શિલ્પકલાને મારી નાખીને તે કીનાની આગને બુઝાવી શકે તેમ હતું; કારણ કે, જો તેમણે પોતાની શિલ્પવિદ્યાને મારી નાખી હોત, તો મુસલ્માન બાદશાહોની જાહોજલાલી તથા નામનાને કાયમ રાખનારાં આવાં સ્મરણ ચિહ્નોને મુસલ્માન બાદશાહોમાટે તેઓ કદાપિ નિર્માણ કરત નહિ. પણ નહિ, તેઓ સત્ય કલાભિજ્ઞ હોવાથી એવા અહંભાવને મહત્ત્વ આપવાનું તેઓ જાણતા જ નહોતા અને તેથી જ ઉદારભાવનાને મહત્ત્વ આપીને શિલ્પકલાની આવી સર્વાંગપરિપૂર્ણ સજીવન પ્રતિમાને નિર્માણ કરીને અને મુસલ્માન બાદશાહના નામને અજરામર કરી રાખીને સાથે ભારતવર્ષની પ્રાચીન શિલ્પકલાભિજ્ઞતાને પણ તેમણે સદાને માટે અમર તથા વિશ્વવિખ્યાત કરી રાખી છે. હિન્દુ કારીગરોની આ ઉદારતા તથા અભેદ-ભાવનામાટે તેમને જેટલા પણ ધન્યવાદો આપવામાં આવે તેટલા ઓછા જ થવાનો સંભવ છે. હું ધારું છું કે જો મારી અને મારા વંશજોની હુકૂમત તથા શાહનશાહત હિન્દોસ્તાનમાં લાંબા વખત સુધી કાયમ રહેશે તો મુગલ બાદ-શાહોનાં નામો તથા કામોને કાયમ રાખનાર આવા શિલ્પકળાના બીજા નમૂના પણ જરૂર હિન્દુ કારીગરોના હાથથી નિર્માણ થશે."

બાબરની આ ભવિષ્યવાણી મુગલવંશના પંચમ સમ્રાટ્ શાહજહાનના અધિકારકાળમાં 'તાજમહાલ' નામક વિશ્વવિખ્યાત મકબિરાના નિર્માણથી તેમ જ શિલ્પકલાની અન્ય પણ એવી જ અલૌકિક પ્રતિમાઓની સૃષ્ટિથી અક્ષરશઃ સત્યસિદ્ધ થઇ હતી એ મુગલવંશના ઇતિહાસના જ્ઞાતાઓ તેમ જ પાઠક અને પાઠિકાઓ સારી-રીતે જાણતાં હોવાથી આ સ્થાનમાં એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી; કારણ કે, તે ઘટના બાબરના સમયથી દીર્ઘકાળ પછીની હોવાથી તેનું વિવે-ચન અહીં અસ્થાનીય તથા અપ્રાસંગિક થઈ પડવાનો સંભવ છે.

મંગળવારે બાદશાહ બાબર દિલ્લીથી આગ્રા જવામાટે ઊપડ્યો અને

યમુનાનદીના તીરપ્રાંતમાં પડાવ કરતો કરતો ઈ. સ. ૧૫૨૬ ના મે મહિનાની ચોથી તારીખે આગરાની હદમાં પહોંચીને સુલયમાન ફૂરમલીના તંબૂમાં ઊતર્યો; પરંતુ આગરાથી એ સ્થાન બહુ દૂર હોવાથી બીજે દિવસે ત્યાંથી તે જલાલખાન જગહટનાં મકાનોમાં રહેવામાટે ચાલ્યો ગયો. હવે હુમાયૂને આગરામાં પોતાના અધિકારની સ્થાપના કેવી રીતે કરી હતી તે જાણી લીધા પછી આપણે આપણી કથાના અનુસંધાનમાં આગળ વધીશું.

* * * * *

હુમાયૂન જે વેળાયે પોતાના દલસહિત આગરાના કિલ્લા આગળ પહોંચ્યો તે વેળાયે પાણીપતના યુદ્ધમાં ઇબ્રાહીમ લોદી સાથે કામ આવી ગયેલા ગવાલિયરના રાજા અને ઇબ્રાહીમ લોદીના મિત્ર વિક્રમાજિતના સૈન્યે આગરાના કિલ્લાના બચાવની ચેષ્ટા કરી હતી; પરંતુ અન્તે હુમાયૂન તથા તેના દલથી વિક્રમાજિતના સૈનિકો એટલાબધા ભયભીત થઈ ગયા કે ચોરીછુપીથી આગરાના કિલ્લામાંથી પલાયન કરી જવાના નિશ્ચયપર આવી લાગ્યા; કારણ કે, સ્વર્ગીય રાજા વિક્રમાજિતની રાણી અને તેના પુત્રો ઇત્યાદિ કિલ્લામાં હોવાથી તેમનાં જીવન તથા ધન ઈત્યાદિના રક્ષણનો એ વિના અન્ય ઉપાય હતો જ નહિ; પરંતુ હુમાયૂનના સૈનિકોએ તેમના એ વિચારને જાણી લઇને તેમને ચારે તરફથી ઘેરી લીધા અને તેમના ધન આદિને લૂટી લેવામાટે પણ તેઓ તૈયાર થઈ ગયા. પોતાના સૈનિકોની લૂટફાટના વ્યવસાયને આદરવાની ભાવના હુમાયૂનના જાણવામાં આવતાં તેણે તેમની એ અયોગ્ય ભાવનાનો કઠિન શબ્દોવડે નિષેધ કર્યો અને તેથી વિક્રમાજિતનાં કુટુંબ તેમ જ સૈનિકોનાં જીવન તથા ધન આદિ સુરક્ષિત રહી ગયાં. હુમાયૂનના આવા ઉદારતામય સદ્વ્યવહાર તથા સદ્વર્તનથી અતિશય પ્રસન્ન થઇને વિક્રમાજિતની વિધવા મહિષીએ કેટલોક ધનભંડાર તેમ જ કેટલાંક કીમતી જવાહિરાત હુમાયૂનને નજરાણા તરીકે મોકલી આપ્યાં. એ નજરાણામાં આવેલા એક હીરા વિશે એવું કહેવામાં આવે છે કે તે હીરો સુલ્તાન અલાઉદ્દીન ખિલજીની માલિકીનો હતો, આખી દુનિયાના અડધા દિવસના ખર્ચ જેટલી તેની કીમત હતી અને તેનું વજન આઠ મિસકાલ એટલે કે ૩૬ માશા (૨૨૪ રતિ અથવા ૬૭૨ કેરેટ) હતું.

બાબર આગરામાં આવ્યો એટલે હુમાયૂને વિક્રમાજિતની રાણીએ આપેલા નજરાણાને તેના સમક્ષ લાવીને હાજર કરી દીધું અને જે કાંઇ ઘટના બની હતી તેનો વૃત્તાન્ત પણ તેને કહી સંભળાવ્યો. હુમાયૂનના વર્તનથી અતિશય પ્રસન્ન થઇને તે કીમતી હીરો બાબરે પાછો તેના સદ્વ્યવહારના ઉપહાર તરીકે હુમાયૂનને જ આપી દીધો અને વિક્રમાજિતનાં કુટુંબ તથા સૈનિકોને તેમની જ્યાં પણ જવાની ઇચ્છા હોય ત્યાં જવા માટેની આજ્ઞા આપી દીધી; માત્ર એટલું જ નહિ, પણ તેમને જો કોઇ પણ પ્રકારની સહાયતાની આવશ્યકતા હોય તો સહાયતા આપવા માટેની પણ પોતાની ઇચ્છા દર્શાવી. વિક્રમાજિતની રાણી બાબરનો કૃતજ્ઞતાપૂર્વક ઉપકાર માનીને પોતાના સૈનિકો સહિત શમ્શાબાદ ભણી જવાને પ્રયાણ કરી ગઇ.*

---

* રાજા વિક્રમાજિતના પૂર્વજો ઇ. સ. ૧૫૨૬ થી ૧૦૦ વર્ષ જેટલા પૂર્વકાળથી ગવાલિયરમાં રાજ્ય કરતા હતા અને સુલ્તાન સિકન્દર લોદી ગવાલિ-

આગરાના કિલ્લામાં ઇબ્રાહીમ લોદીના જે સિપાહીઓ હતા તેમનામાંના મલિકદાદ કિર્રાની, મલેસૂર અને ફીરોજખાન મેવાતી કાંઇક સમજદાર હોવાથી બાદશાહ બાબરે તેમની પ્રાર્થનાને માન આપીને તેમના અપરાધોની તેમને ક્ષમા આપી દીધી અને ઇબ્રાહીમ લોદીના સર્વ અમીરોને પ્રગણા આપીને સંતોષવાનો પોતાથી બનતો પ્રયત્ન કર્યો. ઇબ્રાહીમ લોદીની માતા એટલે કે સુલ્તાના વાલિદા આગરામાં હોવાની વાર્તા તેના જાણવામાં આવતાં તે તેની પાસે ગયો અને જાણે પોતાની જ માતાને આશ્વાસન આપતો હોયની ! તેવી રીતે આશ્વાસન આપતો કહેવા લાગ્યો કેઃ-

"બુજર્ગ માદર, આપનો નૂરેનજર ઇબ્રાહીમ મયદાને જંગમાં બહાદુરીથી લડીને જન્નતનશીન થયો છે, એથી આપે ગમગીન નહિ, પણ એક રીતે ખુશ થવાનું છે; કારણ કે, એવા બહાદુર બેટાની માદર થવાની ઇજ્જત કોઇ બહુ જ બખ્તાવર ઓરતને મળી શકે છે. તબદિલી આ ફાની દુનિયાનો કદીમી કાયદો હોવાથી હિન્દોસ્તાનની શહનશાહતની આજે તબદિલી થઇ ગઇ છે, અને એ કદીમી કાયદાને કોઇ પણ ફેરવી શકે તેમ છે જ નહિ એટલે હવે આપ આ ખાદિમને જ પોતાનો નૂરેનજર માની લેશો, તો આપનો ગમ ઓછો થશે અને આપના જિગરમાં જે જખ્મ થયો છે તે વક્તના જવા સાથે રુઝાઇ જશે. હું આપની દોલત લૂટી લેવાનો નથી; માત્ર એટલું જ નહિ, પણ હું તે ઉપરાંત આપના કદમોમાં રૂપિયા સાત લાખ રોકડા નજર કરું છું તે કુબૂલ કરો, અને આગરાથી એક કોસપર આવેલા આલીશાન મકાનમાં આપના રહેવા માટેનો બંદોબસ્ત પણ કરાવી આપું છું. ત્યાં સુલ્તાના વાલિદાની શાનથી જ આપ તાઉમ્ર રહી શકશો અને ખુદા પાકની બન્દગીમાં તમારા બાકીના દિવસો વીતાડી શકશો. એ ઉપરાંત જ્યારે પણ આપ આ ફિદવીને બોલાવશો ત્યારે ફિદવી આપની કદમબોસી માટે હાજિર થશે અને આપના હુકમની તામીલ માટે સર આંખોથી તૈયાર રહેશે. આપને એથી પણ વધારે સગવડની જુરૂરત હોય તો ખુશીથી જણાવો."

સુલ્તાના વાલિદાએ હાલ તરત તો સર્વ પ્રકારનો ઓપચારિક સંતોષ દર્શાવ્યો અને બાબરની ઇચ્છા અનુસાર તે આગરાથી એક ગાઉના અંતરપર યમુના નદીના તીરપ્રાંતમાં આવેલા મકાનમાં રહેવા માટે ચાલી ગઇ; પરંતુ તેના હૃદયમાં જે વૈરનો વહ્નિ પ્રજળી રહ્યો હતો તે શાંત થયો હતો કે કેમ એની શંકા જ હતી.

બાબરે પાણીપતના યુદ્ધમાં વિજય મેળવ્યા પછી જીતાયલા અને આપત્તિમાં આવી પડેલા લોકો પ્રતિ એવી તો અદ્વિતીય ઉદારતા તથા ક્ષમાશીલતા દેખા-

---

યરને હસ્તગત કરી લેવા માટે કેટલાંક વર્ષો પર્યન્ત આગરામાં બેસી રહ્યો હતો; પરંતુ તેની એ ઇચ્છા ફળીભૂત થઇ શકી નહોતી. ઇબ્રાહીમ લોદીના અધિકાર-કાળમાં આજમ હુમાયૂન શીરવાની દીર્ઘકાળ પર્યન્ત ગવાલિયરના કિલ્લાને બાઝી રહ્યો હતો અને છેવટે સુલહ કરીને તેણે ગવાલિયરનો કિલ્લો લઇને શમ્સાબાદ રાજા વિક્રમાજિતને આપ્યું હતું. રાજા વિક્રમાજિત ઇબ્રાહીમ લોદીનો પરમ મિત્ર હોવાથી ઇબ્રાહીમનો સહાયક થઇને પોતાના સૈન્ય સહિત પાણીપતની રણભૂમિમાં આવ્યો હતો અને રણભૂમિમાં શૌર્યપૂર્વક ઝૂંઝીને અંતે ઇબ્રાહીમની પેઠે તે પણ કામ આવી જઇને શૂરવીરો માટે મોક્ષદાયિની મનાતી વીરગતિને પ્રાપ્ત થયો હતો.

કવા માંડી હતી કે તેની એ ઉદારતા તથા ક્ષમાશીલતાના પરિણામે લોકોનો તેનામાં વિશ્વાસ બંધાવા માંડ્યો હતો અને લોકો તેને ફરિશ્તા અથવા 'નૂરે ઇસ્લામ' ના સંબોધનથી ઓળખવા લાગ્યા હતા; છતાં પણ અદ્યાપિ ભારતવર્ષની સમસ્ત પ્રજા તેના એ સદ્ગુણોથી અજ્ઞ હોવાથી સમસ્ત ભારતવર્ષમાં તેની ઉદારતા તથા સભ્યતાની ખ્યાતિ થવામાં હજી બહુ વિલંબ હતો અને તેનાં કેટલાંક પ્રબળ કારણો પણ હતાં. સુલ્તાના વાલિદા આગરાના શાહી મહલમાંથી બહારના મકાનમાં રહેવા માટે ચાલી ગઇ એટલે ઇ. સ. ૧૫૨૬ ના મે માસની ૧૦ મી તારીખે બાદશાહ બાબરે મર્હૂમ સુલ્તાન ઇબ્રાહીમ લોદીના શાહી મહલમાં નિવાસ કર્યો અને ત્યાર પછી શાંતિથી ભારતવર્ષની તે સમયની પરિસ્થિતિનો વિચાર કરવા માંડ્યો. આર્યાવર્ત્તની તાત્કાલિક પરિસ્થિતિનો કેટલોક વૃત્તાન્ત ઇબ્રાહીમ લોદીના પોતાના પક્ષમાં આવી મળેલા અમીરોના મુખથી બાબરના જાણવામાં આવી ગયેલો હોવાથી તે રાત્રિના સમયમાં શય્યામાં પડીને નિદ્રાધીન થવાને બદલે તે પરિસ્થિતિની ચિન્તારૂપ નિદ્રાને આધીન થઇને શયનાગારમાં ઇતસ્તતઃ ભ્રમણ કરતો મનોગત કહેવા લાગ્યો કેઃ—

"હજરત મહમ્મદ પયગમ્બર સાહબના જમાનાથી લઇને અત્યાર સુધીના વક્તમાં હિન્દોસ્તાનમાં ત્રણ મુસલ્માન બાદશાહોએ ફતહ મેળવીને બાદશાહત કરેલી છે. તે ત્રણ મુસલ્માન બાદશાહોમાંનો પહેલો બાદશાહ મહમૂદશાહ ગજનવી હતો, બીજો બાદશાહ શહાબુદ્દીન ગોરી હતો અને ત્રીજો બાદશાહ હું પોતે છું. અર્થાત્ બીજા દેશમાંથી આવીને હિન્દોસ્તાનમાં શહનશાહતનો પાયો નાખનાર બાદશાહ આ ત્રણ જ કહી શકાય તેમ છે. પરંતુ મારી આગળના બે બાદશાહોની અને મારી પોતાની હાલતમાં જમીન અને આસમાન જેટલો તફાવત છે; કારણ કે, સુલ્તાન મહમૂદ ગજનવીએ જે વેળાએ હિન્દોસ્તાનને સર કર્યું હતું તે વેળાયે ખુરાસાનનું તખ્ત તેના કબ્જામાં હતું, ખારજમ તથા તૂરાનના બાદશાહો તેના તાબેદાર હતા તેમ જ સમરકન્દનો હાકિમ પણ તેનો જેરદસ્ત હતો; માત્ર એટલું જ નહિ, પણ તેની ફોજ પણ ઓછામાં ઓછી એક લાખની હતી અને તેના સમયમાં હિન્દોસ્તાનનો કોઈ એક બાદશાહ નહોતો; કિન્તુ પ્રત્યેક દેશમાં જૂદા જૂદા રાજાઓ રાજ્ય કરતા હતા. સુલ્તાન શહાબુદ્દીન ગોરી પોતે જો કે ખુરાસાનનો બાદશાહ નહોતો; પરંતુ તેનો ભાઈ ગિયાસુદ્દીન બાદશાહ હતો અને 'તબકાત નાસિરી' નામક તવારીખમાં જણાવ્યા પ્રમાણે એક વાર તેણે એક લાખ અને ચેંસી હજાર હથિયારબંદ તથા બખ્તરી સવારોના લશ્કર સાથે હિન્દોસ્તાનપર ચઢાઈ કરી હતી તેમ જ તેના દુશ્મનો પણ કેટલાક રાજાઓ હતા; કારણ કે, તેના સમયમાં પણ હિન્દોસ્તાનનો કોઈ પણ એક જ માલિક તો હતો જ નહિ. હું પોતે જ્યારે બહીરામાં આવ્યો હતો ત્યારે મારી પાસે પંદરસોથી બે હજાર માણસો જ હતા. આ પાણીપતની લડાઇમાં પણ નોકર, સોદાગર, જાગીરદાર અને જંગીઓ વગયરા બધાને ગણી લેવામાં આવે, તોપણ તેમની સંખ્યા સોળ કે સત્તર હજારથી વધારે થવાનો સંભવ નહોતો અને આ તો હું મારી મોટામાં મોટી ફોજ લાવ્યો હતો તેમ જ જે મુલ્કો એ વેળાયે મારા તાબામાં હતા અને અત્યારે પણ છે તે બદખ્શાન, કંદહાર તથા

કુન્દુજ મારા આ કામમાં મને કાંઈ પણ ફાયદો પહોંચાડી શકે અથવા તો મદદગાર થઈ શકે તેવી હાલતમાં છે જ નહિ; કિંબહુના એ મુલ્કોમાંના કેટલાક પ્રદેશો તો એવા છે કે જે પ્રદેશોને સંભાળવામાટે સામી કેટલીક મદદો આપવી પડે છે છતાં પણ ત્યાં બારે માસ અશાંતિ જ રહ્યા કરે છે. તુરાનના બીજા પ્રદેશો ઉઝબક સુલ્તાનો તથા ખાનોના કબ્જામાં છે કે જેઓ મારા કદીમી દુશ્મન છે અને જેમની ફૌજ એક લાખની કહેવાય છે. અહીં હિન્દોસ્તાનમાં બહીરાથી બિહાર સુધીના મુલ્કની બાદશાહી પઠાણો કરતા હતા અને તેમનો બાદશાહ ઇબ્રાહીમ લોદી હતો. ઇબ્રાહીમની ફૌજ પાંચ લાખની હોવી જોઇએ છતાં એક લાખની હતી તેનું કારણ એ હતું કે લડાઇની વેળાયે પૂર્વ ભાગના કેટલાક અમીરો બળવાખોર બની ગયા હતા અને તેથી લડાઇમાં તેમનાં લશ્કરોએ બિલ્કુલ હાજરી આપી નહોતી; છતાં પણ ઇબ્રાહીમની એક લાખ જેટલી ફૌજના મુકાબલામાં ઊભા રહેવામાં મેં તો એક જાતનો સટ્ટો જ કર્યો હતો; પણ ખુદાએ મારી મેહનતને ફોકટ નથી જવા દીધી અને ફતહોજફરથી મને સરફરાજ કરીને આટલા મોટા મુલ્કનો માલિક બનાવી દીધો છે એ ફક્ત ખુદાની મેહરબાનીનો જ નતીજો છે; મારા જોર અને મારી કુવ્વતનો આ અંજામ નથી; આ દૌલત મને મારી હિમ્મત તથા કોશિશોથી નથી મળી, કિન્તુ પરવરદિગારના ફજ્લોકરમથી જ મારા કદમોમાં આવી પડી છે. છતાં પણ હજી મારી બાદશાહત બેખૌફ છે એમ તો ન જ કહી શકાય; કારણ કે બાગી અને મગરૂર પઠાણો જરૂર બગાવત કરશે તેમ જ ગુજરાતનો સુલ્તાન, દક્ષિણનો બહમની બાદશાહ, માળવા અથવા મંડૂનો સુલ્તાન મહમૂદ ખિલજી, બંગાળાનો શાહ નુસરતશાહ તેમ જ ચિત્તોડ અથવા મેવાડનો રાણો સંગ્રામસિંહ તેમ જ વિજયનગરનો હિન્દુ રાજા કે જેઓ આઝાદીથી હુકૂમત કરનારા છે તેઓ મારા કાયમમુકામ બાદશાહે હિન્દોસ્તાન થવાના ઇરાદાને જાણ્યા પછી શાંત થઇને બેસી રહે અને કાંઈ પણ છેડછાડ ન કરતાં મારા માતહત થઈ જાય એમ માનવા માટે મારું દિલ મને ના પાડે છે, અને તેમાં પણ મેવાડનો રાણો સંગ્રામસિંહ કે જે મંડૂના બાદશાહોની બાદશાહીમાં ખલલ પડવાથી મંડૂ સાથે સંબંધ રાખનારા કેટલાક મુલ્કોને દબાવી બેઠો છે એટલે કે રણથંભોર, સારંગપુર, ભેલસા તથા ચંદેરી આદિ રાજ્યોને દબાવીને ચંદેરીને હિન્દુઓનું ઘર બનાવી ત્યાં મેદિનીરાય નામક પોતાના પ્રતિનિધિને કાયમ કરીને પોતાની બહાદુરી તથા તલ્વારના જોરથી ભયંકર થઈ પડ્યો છે તે સંગ્રામસિંહનો કુદરતી રીતે જ મારા મનમાં ખટકો થયા કરે છે. એટલા માટે જે બાદશાહત ખુદાતાલાએ મને બખ્શી છે તે બાદશાહતને ટકાવી રાખવા માટે અત્યારે જે ફૌજ મારી પાસે છે તેને પૂરતો સંતોષ આપવાની અને બીજી નવી મોટી ફૌજને ધીમે ધીમે તૈયાર કરી લેવાની સખ્ત જરૂરત છે, એ કોઈ પણ દાનિશમન્દ તથા આકિલ ઇન્સાન કહી શકે તેમ છે એટલે હવે વકતને જાયા ન થવા દેતાં જેમ બને તેમ ઊતાવળથી આ બંદોબસ્તના કામમાં લાગવું જ જોઇએ; કારણ કે, આગ સળગી ઊઠયા પછી કૂવો ખોદવા બેસવું નકામું છે.”

આ પ્રમાણેના નિશ્ચયપર આવીને બાદશાહ બાબર મોડી રાતે શય્યામાં પડ્યો અને માત્ર એક જ પ્રહર નિદ્રામાં વીતાડીને મસ્જિદના મીનારપરથી

મુલ્લાની અઝાંનો ધ્વનિ સંભળાતાં જ તે જાગ્રત થઈ ઝટપટ વઝૂ કરીને નમાજ પઢવાને બેસી ગયો. પ્રભાતમાં પોતાના સઘળા સિપાહસાલારો તથા સરદારોને દરબારમાં હાજિર થવા માટેનો બાદશાહે પોતાનો હુકમ કહાવી દીધો.

એક પ્રહર જેટલો દિવસ ચઢતાં સુલ્તાન ઇબ્રાહીમ લોદીના જનાના મહલમાં પત્થરના સ્તંભોવાળા દાલાનના ગુંબજની નીચે એક મોટો દરબાર ભરવામાં આવ્યો. બાદશાહના ફર્માન મુજબ શાહજાદો હુમાયૂન, તેના બે નવા મુસાહિબો અથવા મુહાફિઝો (પુરુષવેષધારિણી કમરપારા તથા ગુલંદામ), સિપાહસાલારો, અમીરો, અમીરુલ્ઉમ્રા, ઉમ્મા તેમ જ આગરાના કેટલાક ઇજ્જતવાળા જાગીરદારો આવીને દરબારમાં હાજિર થઇ ગયા અને પોતપોતાના ઓહદાને છાજતી જગ્યાયે બેસી ગયા. બાબરની ફૌજ પણ બાદશાહને સલામી આપવા માટે બાહ્ય ભાગમાં સફ સમારીને ઊભી હતી તેમ જ ગરીબ ગુરબા અને ફકીરો પણ બહાર ખયરાત લેવાની આશાથી ઊભા હતા. આમંત્રિત સર્વ સભ્યોના આવી ગયાની ચોબદારે બાદશાહને ખબર પહોંચાડી એટલે પછી થોડીવારમાં જ બાદશાહ બાબર શાહાના પોશાક તથા કર્રોફરથી દરબારમાં આવી લાગ્યો. ફૌજે સલામી આપી, કિલ્લાપરથી પચીસ તોપો છોડવામાં આવી અને સભાસદોએ ઊઠીને માન આપ્યા પછી બાબર ચોબદારોની નેકીના પોકારો વચ્ચે ત્યાં મધ્યભાગમાં ગોઠવી રાખેલા સુવર્ણાસનપર બેઠો. થોડી વાર સુધી સભામાં મૌન વ્યાપી રહ્યું અને ત્યાર પછી બાબરે એ મૌનનો ભંગ કરી ગંભીર મુદ્રા તથા ગંભીર વાણીથી પોતાના સિપાહસાલારો, સરદારો તથા અમીરોને સંબોધીને કહેવા લાગ્યો કે:-

"મારા જફરજંગ સિપાહસાલારો, મારી ઇજ્જતને વધારનારા સરદારો અને મારા શાહી દરબારને શોભાવનારા ઉમ્રા! મારા સાંભળવામાં આવ્યું છે કે આપણામાંના કેટલાક લોકો જે કાંઈ પણ માલોજર હાથ લાગે તે લઇને પાછા કાબુલ તરફ ચાલ્યા જવાનો વિચાર ચલાવી રહ્યા છે અને કેટલાકો તો સફરની તૈયારીમાં પણ લાગી ગયા છે; કારણ કે, અત્યારે ગરમીના દિવસો હોવાથી ઘોડામાટે દાણા તથા ચારો જોઇએ તેટલા જથ્થામાં મળી શકતા નથી, રૈયત નફરત તથા ગયરીયતથી બાગી થઇને ચોરી તથા લૂટફાટ કરવા લાગી છે અને લોકોની આવજાવ માટે રસ્તા હજી જારી નથી થઈ શક્યા; માત્ર એટલું જ નહિ, પણ કાબુલ સાથે સરખાવતાં અહીંની ગરમી ઘણી જ સખ્ત હોવાથી તેમ જ લૂ પણ લાગતી હોવાથી કેટલાક સિપાહીઓ પડી પડીને મરવા પણ લાગ્યા છે અને સારા સારા હિમ્મતવાળા અને બહાદુર મર્દો પણ પોતાની હિમ્મતને હારી બેઠા છે; માત્ર એટલું જ નહિ, પણ તેઓ હિન્દોસ્તાનમાં રહેવાને રાજી ન હોવાથી મારી રજા લીધા વિના જ બદના બોરિયા બાંધીને દુમ દબાવી બાગી જવામાટે તૈયાર થઈ બેઠા છે. મારા સાંભળવામાં આવેલી આ વાત જો સાચી હોય, તો નેહાયત અફસોસનો મુકામ છે; કારણ કે, આપણે અત્યાર સુધીમાં બેશુમાર જહમતો વેઠીને હિન્દોસ્તાનમાં આવ્યા છીએ અને ઇબ્રાહીમ લોદી જેવા જોરાવર દુશ્મનની એક લાખ જેટલી ફૌજને અને આપણી નાનકડી ફૌજના હાથથી શિકસ્ત અપાવીને જે પરવરદિગારે આપણા જાનોમાલને

સલામત રાખ્યાં છે અને આખા હિન્દોસ્તાનની શહનશાહત આપણને સોંપી દીધી છે, તે પરવરદિગાર હવે પછી આપણા જાનોમાલને નહિ બચાવે અને કાબુલમાં જવાથી આવનારું મૌત નહિ જ આવે, એમ માનવું તે કુફ્ર છે અને ખુદાતાલાની મેહરબાનીમાં ભરોસો ન રાખવા બરાબર છે. જ્યારે આપણી જહમતોના સારા ફળને ચાખવાનો સમય આવી લાગ્યો છે, તે વેળાયે હાથમાં આવેલા તે ફળને ફેંકી દેવું અને નામર્દની પેઠે ભાગી જવું એ તમારા જેવા મર્દોને મર્દને શોભાવનારું છે ખરૂં કે? જહમતો અને દિક્કતો વિના આરામ મળતો જ નથી. હું તમને વધારે કાંઈ પણ ન કહેતાં માત્ર એટલું જ કહેવા માગું છું કે જો તમારામાં મર્દાનગી હોય અને પરવરદિગારમાં તમારો ભરોસો હોય, તો મારી સાથેના સાથે જ રહેવાના મુસ્તકીમ ઇરાદાપર આવી જાઓ અને પાછા કાબુલ જવાની વાતને ભૂલી જાઓ. આમ હોવા છતાં પણ જો કેટલાકોની હિન્દોસ્તાનને છોડી જવાની જ મરજી હોય, તો તેઓ અત્યારે જ ખુશીથી ચાલ્યા જાય; હું તેમને જબરદસ્તીથી અટકાવવા નથી માગતો. હું તો હિન્દોસ્તાનમાં મારી બાદશાહતની ઇમારતના પાયાને મજબૂત કરી લીધા વિના કાબુલની દિશામાં પાછો નથી ફરવાનો તે નથી જ ફરવાનો.”

બાબરના આ દૃઢ નિશ્ચયાત્મક તથા ઉત્સાહવર્ધક ભાષણનું સર્વ સભાસદોનાં હૃદયોમાં એવું તો યોગ્ય પરિણામ થઈ ગયું કે જે સિપાહસાલારો, સરદારો તથા ઉમ્રા કાબુલ જવાને તૈયાર થયા હતા તેમનામાંના ઘણાખરાએ પોતાના તે વિચારને ત્યાગીને બાબર સાથે હિન્દોસ્તાનમાં જ રહેવાનો નિશ્ચય કરી લીધો અને પોતાનો તે નિશ્ચય બાબરને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી પણ દીધો. માત્ર ખાજા કલાં તેમ જ ખાજા મીર મીરાન કોઈ પણ રીતે હિન્દોસ્તાનમાં રહેવાને રાજી ન હોવાથી તેમને બાદશાહે જ્યારે જવા માટેની તેમની ઇચ્છા હોય તે વેળાયે જવાની પરવાનગી આપી દીધી, અને ત્યાર પછી કેવળ વાચાળતાથી નહિ, કિન્તુ વ્યાવહારિકતા કિંવા પ્રત્યક્ષ કૃતિથી તેમનાં મનોને સંતુષ્ટ કરવાના હેતુથી બાબર બોલવા લાગ્યો કેઃ—

“પાણીપતની યાદગાર લઢાઇમાં ફતહ મેળવ્યા પછી મેં આપણી ફોજને દિલ્લી વિના કયાંય પણ લૂટ કરવા દીધી નથી અને દિલ્લીમાં પણ લૂટ માટે અડધા દિવસ કરતાં વધારે વક્ત ફોજને અપાયલો ન હોવાથી તે લૂટમાં મળવો જોઇએ તેટલો માલ મળી શક્યો નથી એટલા માટે જો આપણા ફોજી સિપાહો તથા ફોજી અફસરોનાં દિલ માયૂસ થયાં હોય, તો તે સ્વાભાવિક છે, અને તેથી આજે તેમની એ માયૂસીને દૂર કરવા માટેનો મારે ઇલાજ કરવાનો છે. તે ઇલાજ એ છે કે દેહલીના શાહી ખજાનામાંથી, આગરાના શાહી ખજાનામાંથી, દેહલીમાંની લૂટમાંથી અને મર્હૂમ સુલ્તાન ઇબ્રાહીમ લોદીની છાવણીમાંથી જે માલોજર અને બીજી ચીજો મારા હાથમાં આવી છે, તે સર્વ હું મારા સિપાહો, અફસરો તથા સરદારો અને અમીરોને તેમની લાયકી તથા તેમના દરજ્જા મુજબ વ્હેંચી આપવા માગું છું અને ગઈ કાલે રાત્રે એની મેં આ ફેહરિસ્ત પણ તૈયાર કરી રાખી છે. આ ફેહરિસ્તમાં મારા શાહજાદા હુમાયૂનને પણ મેં એક મોટા દરજ્જાનો ફોજી અફસર જ ગણેલો છે એટલે તેના નામને જોઇને કોઇએ પણ મુતઅજ્જિબ થવાનું નથી.”

આ પ્રમાણે બોલીને બાદશાહ બાબરે તે ફેહરિસ્ત ખજાનચીના હાથમાં આપી દીધી અને ખજાનચીએ બુલંદ આવાજથી દરબારના મધ્યભાગમાં ઊભા રહીને તે ફેહરિસ્ત સર્વ સભાસદોને વાંચી સંભળાવી. તે ફેહરિસ્ત બહુ લાંબી હોવાથી જો અહીં આપાંગુ તેનો સાર માત્ર આપીશું તો તે જ સંપૂર્ણ થઈ પડશે. હુમાયૂનને એ બખ્શીશનામાની ફેહરિસ્ત મુજબ ૭૦ લાખ રૂપિયા શાહી ખજાનામાંથી અપાયા તેમ જ બે ખજાના આખા ગણ્યા વગર આપવામાં આવ્યા; કેટલાક અમીરો, સિપાહસાલારો તથા સરદારોને અનુક્રમે દશ લાખ, આઠ લાખ, સાત લાખ અને છ છ લાખ રૂપિયાની રકમો અપાઈ તેમ જ ફોજમાં જે અફગાન, હજારા, આરબ અને બલોચ તેમ જ બીજી જાતિઓના જેટલા પણ સિપાહીઓ હતા તે સર્વને તેમની યોગ્યતાનુસાર ખજાનામાંથી ઇનામો અપાયાં; માત્ર એટલું જ નહિ, પણ લશ્કરમાં જે સૌદાગર, તાલિબે ઇલ્મ (વિદ્યાર્થીઓ) તેમ જ બીજા લોકો હતા તેમને પણ બખ્શીશ તથા ઇનામથી પૂરેપૂરા નવાજવામાં આવ્યા. જે સિપાહોને પંજાબમાં છોડવામાં આવ્યા હતા તેમ જ જે સિપાહો કાબુલમાં હતા તેમનાપર પણ ઇનામો તથા બખ્શીશો મોકલવામાં આવ્યાં. બાબરના બીજા શાહજાદાઓ કામરાન, અસ્કરી તથા હિન્દાલને અનુક્રમે સત્તર તથા પંદર પંદર લાખની તેમ જ મોહમ્મદ જમાન મીરજાને પંદર લાખની રકમ ઇનામ તરીકે મોકલવામાં આવી. એ ઉપરાંત નાનાં મોટાં સઘળાં સગાંસંબંધીઓ માટે પણ રૂપિયા, અશરફી, જવાહિર તથા લોંડીઓ અને ગુલામો સૌગાત તરીકે મોકલાયાં. ત્યાંના અમીરો તથા તેમના સિપાહીઓ માટે મોટી મોટી રકમો મોકલાઇ. સમરકન્દ, ખુરાસાન, કાશગર અને ઇરાકમાં જે ભાઇબંદ તથા રિશ્તેદારો હતા તેમના માટે પણ સૌગાતો રવાના કરાઇ. મૌલવીઓ તથા મુલ્લાઓ ખુરાસાન તથા સમરકન્દમાં હોવાથી તેમના માટે પણ ત્યાં ભેટસૌગાતો ગઈ. મક્કા તથા મદીનામાં પણ નાણાંની થેલીઓ પહોંચાડવાનો બંદોબસ્ત થઇ ગયો; માત્ર એટલું જ નહિ, પણ કાબુલના મુલ્કમાં જેટલાં પણ મર્દો, ઔરતો તથા બચ્ચાં હતાં તે સઘળાંને પણ એક એક શાહરુખી (આપણી આઠ આનીની બરાબરીનો ચાંદીનો સિક્કો) પહોંચાડવાની ગોઠવણ કરી દેવામાં આવી. ચાંદખાં તથા નજીરુદ્દીનને આ ફેહરિસ્ત મુજબ ખાસ મેહરબાની તરીકે એક એક લાખ રૂપિયા રોકડા અને કેટલાક જેવરો (હીરા, મોતી તથા સોનાના અલંકારો) અપાયા. ખાજા કલાં પાસે નોકરોની સંખ્યા સારી હોવાથી અને તે કાબુલ જવાનો હોવાથી ત્યાં જે ભેટ સોગાતો લઇ જવાની હતી તેમને લઇ જવાનો ભાર તેના શિરપર નાખવામાં આવ્યો તેમ જ ત્યાંનાં ગજની, ગુરદેજ તથા સુલ્તાન મસઊદીનો હજારો એ ત્રણ સ્થાનો તેને આપવા ઉપરાંત હિન્દુસ્તાનમાંનું ત્રણથી ચાર લાખની વાર્ષિક ઉપજનું કહરામ પ્રગણું પણ આપી દીધું. ખાજા મીરમીરાન પણ કાબુલ જવાનો હોવાથી કેટલીક સૌગાતોને ત્યાં પહોંચાડવાનું કામ તેને સોંપવામાં આવ્યું અને મુલ્લા હસન સર્રાફ તથા બે હિન્દુ નોકરોને તેની તહનાતમાં રાખી આપવામાં આવ્યા. બાબરની આ હાતમદિલીને જોઇને સભાસદો આશ્ચર્યથી સ્તંભિત તથા દિગ્મૂઢ જ થઇ ગયા.

એ ઉપરાંત ઘોડા તથા હથિયાર આદિનાં જે ઇનામો અપાયાં તે આ

પ્રમાણેનાં હતાં-હુમાયૂનને એક ચારકુબ્ર, કમરશમ્શીર અને સોનેરી જીન સાથેનો ઘોડો અપાયાં; ચાંદખાં(કમરપારા)ને એક જડાઉ ખંજર, નજીરૂદ્દીન-(ગુલંદાસ)ને એક જડાઉ કટાર; હસન તયમૂર, સુલ્તાન મહદી ખાન તથા મહમ્મદ સુલ્તાન આદિને ચારકુબ્વ, કમરશમ્શીર તથા કમરખંજર તેમ જ બીજા અમીરો તથા જવાંમર્દોને પણ દરજાવાર ઇનામો આપવામાં આવ્યાં.

આ ઇનામો વ્હેંચવામાં હિન્દોસ્તાનના મુગલવંશીય નવીન બાદશાહ બાબરશાહે સોના તથા ચાંદીના સિક્કાને તેમ જ બીજી કીમતી ચીજોને કાંકરા તથા પત્થર પ્રમાણે ઉડાવીને પોતાની ઉદારતાનો એવો તો પરિચય કરાવ્યો કે એવી ઉદારતા અતઃપૂર્વ હિન્દોસ્તાનના બીજા કોઇપણ બાદશાહે કદાપિ દર્શાવી હોય એનો હિન્દુસ્તાનના ઇતિહાસમાં ક્યાંય પણ ઉલ્લેખ નથી. કેટલાક ઇતિહાસકારોનો એવો અભિપ્રાય જોવામાં આવે છે કે જો બાબરનો પણ તયમૂર પ્રમાણે હિન્દુસ્તાનને થોડા વખતમાં છોડીને પુનઃ પોતાના દેશમાં ચાલ્યા જવાનો વિચાર હોત, તો તો આ ધનમાલને ફનાફાતિયા કરી નાખવાનો ધંધો તેને શોભાવનારો થઈ પડત; પરંતુ પ્રથમથી જ તેનો હિન્દુસ્તાનમાં કાયમમુકામ (સ્થાયી) થવાનો નિશ્ચય હોવા છતાં પણ તેણે પાણીપતમાં પોતાને મળેલા મહત્તમ વિજયના સ્મરણાર્થે સર્વને આવી રીતે બખ્શીશો, ભેટો અને સોગાતો આપીને પ્રસન્ન કર્યા હતા એ તેની ઉદારતાનું વિલક્ષણ સ્વરૂપ જ કહી શકાય. એ દિવસથી આવા ઉડાઉપણાના કારણથી બાદશાહ બાબરને લોકો ‘શાહ કલન્દર’ અથવા ‘મસ્ત કલન્દર’-ના બીજા નામથી ઓળખવા લાગ્યા. કલન્દર ફકીરોની એક જાતિ છે અને કલન્દર જાતિના ફકીરોનો ઘરબાર, ઔરત, બાલબચ્ચાં તથા દોસ્ત આશના તેમ જ ધનમાલના લોભને ત્યાગી હાથમાં જે હોય તે ઉડાવી દઇને માથાના તેમ જ દાઢી મૂછોનાં વાળોને મુંડાવી નાખીને ગમે ત્યાં ભટકયા કરવું અને ખુદા જે કાંઈ આપે તે ખાવું, એ પ્રમાણેનો ધર્મ હોવાથી બાબરને જે ‘કલન્દર’ ઉપનામ મળ્યું હતું તે કેટલેક અંશે યોગ્ય જ હતું; કિંબહુના અમો તો એમ જ કહીએ છીએ કે બાબરનો ઈશ્વરમાં અવિચલ વિશ્વાસ હોવાથી જ તેણે આવી ઉદારતા દર્શાવી હતી અને તેથી તે એક ખરો મુસલ્માન અથવા બીજા શબ્દોમાં કહીએ તો ‘નૂરે ઇસ્લામ!’ હતો. દરબાર બર્ખાસ્ત થયો અને સર્વ સભાસદો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૯ મું

## યમુનાવિહાર અને પ્રણયનો અધિકાર

સંધ્યાનો રમણીય સમય હતો; સંધ્યાસમયને રમણીય કહેવાનું કારણ એ છે કે ગ્રીષ્મઋતુમાં સૂર્યનારાયણનું સ્વરૂપ અત્યંત પ્રચંડ થતું હોવાથી અને તેમનાં કિરણો અત્યંત તીવ્ર થઇને કેવળ મનુષ્યોને જ નહિ, કિન્તુ જલચર, સ્થલચર તથા ખેચર આદિ પ્રાણીઓને એટલે કે સર્વ પશુપક્ષીઓને પણ દગ્ધ કરી નાખવાનો વ્યવસાય ચલાવતાં હોવાથી ‘અતિ સર્વત્ર વર્જયેત્’ના ન્યાયથી સૂર્યનારાયણ વિશ્વપ્રકાશક હોવા છતાં પણ સર્વ પ્રાણીઓ ગ્રીષ્મકાળમાં સૂર્યના પ્રચંડ તાપથી

કંટાળીને શીતાંશુ ચંદ્રદેવના સુખદ આગમનને સૂચવનારી સંધ્યાની પ્રતીક્ષા કર્યા કરે છે; કારણ કે, શીતલતાનો પરિચાયક હોવાથી ગ્રીષ્મઋતુનો સંધ્યાસમય તેમને અતિશય રમણીય ભાસે છે અને તેમાં પણ આગરા આદિ મધ્યભારતીય પ્રદેશોમાં તો ગ્રીષ્મઋતુમાં સૂર્યનારાયણ સાક્ષાત્ અગ્નિદેવના સ્વરૂપને ધારતા હોવાથી ત્યાંના લોકોને નિદાઘનો દિવસ યુગ જેવો થઈ પડતાં જો તેઓ રમણીય સંધ્યાકાળ તથા સ્પૃહણીય ચંદ્રમાના ઉદયની કાકદૃષ્ટિથી પ્રતીક્ષા કરે તો તે સર્વ પ્રકારે સ્વાભાવિક જ કહી શકાય તેમ છે; કારણ કે, જેવી રીતે શરદૃઋતુમાં અગ્નિ કિંવા ઉષ્ણતા અમૃત તુલ્ય મનાય છે તેવી જ રીતે ઉષ્ણતાના સમયની સત્ય સુધા શીતલતા જ કહેવાય છે. સારાંશ કે, દિવસના અન્તને અને રાત્રિના આગમનને સૂચવનારો અથવા તો દિવસ તથા રાત્રિના સંધિને દર્શાવનારો મનોરંજક રમણીય સમય આવીને ઉપસ્થિત થયો હતો અને તેથી સમસ્ત દિવસના તાપના પરિતાપને શીતલ જળના સ્નાન તથા શીતલ વાયુના સેવનથી નિવારવા માટે અનેક લોકો યમુનાના જલમાં અવગાહન કરતા તથા યમુનાના તીરપ્રાંતમાં ભ્રમણ કરતા દૃષ્ટિગોચર થતા હતા. કેટલાક અમીરો તથા સાધનસંપન્ન લોકો પોતપોતાની નૌકાઓમાં બેસીને નૌકાવિહારના આનંદના ઉપભોગ સાથે નાના પ્રકારનાં શીતલ પેયોના પાનથી તપ્ત શરીરોને શીતલતાનો સાક્ષાત્કાર કરાવતા દેખાતા હતા. બાદશાહ બાબર પણ આજે દરબારમાં થયેલા પરિશ્રમથી મુક્ત થવાના તેમ જ ઉષ્ણતાની પીડાને શમાવવાના ઉદ્દેશથી એક બૃહત્ તથા સુંદર નૌકામાં બેસીને પોતાના કેટલાક અમીરો સહિત શીતલ મદ્યોનું સેવન કરતો યમુનાવિહારમાટે નીકળ્યો હતો; પરંતુ એ નૌકામાં આજે શાહજાદો હુમાયૂન તેની સાથે નહોતો; કારણ કે, તેણે એક ભિન્ન નૌકામાં ચાંદખાં તથા નજીરૂદ્દીન (કમરપારા તથા ગુલંદામ) સાથે યમુનાવિહારની વ્યવસ્થા કરાવી હતી. આ ભિન્ન વ્યવસ્થા કરાવવાનું કારણ એ હતું કે પાણીપતની રણભૂમિમાંથી આગરા આવતાં માર્ગમાં જે સમય વીત્યો તે સમયમાં તેમ જ આગરામાં આવ્યા પછી જે દિવસો વીત્યા તેમાં હુમાયૂનનો પોતાના એ બે સમવયસ્ક, સમસ્વભાવ તથા સ્વરૂપસુંદર અંગરક્ષકોમાં અને તેમાં પણ વિશેષતાથી ચાંદખાં એટલે કે કમરપારામાં એવો અને એટલો તો ગાઢ પ્રેમ બંધાઈ ગયો હતો કે તેમનાથી તે એક નિમેષમાત્રને માટે પણ ભિન્ન રહી શકતો નહોતો. હુમાયૂનનો ચાંદખાં અથવા કમરપારામાં જે આટલો બધો પ્રેમ બંધાયો હતો તે એટલામાટે કે ચાંદખાં અથવા કમરપારાએ તેને પોતાના શૌર્ય, વીરતા તથા નિર્ભયતા આદિ પુરુષોચિત ગુણોનો પરિચય કરાવવા સાથે અવકાશના સમયમાં પોતાના મધુર કંઠ તથા અદ્વિતીય સંગીતકૌશલ્યનો એટલે કે સંગીત નામક પોતાની કોમળ કળાનો પણ યથાર્થ પરિચય કરાવ્યો હતો, અને બાબરની પેઠે હુમાયૂન પણ સંગીતનો સારો શોકીન હોવાથી કમરપારાની એ કળાએ તેના મનને એવું તો મુગ્ધ બનાવી દીધું હતું કે જ્યારે પણ અવકાશ મળે ત્યારે તે કમરપારાના ગીતારના સ્વર સાથેના સંગીતને સાંભળવામાટે તત્પર જ રહ્યા કરતો હતો. આજે પણ નૌકામાં ચાંદખાં અથવા કમરપારાના સંગીતને સાંભળવાની તેની ઇચ્છા પ્રબળ થવાથી 'જો કિબ્લગાહ સાથે આપણે નૌકામાં જઇશું તો ત્યાં શરાબનોશીની ધામધૂમ તથા બીજા અમીરો

સાથેની વાતચીત ચાલતી રહેવાથી આપણે જે આનન્દને મેળવવા માગીએ છીએ તે આનન્દને આપણે મેળવી શકીશું નહિ અને તેથી એક જુદી નૌકામાં બેસીને જ યમુનાની સયર કરવી એ જ આપણામાટે વધારે સારું છે;' એમ ધારીને હુમાયૂને પોતામાટે ભિન્ન નૌકાનો પ્રબંધ કરાવ્યો હતો. આ કારણથી હુમાયૂનની નૌકામાં પાંચ કે છ નાવિકો, બે ગુલામ, ચાર બાંદીઓ અથવા લૌંડીઓ, ચાંદખાં તથા નજીરુદ્દીન (કમરપારા તથા ગુલંદામ) અને તે પોતે મળીને ચૌદ કે પંદર વ્યક્તિઓ જ હતી. ખાદ્ય તથા પેય પદાર્થો પૂર્ણ પરિમાણમાં તેમણે નૌકામાં સાથે લઈ લીધા હતા.

હુમાયૂનનો મધ્યરાત્રિ પૂર્વે પાછા ફરવાનો વિચાર ન હોવાથી સંધ્યાનો અંત થઇ ગયો અને રાત્રિના આરંભને સૂચવનારા અંધકારનો વિશ્વમાં વિસ્તાર થવા માંડ્યો ત્યારે જ તેણે નાવિકોને દીપકો પ્રકટાવીને નૌકાને હંકારવા માટેની આજ્ઞા સંભળાવી; કારણ કે, એ જ્યેષ્ઠ માસની શુકલા દ્વિતીયાની નિશા હોવાથી અલ્પકાળમાં જ કૃષ્ણપક્ષની અમાવાસ્યાની રાત્રિ સમાન અંધકાર વ્યાપી જવાનો સંભવ હતો અને તેથી દીપકોના પ્રકાશ વિના ચાલી શકે તેમ હતું જ નહિ. શાહજાદાની આજ્ઞા પ્રમાણે નાવિકો હજી તો દીપકોને પ્રકટાવતા હતા એટલામાં જ ગાઢ અંધકાર વ્યાપી ગયો અને ત્યારપછી દીપકોના પ્રકાશવડે અંધકારને ભેદતી, દીપકોની પ્રતિચ્છાયા અથવા દીપોના પ્રતિબિંબવડે યમુનાના કૃષ્ણ જલપ્રવાહમાં દીપકોની એક નવીન માયાવી સૃષ્ટિને ઉત્પન્ન કરતી, જલના તરંગોને પ્રેમપૂર્વક આલિંગન આપતી અને જાણે આનન્દની અતિશયતાથી ડોલી રહી હોયની તેવી રીતે જળના પ્રવાહમાં વારંવાર ડોલતી તથા વારાંગના સમાન નૃત્યના ભાવને દર્શાવતી હુમાયૂનની નૌકા યમુનાના વારિપ્રવાહમાં વાયુની સહાયતાથી તીરપ્રાન્તને ત્યાગીને આગળ વધવા લાગી. નૌકા આગળ ચાલવા લાગી એટલે હુમાયૂને ચાંદખાં અથવા તો કમરપારાને સંબોધીને કહ્યું કે:—

"દોસ્ત ચાંદ! હવે તારા ગીતારના તારોને મેળવવાની શરૂઆત કરી દે અને આપણી નૌકા આ વસતીવાળા ભાગને છોડીને આગળ વધી જાય એટલે પછી કોઇએક એવી ચીજને છેડી દે કે જે સાંભળવાથી દિમાગ તર થાય અને દિલ બાગ બાગ થઇ જાય! દોસ્તેમન્, હું તારા ગાનાનો દિલોજાનથી મુસ્તાક છું; તારો આ હુનર શમા છે અને હું તે શમાપર પડીને બળી જનારો પરવાનો બેબાક છું!"

"બળી જાય હુજૂરના દુશ્મનો! ખરું પૂછો તો મારા હુનરની આપ આટલી બધી તારીફ તથા કદ્ર કરો છો તે પાસે મહબ્બતનો અંજામ છે; આપની હાતમદિલીનો નતીજો છે અને આશક મિજાજીનો અથવા જોશે જવાનીનો હંગામ છે! મારા હુનરથી જો હુજૂરનું દિલ બાગ બાગ થતું હોય, તો હર વક્ત આ ગુલામ પોતાના અદના હુનરથી આકાના દિલને ખુશ કરવાને તૈયાર છે; કારણ કે, આ ચાંદ હુજૂરની કદ્રદાનીપર નિસાર છે, હુજૂરના હુકમનો તાબેદાર છે." આવી રીતે નમ્રતા દર્શાવીને ચાંદખાં અથવા કમરપારાએ ગીતારના તારોને મેળવવાના કાર્યનો આરંભ કરી દીધો.

ગીતારના તારને મેળવતાં કમરપારાને કાંઇક વિલંબ થવાથી હુમાયૂને અધીરતાથી પૂછ્યું કે: "કેમ ચાંદ! આજે તારો જલ્દી નથી મળતા?"

એના ઉત્તરમાં કમરપારા વ્યંગ્યાત્મક ભાવથી કહેવા લાગી કે: "શાહજાદા સલામત! આ ગીતારના તારોની તબીયત આશક તથા માશૂકાની તબીયત જેવી હોવાથી જેવી રીતે કેટલીક વાર આશક તથા માશૂકાની તબીયતના તાર તરત મળી જાય છે અને કેટલીક વાર તેમની તબીયતના તારોને મળતાં વાર પણ થાય છે; તેવી જ રીતે ગીતારના તારો પણ કોઈ વાર ઝટ મળી જાય છે અને કોઈ વાર તેમને મળતાં વાર પણ થાય છે. હવે તારો મળી જવાની તૈયારી છે; કારણ કે, હવે છેલ્લા તારને જ મેળવવાની બાકી હાડમારી છે. પણ ગરીબ-પરવર, આ નજીરૂદ્દીન પણ ગાવાના હુનરમાં યકતાયે જમાના હોવાથી આજે એક ચીજ એના મુખથી પણ સાંભળો, એવી મારી આપને ખાસ ભલામણ છે. હું ગીતાર વગાડીશ અને એ ગાશે."

"જ્યારે એમ જ હતું તો આટલા દિવસ નજીરૂદ્દીને પોતાના એ અજીબ હુનરને છુપાવીને જે ગુનાહ કર્યો છે તે ગુનાહની એને સજા આપવી જોઇએ, અને તે સજા એ જ છે કે આજે એ પોતાના હુનરને દિલોજાનથી ખુલ્લો કરી બતાવે અને શાદમાનીનો એક નવો રંગ જમાવે." હુમાયૂને કમરપારાની ભલામણને સ્વીકારીને પોતાની અનુમતિ દર્શાવી.

ગીતારના તારો મળી ગયેલા હોવાથી કમરપારાએ ગીતારને વગાડવાનો આરંભ કરી દીધો અને ગીતારના તારસ્વર સાથે પોતાના મધુર કંઠસ્વરને મેળવીને ગુલંદામ નિમ્ન સંગીત ગાવા લાગી:—

**ગજલ**

"યે કહાંથી મેરી કિસ્મત તૂ નેકકાર હોતા;
ન કિસીકા દિલ દુખાતા ન જફાશઆર હોતા:-યે
તેરે જુલ્મે નારવાંકી જો ન હોતી ખલક શાકી;
તો ખુદા કે સામને ભી ન તૂ શર્મસાર હોતા:-યે
તૂ સિતમરો દરગુજરતા મયેં વફાપે જાન દેતી;
તેરે દિલમેં રહમ હોતા, મેરે દિલમેં પ્યાર હોતા:-યે
જો હો શૌકે કારે એહસન તો હો જાંનિસારે એહસન;
કે ઉમ્મીદવારે એહસન નહીં શર્મસાર હોતા:"-યે

ગુલંદામ સંગીતકળા અથવા તો ગાનવિદ્યામાં કમરપારા જેવી નિષ્ણાત તો નહોતી જ; પરંતુ તેના કંઠમાં એક પ્રકારની એવી તો અલૌકિક તથા અવર્ણનીય મધુરતા અને સ્વાભાવિક સ્વરૈક્તા રહેલી હતી કે તેના યોગે તેનું સંગીત શ્રોતાને બહુ જ મનોહર તથા આકર્ષક ભાસતું હતું. હુમાયૂન પણ તેના એ સંગીતને સાંભળીને તેમ જ સંગીતના આશયની ગંભીરતાને અનુભવીને મોહમુગ્ધ થઈ ગયો અને તેથી તેને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે:-

"શાબાશ, નજીરૂદ્દીન! શાબાશ; જેમ તારું નામ નજીર છે તેમ તારું ગાવાનું કામ પણ નજીર છે. હું ધારું છું કે કોઈ બેવફા અને સિતમગર આશકની વફાદાર અને બામહબ્બત માશૂકાના દિલમાં ભડકી રહેલી છુપી આતિશને આ અલ્ફાજના આકારમાં બહાર કાઢવાની શાયરે આ ગજલમાં કોશિશ કરેલી છે અને મારી સમજ મુજબ શાયરનો એ મકસુદ પૂરેપૂરો બર આવ્યો છે. અફસોસ!

જે કોઈ પણ બદનસીબ અને મહબ્બતઆરાના માશૂકાનો એવા સિતમશઆર, સંગદિલ અને હવસપરસ્ત કમઅક્લ આશક સાથે પાલો પડી જાય છે; તે માશૂકા જો અસ્મતપનાહ હોય તો બલ્કે જહાનની ન રહેવાથી તેના મોઢામાંથી તાઉમ્ર આતિશના આવા જ શોઅલા નીકળતા દેખાય છે. પરવરદિગાર એવા નાતરસ બેવફા આશકોને જહન્નમવાસિલ કરે અને રશ્કેહૂર, બાવફા અને ઇલ્ફતપરસ્ત માશૂકાઓની સઘળી મુરાદો પૂરી કરે!"

ગુલંદામે પોતાના શિરપર વીતેલી ઘટનાને અને તેના યોગે પોતાના હૃદયમાં ઉદ્ભવેલા શોકમય ભાવોને મુખદ્વારા બહાર કાઢીને પોતાના હૃદયમાં બળતા પશ્ચાત્તાપના પાવકને કેટલેક અંશે શાંત કરવાના ઉદ્દેશથી ઉપર્યુક્ત ગજલ ગાઈ હતી અને તેનો તે ઉદ્દેશ કમરપારાના લક્ષમાં આવી ગયો હતો; પરંતુ હુમાયુન ગુલંદામની સત્ય જાતિ, સત્ય સ્થિતિ તથા સત્ય પ્રકૃતિથી સર્વથા અજ્ઞ હોવા છતાં પણ સ્વાભાવિક તેના મુખમાંથી એવા અનુકંપાદર્શક ઉદ્ગારો નીકળી ગયા કે તેના એ ઉદ્ગારો સાંભળીને ગુલંદામના અંતઃકરણમાં અધિક આઘાત થતાં તેનાં નેત્રોમાં નીર ભરાઇ આવ્યું અને તે નિરાશાદર્શક નિશ્વાસ નાખતી નિરાશાની અંધકારાવૃત્ત ભયાનક માનસિક અટવીમાં ભ્રમણ કરવા લાગી. પણ ક્ષણ બે ક્ષણમાં જ વર્તમાન પરિસ્થિતિનું સ્મરણ થતાં તેણે પોતાના અંતઃશોકને અંતરમાં જ શમાવી દીધો અને બળાત્કારે શાંતિના ભાવને દર્શાવીને સ્વાભાવિકતાથી કહેવા માંડયું કે:-

"શાહજાદા સલામત ! શાહી ખાન્દાનમાં પયદા થવા છતાં આપનું દિલ આવું મોમ જેવું નર્મ છે અને આપ આવા નાજુક ખિયાલાતને પણ આટલી બારીકીથી સમજી શકો છો એ જોઇને આ ખાદિમને ઘણી જ અજાયબી થાય છે. ખરેખર એવા બેવફા અને નાતરસ સયદેહવસ આશકના પાલે પડેલી બદ-કિસ્મત રશ્કેકમર બાવફા માશૂકાની હાલત કાબિલે રહમ થઇ પડે છે એમાં કોઇ પણ જાતનો શક નથી. પરવરદિગાર એવી માશૂકાઓના સરપર બારિશે-રહમ વર્ષાવે અને તેમના ઇશ્કે મજાજીને ઇશ્કે હકીકીના રૂપમાં પલટાવીને પર-સ્તારે આશકમાંથી પરસ્તારે હક બનાવે !!"

"આમીન !" એ શબ્દથી હુમાયૂને ગુલંદામના વિચારો સાથે પોતાની સંમતિ હોવાનું દર્શાવીને પછી કમરપારાને કહ્યું કે: "હવે આ નજીરુદ્દીનને જરા આરામ લેવા દે અને તારા દિલપજીર હલકમાંથી બહરે સરોદને બાહર વહેવા દે."

"જેવું શાહજાદા સલામતનું ફર્માન !" આ પ્રમાણેનો વિવેક દર્શાવીને કમ-રપારાએ નિમ્ન સંગીતને અંતઃકરણની સંવેદનાપૂર્વક ગાવાનો આરંભ કરી દીધો:-

ગજલ

"યે રંગ લાયા હય ખૂન જમકર, જિગરકે ઊપર કદમકે નીચે;
બસ અબ લગાના પડેગા નશ્તર, જિગરકે ઊપર કદમકે નીચે-યે.
ખલિશ કરેગા જિગરમેં પયદા, ન રખને દેગા કદમ જમીંપર;
યે ગમ ખટકતા હય ખાર બનકર, જિગરકે ઊપર કદમકે નીચે-યે.
ફિરા હય પાની હવાસો દિલપર, ભઁવરમેં હય પાંઉઓંકી કિશ્તી;
કે મોજજન હય વહાં સમન્દર, જિગરકે ઊપર કદમકે નીચે-યે.

કરેંગી જબ્તે ફુગાં કહાં તક, મચેં કર ચુકી પયરવી યહાં તક;
કે આબલે પડ ગયે સરાસર, જિગરકે ઊપર કદમકે નીચે"–યે.

આ ગજલને સાંભળીને અને તેમાં સમાયલા આશયનો વિચાર કરીને હુમાયૂન કહેવા લાગ્યો કે: "દોસ્ત ચાંદ, આજની તારી આ ગજલને સાંભળીને અને તેમાં સમાયલા આશયનો વિચાર કરીને મને અત્યારે તે ગજલનું સ્મરણ થઈ આવે છે કે જે ગજલ અમારી એક ગુલરુખસાર અને ગયરતે કમર તાતારી બાંદી કમરપારાએ જ્યારે મર્હૂમ આલમખાન કાબુલમાં મારા કિબ્લગાહ પાસે મદદ માગવાને આવ્યો હતો તે વેળાયે 'બાગેવફા'માં બુલબુલ જેવા હલ્કથી ગાઈ સંભળાવી હતી અને જે ગજલની શરૂઆત હું ન ભૂલતો હોઉં તો, 'ગરીબોંકા ભી કોઈ આસરા હોતા તો કયા હોતા;' આ પ્રમાણેના શબ્દોથી થતી હતી. દોસ્ત ચાંદ, હું જ્યારે પણ તારા બદનને, તારા ચહેરાને અને તારી અદાને જોઉં છું તેમ જ તારા દિલ્પજીર હલ્કમાંથી નીકળતા સરોદને સાંભળું છું ત્યારે તે તાતારી બાંદી કમરપારામાં અને તારામાં એ બધી બાબતોમાં મને એટલું બધું મળતાપણું દેખાઈ આવે છે કે તે ઓરત હતી અને તું મર્દ છે એટલા તફાવતને બાદ કરીએ તો જાણે પરવરદિગારે તમો બન્નેનાં શરીરોને એક જ સાંચામાં ઢાળીને બનાવ્યાં હોયની! એમ જ મને ભાસ્યા કરે છે. ગીતાર વગાડવામાં કમરપારા પણ તારી પેઠે જ યકતાયે જમાના હતી અને તે બાંદી હોવા છતાં તેની તબીયત, ખાસીયત તથા આદાતો બિલ્કુલ અમીરાના હતી. તે ઇન્સાન નહિ, પણ જન્નતની હૂર હતી; કારણ કે, હુસ્નઆરા હોવા સાથે તે અસ્મતશઆરી અથવા પાકદામાનીથી પણ મામૂર હતી."

"શાહન્શાહે આલમ, એક મામૂલી બાંદીની આપ નામદારની જબાને મુબારિકથી આટલી બધી તારીફ સાંભળીને મને હયરત થાય છે; કારણ કે, આ તારીફમાં અંદરની મહબ્બતનો રંગ પણ મળેલો છે એમ આપની હમ્દર્દી તથા બોલવાની ઢબથી સાફ દેખાય છે. ગુસ્તાખી થતી હોય તો મોઆફ કરશો, પણ આ ફિદવીને તો એમ જ લાગે છે કે આપ નામદાર તે હુસ્નઆરાની નિગાહે મહબ્બતના શિકાર થયા છો; તે દિલરૂબા સનમના આશકે જાંનિસાર થયા છો, તે દિલરૂબાના દિલદાર થયા છો એટલે એ કારણથી હસીન મર્દોમાં પણ તમારી આંખોને તમારી તે માશૂકાની શકલો શબાહત દેખાયા કરે છે; મજનૂની આંખમાં લયલી જ તરે છે." કમરપારાએ વિનોદના સ્વરૂપમાં હુમાયૂનના મનોભાવને વિશેષ પરિમાણમાં જાણી લેવાના આશયથી આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"મારા મુશ્ફિકે ગમગુસાર અને રફિકે જાંનિસાર! તે બાંદીની અત્યારે મારી જબાન જે તારીફ કરી રહી છે તેમાં મારી અંદરની મહબ્બતનો રંગ મળેલો છે; હું તે માહપારાની મહબ્બતનો તેમ જ નિગાહેનાજનો શિકાર થયો છું અને તે દિલરૂબા સનમનો આશકે જાંનિસાર થયો છું, એ તારી માન્યતા બિલ્કુલ ખરી છે; પરંતુ કમરપારાને એક મામૂલી બાંદી માની લેવામાં તે માહરૂની તારી જબાનથી તૌહીન થાય છે, અને એ તારી એક સખ્તમાં સખ્ત અને જેની મોઆફી ન આપી શકાય તેવી ભૂલ થતી દેખાય છે; કારણ કે, કમરપારા કાબુલમાંથી ચાલતી થઈ ગયા પછી અમારા જાણવામાં આવ્યું છે કે તે

શરીફ માદરપિદરની એક આલીખાન્દાન દુખ્તર હતી અને કેટલાંક અનિવાર્ય કારણોથી એક બાંદીની હાલતમાં આવી પડી હતી. અફસોસ કે તેના આલીનસબ હોવાનો એ રાજ બહુ જ મોડો અમારા જાણવામાં આવ્યો; નહિ તો આજે તે કમરપારા મારી બેગમના ઓહદાપર આવીને મારા જનાનખાનાની જીનતને વધારતી હોત અને હરહાલમાં મારી હમ્શરીક થઇને શબોરોજ મારા આરામના ખિયાલાતને જિગરમાં ધારતી હોત!" હુમાયૂને કમરપારાની કુલીનતાનો પરિચય કરાવીને તેના નિર્ગમનથી થયેલી પોતાની નિરાશાનું પણ ભગ્ન હૃદયથી દર્શન કરાવી દીધું.

"ત્યારે કમરપારા કાબુલમાંથી કયારે અને શા કારણથી ચાલતી થઈ ગઈ હતી તેમ જ કયાં જવાને રવાના થઇ હતી?" કમરપારાએ પોતે જ કમરપારા હોવા છતાં જાણે કમરપારાનું નામ આજે જ પ્રથમ વાર સાંભળતી હોયની, તેવી અજ્ઞતાને દર્શાવીને જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"જે દિવસે મર્હૂમ આલમખાન કાબુલમાંથી પાછો હિન્દોસ્તાન ભણી આવવાને નીકળ્યો હતો તે જ દિવસે મારા કિબ્લગાહ પાસેથી કાંઈ જરૂરી સબબ બતાવીને તેણે ત્રણથી ચાર મહિનામાટે તાતાર તરફ જવામાટેની રજા મેળવી હતી. અને મારા કિબ્લગાહે તેને બસેં સોના મોહોરો આપીને કેટલાંક હથિયાર તથા ઘોડાનો પણ બંદોબસ્ત કરાવી આપ્યો હતો; પણ તે બનાવને અમો કાબુલમાંથી નીકળ્યા તે વેળાયે ચારને બદલે આઠ કે નવ મહિના જેટલો સમય વીતવા છતાં તે પાછી આવી નહોતી અને હિન્દોસ્તાનમાં આવ્યા પછી પણ તેના કશાય સમાચાર અમારા સાંભળવામાં આવી શક્યા નથી." હુમાયૂને નિરાશાને દર્શાવનારા મલિન મુખથી કમરપારાના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"અને કમરપારાના આલીનસબ હોવાની વાત હજરત સલામતને કોણે અને કયારે સંભળાવી?" અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને નૌકાના એક છેડાપર યમુનાના જલતરંગ તથા પ્રવાહમાં પડતા દીપકોના પ્રતિબિંબોના અવલોકન સાથે હુમાયૂન તથા કમરપારા વચ્ચે ચાલતા સંભાષણનું પણ લક્ષપૂર્વક શ્રવણ કરતી ગુલંદામે પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરી વચ્ચે જ આ પ્રમાણેનો પ્રશ્ન રજૂ કરી દીધો.

"કમરપારાના ચાલ્યા જવા પછી બે કે ત્રણ મહિના જતાં તાતાર દેશનો એક માલે તુજ્જાર અને બુજર્ગ સૌદાગર કાબુલમાં આવ્યો હતો અને તે શાહી મેહમાન હોવાથી એક દિવસ વાતપરથી વાત નીકળતાં તેણે કમરપારાના આલીનસબ હોવાનો કિસ્સો અમને વિસ્તારથી કહી સંભળાવ્યો હતો." હુમાયૂને ગુલંદામના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"તે સૌદાગરે કમરપારાના ખાન્દાનનો જે કિસ્સો સંભળાવ્યો હતો તેનો લુબ્બે લુબાબ શો હતો વારુ?" ગુલંદામે બીજો સવાલ પૂછ્યો.

ગુલંદામના એ સવાલના જવાબમાં હુમાયૂન તે વૃત્તાન્તના સારને વર્ણવતો કહેવા લાગ્યો કે: "યાદગાર બેગ ઔરજ કાબુલનો એક આલી ખાન્દાન, જીશાન અને જીઇજ્જત અમીર હતો અને તે આજથી પચીસેક વર્ષની વાત પર પોતાના ભાઇ સાથે કાંઇક અણબનાવ થવાથી તાતાર દેશમાં ચાલ્યો ગયો

હતો. તાતારમાં એક વર્ષના નિવાસ પછી ત્યાંના એક શરીફ સોદાગરની ગુલરૂખ્સાર નામની હસીના તથા પાકઅસ્મત નૌજવાન દુખ્તર સાથે તેણે શાદી કરી હતી અને તે શાદીના અંજામ તરીકે કેટલાંક વર્ષ પછી કમરપારાનો જન્મ થયો હતો. કમરપારાનો જન્મ થયો તે વેળાયે ગુલરૂખ્સારનાં માદરપિદર જન્નતનશીન થયાં હતાં અને કમરપારાના જન્મને હજી તો એક વર્ષ પણ થયું નહોતું એટલામાં તો તેની માદર ગુલરૂખ્સાર પણ આ ફાની જહાનને હમેશને માટે ત્યાગીને જન્નતમાં ચાલી જતાં તેના ફિરાકમાં દીવાના જેવો થઇ ગયેલો મીરજા યાદગાર બેગ પણ મુલ્કે અદમનો મુસાફિર થઈ આ દુનિયાને છોડી ગયો. આવી રીતે બહુ જ નાની ઉમ્રમાં માદરપિદરને ખોઇ બેસવાથી કમરપારા યતીમ થઈ ગઇ અને પરવરદિગાર વગર તેને સંભાળનાર બીજું કોઈ પણ રહ્યું નહિ. બનાવ એવો બન્યો કે યાદગાર બેગના મકાનની પડોસમાં એક સોદાગરનું મકાન હતું. તે સોદાગર વધારે પૈસાદાર નહોતો તો પણ તેની બીબીને ઔલાદ ન હોવાથી યતીમા કમરપારાપર રહમ આવતાં તે રહમદિલ બાનૂએ કમરપારાને પોતાના ઘરમાં રાખી લીધી, તેનું પોતાની દુખ્તર પ્રમાણે જ મહબ્બતથી પાલન પોષણ કર્યું અને કમરપારાની ઉમ્ર દશ કે અગિયાર વર્ષની થઈ તેટલામાં તો તે સોદાગરની બીબી પોતે તાલીમયાફ્તા તેમ જ ગાવાના હુનરની ઉસ્તાદ હોવાથી તેણે તેને ઇલ્મની તાલીમ આપવા સાથે ગીતાર વગાડવાના તથા ગાવાના હુનરમાં પણ હોશિયાર બનાવી દીધી. જ્યારે કમરપારાની બાર વર્ષની ઉમ્ર થઈ તે વેળાયે બનાવ એવો બન્યો કે તે સોદાગરનો કેટલોક માલ રસ્તામાં લુટાઈ જવાથી તેમ જ એક બીજા સોદામાં કેટલીક ખોટ આવવાથી તે એકદમ ગરીબીની આફતમાં આવી પડ્યો અને તેથી એ જ અરસામાં મારા કિબ્લગાહના કેટલાક મુસાહિબો, ગુલામો તથા બાંદીઓની ખરીદીમાટે, ત્યાં જઈ પહોંચતાં તે સોદાગરે કમરપારાને એક હજાર અશરફીની કીમતે અમારા તે મુસાહિબોના હાથમાં વેચી નાખી. આવી પરિસ્થિતિમાં કમરપારા અમારા અયવાનમાં એક બાંદી તરીકે આવી હતી અને અમારા અયવાનમાં આવ્યા પછી પોતાની શીરીં જબાન, મિલનસાર તબીયત, માહરૂ હોવા છતાં ખાકસારી, બાંદી હોવા છતાં પાકદામાની તેમ જ બીજી ઉમ્દા ખાસીયતોથી તેણે મારાં વાલિદ તેમ જ વાલિદાનાં દિલોને એવાં તો જીતી લીધાં હતાં કે અમારા અયવાનમાં તેની એક શાહજાદી જેટલી જ ઇજ્જત થતી હતી; કારણ કે, સુલ્તાન પોતે જેને ઇજ્જતની નજરથી જોતો હોય, તેને બીજું કોઈ હિકારતની નજરથી કેમ કરીને જોઈ શકે વારુ? ખયર; કમરપારા અને હું પોતે લગભગ હમ્સિન હોવાથી જેમ જેમ એક બીજાના વધારે અને વધારે સમાગમમાં આવતાં ગયાં તેમ તેમ એક બીજાનાં દિલોનું પરસ્પર આકર્ષણ થતાં અમારી દોસ્તી વધવા લાગી અને તે દોસ્તીએ અંતે જે મહબ્બત અથવા જુનૂને ઇશ્કે લયલી મજનૂં તથા શીરીં ફરહાદને દીવાનાં બનાવી દીધાં હતાં તે મહબ્બતના સ્વરૂપને ધારી લીધું. કમરપારા મારી લયલી થઈ ગઈ અને હું કમરપારાનો મજનૂં બની ગયો. કિસ્સા કોતાહ, અમો એક બીજા સાથે શાદીની ગિરહથી હમેશાને માટે બંધાવાને તૈયાર થઈ ગયાં અને મારાં વાલિદા માર્ફત મારા એ

ઇરાદાને મેં મારા વાલિદ આગળ પેશ પણ કરાવી દીધો; પણ અફસોસ, મારા કિબ્લગાહે, તેઓ કમરપારાની એક દુખ્તર જેવી ઇજ્જત કરતા હોવા છતાં પણ, તે એક ખરીદાયલી બાંદી હોવાથી તેને હમ્સર ન માનીને એ શાદીમાટે રજા આપવાથી સાફ ઇન્કાર કરી દીધો. બસ થઈ ચૂક્યું; કિબ્લગાહની એ 'ના'થી અમો બન્નેની બધી ઉમ્મીદોપર પાણી ફરી વળ્યું અને તે દિવસથી જ કમરપારાનું દિલ હમેશા માયૂસ રહેવા લાગ્યું. છેવટે મારાથી દૂર થઇને પોતાના બળતા જિગરને ઠંડું કરવાના ઈરાદાથી તેણે મારા કિબ્લગાહ પાસેથી રજા મેળવી લીધી અને કાબુલને છોડીને તે ચાલી ગઈ. જ્યારે તે સોદાગર આવ્યો ત્યારે અમારા જાણવામાં આવ્યું કે જે સોદાગરની બીબીએ કમરપારાને પાળી પોશીને મોટી કરી હતી તે એજ સોદાગર હતો; કમરપારાને વેચી નાખ્યા પછી કેટલેક વર્ષે તે સૌદાગરીમાં માલેતુજ્જાર થયો હતો અને તેના ઘરમાં ઔલાદની ખોટ હોવાથી તેની બીબીના દબાણથી તે પાંચગણી વધારે કીમત આપીને પણ કમરપારાને પાછી લઈ જવામાટે જ કાબુલમાં આવ્યો હતો. કમરપારાના કયાંક ચાલ્યા જવાની વાત સાંભળીને તે બહુ જ માયૂસ થઈ ગયો અને તેણે જ્યારે કમરપારાના જન્મની બધી હકીકત કહી સંભળાવી ત્યારે ચોખ્ખું જણાઈ આવ્યું કે કમરપારા એક શરીફજાદી હતી એટલું જ નહિ પણ તેનો પિદર મીરજા યાદગાર બેગ મારા કિબ્લગાહ સુલ્તાન બાબરશાહનો નજ-દીકનો એક રિશ્તેદાર હતો એટલે જો તેની સાથે મારી શાદી થઈ હોત, તો તેથી અમારા શાહી ખાન્દાનની બેઇજ્જતી થવાનો જરા પણ સંભવ નહોતો. મારા કિબ્લગાહ પછી તો બહુ જ પસ્તાવા લાગ્યા અને કમરપારાને ગમે ત્યાંથી શોધી લાવવામાટે તેમણે સિપાહોને પણ મોકલ્યા; પણ પાંજરામાંથી ઉડી ગયેલી બુલબુલ પાછી હાથ ન આવી અને અમારી એક પણ કોશિશ ન ફાવી. હવે તો અમને અમારી કિસ્મત વળી હિન્દોસ્તાનમાં ખેંચી લાવી છે એટલે હવે તે દિલ્દારના દીદાર આ જિન્દગાનીમાં તો મોહાલ જ છે. કમરપારા જ્યાં પણ હોય ત્યાં તેને રબ્બુલ્ આલમીન શાદમાં રાખે એજ તેના આ આશકે સાદિકની દુઆ છે!"

હુમાયૂનના હૃદયની આવી દયાજનક અવસ્થાને જોઇને પુરુષવેષધારિણી કમર-પારાના હૃદયસમુદ્રમાં પણ પ્રેમની એવી તો ઉત્તુંગ લહરીઓ ઉછળવા માંડી કે તેના યોગે જાણે 'હમણાં જ આ છદ્મ વેષને ત્યાગીને મારા આશકે જાંનિસારના ગળે બાઝી પડું!' એમ કમરપારાના મનમાં થવા લાગ્યું; પરંતુ અદ્યાપિ પોતાના સત્ય સ્વરૂપને વ્યક્ત કરવામાટેનો યોગ્ય પ્રસંગ આવેલો ન હોવાથી વિવેકના બળથી તેણે પોતાના એ ઉન્માદને શમાવી દીધો અને અંતઃકરણને દૃઢ કરીને તે હુમાયૂનને આ-શ્વાસન આપતી કહેવા લાગી કે: "શાહજાદા સલામત, આપ કમરપારામાટે આટલા બધા માયૂસ તથા ગમગીન ન થાઓ તેમ જ આટલી હદ સુધી ના-ઉમ્મીદ ન થઇ જાઓ; કારણ કે, તમારી મંજૂરેનજર અને જાનોજિગર કમર-પારા જિન્દા છે; એટલું જ નહિ, પણ તે આજે કેટલાક વક્તથી હિન્દોસ્તાનમાં આવીને વસેલી છે, તે આપની જ ગિરફતારે મહબ્બત છે અને તેના જિગરની સલ્તનતમાં આપ નામદારની જ દાયમ હુકૂમત છે. હું થોડા વક્તમાં આપ નામ-દાર સાથે તેની મુલાકાત કરાવીશ અને ત્યાર પછી તાતારમાં જવામાટે અહીંથી મારી છાવણીને ઉઠાવીશ."

"દોસ્ત ચાંદ! આ તું સાચું બોલે છે? મારી મંજૂરેનજર જાનેજિગર કમરપારા હિન્દોસ્તાનમાં છે? તે હજી પણ મારી મહબ્બતની અસીર છે? જો એમ જ હોય તો આજે મારી ઓજપર તકદીર છે! જા, આવતી કાલે બામદાદમાં જ રવાના થા, અને તે મારી દિલરૂબા જ્યાં હોય ત્યાંથી તેને લાવીને મારી પાસે હાજિર કરી દે અથવા તો મને તેની પાસે લઈ જઇને તેના ખુશનુમા દીદારને દેખાડી મારી આંખોને તર કરી દે. તારી આ ખિદમતનો હું તને એટલો મોટો બદલો આપીશ કે તારી નવ્વાબોની શાન થઈ જશે અને તું અમીરાના શાનો શૌકતથી જિન્દગી બસર કરી શકીશ." હુમાયૂને કમરપારાના દર્શન તથા મિલનમાટે આવી અધીરતા દર્શાવ્યા પછી કાંઇક શાંત થઇને પૂછ્યું કે: "પણ રફિક! કમરપારા સાથે તારી ઓળખાણ કેવી રીતે થઈ અને તે હિન્દોસ્તાનમાં છે, એટલું જ નહિ, પણ અમુક સ્થાનમાં રહે છે એટલી હદ સુધીની વાત તારા જાણવામાં કેવી રીતે આવી શકી એની કલ્પના મારાથી કરી શકાતી નથી, અને તેથી જો તું એ બાબતનો મારી આગળ ખુલાસો કરીશ તો તારો આ તારા દોસ્તપર મહજ એહસાન થશે."

કમરપારા હવે આ બાબતનો શો ખુલાસો કરવો અને સાચા જેવો જ દેખાય તેવો બનાવટી જવાબ શો આપવો એ વિશેની ચિન્તામાં પડી ગઈ; પરંતુ સદ્ભાગ્યવશાત્ તત્કાળ તેને એક યુક્તિ સૂઝી આવતાં તે ગંભીરતાથી કહેવા લાગી કે: "મેહરબાન શાહજાદા, મારી શકલો શબાહત તેમ જ ગુફ્તાર, રફતાર, અને હલ્ક વગયરા કમરપારા સાથે બિલ્કુલ મળતાં છે, અને તે ઓરત છે ને હું મર્દ છું એટલો જ અમારા વચ્ચે તફાવત છે એ તો આપ પોતે જ અત્યારે આપની જબાને મુબારિકથી બોલી ગયા છો, તો હવે મારે જણાવવું જોઇએ કે કમરપારા મારી માદરજાદ હમ્શીરા છે; માત્ર એટલું જ નહિ, પણ મારો અને કમરપારાનો જન્મ એક જ દિવસે અને એક જ વેળાયે થયેલો હોવાથી અમો જોડિયાં ભાઈ બહન છીએ અને તેથી જ અમારી શકલો શબાહતમાં જરા પણ તફાવત જોવામાં નથી આવતો. જેવી રીતે તાતારી સોદાગરે કમરપારાને બાંદી તરીકે વેચી નાખી હતી તેવી જ રીતે મને પણ ગુલામ તરીકે વેચી નાખ્યો હતો અને મારો ખરીદનાર અમીર મને પોતાની સાથે પંજાબમાં લાવ્યો હતો. હું મારી બહનથી પહેલાં વેચાયલો હતો એટલે હમ્શીરા મારા મુકામને જાણતી હોવાથી કાબુલમાંથી રવાના થઇને મારી પાસે જ આવી હતી, અને તેણે જે વાર્ત્તા અત્યારે આપ નામદારે મને કહી સંભળાવી છે તે જ વાર્ત્તા અક્ષરેઅક્ષર કહી સંભળાવી હતી. મારા માલિકની મારાપર મેહરબાની હોવાથી મારી હમ્શીરાના આવ્યા પછી મને તેણે પોતાની ગુલામીમાંથી આઝાદ કરી દીધો, અને તેથી મારી બહનને સંભાળથી એક શરીફ ઓરત પાસે રાખીને હું મારા આ દોસ્ત નજીરૂદ્દીન સાથે જન્નતનશીન આલમખાનનો મુલાજિમ થયો અને ત્યાર પછી અમો બન્ને દોસ્તો હાતમદિલ અને રૂસ્તમેસાની સુલ્તાન બાબરશાહના મુલાજિમ થતાં આપ નામદારની તહનાતમાં રહેવા લાગ્યા એ તો આપ નામદાર જાણો જ છો એટલે કિસ્સાને તૂલ કરવાની જરૂરત નથી. હું પોતે જ મોકો આવતાં આ બાબતને

આલમપનાહ આગળ છેડવાનો હતો અને મારી હમ્શીરા સાથે આપ નામદારની કદ્દખુદાઈમાટેની પરવાનગી મારી કોઈ મોટી ખિદમતના બદલામાં માગવાનો હતો; પણ ખુદાની મેહરબાનીથી અમારા આલીનસબ હોવાની વાત બાદશાહ સલામતના જાણવામાં આવી ગયેલી હોવાથી તેઓ આ કદ્દખુદાઈમાટે આગળની પેઠે ના પાડે તેમ નથી અને તેથી હવે આ કામના અંજામને લાવવામાં સમયનો વધારે ભોગ આપવો નકામો છે. આપ આ સઘળી બાબત આવતી કાલે બાદશાહ સલામતને જણાવો, અને શાદીમાટે તેમની પરવાનગી લઈ લ્યો એટલે એક બે દિવસમાં અમો બન્ને દોસ્તો અહીંથી રવાના થઈશું અને કમરપારાને જેમ બનશે તેમ ઊતાવળથી લાવીને હુન્નૂરના કદમે મુબારિકમાં હાજિર કરી દઇશું. કામ બધું બની ગયેલું હોવાથી પશેમાની તથા માયૂસી બેકાર છે; તે પરવરદિગારમાં ભરોંસો રાખો કે જે નેક ઇન્સાનોની નેક ઉમ્મીદોને હમેશા પૂરી કરનાર છે."

"આમીન, આમીન, આમીન!" હુમાયૂને કમરપારાના ઉપદેશને માનપૂર્વક મસ્તકપર ધારી લીધો.

આ વેળાયે બહુધા રાત્રિનો દોઢ પ્રહર જેટલો સમય વીતી ગયો હતો અને નૌકા આગરાના નૌકાઘાટથી ચાર કે પાંચ ગાઉ જેટલી દૂર આવી પહોંચી હતી એટલે હુમાયૂને હવે નાવિકોને નૌકાને આગરાની દિશામાં પાછી વાળવાની સૂચના આપીને ગુલામો તથા બાંદીઓને દસ્તરખાન બિછાવીને તેનાપર ખાનાની રિકાબીઓ ગોઠવી દેવાની તેમ જ શરાબ, શર્બત તથા શીતલ જલને તૈયાર રાખવાની આજ્ઞા આપી દીધી. હુમાયૂન આગરામાં આવ્યો ત્યાં સૂધી મદિરાને તેણે કદાપિ હસ્તસ્પર્શ પણ કર્યો નહોતો; પરંતુ આગરામાં આવ્યા પછી બાદશાહ બાબરે વિજયના આનન્દચિન્હ તરીકે બળાત્કારે તેને મદિરા પીવડાવી હતી અને તેથી આજે નૌકામાં શીરાજની દુખ્તે અંગૂર(દ્રાક્ષાસવ)ની એક સુરાહીને સાથે રાખવાની તેણે બાંદીને સૂચના આપી દીધી હતી. દસ્તરખાનપર ખાનાની તૈયારી થઈ જતાં હુમાયૂન, ચાંદખાન અને નજ્રૂદ્દીન (કમરપારા તથા ગુલંદામ) દસ્તરખાનપર બેસીને ખાનાને ઇન્સાફ આપવા લાગ્યાં. પ્રથમ સર્વ મિત્રોએ થોડી થોડી મદિરા પી લીધી, ત્યાર પછી ખાનાને ઇન્સાફ આપ્યો અને જલપાન તથા શર્બતનું પાન કર્યા પછી સૂકા મેવાપર પણ સારી રીતે હાથ ચલાવવા માંડ્યો. ઉદરપૂજા કરી લીધા પછી તેઓ પાછા વાર્તામાં અને ગાનતાનમાં સમય વીતાડવા લાગ્યાં અને તેટલામાં ગુલામો, બાંદીઓ તથા નાવિકો ઉદરને ભરી લેવાના કાર્યથી નિવૃત્ત થઈ ગયાં. વળતી વેળાયે વાયુ જોઇએ તેટલા પરિમાણમાં અનુકૂળ ન હોવાથી તેમ જ પ્રવાહની સામા ચાલવાનું હોવાથી આગરાના નૌકાઘાટપર પહોંચતાં રાત્રિનો અંત થવા આવ્યો એટલે કે ઉષ:કાળમાં તેઓ પાછાં આગરાના કિનારાપર સહી સલામત પહોંચ્યાં. એ વેળાયે કિલ્લામાં જવાનું અયોગ્ય ધારીને નૌકાઘાટથી અલ્પ અંતરપર આવેલી પોતાની છાવણીમાંના પોતાના તંબૂમાં જઇને હુમાયૂન નિદ્રાવશ થયો, અને પુરુષવેષધારિણી કમરપારા તથા ગુલંદામ તે તંબૂની પાસેના એક બીજા તંબૂમાં નિદ્રાધીન થવામાટે ચાલી ગઈ. બાબર તો ક્યારનોય યમુનાવિહાર કરી પાછો ફરીને શાહી મહલમાં ચાલ્યો ગયો

હતો. હુમાયૂન તો શય્યામાં પડતાંની સાથે જ નિદ્રાવશ થઈ ગયો; પરંતુ કમરપારા તથા ગુલંદામના તંબૂમાં એક ચમત્કારિક ઘટના થવાથી તેઓ નિદ્રાધીન થઇ શકી નહિ. તે ચમત્કારિક ઘટનાનું આપણે હવે પછીના પ્રકરણમાં અવલોકન કરીશું.

—

# પ્રકરણ ૨૦ મું

## ગુલંદામનું ભાગ્યવિધાન

તંબૂમાં આવીને સુવાની તૈયારી કરતાં ગુલંદામે કમરપારાને કહ્યું કે: "અલી ખંધી કમરપારા, તું કાબુલમાંથી હિન્દોસ્તાનમાં શા કારણથી આવી હતી તેમ જ પાણીપતના મયદાનમાં ઘણીક વાર શાહજાદા હુમાયૂનની તહનાતમાં રહેવામાટેની મરજી તેં શા કારણથી બતાવી હતી એ વાતને તેં તો જો કે અત્યાર સુધી બહુ જ ચાલાકીથી છુપાવી હતી; પણ આજે તારો તે રાજ ફાશ થયો છે અને તમારી મહબ્બતનો બધો ભેદ તમો આશકમાશૂકની પોતાની જબાનથી જ મારા જાણવામાં આવી ગયો છે. ભલે, મારી હમ્શીરા કરતાં પણ અજીજ સખી, તમો આશકમાશૂકની બધી મુરાદો બર આવે અને તમો આ જહાનમાં શાદમાન રહો, એ જ આ ગરીબ ગુલંદામની તમોને સાચા દિલની દુઆ છે. સુખને મેળવવામાટેની મારી ઉમ્મીદોપર પાણી ફરી વળેલું હોવાથી હવે તો મારે તારા સુખને જોઇને જ ખુશી હાસિલ કરવાની છે."

કમરપારા ગુલંદામને આશ્વાસન આપતી કહેવા લાગી કે: "બહન ગુલંદામ, આમ છેક માયૂસ ન થા અને નાઉમ્મીદીની ગુલામ ન થઈ જા. જે થવાનું હતું તે થઈ ગયું છે અને તારા બેવફા આશકને તેની બેરહમી તથા સિતમગરીનું મળવું જોઇએ તેવું ફળ મળી ગયું છે એટલે હવે કોઈ વફાદાર, ઉલ્ફતપરસ્ત અને તારા જેવા જ નૌજવાન હસીન ખાવિન્દની બીબી થઇને આ જિન્દગીની શાદમાનીને ભોગવવાની કોશિશ કર; પોતાની જિન્દગાનીને નવેસરથી ભોગવવાની કોશિશ કર; કારણ કે, ઔરત એક બગીચો હોવાથી બાગબાન ખાવિન્દની હિફાજત વિના તે બગીચો બેકાર થઈ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ શૌહરરૂપ બાગબાન વિના ઔરતરૂપ શજર-વૃક્ષ બેસમર-નિષ્ફળ અથવા નિઃસંતાન રહેવાથી શૌહર વિનાની ઔરતની જિન્દગીનો ખાતમો થતાં તેનાં નામો નિશાન પણ નેસ્તોનાબૂદ થાય છે એ તું નથી જાણતી કે શું? આપણા મજહબમાં શૌહરના મરી ગયા પછી ઔરતને બીજા લાયક મર્દ સાથે નિકાહ કરવાનો હક અપાયલો છે અને તારી તો હજી શાદી પણ થઈ નથી, તો પછી બીજા લાયક મર્દ સાથે નિકાહ કરીને શાદ થવાને બદલે તું આમ બેસબબ નાશાદ શામાટે થાય છે? ખોટા ખયાલોમાં ભટકી ખરી બાબતને શામાટે ભૂલી જાય છે?"

"બહન કમરપારા, તારી આ નસીહત બિલ્કુલ ખરી હોવા છતાં પણ મારા દિલમાં જે ખટકો રહ્યા કરે છે તે એ જ છે કે, મારી શાદી થઇ ગઇ હોત અને ત્યાર પછી મારો શૌહર જન્નતનશીન થતાં આપણા મજહબના કાનૂન મુજબ બીજા લાયક મર્દ સાથે નિકાહ કરી લેવાનો મૌકો આવી પડ્યો હોત, તો તે એક જૂદી બાબત થાત; કારણ કે, આવી હાલતમાં તે બીજે મર્દ એ વાતને

સારી રીતે જાણતો હોય છે કે તે એક અછૂતા દામનવાળી કુંવારી કન્યા સાથે શાદી કરતો નથી, પણ એક બેવા ઓરત સાથે નિકાહ કરે છે અને તેથી તે મર્દને ઠગવાનો ગુનાહ ઓરતના માથાપર આવી શકતો નથી. પરંતુ મારી હાલત એવી થઈ પડી છે કે નામને ખાતિર મારી શાદી નથી થઇ, તો પણ મારી બેવકૂફીના કારણથી ગાઝીખાન સાથેની મારી મહબ્બતનો શાદી પછી આવવો જોઇએ તે નતીજો શાદી પહેલાં જ આવી ગયો છે અને મારા દામનમાં દાગ લાગી ગયો છે એટલામાટે જો હું બીજા કોઇ લાયક મર્દ સાથે નિકાહ કરવાને તૈયાર થાઉં અને તે મર્દને આ રાજથી આગાહ ન કરું તો મારા માથાપર ઠગાઇનો ગુનાહ આવી પડે છે અને જો તેને મારો એ ભેદ જણાવું છું તો તે મર્દ મારી સાથે નિકાહ કરવાને કદાપિ તૈયાર નહિ થાય, એ એક મોટી અડચણ મારા રસ્તામાં આવી નડે છે. ગમે તેમ થાય, મારાં બાગે જવાની, ગુલશને મુરાદ અને ગુલિસ્તાને શાદમાની બરબાદ થઇને ઉજડી જાય; તો પણ કોઇ નેક મર્દને ઠગવાનો અને કયામતને દિવસે એ ગુનાહની જવાબદારીના ભારને માથાપર ઉઠાવીને શરમે નમથી પરવરદિગાર આગળ રજૂ થવાનો મારો વિચાર નથી; મારી કિસ્મતમાં જ માયૂસી લખાયલી છે તો પછી શાદમાનીને મેળવવાની આપણી કોશિશો શું બેજા તેમ જ બેકાર નથી?" ગુલંદામે બીજા મર્દ સાથે શાદી કરવાની તેની લેશ માત્ર પણ ઇચ્છા ન હોવા છતાં કુમરપારા તેને લગ્નમાટેનો વિશેષ આગ્રહ ન કરે એટલામાટે લગ્ન ન કરવાનાં એવાં તો બલિષ્ઠ કારણો દર્શાવી દીધાં કે કુમરપારા વિચારમાં પડી ગઈ અને કેટલીક વાર સુધી કાંઈ પણ બોલી શકી નહિ.

અંતે કોઇ એક માર્ગ મળી આવતાં કુમરપારા ગુલંદામને સંબોધીને શાન્તિ તથા ગંભીરતાથી કહેવા લાગી કે: "ગુલંદામ, જો કોઇ મર્દની સાથે નિકાહ કરવાની જ તારી મર્જી હશે, તો કોઈ એવો મર્દ પણ તને જરૂર મળી આવશે કે જે તારા દામનમાં લાગેલા દાગના ભેદને જાણી લીધા પછી પણ તારી રાસ્તબાજીથી તારાપર નિસાર થઇને તારી સાથે નિકાહ કરી તને પોતાની હકદાર બીબી બનાવવાને તૈયાર થઇ જશે; કારણ કે, કેટલીક વાર રાસ્તબાજી આપણે ધારીએ છીએ તેના કરતાં જૂદો જ અંજામ લાવી બતાવે છે; કેટલીક વાર મારી બતાવે છે અને કેટલીક વાર તારી બતાવે છે."

"ઠીક છે; જ્યારે એવો કોઈ વફાદાર, બેવિકાર, હસીન, નોજવાન, ઉલ્ફતપરસ્ત તેમ જ સાથે ફરિશ્તાખસ્લત મર્દ મળી આવશે ત્યારે આપણે આ બાબતનો વિચાર કરી લઇશું. અત્યારે આવી બાબતના વિચારથી દિમાગને તકલીફ આપવી બેજા છે." ગુલંદામે કુમરપારાની વાતને હાલ તરત તો હવામાં જ ઉડાવી દીધી.

"પણ જ્યાં સુધી આ મર્દાના પોશાકને હમેશાને માટે રજા આપીને તું તારા પોતાના જનાના લિબાસમાં રહેવાની શરૂઆત ન કરે, ત્યાં સુધી તું ગમે તેવી અને ગમે તેટલી હસીના હોવા છતાં પણ કોઈ લાયક મર્દનું દિલ તારામાં કેવી રીતે પરોવાય અને એવો મર્દ તને કેમ કરીને મળી આવે એનો તું વિચાર કરી જો. આ મર્દાના લિબાસમાં રહેવાથી તો કોઈ દિવસ એમ બની જશે કે તને સારો રૂડો રૂપાળો નોજવાન મર્દ માનીને કોઈ હુસ્નપરસ્ત તથા ઉલ્ફતપરસ્ત

નાજનીન તારી મહબ્બતનો દમ ભરવા માંડશે અને તારી જાંનિસાર માશૂક થઈ જશે; પણ તેની ઉમ્મીદ પૂરી થશે નહિ અને તેથી તે તને જાલિમ તથા બેરહમ ધારીને તને કોસવા પણ મંડી જશે. આવી અથડામણી ન થવા દેવા-માટે હવે તારે જેમ બને તેમ જલ્દ પોતાના જનાના લિબાસમાં રહીને પોતાની ખરી જાતને ઓળખાવવાની સખ્ત જરૂરત છે. તું તારા સ્વાભાવિક સ્વરૂપમાં આવી જઇશ એટલે તારી સૂરત તથા સીરતના હજારો પરસ્તાર નીકળી આવશે અને તેમનામાંથી કોઈ મર્દ તારી મન્શા પ્રમાણેનો પણ નીકળી આવે તો તેમાં અજાયબી જેવું કાંઈ પણ નથી; કારણ કે, ખુદાની ખુદાઇમાં અમુક ચીજ નથી એમ બન્યું પણ નથી અને બનવાનું પણ નથી.” કમરપારાએ ગુલંદામને સ્વાભા-વિક સ્ત્રીવેષમાં રહેવામાટેનો ઉપદેશ આપ્યો.

પરંતુ તેના એ ઉપદેશને સાંભળીને ગુલંદામ હાસ્ય કરતી કહેવા લાગી કે: “બહેન, તું પોતે તો આ મર્દાના લિબાસને છોડીને જનાના લિબાસમાં આવી જા એટલે પછી મારો પણ જનાના લિબાસમાં રહેવાનો સમય આવી લાગશે. ખયર; હવે આ બખેડાની રસ્સીને આટલેથી જ તોડી નાખો અને અત્યારે તો મીઠી નીંદનો મજા ચાખો. જે થવાનું હશે તે થઈ રહેશે; કારણ કે મુકદ્દરમાં લખા-યલા લેખને મટાડી દેવાની કોઇની પણ તાકત નથી.” ગુલંદામે આવી રીતે વાદાનુવાદનો અંત લાવીને નિદ્રાધીન થવાનો યત્ન કરવા માંડ્યો.

“નૂરેનજર ગુલંદામ, આજે સૂવાની કોશિશ ન કર; કારણ કે, આજની રાત તે હવે પછીની તારી જિન્દગીના રાસ્તાને નક્કી કરી નાખનારી રાત છે; આજે મારી અને તારી આ છેલ્લી ગુફતગૂ છે અને છેવટની મુલાકાત છે. બેઠી થા; ન ગભરા અને ખાલિસ દિલથી મારી સાથે ગુફતગૂ કરવાને તૈયાર થઇ જા!”

ઉપર જણાવ્યા પ્રમાણે ગુલંદામ નિદ્રાધીન થવાનો પ્રયત્ન કરતી હતી એટલામાં દીપકના અતિશય મંદ પ્રકાશથી બહુધા અંધકારમય દેખાતા તંબૂમાં એક પ્રકારના દિવ્ય સ્વર્ગીય પ્રકાશનો અચાનક વિસ્તાર થઇ ગયો, તે પ્રકાશના મધ્યમાં ગુલંદામને તેના પોતાના સ્વર્ગવાસી વૃદ્ધ પિતા જમાલુદ્દીનની પ્રભાવ-શાલિની તથા તેજસ્વિની ગંભીર છાયામૂર્તિ પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલી દેખાઇ અને તે છાયામૂર્તિના મુખમાંથી નીકળેલા ઉપર્યુક્ત ઉદ્ગારો તેનાં શ્રવણોમાં પ્રવેશતાં તે પોતાની શય્યામાં ઊઠીને બેઠી થઇ ગઈ. કમરપારા પણ જાગતી હોવાથી ઊઠીને ઊભી થઇ અને તે છાયામૂર્તિને નમન કરી મર્યાદાથી નેત્રોને નીચાં ઢાળી તેની સામે ઊભી રહી. ગુલંદામ પણ પછીથી શય્યાને ત્યાગીને ભૂમિપર ઊભી રહી અને તે છાયામૂર્તિના મુખમંડળને એકાગ્ર દૃષ્ટિથી જોતી નેત્રોમાંથી અશ્રુધારાને વર્ષાવવા લાગી. આ અદ્ભુત દૃશ્ય ઉપસ્થિત થતાં ત્યાં કેટલીક વાર સુધી આશ્ચર્ય તથા ખેદમયી નિ:સ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

ગુલંદામને અશ્રુ વર્ષાવતી જોઇને જમાલુદ્દીનની છાયામૂર્તિ ગંભીર વાણીથી કહેવા લાગી કે: “ગુલંદામ, જ્યારે મેં આત્મિક* તરીકે તને પ્રથમ દર્શન આપ્યું

* પ્રત્યેક મનુષ્ય અનેક મનોવૃત્તિયુક્ત એક આત્મા છે અને માનવશરીર તે જ આત્માનું એક બાહ્યાવરણ છે. આત્મા જ નિહાળે છે, આત્મા જ સાંભળે છે અને આત્મા જ વ્યક્તિવિશેષમાં પ્રેમ કિંવા દ્વેષનો ભાવ રાખે છે. આત્મા જ

હતું અને તારો ઉદ્ધાર કર્યો હતો તે વેળાયે તું મને જીવતો ધારતી હતી અને તેથી મારી છાયામૂર્ત્તિને જોઇને તારા મનમાં કોઇ પણ પ્રકારનો ભય તથા શોક થયો નહોતો. પરંતુ ત્યારપછી તારા વિયોગની વેદના અસહ્ય થતાં મારું મરણ થયું હતું, એ વાર્ત્તા તારા જાણવામાં આવી ગયેલી હોવાથી અત્યારે તારા મનમાં સ્વાભાવિક જ શોકનો આવિર્ભાવ થવાથી તેં અશ્રુપાતદ્વારા પોતાના એ શોકને દર્શાવવા માંડયો છે, એ તારા પિતૃપ્રેમને નિહાળીને મારા હૃદયમાં એક પ્રકારનો સંતોષ થાય છે. ગુલંદામ અને કમરપારા! એક વાર મરણ પામીને આ નશ્વર વિશ્વને સદાને માટે ત્યાગી જવા છતાં પણ આવી રીતે મને મારા પોતાના પૂર્વરૂપમાં જ તમારા સમક્ષ ઊભેલો જોઇને તમો લેશ માત્ર પણ આશ્ચર્યચકિત થશો નહિ; કારણ કે, શરીરના નાશ સાથે આત્માનો નાશ નથી થતો અને જે કોઈ પણ મનુષ્ય કોઈ પણ પ્રકારના એક પ્રબળ મનોવિકારને હૃદયમાં દૃઢ રાખીને મરણવશ થાય છે તે આવી રીતે આત્મિકના રૂપમાં આ વિશ્વમાં અમુક કાળપર્યન્ત ભટકયા કરે છે અને તેના શુભ કે અશુભ મનોવિકારની પૂર્ત્તિ થયા પછી જ તેનો

---

ધર્માનુષ્ઠાન, મહત્ત્વ તથા માધુર્યની ઉપાસના કરીને મહાત્મા બની જાય છે અને આત્મા જ કુત્સિત જીવન વીતાડીને પિશાચ આદિ નામોથી વર્ણવાય છે. આપણા અનેક ભારતવાસીઓ પરલોકગત આત્માને 'પ્રેતાત્મા'ના નામથી ઓળખે છે, પરંતુ તેમનું એ વિધાન સર્વથા વિસંગત તથા અપરાધજનક છે; કારણ કે, મહાભારત તેમ જ અન્ય પુરાણ ગ્રંથોમાં કેવળ અધઃપતિત આત્માઓને જ 'પ્રેતાત્મા' નામથી વર્ણવવામાં આવ્યા છે. 'અમરકોષ'માં 'પ્રેત' શબ્દનો અર્થ 'નરકગામી પ્રાણી' છે અને 'પદ્મપુરાણ'માં 'પ્રેત'ની આકૃતિનું આ પ્રમાણે વર્ણન કરાયલું છેઃ-

" विकरालमुखं दीनं पिंशगनयनं नृशम् ।
ऊर्ध्वमूर्धजकृष्णांगं यमदूतमिवापरम् ॥
चलज्जिह्वं च लम्बोष्ठं दीर्घजंघशिराकुलम् ।
दीर्घाङ्घ्रिं शुष्कतुण्डं च गर्त्ताक्षं शुष्कपंजरम् "॥

અર્થાત્, "પ્રેતનું મુખ મોટું તથા ભયાનક, શરીર કૃશ તથા દીન તેમ જ નેત્રો ઊંડાં ઊતરી ગયેલાં અને પીળા રંગનાં હોય છે. શિરપરના કેશો સોયા જેવા ઊભા, શરીરનો રંગ કાળો, જિવ્હા લાંબી અને લપલપ કરતી તેમ જ જંઘાઓ મોટી તેમ જ ભરેલી નસોવાળી હોય છે. તેનું સમસ્ત શરીર શુષ્ક અસ્થિપંજર માત્ર અને જોવામાં પ્રતિયમદૂત સમાન પ્રતીત થાય છે."

'પદ્મપુરાણ' તથા 'અગ્નિપુરાણ'માં પ્રેતોના ગણભેદનું પણ વર્ણન કરાયલું છે. તેઓ પોતપોતાના કર્મફલાનુસાર ભિન્ન ભિન્ન નામોથી ઓળખાય છે; તથાપિ સર્વ પ્રકારનાં પ્રેતો પાપિષ્ઠ તથા અસ્પર્શ્ય તો અવશ્ય હોય છે જ. તેમના ખાનપાનાદિની વસ્તુઓ મનુષ્યોના બોલવા તથા સાંભળવા યોગ્ય નથી. આ સર્વ કારણોથી ભારતીય ભાષાઓમાં 'પ્રેત' એક હલકી ગાળ મનાય છે અને તેથી પરલોકગત પ્રાણીઓના આત્માઓને લિંગભેદથી 'આત્મિક' અથવા 'આત્મિકા' નામથી ઓળખવા એ વિશેષ ઉત્તમ છે.

ઉદ્ધાર થઈ શકે છે. કેટલાક જડવાદીઓ જો કે પરલોકગત આત્માની આત્મિક અવસ્થાના અસ્તિત્વને નથી સ્વીકારતા, પરંતુ એ તેમનો ભયાનક અજ્ઞાનમૂલક પ્રમાદ છે; હિન્દુઓનાં ધર્મશાસ્ત્રોમાં, જેન્દ અવેસ્તામાં, બાઇબલમાં તેમ જ આપણા પવિત્ર ધર્મશાસ્ત્ર કુરાનશરીફમાં પરલોક તેમ જ પરલોકવાસીઓની વિસ્તૃત ચર્ચા કરાયલી છે અને તેનું કારણ એ છે કે જે ધર્મમાં પરલોકનું અસ્તિત્વ નથી તે ધર્મ જ નથી. જે ધર્મમાં પરલોકનો અભાવ હોય, તે નિરીશ્વર તથા નિરાલંબ ધર્મનું માહાત્મ્ય કિંવા મહત્ત્વ શું હોઈ શકે વારુ? આપણા ધર્મશાસ્ત્રની પવિત્ર અરબી ભાષામાં 'જિન્નાત' તથા 'રૂહ' આદિ શબ્દો છે તે એ પરલોકગત આત્માની આત્મિકતાના અસ્તિત્વને જ સિદ્ધ કરી બતાવનારા છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી."

"ત્યારે શું સર્વ આત્મિકો આપના જેવા વિધાયક જ હોય છે કે પછી કેટલાક આત્માઓ વિઘાતક પણ હોય છે? કારણ કે, બહુધા સર્વત્ર વિઘાતક તથા પરપીડક પ્રેતાત્માઓની કથાઓ વિશેષ પરિમાણમાં સંભળાય છે, એ તો આપ કિબ્લગાહ પણ સારી રીતે જાણો જ છો તો એ ભેદ શો છે વારુ?" ગુલંદામે હૃદયને દૃઢ કરીને પોતાના પરલોકવાસી પિતાની છાયામૂર્તિને આ પ્રમાણેનો આધ્યાત્મિક પ્રશ્ન જિજ્ઞાસાથી પૂછ્યો.

જમાલુદ્દીનની છાયામૂર્ત્તિ એ પ્રશ્નના ઉત્તરમાં પૂર્વવત્ ગંભીરતાથી કહેવા લાગી કે: "મનુષ્ય આ જડદેહને ત્યાગી દીધા પછી આ ચર્મચક્ષુઓથી ન જોઈ શકાય તેવા અધ્યાત્મજગત્‌માં જઇને સૂક્ષ્મ શરીરને ધારણ કરે છે અને ત્યાં ક્રમવિકાસના નિયમ અનુસાર દીર્ઘકાળ પર્યન્ત પોતાની ઉન્નતિ કરતો રહે છે. આત્માની આ ઉન્નતિ સર્વજનલભ્ય તથા સીમારહિત હોવાથી અને વિધાયક પ્રમાણે વિઘાતક આત્મિકો પણ અસ્તિત્વ ધરાવતા હોવાથી જેઓ અત્યારે અત્યંત નિષ્ઠુર, પાપિષ્ઠ, પરપીડક, વિશ્વાસઘાતક તથા પરસ્વાપહારક આત્મિકો તરીકે ઓળખાય છે તેઓ પણ અધ્યાત્મજગત્‌માં દીર્ઘકાળ પર્યન્ત અનુતાપના અગ્નિમાં બળતા રહીને ઉચ્ચ પ્રકારના દેવત્વને મેળવવાના અધિકારી થાય છે અને દેવભોગ્ય સુખસંપત્તિના ભોક્તા થઇને જગદીશ્વરને ધન્યવાદ આપતા રહે છે. મનુષ્યો આ લોકમાં મનના અત્યન્ત ગુપ્ત પ્રદેશમાં ઉત્તમ કે અધમ અથવા પવિત્ર કે અપવિત્ર એટલે કે જેવા ભાવને પોષે છે; મુખમાંથી સત્ય કિંવા અસત્ય તેમ જ કઠોર કિંવા મધુર જેવા પણ શબ્દોને ઉચ્ચારે છે અને જીવનના પ્રતિમુહૂર્ત્તમાં જે જે કર્મોનું અનુષ્ઠાન કરે છે, તે સર્વની આકૃતિઓ અધ્યાત્મજગત્‌માં નિરંતર અંકિત થતી રહે છે અને તેથી જ્યારે તેઓ પરલોકમાં જાય છે તે વેળાયે પોતાના કર્મપટને જોઇને તદનુસાર સુખવડે શીતલ કિંવા દુ:ખવડે દગ્ધ થયા કરે છે. પરંતુ જેઓ દુ:ખવડે દગ્ધ થનારા આત્માઓ હોય છે, તેમનાં તે દુ:ખો પતિતપાવન, અધમોદ્ધારક અને દયામય પરવરદિગારની કૃપાથી ચિરસ્થાયી નથી થતાં એટલે કે મનુષ્ય જ્યારે દુ:ખરૂપ અગ્નિમાં તપીને શુદ્ધ થઈ જાય છે એટલે પછી ધીમે ધીમે નવજીવનને પ્રાપ્ત કરીને ઉચ્ચતર ધામમાં સ્થાન મેળવી શકે છે. આથી સ્પષ્ટ જણાઈ આવે છે કે ચરિત્રની નિર્મળતા જ મુક્તિનું સોપાન છે. જે લોકો બુદ્ધિવિપાકના યોગે નાસ્તિક હોવા છતાં પણ સરળચિત્ત શુદ્ધ, સત્યપરાયણ, સચ્ચ-

રિત્ર તેમ જ સર્વજનહિતૈષી હોય છે તેઓ દુશ્ચરિત્ર તથા દુરાચારી આસ્તિકો કરતાં પરલોકના સામ્રાજ્યમાં અધિક આદરણીય થાય છે, એ કોઇએ કદાપિ ભૂલી જવાનું નથી."

"અહા, પરલોકના સામ્રાજ્યની આવી વ્યવસ્થા હોવા છતાં પણ મૂઢ અને મોહાંધ મનુષ્યો સંપત્તિ તથા અધિકારના મદથી કેવાં કેવાં કુકર્મો કર્યા કરે છે! ખરેખર આ એક આશ્ચર્યનો જ વિષય છે." કમરપારાએ મનુષ્યજાતિની મોહાંધતા વિશે પોતાનું આશ્ચર્ય દર્શાવ્યું.

"સાંસારિક ધનસંપત્તિ તથા વિષયવૈભવ કેવળ ભોગની જ વસ્તુઓ નથી; કારણ કે, એ વસ્તુઓનો જો લોકોના ઉપકારમાં વિનિમય થાય તો જ એમની સાર્થકતા થવાનો સંભવ હોય છે. જે ક્ષુદ્ર અને મોહાંધ મનુષ્યો આ સત્ય તત્ત્વને ભૂલી જઇને પોતાના ધનવૈભવ તથા પોતાની પ્રતિભાનો દુરુપયોગ કરે છે અને પોતાની શક્તિ અનુસાર દીન તથા દુ:ખી જનોને સહાયતા આપવાને બદલે સ્વાર્થપરાયણતાની ગહન ગર્ત્તામાં જ પડ્યાં રહે છે તેઓ આ સંસારમાં સમ્રાટ્‌ના સિંહાસને વિરાજમાન હોવા છતાં પણ પરલોકવાસી થયા પછી કલ્પનાતીત દુ:ખો તેમ જ દુર્ગતિના ભોક્તા થાય છે, એમાં તમારે લેશ માત્ર પણ શંકાને હૃદયમાં સ્થાન આપવાનું નથી." જમાલુદ્દીનની છાયામૂર્ત્તિએ અધિકાર તથા વૈભવ આદિના સદુપયોગ તથા દુરુપયોગના પારલૌકિક પરિણામને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યું.

"ત્યારે કિબ્લગાહ પરલોકની રચના કેવા પ્રકારની હોય છે અને આ લોક તથા પરલોકની વ્યવસ્થામાં શો ભેદ છે તે કૃપા કરીને જણાવશો?" ગુલંદામ ધીમે ધીમે પોતાના ભયથી મુક્ત થઇને પારલૌકિક તત્ત્વને જાણવાની પ્રબળ આકાંક્ષાને વશ થતી ગઈ અને તેથી તેણે પોતાના પિતાની છાયામૂર્ત્તિને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

જમાલુદ્દીનની છાયામૂર્ત્તિ પોતાની દુહિતાની જિજ્ઞાસાને તૃપ્ત કરતી કહેવા લાગી કે: "પરલોક સૂક્ષ્મતર પરમાણુઓથી રચિત અને સુવિસ્તૃત પૃથ્વી સમાન છે તેમ જ પરલોકના અધિવાસીઓ સૂક્ષ્મતર પરમાણુઓથી ગઠિત સર્વાંગસંપન્ન મનુષ્યો સમાન છે. પરલોકમાં ગ્રામ, નગર, ઉદ્યાન, ઉપવન, નદી તથા પર્વત આદિ સર્વ પ્રકારનાં દૃશ્યો વર્ત્તમાન છે અને ત્યાં મનુષ્યો પોતાનાં કર્મફળ અનુસાર સુંદર અથવા ભયંકર, શીતલ અથવા સંતાપયુક્ત કિંવા સુગંધમય કે દુર્ગન્ધયુક્ત શરીરને પ્રાપ્ત કરીને પોતાને યોગ્ય સ્થાન તથા સંસર્ગને પ્રાપ્ત થઈ જાય છે. કિન્તુ મનુષ્ય ગમે તેટલા પરિમાણમાં પતિત તથા દુર્દશાગ્રસ્ત હોય, તો પણ પરલોકમાં ગયા પછી અનુતાપ તથા ક્ષમાયાચના દ્વારા ધીમે ધીમે અવશ્ય સદ્‌ગતિને મેળવી શકે છે. સારાંશ કે, પરલોકમાં અનુતાપના અગ્નિથી બળવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય એટલામાટે પરમેશ્વરમાં અંત:કરણપૂર્વક ભક્તિ, મનુષ્ય માત્રમાં પ્રેમ, પિતા માતા તથા ગુરુજનોની સેવા, ઉપકારક મનુષ્યોપ્રતિ કૃતજ્ઞતા, કર્ત્તવ્યપાલન, ચિત્ત તથા ચરિત્રની શુદ્ધિની સાધના, પ્રયત્નપૂર્વક સત્યની રક્ષા તેમ જ પોતાના સ્વભાવવડે પ્રેરાયલાં સત્કાર્યોનું સંપાદન એ સર્વ મનુષ્યના નિત્ય ધર્મ કહેલા છે અને જે મનુષ્ય ઈશ્વરમાં તદ્‌ગતચિત્ત, ભક્તિપ્રીતિકૃતજ્ઞતા મંડિત,

વિનમ્ર, ન્યાયપરાયણ, મહત્, સ્નેહકરુણાલુ, કોમલ, સાધુ, સત્યનિષ્ઠ, પરહિતપરાયણ તથા સચ્ચરિત્ર હોય છે તે મનુષ્યમાટે પરલોકમાં કોઈ પણ પ્રકારનો ભય હોતો જ નથી. પરંતુ જે લોકો લોભ, લાલસા અથવા કોઈ નિકૃષ્ટ પ્રવૃત્તિની ઉત્તેજનાથી અન્ય જનોના અનિષ્ટ, અપમાન તથા ધર્મનાશના કાર્યમાં જ પ્રવૃત્ત રહ્યા કરે છે; તે લોકો પરલોકમાં જઇને દેવાત્માઓના શાસનથી તે અપમાન પામેલાં અથવા ક્ષતિગ્રસ્ત મનુષ્યો સમક્ષ ગોઠણમંડિયે પડીને કાતરતા તથા દીન મુદ્રાથી ક્ષમા માગવાને બાધ્ય થાય છે. જ્યાં સુધી તેઓ પોતાના હસ્તથી પીડાયલાંની ક્ષમા નથી માગતા ત્યાં સુધી તેમનાં પાપોનું પ્રાયશ્ચિત્ત નથી થતું તેમ જ તેઓ ઉન્નતિને મેળવીને ઉચ્ચપદના અધિકારી પણ નથી થઈ શકતા; કારણ કે, આ વિષયમાં પરવરદિગારનો ન્યાય બહુ જ કઠોર હોય છે અને તે હોવો જ જોઇએ. જે લોકો મરી ગયા પછી પોતાના કર્મફળના અપરિહાર્ય પરિણામથી પ્રેત, પિશાચ, જિન અથવા તો કોઈ અન્ય અપદેવતાના અત્યંત સંતાપજનક દેહને પામીને સાધુ પુરુષોથી દૂર અંધકારમાં રહીને અથવા તો પૃથ્વીના કોઈ ઘૃણાજનક અપવિત્ર સ્થાનમાં ગુપ્ત રહીને દેહધારી મનુષ્યોને પીડવાના પ્રસંગને જ ખોળતા રહે છે તેઓ પણ અવસર આવતાં પરલોકના અતિભયંકર શાસનને આધીન થઇને સન્માર્ગમાં ચાલવામાટે બાધ્ય થાય છે. એવા વિઘાતક પિશાચાત્માઓની પણ અંતે તો મુક્તિ તથા કલ્પનાતીત ઉન્નતિ થઈ જાય છે; પરંતુ મુક્તિ તથા ઉન્નતિની પ્રાપ્તિ પૂર્વે તેઓ અગ્નિમાં નખાયલા સુવર્ણ પ્રમાણે, પાપના પાવકમાં, દીર્ઘકાળ પર્યન્ત અત્યંત શોચનીય અવસ્થામાં બળતા રહે છે, એ સદાસર્વદા સર્વ મનુષ્યોએ સ્મરણમાં રાખવાનું છે."

"ત્યારે આપને આ દશા કયા કર્મફળના અનિવાર્ય પરિણામના યોગે પ્રાપ્ત થયેલી છે? કારણ કે, આપનું જીવન કોઈ પણ પાપ અથવા દુષ્કર્મથી કલંકિત નહોતું એ હું સારી રીતે જાણું છું." ગુલંદામે એક બીજી શંકા દર્શાવી.

ગુલંદામની આ શંકાને સાંભળતાંની સાથે જ છાયામૂર્ત્તિના મુખમંડળમાં એક પ્રકારના વિષાદની કૃષ્ણ છાયા આવી ગઈ અને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહેવા માંડયું કે: "કુર્રતુલ્ઐયન ગુલંદામ, મારો તારામાં એટલો બધો પ્રેમ હતો કે તારા વિયોગથી હું મરવાની અણીપર આવી લાગ્યો. તે વેળાયે પણ મારા દિલમાં અને મારી જબાનપર કલામુલ્લાહ તેમ જ અલ્‌મઇદો પરવરદિગાર એટલે કે જિન્દગીને પાછી બખ્શનાર અલ્‌જબ્બારના નામના જપને કાયમ રાખવાને બદલે તારા નામના જપને જ મેં કાયમ રાખ્યો હતો અને તારા આ ચાંદ જેવા મુખડાને જોવાની આશા મારા મનમાં એટલી બધી પ્રબળ થયેલી હતી કે તેના પરિણામે અમુક સમયને માટે મારે આ દશામાં રહેવું પડયું છે. હવે મેં તારા મુખચંદ્રને આંખો ભરીને જોઈ લીધું છે તેમ જ જે શયતાનખસ્લત ગાજીખાને તારા કૌમારનો દગાબાજીથી ભંગ કરીને તારો ભયંકર અપરાધ કર્યો હતો તે ગાજીખાનની જિન્દગીનો તારા હાથથી ખાતમો થયો છે અને અત્યારે તે પરલોકમાં અનુતાપ અથવા પશ્ચાત્તાપના પાવકથી બળી રહ્યો છે એટલે હવે મારામાટે આ દશામાં રહેવાની આવશ્યકતા ન હોવાથી અત્યારે તારી અને કમરપારાની છેલ્લી મુલાકાત કરી

લેવામાટે જ હું તમારી પાસે આવ્યો છું અને તે સાથે કમરપાશ તથા તારા ભવિષ્યમાં જે મુખ્ય મુખ્ય ઘટનાઓ થવાની છે તે ઘટનાઓની કેટલીક પૂર્વ સૂચનાઓ પણ તમોને આપવામાટે હું મારા મનમાં સંતાડીને મારી સાથે લાવ્યો છું. એ સૂચનાઓ આપી દીધા પછી હું અદૃશ્ય થઇશ અને પછી આ સંસારમાં આપણો બીજીવાર એકબીજા સાથે મેળાપ થવાનો નથી અને એટલા-માટે તમારે મારી સૂચનાઓને લક્ષપૂર્વક સાંભળી લેવાની છે."

"અમો આપની તે સૂચનાઓને લક્ષપૂર્વક સાંભળવાને તૈયાર છીએ." કમરપાશાએ પૂજ્યભાવથી કહ્યું.

"માત્ર સાંભળવાને જ નહિ, પણ અમો આપ કિબ્લગાહની પવિત્ર સૂચનાઓ પ્રમાણે વર્ત્તવાને પણ તૈયાર છીએ." ગુલંદામે હૃદયની અધિક શુદ્ધતાનો પરિચય કરાવ્યો.

"બેટી કમરપાશ !" જમાલુદ્દીન પ્રથમ કમરપાશાને ઉચિત સૂચનાઓ આપતો કહેવા લાગ્યો: "પરલોકતત્ત્વનું અત્યારે મેં જે આટલું વિસ્તૃત વર્ણન કરી સંભળાવ્યું છે તેનું કારણ એ છે કે તારા ભાગ્યમાં અત્યારે બાદશાહ બાબરના વલીઅહદ હુમાયૂનની બીબી થવાનો અને ત્યાર પછી અલ્પ સમયમાં જ બાદશાહ હુમાયૂનની બાદશાહબેગમની પદવીને દીપાવવાનો યોગ લખાયલો હોવાથી જ્યારે તું સત્તા તથા સંપત્તિની અધિકારિણી થાય ત્યારે મદથી છકીશ નહિ અને ધર્મ તથા નીતિના માર્ગને ચૂકીશ નહિ. બાદશાહની બેગમ થવા પછી તારા શૌહરના શિરપર મોટી આફત આવશે અને તે તેને બહુ ભટકાવશે, પણ તે વેળાયે પણ તું તેની સાથે રહેજે અને ઔરતની વફાદારી કેવી હોય છે તે બરાબર બતાવી દેજે. અંતે તારો સિતારો ચમકશે અને કેવળ દયાળુ હુમાયૂન બાદશાહની બાદશાહબેગમ તરીકે જ નહિ, પણ રૌનકુન્નિસા તરીકે પણ તારી નામના મુલ્કમશહૂર થશે. તું તારી બાલ્યાવસ્થામાં તારાં પાલક માતાપિતા અથવા તો તાતારી સૌદાગર અને તેની બીબી સાથે હજ કરી આવેલી હોવાથી બેગમ થયા પછી પોતાને હાજી બેગમના નામથી ઓળખાવજે અને હિન્દોસ્તાનની શાહનશાહત કરતાં જન્નતની ઊંચી શાહનશાહતને અપાવનાર પરવરદિગારની ઇબાદતમાં જિન્દગીને વધારે ખપાવજે. તું દીનદાર તથા બાઇમાન હોવાથી વધારે નસીહત બેકાર છે, જો મેહરબાન અલ્ગફ્ફાર છે તો સવાબ હાસિલ છે અને અજાબ ફિરાર છે !"

"આમીન, અલ્ આમીન !" કમરપાશાએ આ શબ્દ ઉચ્ચારીને જમાલુદ્દીનના પવિત્ર ઉપદેશને પોતાના મસ્તકપર ચઢાવી લીધો.

આત્મિક જમાલુદ્દીન હવે પોતાની દુહિતા ગુલંદામને સંબોધીને બહુ જ ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "લખ્તેજિગર ગુલંદામ ! ઉત્તમ આત્મિકો સાંસારિક મનુષ્યોના મનમાં રમી રહેલા ગુપ્ત વિચારોને જાણવાનું ખુદાની મેહરબાનીથી સામર્થ્ય ધરાવતા હોવાથી તારા મનમાં જે વિચારો તથા ભાવો રમી રહ્યા છે તે મારા જાણવામાં આવી ગયા છે. તેં તારા પોતાના મનમાં એવો નિશ્ચય કરી લીધો છે કે શાદીથી પહેલાં જ તારી અસ્મતમાં દાગ લાગી ગયેલો હોવાથી હવે બીજા કોઈ પણ મર્દ સાથે નિકાહ ન કરવો અને બાકીની જિન્દગી તે અલ્ વદૂદ એટલે કે અત્યંત પ્રેમાળ ખુદાતાલાની ઈબાદતમાં વીતાડી દેવી,

એ જ વધારે સારું છે. તારી આ ભાવના અને તારો આ નિશ્ચય જો કે અતિશય ઉત્તમ તથા સન્માન્ય છે; કારણ કે, એ જિન્દગી આ દુનિયાના સઘળા મકરો ફરેબ તેમ જ જાહોજલાલીના હવસથી સર્વથા અજાણી, સરસ, પ્રતાપી તથા આનંદમયી જિન્દગી છે અને એ જિન્દગીમાં જે મહબ્બત પ્રેમાળ પરવર-દિગારમાં રાખવામાં આવે છે તે બહુ જ પાક મહબ્બત હોવાથી એ મહબ્બતમાં કોઈ પણ જાતની નુકસાની કે બદનામી ખમવી પડતી નથી અને જન્નતને મેળ-વવામાટે મેહનત કરવી પડતી નથી; કારણ કે, ખુદાની ઈબાદતમાં જિન્દગી બસર કરનારને પોતાની મેળે જ જન્નત મળી જાય છે; છતાં પણ મારી એવી માન્યતા છે કે જ્યાં સુધી બની આદમ–મર્દ અથવા ઔરતની–આ જહાનેફાની-માંની કેટલીક તમન્નાઓ પૂરી નથી થતી ત્યાં સુધી તે તમન્નાઓ તેના દિલને પોતા તરફ ખેંચ્યા કરે છે અને કેટલીક વાર એ તમન્નાઓ એટલી બધી જોરાવર થઈ જાય છે કે મોટા મોટા આબિદો જાહિદને પણ સયદે હવસ બનાવીને અવ-નતિની ઊંડી ગર્ત્તામાં પછાડી આ લોક અને પરલોક ઉભય લોકના નિવાસમાટે અયોગ્ય કરી નાખે છે એટલે પછી ઇન્સાનની 'ન ઇધરકે રહે ન ઉધરકે રહે,' એવી જ હાલત થઈ પડે છે. આવી હાલતમાં આવી પડવા કરતાં જે મજહબમાં પોતાનો જન્મ થયો હોય તે મજહબના કાનૂન મુજબ આ દુનિયામાંનાં જે શારીરિક તથા માનસિક સુખોને મેળવવાની મનમાં આશા હોય તે આશાને નીતિની સીમામાં રહીને પૂરી કરી લેવી અને તે સાથે સદ્ગુણોનું પાલન કરી ખુદાની બંદગી તથા ઇબાદથી જન્નતને મેળવવાની તૈયારી પણ કરતાં રહેવું, એ રસ્તો ઇન્સાનમાટે વધારે સીધો અને ફાયદાને અપાવનારો છે. ગુલંદામ ! આ દુનિયામાં તારો જન્મ થયા પછી તેં કોઈ પણ પ્રકારનું સુખ ભોગવ્યું નથી અને તું પોતાની કોઈ પણ મુરાદને હાસિલ કરી શકી નથી અને તેમાં વળી તું માહપારા નાજનીન છે, તારી ખીલતી જવાની છે અને મૌસમે શાદમાની છે એટલામાટે જ મારે આ ઇશારો કરવો પડે છે અને નસીહતનો આ સબક તારી આગળ ધરવો પડે છે. તું જહીન હોવાથી મારી આ નસીહતનો મુદ્દો તારા ધ્યાનમાં આવી ગયો હશે, તો એ મુદ્દાને જાણી લીધા પછી તારો શો ઇરાદો થાય છે? તારી ભાવના અવિચલ રહે છે કે થોડે ઘણે અંશે પણ બદલાય છે?"

"ત્યારે હું હવે કોઈ બીજા લાયક મર્દ સાથે શાદી અથવા નિકાહ કરી લઉં અને શૌહરની હિફાજતમાં રહું, એ જ આપ કિબ્લગાહનું ફર્માન છે ?" ગુલંદામે વિસ્ફારિત નયનોથી આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"જો ખુદાપરસ્તીમાટેની દૃઢતા છેવટ સુધી ન ટકી શકે તેમ હોય, તો નૌજવાન ઔરતમાટે શૌહરની મહબ્બત તથા હિફાજત નવાજિશે સુબહાન છે." છાયામૂર્ત્તિએ સંક્ષિપ્ત પ્રશ્નનું સંક્ષેપમાં જ ઉત્તર આપ્યું.

"પરંતુ જન્નતનશીન પિદર, આપની આ કમ્નસીબ દુખ્તરની અસ્મતમાં એક કદાપિ ન ધોવાય તેવો દાગ છે." ગુલંદામે પોતાના અપરાધને દર્શાવ્યો.

"ગુલંદામ ! તારી અસ્મતમાં લાગેલો તે દાગ ગઝનીખાનના ખૂનથી ધોવા-ઇને સાફ થઈ ગયેલો હોવાથી હવે તારી અસ્મત પાક તેમ જ બેદાગ છે." છાયામૂર્ત્તિએ ગુલંદામના સંશયનું નિવારણ કરી નાખ્યું.

"જો એમ જ હોય તો આપ કિબ્લગાહના ફર્માન મુજબ વર્ત્તવાને આ આપની તાબયેફર્માન અને નાચીજ દુખ્તર તૈયાર છે; કારણ કે, આપના કલામમાં મારો પૂરો એતબાર છે. પરંતુ કિબ્લઓકાબા ! મને હવે પછી કોઈ વફાદાર, નેકકિરદાર અને મહબ્બતશઆર શૌહર મળશે કે ગાઝીખાન જેવો કોઈ પાજી ખાવિન્દ મળતાં વળી પણ મારી બધી આશાઓ ધૂળમાં મળી જશે ?" ગુલંદામે પોતાના પિતાની આજ્ઞાને મસ્તકપર ચઢાવીને પોતાના ભાવિવિષયક એક પ્રશ્ન પૂછયો.

જમાલુદ્દીનની છાયામૂર્ત્તિએ ગુલંદામના એ મહત્વના પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કે: "મારા જિગરના આરામ, મારી અજીજ દુખ્તર ગુલંદામ ! મેં અત્યારે તારાપર શાદીનું દબાણ કર્યું છે તે એટલામાટે જ કે તારી કિસ્મતમાં હવે પછી એક વફાદાર, નેકકિરદાર અને મહબ્બતશઆર; માત્ર એટલું જ નહિ, પણ એક સિતુને સલ્તનત અને આલીજાહ સરદારની બીબી થવાનો લેખ લખાયલો છે અને તેથી જો અત્યારે તું આબિદા થવાની કોશિશ કરે તો પણ તારી તે કોશિશ પૂરી થઈ શકે તેમ નથી. હવે પછી તારી જિન્દગીની છેલ્લી ઘડી સુધી તારા નસીબમાં અયશ, આરામ અને નેક કામ જ લખાયલાં છે; તારા દુ:ખના દિવસો વીતી ગયા છે અને સુખનાં વાણાં વાયલાં છે. જ્યારે મારાં આ વચનો સત્ય સિદ્ધ થયેલાં તારા જોવામાં આવે ત્યારે મને સંભારજે; પરવરદિગારનો એહસાન માનતી રહેજે અને આકબતને સુધારજે."

"આપની આ અજીજ દુખ્તર ગુલંદામ આપના ફર્માન અને આપની તસીહતથી જરા પણ ખિલાફ વર્ત્તવાની નથી એ વિશે ખાતિરજમા રાખજો અને જન્નતમાંથી મારા સરપર બારિશે દુવાયેનેક વર્ષાવતા રહેજો." ગુલંદામે આજ્ઞાધારકતા દર્શાવી.

"શાબાશ, મારી દુખ્તર નેકઅખ્તર ! શાબાશ ! ! તારી કિસ્મતનો સિતારો હમેશા ચમકતો રહે, તારો સોહાગ હમેશા કાયમ રહે, તારો જાહોહશમ દાયમ રહે, તું નેક ઔલાદની માદરના ઓહદાથી સરફરાજ થાય અને રહમતે બારીથી ખુદાપરસ્ત રહી દીનદારીથી છેવટે જન્નતને મેળવવાની લિયાકતની માલિક થઈ જાય એ જ તારા આ જન્નતનશીન અને આ જહાનમાંથી ગુજરી ગયેલા ગરીબ પિદરની નેક દુવા છે." છાયામૂર્ત્તિએ ગુલંદામના શિરપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવતાં આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"આમીન !" એ શબ્દના ઉચ્ચારથી ગુલંદામે પિતાના આશીર્વાદને માનપૂર્વક મસ્તકે ચઢાવી લીધો.

એ પછી દિવસને નિકટમાં આવેલો જોઇને છાયામૂર્ત્તિએ કહેવા માંડ્યું કે: "દિવસના સમયને સૂચવનારો મંદ પ્રકાશ હવે વિસ્તરવા માંડ્યો છે અને તેથી હવે મારા અદૃશ્ય થવાનો સમય નિકટમાં આવી લાગ્યો છે એટલામાટે મારી છેલ્લી સૂચના એ છે કે કમરપારાની શાહજાદા હુમાયૂન સાથે શાદી થઈ ગયા પછી તું તારા આ મર્દાના લિબાસને ઊતારીને તારા અસ્લી જનાનાં લિબાસને ધારી લેજે અને કમરપારાની હિફાજતમાં રહેજે એટલે થોડા વખતમાં જ તારી શાદીનો મૌકો પણ આવી લાગશે અને તારો નસીબો પણ જાગશે. બસ; સમય થઈ ચૂકયો છે; ખુદા હાફિજ !"

આ અંતિમ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ જમાલુદ્દીનની છાયામૂર્ત્તિ અચાનક અદૃશ્ય થઈ ગઈ અને એ વેળાયે વિશેષ અને વિશેષ પ્રકાશ વિસ્તરવા માંડેલો હોવાથી ગુલંદામ તથા કમરપાશા નિદ્રાધીન થવાના વિચારને માંડી વાળીને આવશ્યકીય પ્રાતઃકર્મોના વિધિને આટોપી લેવાના કાર્યમાં એટલા-માટે નિમગ્ન થઈ ગઈ કે હુમાયૂન જાગ્રત થાય તે વેળાયે તેઓ તત્કાળ હુમા-યૂનની સેવામાં ઉપસ્થિત થઈ શકે. તેઓ પ્રાતઃકર્મના વિધિથી નિવૃત્ત થઈ ગઈ તો પણ હુમાયૂનની નિદ્રાનો ભંગ થયેલો ન હોવાથી તેમણે એક બાંદીને કાવો તૈયાર કરી લાવવાની આજ્ઞા આપીને અતિશય મંદ સ્વરથી પરસ્પર નિમ્નલિખિત વાર્ત્તાલાપ અથવા સંવાદનો પોતાની ભાવિવ્યવસ્થાના નિશ્ચયમાટે આરંભ કરી દીધો.

"ત્યારે, કમરપાશા, હવે તારો શો વિચાર છે ? તારા દિલ્દાર આગળ આજ-કાલમાં જ જાહિર થવાનો તારો ઇરાદો છે કે હજી આ વેષને આગળ લંબાવવાનો નિર્ધાર છે ?" ગુલંદામે કમરપાશાને પૂછ્યું.

"ગુલંદામ, મારા એ દિલ્દારને ભેટવામાટે અને તેની મહબ્બતના આબે-હયાતને પીવામાટે મારું દિલ એવું તો તરસી રહ્યું છે અને એવું તો ઉછાળા મારી રહ્યું છે કે જેની ઇન્તહા નથી; છતાં પણ તેની ઉલ્ફતના ઇમ્તેહાનમાટે અને તેના જિગરમાં આતિશે ઇશ્કને વધારે ભડકાવવામાટે હાલ તરત અહીંથી દૂર થઈ જવાનો અને આ વેષને હજી થોડા દિવસ આગળ લંબાવવાનો મારો વિચાર છે અને મારા તે વિચારને આજે જ અમલમાં મૂકવાનો મારો નિર્ધાર છે." કમરપાશાએ પોતાના વિચાર તથા નિર્ધારને દર્શાવી દીધો.

"અહીંથી ક્યાં જવાનો અને ક્યાં રહેવાનો તારો વિચાર છે ? તેમ જ અહીં ચાંદખાન વગરની એકલી કમરપાશા જ આવશે અને હુમાયૂન ચાંદ-ખાનના સમાચાર પૂછશે તો તેની ગયરહાજરીનો આપણે શો સબબ બતાવીશું ? તારા આશકના સવાલને કયા જવાબથી ઉડાવીશું ?" ગુલંદામે બીજા બે ત્રણ સવાલો સાથે જ પૂછી નાખ્યા.

પરંતુ એટલામાં જ બાંદી કાવો લઇને આવી લાગી અને કમરપાશા તથા ગુલંદામ કાવો પીવાના કાર્યથી હજી તો નિવૃત્ત થઈ નહોતી એટલામાં હુમાયૂનના જાગવાની ખબર આવી એટલે કમરપાશાએ ગુલંદામને કહ્યું કે: "હવે અત્યારે આવી ગુફતગૂ કરવાનો મોકો ન હોવાથી તારા એ સવાલોના જવાબ હું આજે આપણે અહીંથી રવાના થયા પછી રાસ્તામાં આપીશ; કારણ કે, મારો અહીંથી આજે જ બલ્કે રજા મળે તો અત્યારે જ કમરપાશાને લઈ આવવાના બહાનાથી રવાના થઈ જવાનો મુસ્તકીમ ઇરાદો છે."

તેઓ હુમાયૂનના તંબૂમાં આવી તે વેળાયે હુમાયૂન ગુસ્લ કરીને મોડી રાત સુધીના જાગરણથી થયેલી સુસ્તીને મટાડવામાટે તીવ્ર કાવો પીતો બેઠો હતો એટલે કમરપાશા તથા ગુલંદામને પણ તેણે કાવો પીવાનો આગ્રહ કર્યો અને તેના આગ્રહને માન આપવામાટે તેમણે બીજી વાર કાવાની બબ્બે પ્યાલી-ઓને ઇન્સાફ આપ્યો. કાવો પીતાં પીતાં હુમાયૂને કમરપાશાને સંબોધીને કહ્યું કે: "રફિક ચાંદખાન, આ તંબૂમાં આવીને સૂઈ ગયા પછી કમરપાશાને જ હું ખાબમાં જોતો રહ્યો છું અને તેથી અત્યારે મને એમ જણાય છે કે જાણે હું

આખી રાત ઊંઘ્યો જ નથી અને મારે આખી રાતનો ઉજાગરો કરવો પડ્યો છે; એટલામાટે મારી તને એ જ મિન્નત છે કે તને જે કાંઈ પણ સાધનો જોઇએ તે લઇને આજે અને અત્યારે જ અહીંથી રવાના થઈ જા અને તારી હમ્શીરા કમરપારાને તે જ્યાં હોય ત્યાંથી સાથે લઇને બની શકે તેટલી ઊતાવળથી પાછો અહીં મારી પાસે આવી જા; કારણ કે, હવે મારાથી તેની જુદાઇનો ગમ સહી શકાતો નથી; જોશે મહબ્બતને રોક્યો રખાતો નથી."

"ખરેખર મારી કમ્તરીન હમ્શીરા નસીબદાર છે કે આપ નામદારનો તેનામાં આટલો બધો પ્યાર છે. હજરત સલામત, આપ માયૂસ ન થાઓ; આ ખાદિમ આજે અને અત્યારે જ કમરપારાને અહીં લઈ આવવામાટે રવાના થવાને તૈયાર છે; અમને સિપાહોની જુરૂરત નથી કે ન વધારે જરોમાલ દરકાર છે. અમો બન્ને દોસ્તો સાથે છીએ તો બસ છે. અમારા માલોજરને પણ આપ નામદાર સંભાળજો અને મારા માલોજરની માલિકો મુખ્તાર કમરપારાને જ બનાવજો. પણ અમારા આવ્યા પહેલાં આપ નામદારે એક બંદોબસ્ત કરી રાખવાનો છે, અને તે એ કે કમરપારા અહીં આવ્યા પછી સુલ્તાન સલામતનો તેની સાથેની આપ નામદારની કદખુદાઈ વિશે કાંઈ પણ એતેરાજ ન આવવો જોઇએ; નહિ તો કમરપારાનું મૌત થઈ જશે અને તે બિચારી તમન્નાઓની ભરેલી જ બેવક્ત જન્નતનશીન થશે."

"મારા મેહરબાન પિદરના એતેરાજના બારામાં તારે કાંઈ પણ ખૌફ રાખવાનો નથી; કારણ કે, આ કદખુદાઈમાટે તેમની મંજૂરી તો કયારનીયે મળી ચૂકી છે; ફક્ત કમરપારાના આવવાની જ દેરી છે, એટલે જે દિવસે તે મારી દિલબર અહીં આવશે તેને બીજે જ દિવસે શાદી ખાનાઆબાદીની ધામધૂમ મુહૈયા થઈ જશે. આ શાદી થઈ જવા પછી હું તારી શાદીનો પણ બંદોબસ્ત કરાવીશ અને તને પણ કોઈ ગુલંદામ નાજનીનનો શૌહર બનાવીને તારી ખાનાઆબાદી કરી બતાવીશ." હુમાયૂને નિષ્કપટ ભાવથી ઉદ્‌ગારો કાઢ્યા.

હુમાયૂનના અંતિમ શબ્દો સાંભળીને કમરપારા તથા ગુલંદામને એવું તો હસવું આવ્યું કે પોતાના તે હસવાને તેમણે બહુ જ પ્રયત્ન કરીને બળાત્કારે દબાવ્યું. હુમાયૂનની જિવ્હાથી આ અભિવચન મળી જતાં કમરપારા તથા ગુલંદામ તેની આજ્ઞા લઇને તેની પાસેથી ઊઠી ગઈ અને આગ્રામાં આવી જે કાંઈ થોડીઘણી તૈયારી કરવાની હતી તે કરી લઇને પોતાના અશ્વોપર આરૂઢ થઈ આગરામાંથી રવાના થઈ ગઈ. તેઓ ક્યાં જવાની હતી એ વિશેનો અદ્યાપિ તેમણે કશો પણ નિશ્ચય કર્યો નહોતો એટલે હાલ તરત તો ફતેહપુર સિક્રીની દિશામાં જ તેમણે પોતાના અશ્વોને ચલાવ્યા.

## પ્રકરણ ૨૧ મું

### શાદીમુરાદી અને ખાનાઆબાદી

બાબરે જે વેળાયે આગ્રાનગરને હસ્તગત કરી લીધું અને હિન્દોસ્તાનના બાદશાહ તરીકે પોતાના નામની આણ વર્તાવી દીધી; તે વેળાયે આરંભમાં

બાબરના સૈનિકો ત્યાંના હિન્દુ તથા મુસલ્માન નાગરિકો સાથે સાધારણતઃ વિજેતાના અધિકારથી વર્તતા હોવાથી આગ્રાના હિન્દુ તથા મુસલ્માન નાગરિકોએ બાબરના સૈનિકો પ્રતિ શત્રુતાનો ભાવ દર્શાવવા માંડ્યો હતો; કૃષિકારો તથા ગ્રામ્યજનોએ આગ્રાનગરમાં આવવા જવાનું પણ માંડી વાળ્યું હતું અને તેથી આગ્રાના બાજારોમાં જનશૂન્યતા વિના અન્ય કાંઈ પણ દૃષ્ટિગોચર થઈ શકતું નહોતું. આગ્રાની આસપાસના કેટલાક કિલ્લાઓને તે કિલ્લાના સરદારોએ પોતાના રક્ષણમાટેનાં સાધનોથી તૈયાર રાખ્યા હતા; કારણ કે, નવીન બાદશાહ સાથે મિત્રતાથી વર્ત્તીને તેના પ્રતિ રાજભક્તિ દર્શાવવાના કાર્યને તેઓ ધિક્કારતા હતા. ગંગા નદીનો પરતીરવર્ત્તી પ્રદેશ અદ્યાપિ અફગાનોના જ અધિકારમાં હતો અને ત્યાંના રાજ્યમાં અફગાનોની જ સત્તા વર્ત્તમાન હતી. તે પ્રદેશના કેટલાક અફગાન સરદારો કે જેઓ ઇબ્રાહીમ લોદીના મરણની ઘટના પૂર્વે બે વર્ષથી વિદ્રોહી થયેલા હતા તેઓ બાબરના વિજય પછી પોતપોતાની સ્વતંત્ર સત્તાને જાળવી રાખવામાટે એક બીજા સાથે મળી ગયા હતા અને બાબરનાં ચરણોને ભારતવર્ષની ભૂમિમાંથી ઉખેડી નાખવામાટેના પ્રયત્નોમાં લાગી ગયા હતા. પરંતુ બાબર તથા તેના વંશજોની સત્તાને દીર્ઘકાળ પર્યન્ત આર્યાવર્ત્તમાં અવિચળ રાખવાની પરમેશ્વરની ઈચ્છા હોવાથી બાબરને પણ પોતાનાં ચરણોની ભારતભૂમિમાં સ્થિરતા કરવામાટેનાં એક પછી એક અનુકૂળ સાધનો પ્રાપ્ત થતાં ગયાં અને તેથી તેના શત્રુઓના ઉપર્યુક્ત પ્રયત્નો લેશ માત્ર પણ ફળીભૂત થઈ શક્યા નહિ.

સુલ્તાન બાબરે પોતાના દૃઢ નિશ્ચય તથા પોતાની અલૌકિક ઉદારતાના પ્રભાવવડે પોતાના સિપાહ, સિપાહસાલાર તથા સરદારોના સ્વદેશમાં પાછા જવાના વિચારોને ફેરવી નાંખીને તેમને હિન્દુસ્તાનમાં રહેવામાટે રાજી કરી લીધા હતા, એ તો પૂર્વે જણાવેલું જ છે; અને ત્યાર પછી જેવી રીતે બાબરનો વિશ્વવિખ્યાત વીરપૂર્વજ તૈમૂર હિન્દુસ્તાનને જીતી લીધા પછી માત્ર લૂટથી જ સંતોષ માનીને હિન્દુસ્તાનમાંથી પોતાના મુલ્કમાં ચાલ્યો ગયો હતો તેવી રીતે બાબર હિન્દુસ્તાનમાંથી ચાલ્યો જવાનો નથી, કિન્તુ હિન્દુસ્તાનમાં જ કાયમ મુકામ થવાનો છે એટલે ભારતવર્ષમાં જ તે પોતાનો સ્થાયી નિવાસ કરીને રહેવાનો છે એ વાર્ત્તાનો જેમ જેમ જનસમાજમાં વિશેષ અને વિશેષ પ્રચાર થતો ગયો તેમ તેમ ઇબ્રાહીમ લોદીના કેટલાક પ્રભાવશાળી તથા પ્રતિષ્ઠિત સૈન્યાધિકારીઓ તથા સરદારો પોતપોતાની સેના સહિત આવીને બાબરના પક્ષમાં મળી જવા લાગ્યા અને તેથી બાબરના સિંહાસનની સ્થિરતા અધિક દૃઢ તથા બલિષ્ઠ થવા લાગી. બાબરે એ સર્વ સૈન્યાધિકારીઓ તથા સરદારોને મોટી મોટી પદવીઓ તેમ જ સારા સારા માનવર્ધક ખિતાબો આપીને તેમના વિશ્વાસને મેળવી લીધો અને તેમનાં હૃદયોમાં પોતાના પ્રભાવને ઉત્તમતાથી સ્થાપી દીધો. એ ઉપરાંત બાબરના વિજયના તેમ જ તેના ભારતવર્ષમાં સ્થાયી થવાના નિશ્ચયના સમાચાર તાતાર અને ઇરાન આદિ દૂર દેશોના લોકોના સાંભળવામાં આવતા ગયા તેમ તેમ તાતારી લોકો એટલે કે બાબરના પૂર્વ પ્રજાજનો ધનાઢ્ય થવાની લાલસાથી સમુદાયબદ્ધ થઇને ભારતવર્ષમાં આવવા લાગ્યા તેમ

જ ઇરાનમાંથી પણ અનેક શિયા મુસલ્માનો ભાગ્યોદયની આશાથી આવીને ભારતવર્ષમાં એકત્ર થવા લાગ્યા. એ તાતારી તથા ઇરાની મુસલ્માનોનો યોગ્ય સત્કાર કરીને એવી ધારણાથી બાબરે તેમને મોટી મોટી પદવીઓપર ચઢાવી દીધા કે જેથી તેમની એ ઉન્નતિને જોઇને બીજા લોકો પણ ભારતવર્ષમાં આવવાને લલચાય અને તેમ થતાં શાહનશાહતને ટકાવી રાખવામાટેના પોતાના બળની વૃદ્ધિ થતી જાય. આવી રીતે શાહનશાહતમાંના જવાબદારીવાળા સઘળા મોટા મોટા ઓહદાઓ તાતારી તથા ઇરાની એટલે કે વિદેશીય મુસલ્માનો નીમાઈ જવાથી બાબરની સત્તા અધિકાધિક દૃઢ થવા લાગી, અને તેનું પરિણામ એ થયું કે બાબરના વિરોધી હિન્દુ તેમ જ મુસલ્માન સ્વતંત્ર સત્તાધીશોનાં હૃદય પણ ભયભીત તથા કંપિત થવા લાગ્યાં અને તેમને પોતાની સત્તાનો સૂર્ય અસ્તંગત થવાની અણીપર આવી પહોંચેલો દેખાવા લાગ્યો; કારણ કે, આવા પ્રકારનાં સર્વ અનુકૂલ સાધનો આવી મળતાં અને સર્વ પ્રકારે અનુકૂળ પરિસ્થિતિ થતાંની સાથે જ સુલ્તાન બાબરશાહે પોતાના દુશ્મનોને દબાવી દેવામાટે અને વિજય મેળવવામાટે પોતાના શાહજાદા હુમાયૂનને એક મોટી ફોજની અફસરી આપીને આગ્રામાંથી રવાના કરી દીધો, અને એ ચિન્તાથી મુક્ત થયા પછી તે પોતે રાજધાની અથવા તખ્તગાહ આગ્રાનગરમાં પોતાની ઇચ્છાનુસાર બાગ, હમ્મામ તથા એવાં જ અન્ય સુખવિલાસનાં સાધનોને નિર્માણ કરવાના કાર્યમાં નિમગ્ન થઈ ગયો; કારણ કે, તે પોતે કાબુલના શીત વાતાવરણમાં વસેલો હોવાથી મધ્ય ભારતની ગ્રીષ્મકાલિક ઉષ્ણતાથી બહુ જ કંટાળી ગયો હતો અને તેટલામાટે એવાં શીતોત્પાદક સાધનો વિના તે પોતાના દિવસો સુખ તથા આનંદમાં વીતાડી શકે તેમ હતું જ નહિ.

યમુના નદીના જે તીરપ્રાંતમાં આગ્રા નગર વસેલું હતું તેની સામેના તીરપ્રાંતમાંની કેટલીક ભૂમિને સ્વચ્છ કરાવીને તે ભૂમિમાં ઉદ્યાન, ગ્રીષ્મસદન તથા સ્નાનગૃહ (હમ્મામ) આદિને નિર્માણ કરવાના કાર્યનો બાબરે અનેક ઉત્તમોત્તમ માલી, શિલ્પી તથા અન્ય કલાભિજ્ઞોના હસ્તથી આરંભ કરાવી દીધો. પ્રથમ એક કૂવો ખોદાવવામાં આવ્યો અને તેમાંનું પાણી હમ્મામ-(સ્નાનગૃહ)માં જઈ શકે એમ નાલિકાદ્વારા વ્યવસ્થા કરવામાં આવી; ત્યારપછી બાગના મધ્યમાં પત્થરની એક મોટી ઇમારત ચણીને તેના અગ્ર ભાગમાં પાણીનો એક મોટો હોજ બનાવવામાં આવ્યો, અને ત્યારપછી ખિલવતખાનાનો બગીચો, તે બગીચામાંનાં કેટલાંક મકાનો તેમ જ હમ્મામ આદિ અનુક્રમે તૈયાર કરાયાં. અર્થાત્ એક સમયની પડતર અને દીઠી પણ ન ગમે તેવી ભૂમિમાં એવાં તો સરસ અને મનોહર ઉદ્યાનો બની ગયાં કે જેમના ખૂણામાં સારા ક્યારા હતા અને તે દરેક ક્યારામાં ગુલાબ, મોગરો, પીળી ચમેલી, ચંપો અને એવાં જ અન્ય નાનાવિધ જાતિનાં પુષ્પવૃક્ષો પોતાના મધુર સૌગંધ્યને પ્રસારતાં દૃષ્ટિગોચર થવા લાગ્યાં. બાબર હિન્દુસ્તાનની ગર્મી, આંધી અને ગર્દ (ધુળ)થી બહુ જ કંટાળતો હતો એટલે તે ત્રણે દુઃખનાં કારણો હમ્મામના યોગે સર્વથા દૂર થઇ ગયાં. હમ્મામની રચના એવા પ્રકારની કરવામાં આવી હતી કે જેમ જેમ વિશેષ ઉષ્ણ વાયુના ઝપાટા લાગે અને લૂ લાગવા માંડે તેમ તેમ હમ્મામના અંતર્ભાગમાં શીતલતાની એટલી બધી વૃદ્ધિ

થતી હતી કે અંતે તે શીતલતા અસહ્ય થઇ પડતાં તેના નિવારણમાટે પુનઃ ઉષ્ણતાનો આશ્રય લેવો પડતો હતો. હમ્મામનો કોઠો અને હોજ આખા ને આખા પત્થરના જ બનાવેલા હતા; એટલે કે પાયામાં સફેદ પત્થર નખાયા હતા અને છત તથા ફર્શમાં બયાનાના લાલ રંગના પત્થરો વપરાયા હતા. બાબર ઉપરાંત શેખ જૈન ખલીફા તથા યૂનસઅલી આદિએ પણ યમુનાના એ તીરપ્રાંતમાં એવા જ સારા સારા બગીચા તથા હોજ બનાવરાવ્યા અને તેમાં લાહોર તથા દેપાલપુર પ્રમાણે કૂવામાં અર્હટ લગાડીને વહેતાં પાણીની વ્યવસ્થા પણ કરાવી હતી. હિન્દુસ્તાનના લોકોએ તે સમય પર્યન્ત આવા પ્રકારનાં બગીચા, હમ્મામ અને ગ્રીષ્મસદન આદિ જોયાં નહોતાં, અને તેથી તેમણે એ બગીચા, હમ્મામ તથા ગ્રીષ્મસદન આદિ જે ભૂમિમાં નિર્માણ થયાં હતાં તે ભૂમિને 'કાબુલ' નામથી ઓળખવાનો આરંભ કરી દીધેલો હોવાથી અદ્યાપિ તે ભૂમિ 'બાબરનું કાબુલ' નામથી ઓળખાય છે.

એક બાજૂ યમુના નદીના પરતીરપ્રાંતમાં એ બાગ અને હમ્મામ આદિ તૈયાર થતાં હતાં અને બીજી બાજૂ આગ્રાના કિલ્લામાં ઇબ્રાહીમ લોદીની ઈમારતો તથા કોટની વચ્ચે કેટલીક ભૂમિ ખાલી પડી હતી ત્યાં દશ ગજની પહોળાઈ તથા દશ ગજની લંબાઇનો એક મોટો મહાલય પણ બાબરની આજ્ઞાથી બંધાતો હતો. એ મહાલયને બાંધવાનો આરંભ વર્ષાૠતુના આરંભમાં થયેલો હોવાથી અને એના પાયા પણ વર્ષાદમાં જ ખોદાયલા હોવાથી એની દીવાલો ચણતાં ચણતાં જ કેટલીક વાર તૂટી પડી હતી અને તેથી એ મહાલય ધારેલી મુદ્દતમાં બંધાઇને પૂરો થઈ શકયો નહોતો. પરંતુ જ્યારે એ મહાલય બંધાઇને પૂરો થઈ ગયો ત્યારે એની પ્રેક્ષણીયતા લોકોને અલૌકિક ભાસવા લાગી હતી. એ મહાલયમાં સઘળા મળીને ત્રણ ખંડ હતા અને સર્વથી નીચેના ખંડમાં ત્રણ દાલાન હતા. તેનો એક માર્ગ કૂવામાં ઉતરતો હતો અને બીજો માર્ગ તળાવમાં ઉતરતો હતો. ત્રણે ખંડોનો મુખ્ય માર્ગ એક જ હતો. એક ખંડ બીજા ખંડથી ત્રણ ગણો ઉંચો હતો. નીચેના ખંડમાંથી પાણી ખેંચતાં પાણી એકદમ નીચે આવ્યું જતું હતું અને વર્ષાદમાં જ્યારે પાણી ચઢતું હતું ત્યારે તે ઉપરના ખંડમાં આવી જતું હતું. મધ્ય ખંડમાં એક દાલાન કંદાકારીનું હતું અને તેની પાસે જ ગુંબજ હતો. જે ખંડમાં અર્હટ રખાયલો હતો અને ફરતો હતો તે ખંડ એ ગુંબજમાં જ હતો અને તેની ઉપર એક મહાલય હતો. ચોકમાંથી કૂવાપર જવાના પાંચ કે છ જીના તે જીનાની નીચે હતા કે જેની બન્ને બાજૂથી મહાલયમાં જવામાટેનો માર્ગ આવેલો હતો. જમણી બાજૂના માર્ગની સામે એક પત્થરપર એ મહાલય તૈયાર થયો તે દિવસની તારીખ લખેલી હજી પણ જોવામાં આવે છે. એ કૂવાની પાસે જ એક બીજો કૂવો પણ ખોદાવવામાં આવ્યો હતો કે જેનો તલભાગ પ્રથમના કૂપ કરતાં એક ગજ ઉંચો હતો. જે ગુંબજનો ઉપર ઉલ્લેખ કરાયલો છે તે ગુંબજમાં બળદો અર્હટને ખેંચતા હતા અને તે કૂવામાંનું પાણી બીજા કૂવામાં આવતું હતું. બીજા કૂવાપર વળી એક બીજો અર્હટ લગાવેલો હતો અને તેમાંનું પાણી કોટપર આવીને ઉપરના બગીચામાં પડતું હતું. કૂવામાંથી નીકળતી નિઃસરણીના સ્થાનમાં પણ

પત્થરની એક ઇમારત બાંધવામાં આવી હતી. અને કૂવાની પડથાળની હદથી બહાર પત્થરની એક મસ્જિદ પણ નિર્માણ થઈ હતી; પરંતુ કારીગરોએ તે મસ્જિદ હિન્દુસ્તાનના ઢંગની બનાવેલી હોવાથી બાબરને માત્ર એ મસ્જિદ જેટલી ગમવી જોઇએ તેટલી ગમી નહોતી કૂવામાંથી અર્હટ* દ્વારા પાણી કાઢીને બનાવટી નહેરોમાં પહોંચાડવાની આવી જ વ્યવસ્થા યમુના તીરપ્રાંતમાંના બગીચા તથા હમ્મામમાં પણ કરાયલી હતી એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. બાબરના યમુના તીરપ્રાંતસ્થ ઉદ્યાનને લોકો જો કે 'કાબુલ'ના નામથી ઓળખતા હતા; પરંતુ બાબરે પોતે તો તેનું નામ 'ચહાર બાગ'† જ રાખ્યું હતું. 'ચહાર બાગ' તથા નવીન મહાલય તૈયાર થતાં સુધીમાં પાંચેક મહિનાનો સમય વીતી ગયો અને જ્યારે બાગ તથા મહાલય બન્ને તૈયાર થઈ ગયાં એટલે પછી બાદશાહ બાબરે નવીન મહાલયમાં દરબાર ભરવાનો અને 'ચહાર બાગ'માં નિવાસ કરીને શીતલતાના સુખને અનુભવવાનો આરંભ કરી દીધો.

એક દિવસ સંધ્યાસમયથી કિંચિત્ પૂર્વે બાદશાહ બાબર 'ચહાર બાગ'માંના પોતાના હમ્મામમાં સ્નાન કરતો બેઠો હતો; રૂપસુંદરી બાંદીઓ તેના શરીરપર સુગંધમય ગુલાબની ધારાનું સિંચન કરતી હતી અને બીજી બાંદીઓ વારાફરતી તેના શરીરપરના મલને પોતાના કોમલ કરતલોના ઘર્ષણથી દૂર કરવાના પ્રયત્નમાં લીન થયેલી હતી. જ્યારે બાદશાહની ઇચ્છા થાય ત્યારે ઉપર છતમાં ભરી રાખેલા જળમાંના છિદ્રાન્વિત નળને છોડવામાં આવતો હતો અને તેથી જાણે વર્ષાના જળથી જ તે સ્નાન કરતો હોયની ! એવો જ બાબરને ભાસ થતો હતો. તે આવી રીતે સ્નાનજન્ય આનંદના ઉપભોગમાં તલ્લીન થયેલો હતો એટલામાં એક બાંદીએ આવીને નમ્રતાપૂર્વક જણાવ્યું કે:—

"આલમપનાહ, સિયાલકોટથી જન્નતનશીન આલમખાનનાં બેગમ નાદિરાખાનમને લઇને પંજાબના સૂબેદાર દિલાવરખાનના સિપાહો કિલ્લામાં આવી લાગ્યા છે અને નાદિરાખાનમ આપ નામદારને મળવાની ખાહિશ ધરાવે છે એવો પયગામ લઇને એક સિપાહ કિલ્લામાંથી આવ્યો છે."

"અસ્મતપનાહ નાદિરાખાનમ આવી લાગ્યાં? બહુ સારું થયું." નાદિરાખાનમના આગમન વિશે આ પ્રમાણેનો આનંદ દર્શાવીને બાબરે પ્રથમ જે બાંદીઓ તેને સ્નાન કરાવતી હતી તેમને સ્નાનકાર્યની સત્વર સમાપ્તિની આજ્ઞા આપી દીધી, અને ત્યાર પછી જે બાંદી આ સમાચાર લઇને આવી હતી તે બાંદીને સંબોધીને કહ્યું કે: "મામૂના, જે સિપાહી કિલ્લામાંથી નાદિરાખાનમનો પયગામ લઇને આવ્યો છે તેને જણાવી દે કે જૂના શાહી મહલમાં નાદિરાખાનમને બાઇજ્જત રહેવાની ગોઠવણ કરી આપો અને તેમને જણાવો કે બાદશાહ સલામત પોતાની દુખ્તરને મળવામાટે તથા દિલાસો આપવામાટે થોડી વારમાં જ આવી લાગશે."

---

* કૂવામાંના પાણીને ખેંચીને ઊંચું ચઢાવનાર એક પ્રકારના યંત્રને હિન્દી અથવા હિન્દુસ્તાની ભાષામાં 'અર્હટ' કહેવામાં આવે છે.

† 'ચહાર બાગ'નો સત્ય અર્થ તો 'ચાર બગીચા' જ થાય છે; પરંતુ તુર્કી ભાષામાં ઉદ્યાનયુક્ત રાજમહાલયને 'ચહાર બાગ' કહેવામાં આવે છે અને અહીં પણ એનો એ જ અર્થ સ્વીકારવાનો છે.

"જેવો ઇર્શાદ." આ પ્રમાણે કહીને બાંદી મામૂના ત્યાંથી ચાલતી થઇ ગઇ અને તેના ગયા પછી બાબર પણ સ્નાનના કાર્યથી સત્વર મુક્ત થઇને પોતાનો મામૂલી સાદો પોશાક પહેરી લઇને 'ચહાર બાગ'માંથી કિલ્લામાં જવામાટે રવાના થયો.

* * * * *

બાબર જે વેળાયે કિલ્લામાં આવી લાગ્યો તે વેળાયે જૂના શાહી મહલમાં નાદિરાખાનમના નિવાસમાટેની બાબરના ફર્માબર્દાર મુસાહિબોએ સર્વ વ્યવસ્થા કરી આપી હતી અને નાદિરા બાબરના આગમનની પ્રતીક્ષા કરતી શાહી મહલના ઉપરના દીવાનખાનામાં બેઠી હતી. નાદિરાના સૌભાગ્યરવિનો આલમખાનના અંત સાથે અસ્ત થયેલો હોવાથી જ્યારથી તેણે પોતાના પતિના મૃત્યુના શોકકારક સમાચાર સાંભળ્યા હતા ત્યારથી ઉત્તમ વસ્ત્રાલંકારોનો ત્યાગ કરી દીધો હતો અને શોકદર્શક કાળાં વસ્ત્રો જ પરિધાન કરવા માંડ્યાં હતાં એટલે અત્યારે પણ તે કૃષ્ણ વસ્ત્રો પરિધાન કરીને જ બેઠી હતી. પરંતુ આવી શોકમયી પરિસ્થિતિ તથા આવાં શોકદર્શક વસ્ત્રોમાં પણ તેના નૈસર્ગિક સૌન્દર્યની છટા એવી તો મનોહારિણી દેખાતી હતી કે તે સૌન્દર્યછટામાં પૂર્ણિમાના ચંદ્રની સૌન્દર્યછટાને પણ ઘડીભર શર્માવી દેવાનું પૂર્ણ સામર્થ્ય વિલસી રહ્યું હતું.

નાદિરા જાગ્રત હોવા છતાં વિચારનિદ્રામાં પડેલી હતી; પરંતુ અચાનક એક બાંદીએ આવીને તેની વિચારનિદ્રાનો ભંગ કરી નાખ્યો અને કહેવા માંડ્યું કે: "બેગમ સાહબા, બાદશાહ સલામત પધાર્યા છે અને તે નામદાર અહીં આવવામાટે આપની પરવાનગીની રાહ જોતા નીચેના દીવાનખાનામાં બેઠા છે."

"બાદશાહ સલામતને બાખુશી અહીં પધારવાનું જણાવો; હું તે નામદારના ઇસ્તકબાલમાટે તૈયાર થઇને જ બેઠી છું." નાદિરાએ બાબરને લઈ આવવામાટેની બાંદીને સૂચના આપી દીધી.

બાંદી નીચે જવાને ચાલતી થઈ અને નાદિરા બુર્કાપોશ* થઇને એટલે કે અવગુંઠનરૂપ મેઘાવરણથી પોતાના વદનવિધુને આવૃત્ત કરીને બાબરના સ્વાગતમાટે તૈયાર થઇને ઊભી રહી. થોડી વારમાં જ બાબર ત્યાં આવી લાગ્યો અને નાદિરાને બુર્કાપોશ જોઇને આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો કઃ—

"મારા જન્નતનશીન દોસ્ત આલમખાનનાં અસ્મતપનાહ અને પાકદામન બેગમ નાદિરાખાનમ! હું આપને મારી એક નાની હમ્શીરા અથવા તો મારી દુખ્તર માનું છું અને તેથી હમ્શીરાને પોતાના બિરાદર આગળ અથવા દુખ્તરને પોતાના પિદર આગળ બુર્કાપોશ થઇને ઊભેલી જોવાથી જો મારા મનમાં અજાયબી થાય તો તે બેજા અજાયબી તો ન જ કહેવાય. જો મારામાં આપનો એતબાર હોય અને આપ મને નેકમર્દ માનતાં હો, તો આ બુર્કાને કાઢી નાખો અને

---

* પર્દાનશીન મુસલ્માન બાનૂઓ મસ્તકથી ચરણ પર્યન્ત શરીરને ઢાંકી દેનારું જે એક વસ્ત્ર પહેરે છે તેને 'બુર્કા' કહેવામાં આવે છે. એ બુર્કામાં નેત્રો આગળના ભાગમાં માત્ર બે છિદ્રો વિના અખંડતા જ હોય છે અને તેથી બુર્કાપોશના શરીરનો કોઈ પણ ભાગ કોઇના જોવામાં આવી શકતો નથી. બુર્કાને ધારનાર 'બુર્કાપોશ' કહેવાય છે.

એક દુખ્તર જેવી રીતે પોતાના પિદર સાથે ગુફતગૂ કરે છે તેવી રીતે પાક દિલથી મારી સાથે ગુફતગૂ કરો."

"જ્યારે આપ નામદાર અસ્મતપનાહ તથા પાકદામન કહીને મારા જેવી એક હકીર ઔરતની ઇજ્જતને આટલી હદ સૂધી વધારો છો અને મને પોતાની દુખ્તર તરીકે સ્વીકારો છો, તો પછી પિદર સાથે ગુફતગૂ કરતાં દુખ્તર બુર્કાપોશ રહે એ કોઈ પણ રીતે વાજિબ નથી અને તેટલામાટે હું આપ નામદારના ફર્માનને માન આપી બુર્કાને મારા શરીરપરથી દૂર હટાવું છું; આપ નામદારની પવિત્ર ભાવનાને માથાપર ચઢાવું છું." એમ કહીને નાદિરાએ બુર્કાને ઊતારી નાખ્યો.

બાબરને અતઃપૂર્વ નાદિરા સાથે પ્રત્યક્ષ વાર્ત્તાલાપ કરવાનો કિંવા તેના મુખચંદ્રના દર્શનનો પ્રસંગ મળ્યો નહોતો એટલે નાદિરાના મુખપરથી બુર્કો દૂર થતાં જ તેના અત્યંત મનોહર સ્વર્ગીય લાવણ્યને જોઇને બાદશાહ બાબર ઘડીભર તો આશ્ચર્યમુગ્ધ થઈ ગયો અને પોતાના મનમાં તેના અલૌકિક સૌન્દર્યની પ્રશંસા પણ કરવા લાગ્યો; પરંતુ નાદિરાના રૂપની એ પ્રશંસાને તેણે સભ્યતા તથા શિષ્ટાચારનો ભંગ ન થવા દેવામાટે વાણીદ્વારા બહાર નીકળવા ન દીધી; માત્ર એટલું જ નહિ, પણ કદાચિત્ કોઈ અનુચિત શબ્દ મુખમાંથી બહાર નીકળી ન જાય એટલામાટે તે નાદિરાની ઉદારતા વિશે પોતાની કૃતજ્ઞતાને દર્શાવતો કહેવા લાગ્યો કેઃ—

"ખુદાના આ એક નાચીજ બન્દાના કઓલમાં એતબાર રાખી પોતાના ચહેરાપરથી બુર્કાને હટાવીને આપે મારી ઇજ્જત વધારી છે તેમાટે આપ નામદાર બેગમનો હું મમ્નૂન છું, નેહાયત એહસાનમંદ છું."

"આપ નામદાર જેવા એક આલીખાન્દાન, આલીવિકાર અને નેકકિર્દાર બાદશાહે આ એક હકીર ઔરતને પોતાની દુખ્તર તરીકે માનવાને લાયક ગણી છે, એથી હું પણ મારી ઈજ્જત તથા જીનતમાં બહુ જ વધારો થયેલો માનું છું અને પરવરદિગાર પાસેથી એ જ માગું છું કે મને તે આપની જીઅસ્મત અને પાકદામન દુખ્તર થવાની લાયકી બખ્શે!" નાદિરાએ નમ્રતા સહિત પોતાની પવિત્ર ભાવનાનો પરિચય કરાવ્યો.

એની પુષ્ટિમાં 'આમીન' શબ્દનો ઉચ્ચાર કરીને બાબરે નાદિરાને આશ્વાસન આપતાં કહેવા માંડ્યું કેઃ "અજીજ દુખ્તર, તમારા નેકનામ શોહર મયદાને જંગમાં શહીદ થવાથી તમારા સરપર એક બેવા તરીકે જિન્દગીને વીતાડવાની જે આફત આવી પડી છે તે જોઇને મારા દિલમાં જે દિલગીરી થાય છે તેના બયાનની આ કમજોર જબાનમાં તાકત નથી. જો આલમખાનનો ઈન્તકાલ ન થયો હોત, તો આ હિન્દોસ્તાનના તખ્તપર તેમને જ બેસાડીને મારો કાબુલ ચાલ્યા જવાનો મુસ્તકીમ ઇરાદો હતો; પરંતુ આલમખાન જન્નતનશીન થવાથી મારી તે મુરાદ બર ન આવી અને જે તખ્તનશીની તથા બાદશાહી આલમખાનની થવાની હતી તે મારા હિસ્સામાં આવી. હું કદાચિત્ લોદી ખાન્દાનના કોઈ નબીરાને હિન્દોસ્તાનનો સુલ્તાન બનાવવાની ઉદારતા બતાવત; પણ એક તો સુલ્તાન ઇબ્રાહીમ લોદીના ખરાબ અમલથી હિન્દોસ્તાનની રૈયત એટલી બધી નારાજ થયેલી છે અને કંટાળી ગયેલી છે કે લોદી

ખાન્દાનમાંથી તેનો એતબાર ઊઠી ગયો છે; માત્ર એટલું જ નહિ, પણ અફગાન સરદારો પણ બાગી–બળવાખોર–થઇને રૈયતને પીડવાનો જ ધંધો આદરી બેઠા છે. લોદી ખાન્દાનમાં એક આલમખાન જ હીરો હતો, પણ તે ચાલ્યો ગયેલો હોવાથી હવે બધા પત્થર અને કાંકરા જ બાકી રહ્યા છે. અત્યારે તો હવે લોદી ખાન્દાનના જે નબીરા મારા જોવામાં આવે છે તેઓ જેમ દેખાવમાં ભયંકર છે તેમ જ તેમનામાં બુદ્ધિ તથા ગ્રાહકતાનો સર્વથા અભાવ છે; તેમના રીતિ રિવાજો સભ્યતાથી વિરુદ્ધ છે; તેમનાં હૃદયમાં દયા તથા બંધુપ્રેમનો લવ લેશ પણ નથી; તેમનામાં કલાકૌશલ્યને ખીલવવાની શક્તિ નથી અને કારીગરીની કદ્ર કરવાની તેમનામાં જરા પણ લાયકાત નથી; માત્ર એટલું જ નહિ, પણ શરીરને સુખમય તથા જીવને આનંદમાં રાખવાનું જ્ઞાન પણ તેમનામાં ન હોવાથી પરિણામ એ થયું છે કે આ હિન્દોસ્તાન જેવા સોના તથા ચાંદીથી ભરેલા દેશમાં સારું અન્ન, સારું માંસ, દ્રાક્ષ, ખરબૂજા, બર્ફ અને સારું શીતળ જળ પણ મળી શકતું નથી અને રાત્રિના અંધકારને નિવારવામાટે સાધારણ મીણબત્તીને મેળવવાનું કાર્ય પણ અશક્ય થઇ પડે છે. અફગાનોમાં ધર્માન્ધતા પણ વધારે પડતી હોવાથી તેમના હાથે હિન્દુ પ્રજાપર ન થવા જોઇએ તેવા અત્યાચારો થાય છે અને તેથી હિન્દોસ્તાનના હિન્દુ રાજાઓ પણ અફગાનોના તેમ જ લોદી ખાન્દાનના કટ્ટા દુશ્મન બની ગયા છે. આવી પરિસ્થિતિ હોવાથી જો લોદી ખાન્દાનના હાથમાં હિન્દોસ્તાનની રિયાસત રહેશે, તો થોડા વખતમાં જ હિન્દોસ્તાનમાંથી મુસલ્માનોના પગ ઊખડી જશે એમ ધારીને હિન્દોસ્તાનમાં જે રિયાસતના યોગે રાજ્યકર્ત્તાના હસ્તથી અથવા તો રાજ્ય કરનારી જાતિના હસ્તથી પ્રજાપર થતા અયોગ્ય અત્યાચારોનો સદાને માટે અંત આવી જાય, પ્રજાના કલ્યાણમાટેનાં પોતાનાં કર્ત્તવ્યોને બાદશાહો સમજતા થાય, હિન્દુ તથા મુસલ્માન વચ્ચેનો કુસંપ દૂર થઈ જાય અને કોઇના પણ ધર્મમાં હસ્તાક્ષેપ કરવાનો કિંવા ધર્મના નામથી અન્યધર્મીય પ્રજાજનોને પીડવાનો આપણો લેશ માત્ર પણ અધિકાર નથી એ તત્ત્વ અહલે ઇસ્લામ બાદશાહોના જાણવામાં આવી જાય એવી આદર્શ મુસલ્માની રિયાસતનો પાયો નાખવાના ઇરાદાથી મેં હિન્દોસ્તાનના બાદશાહનું પદ સ્વીકારી લીધું છે અને મારી એ આશા મારા પોતાના તથા મારા વંશજોના રાજત્વકાળમાં ફળીભૂત થાય, એ જ પરવરદિગાર પાસેથી મારી એક માત્ર માગણી છે. છતાં પણ જો તમને મારું આ બોલવું ખોટું ભાસતું હોય અને હિન્દોસ્તાનની બાદશાહી લોદી ખાન્દાન પાસેથી છીનવી લેવામાં મેં ગયરઇન્સાફ કર્યો છે એમ જ તમને જણાતું હોય, તો તમો જેનું નામ આપો તે લોદી ખાન્દાનના નબીરાને તખ્તનશીન કરીને આવતી કાલે જ હું હિન્દોસ્તાનને સદાને માટે છોડી જવાને તૈયાર છું. તમો પોતાના દિલમાં કોઈ પણ જાતનો વસવસો ન રાખશો અને તમારા જે કાંઈ પણ ખયાલાત હોય તે મને જણાવી દેશો તો મારાપર તમારો એહસાન થશે.”

બાબરના આ વિનયપૂર્ણ તથા વિચારણીય ભાષણનું શ્રવણ કરીને નાદિરા વિચારમગ્ન થઈ ગઈ અને કેટલીક વાર પછી અમુક પ્રકારના નિશ્ચયપર આવીને વિનીત ભાવ તથા મૃદુલા વાણીથી કહેવા લાગી કે: “સુલ્તાનેવક્ત અથવા મારા બજાયે પિદર શહનશાહ! લોદી ખાન્દાનના કોઈ પણ નબીરામાં અત્યારે હવે

હિન્દોસ્તાનની રિયાસતને સંભાળવાની તેમ જ ચલાવવાની લાયકી રહી નથી અને તેથી જો લોદી ખાન્દાનના હાથમાં જ હિન્દોસ્તાનની રિયાસત રહેશે, તો હિન્દોસ્તાનમાંથી મુસલ્માની રિયાસતની જડ હમેશાને માટે ઊખડી જશે, એ આપ નામદારની રાય રાસ્ત તથા દુરુસ્ત છે અને તેથી લોદી ખાન્દાનના કોઈ પણ નબીરાને હિન્દોસ્તાનનાં તાજોતખ્તનો માલિક બનાવવાની આપ નામદારને સલાહ આપવી એ સખ્ત નાદાની છે. ખુદાએ જે કાંઈ પણ કર્યું છે તે સારું જ કર્યું છે; આપ નામદાર જેવા તજરુબાકાર, રહમદિલ, રૈયાયાપરવર અને મુન્સિફ સુલ્તાનના દસ્તે મુબારિકમાં હિન્દોસ્તાનની રિયાસત આવી પડેલી છે એટલે હવે હિન્દોસ્તાનની રૈયતને જરૂર આરામ મળશે અને આપ નામદારની સઘળી આશાઓ ફળીભૂત થશે, એવી મને ગયબી બસારત થયા કરે છે. હવે તો આપની આ દુખ્તરની એ જ દુવા છે કે આપ નામદારના દસ્તે મુબારિકથી હિન્દોસ્તાનની જમીનમાં નવીન મુસલ્માની શાહનશાહતનો જે પાયો નખાયો છે તે દિવસે દિવસે મજબૂત થાય, મુગલિયા ખાન્દાનની શાહનશાહત હિન્દોસ્તાનમાં હમેશાને માટે કાયમ રહે અને બાદશાહ બાબરનું નામ હિન્દોસ્તાનની હવે પછીની તવારીખમાં 'નૂરે ઇસ્લામ' તરીકે મશહૂર થઈ જાય."

"આમીન!" બાબરે એ શબ્દના ઉચ્ચારથી નાદિરાની શુભ ભાવના અથવા તો ભલી દુવાને પોતાના મસ્તકપર ચઢાવી લીધી અને ત્યાર પછી તે નાદિરાને સંબોધીને કહેવા લાગ્યો કે: "અજીજ દુખ્તર! ત્યારે હવે તમારો ક્યાં રહેવાનો તેમ જ પોતાની જિન્દગીને કેવી રીતે વીતાડવાનો વિચાર છે તે જણાવશો? અત્યાર સુધી દેહલી લોદી સુલ્તાનોની તખ્તગાહ-રાજધાની-હતી; પરંતુ હું આગ્રાને તખ્તગાહ બનાવવાના નિશ્ચયપર આવેલો હોવાથી અને આવી રીતે તખ્તગાહને બદલવાનાં કેટલાંક કારણો પણ હોવાથી આગ્રાને સુધારવાના કામની મેં શરૂઆત પણ કરી દીધી છે એટલે હવે મારો તો એવો જ વિચાર છે કે તમો આગ્રામાં તમોને પસંદ પડતા કોઇ પણ શાહી મહલમાં રહો અથવા જે મકાનો તૈયાર છે તે તમને પસંદ ન હોય તો તમારી ઇચ્છા પ્રમાણે નવું મકાન બંધાવીને તેમાં નિવાસ કરો; એક મર્હૂમ બાદશાહની બાદશાહ બેગમના કર્રોફરથી તમો રહી શકો તેવો સઘળો બંદોબસ્ત હું તમોને કરી આપીશ અને શાહી ખજાનામાંથી તમને જેટલાં નાણાં જોઇશે તેટલાં નાણાં મળતાં રહેશે."

"સુલ્તાન સલામત! જ્યારે ઇબ્રાહીમની માદર એટલે કે સુલ્તાના વાલિદા તેમ જ ઇબ્રાહીમ લોદીનાં બીજાં બચ્ચાંના નિભાવનો પણ આપ નામદારે ઘણો જ સારો બંદોબસ્ત કરી આપ્યો છે; તો હું આપ નામદારના દોસ્તની બેગમ હોવાથી મારામાટે આપ નામદાર મારી ઇચ્છા પ્રમાણેનો બંદોબસ્ત ન કરાવી આપો, એમ તો બને જ નહિ અને તેથી આપ નામદારની આ હાતમદિલીમાટે હું આપ નામદારનો જેટલો પણ એહસાન માનું તેટલો ઓછો જ છે. પરંતુ મારા અજીજ શૌહરની જન્નતનશીનીએ મને બેવા બનાવી છે અને તેટલામાટે હવે એક બેગમ તરીકેના કર્રોફરથી રહેવાની મારી ઇચ્છા નથી; કિન્તુ દેહલીમાં રહી મારા મર્હૂમ ખાવિન્દની તુર્બતપર રોજ બેવાર ફૂલ ચઢાવીને ખાકસારીથી પરવરદિગારની યાદમાં જ જિન્દગીને બસર કરવાની મારી મન્સા હોવાથી જો

આપ નામદાર દેહલીમાં મારા નિવાસમાટેનો અને મારા નિર્વાહમાટેનો બંદોબસ્ત કરી આપશો, તો આપ નામદારનો મારાપર નેહાયત એહસાન થશે; કારણ કે, હવે મારામાટે આ ફાની જહાનના અયશો આરામ હરામ છે; હવે તો યાદે ખુદામાંજ મારી જિન્દગીનો આરામ છે." નાદિરાએ હવે પછી પોતાના જીવનને જેવા સ્વરૂપમાં વીતાડવાનો તેનો વિચાર હતો તે વિચારને યોગ્ય શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો.

નાદિરાની આવી પવિત્ર ભાવનાના સાક્ષાત્કારથી બાબર આશ્ચર્યચકિત થયો અને તેની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કે: "નૂરે નજર! જેવું તમારું નામ નાદિરા છે તેવાજ તમારા ખયાલત પણ નાદિર છે અને તેથી મને ઘણોજ સંતોષ થાય છે. તમારા જેવી પાકદામન ઔરતમાટે બેવા થયા પછી જિન્દગીને બસર કરવાનો આ તરીકો જ મુફીદ છે અને તેથી તમારી મરજી મુજબ દેહલીમાં તમારા નિવાસમાટેનો હું બધો બંદોબસ્ત કરાવી આપીશ."

"પરંતુ એ સાથે મારી એક બીજી અર્જ પણ આપ નામદાર કુબૂલ રાખશો, એવી હું આશા રાખું છું." નાદિરાએ એક અન્ય પ્રાર્થનાનો પ્રસ્તાવ કર્યો.

"મારી ફરિશ્તન દુખ્તર! તારી અર્જ હોયજ નહિ, તારું તો ફર્માન જ હોઈ શકે અને તેટલામાટે તારું જે કાંઈ પણ ફર્માન હોય તેની ફોરન તામીલ કરી નાખવાને આ તારો ધર્મપિતા હરઘડી તૈયાર છે." બાબરે વિવેક તથા મર્યાદાનો અતિરેક કરી બતાવ્યો.

"તો મારી માગણી એટલી જ છે કે મારા બિરાદર અને આપ નામદારના વલીઅહદ શાહજાદા હુમાયૂનની કમરપારા સાથે, હું આગ્રામાં છું ત્યાં સુધીમાં જ, શાદી થઈ જાય તો સારું." નાદિરાએ બાબરને જેનું સ્વપ્ન માત્ર પણ નહોતું તેવા પ્રકારની એક વિલક્ષણ પ્રાર્થના રજૂ કરી દીધી.

"ત્યારે શું કમરપારાને તમો ઓળખો છો?" બાબરે આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"કમરપારાને હું માત્ર ઓળખું છું; એટલું જ નહિ, પણ કમરપારા ઘણા લાંબા વખત સુધી મારી સાથે વસેલી હોવાથી જેમ હું તેના ખાન્દાનની હકીકતથી વાકિફ છું તેમ જ તેના પોતાના સદ્ગુણોને પણ સારી રીતે જાણું છું. તેની ખુબ્સૂરતી તેમ જ કેટલીક સારી ખાસીયતોને તો આપ નામદાર પોતે પણ જાણો છો એટલે તેના એ ગુણોની તારીફનું કામ મારામાટે બાકી રહેતું નથી. વળી જેમ કમરપારા હુમાયૂનની આશક છે તેમ હુમાયૂન કમરપારાની મહબ્બતનો મુશ્તાક છે એટલે એ નજરથી જોતાં પણ આ શાદીથી ખાનાઆબાદી થવાનો જ સંભવ છે." નાદિરાએ કમરપારા સાથેના પોતાના પરિચયને દર્શાવતાં સાથે તેના સદ્ગુણો તથા સૌન્દર્ય આદિનો પણ આવશ્યકીય સંક્ષિપ્ત પરિચય કરાવી દીધો.

"કમરપારા મારી એક માનીતી બાંદી હતી અને હમેશા મારી ખિદમતમાં રહેતી હતી એટલે બાંદી હોવા છતાં પણ તેનામાં જે એક શરીફ ઔરત જેવી ખાસીયતો રહેલી હતી તે મારી જાણ બહાર નથી અને ખુબ્સૂરતીમાં તો તે પરીપયકર છે જ એટલે તેની ખુબ્સૂરતી વિશે તો કાંઈ કહેવાનું છે જ નહિ.

કમરપારા શાહજાદા હુમાયૂનની આશક હતી અને હુમાયૂન પણ તેની મહુબ્બત-નો દમ ભરતો હતો એ વાર્ત્તા પણ મારા જાણવામાં આવી હતી; પરંતુ કમર-પારાના ખાન્દાનથી હું નાવાકિફ હોવાથી મેં એ કદખુદાઈમાટે મારી મંજૂરી આપી નહોતી અને તેથી કમરપારા માયૂસ થઇને કાબુલમાંથી ચાલી ગઈ હતી. તેના ચાલ્યા જવા પછી તે શરીફ માદર પિદરની નેકઅખ્તર દુખ્તર હોવાની બીના મારા જાણવામાં આવી હતી અને જો તે વખતે તે કાબુલમાં મૌજૂદ હોત, તો હુમાયૂન સાથે તેની શાદી કરાવી આપવાને હું તૈયાર હતો; પણ તે મૌજૂદ ન હોવાથી મારી એ મુરાદ બર આવી શકી નહોતી. આગ્રામાં આવ્યા પછી હુમાયૂનના કહેવાથી મારા જાણવામાં આવ્યું હતું કે અમારા ચાંદખાન તથા નજીરુદ્દીન નામના બે નૌજવાન મુસાહિબોમાંનો ચાંદખાન કમરપારાનો બિરાદર હતો અને તેણે કમરપારા હિન્દોસ્તાનમાં હોવાનું હુમાયૂનને જણાવ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ ચાંદખાન તથા નજીરુદ્દીન કમરપારાને લઇ આવવામાટે તે જ દિવસે અહીંથી રવાના થયા હતા કે જેઓ આજ સુધીમાં પાછા આગ્રામાં આવ્યા નથી. જો કમરપારા અહીં આવશે, તો હું તેને બાખુશી હુમાયૂન સાથે પરણાવીશ અને તેની દિલી તમન્નાને પૂરી કરીશ; કારણ કે, શાહજાદા હુમાયૂનને પણ હું એમાટેનો કબોલ આપી ચૂક્યો છું.” બાબરે સંક્ષેપમાં કમરપારાના વૃત્તાંતને વર્ણવીને તે સાથે એ લગ્નમાટે પોતાની અનુ-મતિ હોવાનું પણ દર્શાવી દીધું.

“કમરપારા મારી સાથે જ આજે આગ્રામાં આવી છે અને અત્યારે તે આપ નામદારની જ મેહમાન છે.” નાદિરાએ કમરપારાના આગમનનો ભેદ જણાવી દીધો.

“ત્યારે કમરપારા અત્યાર સુધી તમારી સાથે જ હતી કે શું?” બાબરે આશ્ચર્યથી પૂછ્યું.

“જી હા; કમરપારા અત્યાર સુધી મારી સાથે જ હતી અને મારી સાથે રહીને તેણે મારી જે જે સેવાઓ કરી છે તેમ જ મારાપર જે જે ઉપકારો કર્યા છે, તે સેવાઓ તથા ઉપકારોને અત્યારે વર્ણવવા બેસું તો આખો દિવસ વીતી જાય તેમ છે એટલે કિસ્સાને તૂલ ન કરતાં એટલું કહેવું જ કાફી છે કે કમરપારા એક મામૂલી હસીના ઔરત નથી; કિન્તુ ફરિશ્તા જેવી સારામાં સારી ખૂબીઓ તથા લિયાકતોથી મામૂર છે, ગોયા જન્નતની હૂર છે અને તેથી શાહજાદા સલા-મતની જોજ થવાને તે દરેક રીતે લાયક છે.” નાદિરાએ કમરપારાની યોગ્યતાની યોગ્ય સ્તુતિ કરી સંભળાવી.

હું પોતે પણ એમ જ માનું છું કે હુમાયૂન અને કમરપારા એ મીયાં બીબી એક બીજાને દરેક રીતે લાયક છે; પણ અત્યારે વળી એ મુશ્કિલાત આવી પડી છે કે કમરપારા મૌજૂદ છે અને હુમાયૂન આગ્રામાં નથી એટલામાટે જ્યારે હુમાયૂન અહીં આવશે ત્યારે જ શાદીની ધામધૂમ કરી શકાશે.” બાબરે કમર-પારાની યોગ્યતાને સ્વીકારીને લગ્નના પ્રસંગને લંબાવવાનું કારણ દર્શાવ્યું અને ત્યાર પછી કહ્યું કે: “એ તો ઠીક; પણ કમરપારાને હમેશા હું મારી દુખ્તર તરીકે માનતો આવ્યો છું અને મારી આગળ બેપર્દા રહીને તે પણ મને પોતાના પિદર તરીકે જ માનતી આવી છે, તો પછી અત્યારે આ મહલમાં મૌજૂદ હોવા

છતાં પણ કમરપારા મારી કદમબોસીમાટે નથી આવી એથી મને ઘણી જ અજાયબી થાય છે.”

“બન્દાપરવર, હવે કમરપારા આપ નામદારના શાહજાદા સલામતની મંન્રૂરે-નજર થવાની હોવાથી આગળની પેઠે આપ નામદાર આગળ બેપર્દા આવતાં શર્માય છે.” નાદિરાએ કમરપારાના ન આવવાનું કારણ દર્શાવ્યું.

“પરવરદિગાર તેની એ શર્મને નિભાવે અને કાયમ રાખે!” બાબરે શુભ ભાવના દર્શાવી અને તે સાથે પૂછ્યું કે: “કમરપારાનો બિરાદર ચાંદખાન તેમ જ નજીરુદ્દીન પણ તમારી સાથે આવેલા હોવા જોઇએ; છતાં તેઓ પણ હજી ક્યાંય મારા જોવામાં નથી આવ્યા તેનું શું કારણ છે?”

“ગરીબનવાજ, કમરપારાનો બિરાદર ચાંદખાન પોતાની હમ્શીરાને મારી સાથે રવાના કરીને અને તેની શાદીના ભારને મારા માથાપર નાખીને પંજાબ-માંથી જ તાતાર જવામાટે વિદાય થયો છે અને તે હવે અહીં પાછો આવવાનો જ નથી. નજીરુદ્દીન અમારી સાથે આવ્યો છે અને તે કદમબોસીમાટે અવશ્ય આપ નામદાર પાસે આવશે જ.” નાદિરાએ કમરપારાના ભેદને છુપાવવામાટે ચાંદખાનને તાતારમાં ગયેલો બતાવી દીધો અને ત્યારપછી પૂછ્યું: કે “શાહજાદા હુમાયૂનની આગ્રામાં ક્યારે પધરામણી થશે?”

“મને ગઈ કાલે જ તેનો જે પયગામ મળ્યો છે તેથી તો એમ જ જણાય છે કે કેટલાક દુશ્મનો કાબૂમાં આવી ગયા છે અને ત્યાં શાંતિ થઈ જાય એટલે આઠ કે પંદર દિવસમાં જ તે અહીં આવી પહોંચશે.” આમ કહીને બાબર ઊઠયો અને “ત્યારે હવે હું રજા લઇશ;” એવી રીતે વિવેક દર્શાવીને ત્યાંથી ચાલતો થયો. નાદિરા તેને દીવાનખાનાના દરવાજા સૂધી વળાવીને પાછી વળી આવી અને અંદરના બીજા ઓરડામાં ચાલી ગઈ.

હવે અહીં જણાવવાની આવશ્યકતા છે કે ગત પ્રકરણના અંતમાં જણાવ્યા પ્રમાણે પુરુષવેષધારિણી કમરપારા તથા ગુલંદામ આગ્રામાંથી સિક્રી જવા-માટે રવાના થઈ હતી અને સિક્રી પહોંચ્યા પછી તેમનો સિયાલકોટ જવાનો નિશ્ચય થતાં તેઓ સિયાલકોટની દિશામાં આગળ વધી હતી; કારણ કે, બાબર-ની આજ્ઞા અનુસાર દિલાવરખાન નાદિરાખાનમને આગ્રા મોકલવાનો હતો એ બાબતને તેઓ જાણતી હોવાથી ‘જો નાદિરાખાનમ અદ્યાપિ સિયાલકોટ-માં જ હશે તો ત્યાંથી આપણે તેની સાથે આગ્રા આવવાને પાછાં નીકળીશું અને જો રસ્તામાં જ તેનો મેળાપ થઈ જશે, તો રસ્તામાંથી જ પાછાં વળીશું;’ એવી તેમની ધારણા હતી. બનાવ એવો બન્યો કે દિલાવરખાને નાદિરાને આલમખાનના મૃત્યુની વાર્તા સંભળાવતાંની સાથે જ હૃદયમાં અતિશય શોકનું તીવ્ર પરિણામ થવાથી નાદિરાના શરીરમાં વિષમ જ્વરની બાધાનો ઉદ્ભવ થયો અને તેના પરિણામે તે શય્યાવશ થઈ ગઈ. દિવસાનુદિવસ તેનો એ રોગ એટલો બધો વધવા લાગ્યો કે તેના ઉપચારક પંજાબના નામાંકિત વૈદ્યો તથા હકીમોએ પણ તેના જીવનની આશાને બહુધા ત્યાગી દીધી. આ દુઃખ પણ જાણે ઓછું હોયની! એમ દર્શાવવાને જ કે શું, તે જીવન તથા મરણના મધ્યમાં હતી તેવામાં જ તેની સર્વ આશાઓના કેન્દ્રરૂપ તેના અર્ભક સંતાનના જીવનને

પણ યમરાજ હરી ગયો અને તેથી તો વળી નાદિરાની દશા અતિશય ભયંકર થઈ પડી. આ સર્વ કારણોથી નાદિરા સિયાલકોટને ત્યાગીને આગ્રા આવવા-માટે નીકળી શકી નહોતી. અને હજી સિયાલકોટમાં જ હતી એટલામાં કમર-પારા તથા ગુલંદામ તેની પાસે જઈ પહોંચી. કમરપારા તથા ગુલંદામ ઉત્તમ પરિચારિકાઓ હોવાથી હકીમોના ઉપચાર સાથે તેમની પરિચર્યા વિષયક કુશળતા તથા તેમનાં આશ્વાસનોના પરિણામે નાદિરાખાનમના રોગની માત્રા ઘટવા લાગી અને તેમના આવ્યા પછી એક માસમાં નાદિરા જ્વરની બાધાથી તો મુક્ત થઈ ગઈ; પરંતુ તેના શરીરમાં અતિશય અશક્તતા કિંવા નિર્બળતા આવી ગયેલી હોવાથી તેનાથી પ્રવાસજન્ય પરિશ્રમ સહી શકાય તેમ નહોતું અને તેથી આગ્રાના પ્રવાસને વળી પાછો લંબાવવો જ પડ્યો. આવી રીતે સિયાલકોટમાં દીર્ઘ-કાળ પર્યન્ત રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં નાદિરાની પ્રકૃતિ સ્વસ્થ થયા પછી ગુલંદામે કમરપારા તથા શાહજાદા હુમાયૂનના પરસ્પર પ્રેમનો વૃત્તાંત નાદિરાને આદિથી અંત પર્યન્ત કહી સંભળાવ્યો અને તે વૃત્તાન્તને સાંભળી લીધા પછી કમરપારાને હવે તેના નૈસર્ગિક નારીવેશમાં જ પોતા સાથે આગ્રા લઈ જઇને બાબર આગળ હુમા-યૂન સાથેના તેના લગ્નસંબંધના પ્રસ્તાવને રજૂ કરવાનો ભાર નાદિરાએ પોતાના શિરપર ઊપાડી લીધો. અંતે તેઓ આગ્રા આવવાને સિયાલકોટમાંથી રવાના થયાં અને આગ્રામાં આવતાંની સાથે જ નાદિરાએ પોતાના એ વચનને કેટલી સીમા પર્યન્ત પાળી બતાવ્યું હતું એ વાર્ત્તા આપણા જાણવામાં આવી ગયેલી હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

આ ઘટનાને લગભગ પંદર દિવસ જેટલો સમય વીત્યા પછી કેટલાક બળવા-ખોર અફગાન સરદારોના બળવાને શમાવીને તેમ જ બયાના, ધૌલપુર, ગવાલિયર અને જૌનપુર આદિ રાજ્યોને જીતી લઇને શાહજાદો હુમાયૂન વિજયપતાકાને ઉડાવતો પોતાની વિજયિની સેના સહિત પાછો આગ્રામાં આવી લાગ્યો. બાદ-શાહ બાબરે પોતાના મુજ્જફર શાહજાદાને ધન્યવાદોથી વધાવી લીધો અને કહ્યું કે:--

"હુમાયૂન, અત્યાર સુધી તો મેં તને તારી દિલાવરી તથા બહાદરીના બદલામાં ફક્ત હીરા, મોતી, અશરફી તથા જાગીર વગયરા જડ પદાર્થો જ ઇના-મમાં આપ્યા છે; પરંતુ અત્યારની તારી ફતહના બદલામાં હું તને એક એવું અજીબ ઇનામ આપવા માગું છું કે ઇનામમાં મળેલી તે વસ્તુ તારા અંધેરા ઘરમાં ચિરાગની પેઠે રોશનીને ફેલાવશે; તારા દિલને બાગ બાગ બનાવશે અને સુખમાં ભાગ લઇને દુ:ખમાં દિલાસો દેવાને પણ હમેશા તૈયાર રહેશે."

"એવા કયા અજીબ ઇનામથી આપ નામદાર આ ફિદવીને સરફરાજ કર-વાના છો, તે હું સમજી શકતો નથી; એટલામાટે બરાહે મેહરબાની જો આ બાબતને ખુલ્લી કરીને સમજાવશો, તો આપ નામદારનો આ ફિદવીપર એહસાન થશે." બાબરના બોલવાનો ભેદ લક્ષમાં ન આવવાથી હુમાયૂને પૂછ્યું.

બાબરે હુમાયૂનની આતુરતાને શમાવવામાટે સ્મિતમંડિત મુખમંડળથી કહ્યું કે: "શાહજાદા, આજે ઇનામમાં તારી કમરપારા તને મળવાની છે; કમરપારા આજે પંદર દિવસથી અહીં આવી ગયેલી હોવાથી હવે બે ચાર દિવસમાં જ તેની સાથે તારી શાદી થવાની છે."

હુમાયૂને પોતાની દૃષ્ટિને નીચી નમાવી દીધી અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે શર્માઇને દૂર ચાલ્યો ગયો.

* * * * *

હુમાયૂન તથા કમરપારાનો ચારેક દિવસમાં જ આગ્રામાં મોટી ધામધૂમથી શરીરસંબંધ થઈ ગયો અને એ લગ્નસમારંભજન્ય આનન્દને દર્શાવવામાટે બાદશાહ બાબરે અતિશય ઉદારતાથી ધન લૂટાવવા ઉપરાંત નિરાધાર તથા દીન જનોના આશીર્વાદોને મેળવવામાટે તેમની ઇચ્છાનુસાર તેમને સંતોષ્યાં. હુમાયૂન તથા કમરપારાની પરસ્પર લગ્નના સૂત્રથી બંધાઇને એકશરીર, એકમન, એકજીવ, એકપ્રાણ અને એકાત્મા થવામાટેની દીર્ઘકાળની આશા ફળીભૂત થવાથી જાણે સુધાંશુ તથા સુધાનો, સાગર તથા સરિતાનો, બૃહસ્પતિ તથા વાણીનો, ઇન્દ્ર તથા ઇન્દ્રાણીનો, કામદેવ તથા રતિદેવીનો કિંવા ફરહાદ તથા શીરીંનો અને મજનૂં તથા લયલીનો જ સંયોગ થયો હોયની! એવો હિન્દુ તથા મુસલ્માનોને ભાસ થવા લાગ્યો; કારણ કે, હુમાયૂન તથા કમરપારાના પરસ્પર પૌરાણિક પ્રેમની કથા હવે સર્વ લોકોના જાણવામાં આવી ગઈ હતી. હુમાયૂન તથા કમરપારાના આનન્દનો અવધિ થયો અને તેઓ આ સંસારમાં જ સ્વર્ગીય સુખોનો સાક્ષાત્કાર કરવા લાગ્યાં. લગ્નસમારંભને પાંચેક દિવસનો સમય વીત્યા પછી હુમાયૂન અને કમરપારા એક દિવસ શાહીમહલમાંના પોતાના શયનાગારમાં મધ્યાહ્ન સમયે વાર્ત્તાલાપ કરતાં બેઠાં હતાં તે વેળાયે વાતપરથી વાત નીકળતાં હુમાયૂને પોતાની બેગમ કમરપારાને પૂછ્યું કે:—

"હુસ્નઆરા કમરપારા, તારી સાથે તારો બિરાદર અને મારો એક સમયનો અંગરક્ષક બહાદુર જવાંમર્દ ચાંદખાન પાછો આગ્રામાં કેમ ન આવ્યો અને પંજાબમાંથી જ તાતારભણી જવામાટે કેમ રવાના થઈ ગયો એ હું સમજી શકતો નથી. જો તે અહીં આવ્યો હોત, તો મારા કિબ્લગાહને કહીને હું તેને અમીર બનાવી સારા ઓહદાપર ચઢાવી દેત અને કોઈ લાયક તથા હસીના ઓરત સાથે તેની શાદી કરાવી આપીને હમેશાં આપણી આંખો આગળ જ રાખત. હજી પણ મારા મનમાં એમ થયા કરે છે કે તેને અહીં બોલાવું અને તેના એહસાનના બદલામાં મારી મેહરબાનીથી તેની કિસ્મતને ચમકાવું. તો કહે કે તારી આ બાબતમાં શી રાય છે?"

હુમાયૂનના આ ઉદ્ગારોને સાંભળીને કાંઈ પણ ઉત્તર આપવાને બદલે કમરપારા એકદમ હસવા લાગી અને વારંવાર હુમાયૂનને જોઇને પોતાના હાસ્યની માત્રાને વધારવા લાગી.

કમરપારાની આવી વિલક્ષણ ચેષ્ટાને જોઇને હુમાયૂને આશ્ચર્યચકિત થઇને પૂછ્યું કે: "કેમ, જાનેજિગર! તને અત્યારે બેસબબ આટલું બધું હસવું શાથી ગમી ગયું છે? તને આજે શું થયું છે?"

"મને અત્યારે બેસબબ નહિ, પણ બાસબબ હસવું આવે છે; કારણ કે, જે ઈન્સાનની આ જહાનમાં હસ્તી હતી જ નહિ અને છે પણ નહિ તે ઈન્સાનને તાતારમાંથી પાછો બોલાવી મંગાવવાની આલાહજરત પોતાની ખાહિશ બતાવે છે." કમરપારાએ હસતાં હસતાં જ ભેદભરેલો જવાબ આપ્યો.

"શું તારા બિરાદર ચાંદખાનની આ જહાનમાં હસ્તી હતી જ નહિ અને છે પણ નહિ? કમરપારા! આ તું શું બોલે છે? તું દીવાની તો નથી થઈ ગઈ ને?" હુમાયૂને કમરપારાને સંબોધીને ગંભીરતાથી આ પ્રશ્નો પૂછ્યા.

એ પ્રશ્નોના ઉત્તરમાં કમરપારા શાંતિથી કહેવા લાગી કે: "હજરત સલામત, જ્યારે આપની આ તાબેદાર કનીજ મર્દાના લિબાસમાં ચાંદખાનના નામથી પોતાને ઓળખાવતી હતી તે વેળાયે જરૂર દીવાની હતી; પરંતુ જ્યારથી તે પોતાના જનાના લિબાસમાં રહીને આગોશે દિલ્દારને મેળવવાને નસીબદાર થઈ છે ત્યારથી તેની દીવાનગી ચાલી ગઈ છે અને તેથી દીવાની મટીને હોશિયાર થઈ ગઈ છે."

"ત્યારે શું ચાંદખાન તે મર્દાના લિબાસમાં મારી આ માહપારા દિલબર કમરપારા જ હતી? મયદાને જંગમાં મર્દો કરતાં પણ વધારે બહાદરી બતાવનારી તું નાજનીન્ હુસ્નઆરા જ હતી? મર્દાના લિબાસમાં રાત દિવસ તું મારી સાથે રહેતી હતી છતાં હું તને ઔરતજાત તરીકે ઓળખી શકયો નહોતો અને અત્યારે આ ભેદ જો તારી પોતાની જબાનથી જ મારા જાણવામાં ન આવ્યો હોત, તો સઓગંદ પાક પરવરદિગારના કે હું આ ભેદને જાણી શકવાનો પણ નહોતો! કમરપારા, આ ચાલાકીથી તો તેં ગજબ જ કરી બતાવ્યો છે; પરંતુ મારી સાથે વસવા છતાં મને નાહક આટલા દિવસ તેં ફુરકતની આગમાં સળગાવ્યો અને તારા વસ્લથી મહરૂમ બનાવ્યો, એ તારો એક ગુનાહે અઝીમ છે અને એ ગુનાહની સજા તને આપવી જ જોઇએ એ મારો ઇરાદો મુસ્તકીમ છે." હુમાયૂન એક તરફથી કમરપારાની તારીફ કરવા લાગ્યો અને બીજી તરફથી પ્રેમના આવેશમાં આવીને તેને ગુનાહગાર ઠરાવવાના યત્નને આદરવા લાગ્યો.

પરંતુ વાક્પટુતા તથા સમયસૂચકતાના વિષયમાં કમરપારા હુમાયૂનની શિક્ષિકા થવાની યોગ્યતા ધરાવનારી હોવાથી તત્કાળ હાસ્યમંડિત મુખમંડળ અને વીણાવિનિન્દિત સ્વરથી કહેવા લાગી કે: "એ ખૂબ! ગુનાહગાર પોતે હોવા છતાં આ કનીજને ગુનાહગાર બનાવવાનો આ સારો તરીકો ગોતી કાઢયો છે! આટલા દિવસ મર્દાના લિબાસમાં આપની ખિદમતમાં રહેવા છતાં આપની આ બીમારે મહબ્બત ગરીબ ઔરતને આપ ન ઓળખી શકયા એ આપ નામદારની મહબ્બતની કોતાહીનો જીવતો જાગતો સુબૂત છે અને કાનૂને ઇશ્ક મર્દ અને ઔરત બેમાંથી જેની મહબ્બત ઓછી હોય તેને ગુનાહગાર તરીકે ઓળખાવે છે એટલે એ કાનૂન મુજબ ગુનાહગારી આપ નામદારના હિસ્સામાં જ આવે છે. ત્યારે હવે બોલો કે હું આપ નામદારને શી સજા ફર્માવું? આપના હાથ તથા પગોમાં બેડીઓ પહેરાવીને આપને કયા જિન્દાનમાં મોકલાવું?"

"કમરપારા, તેં મારા હાથ તથા પગોમાં મહબ્બતની જન્જીર નાખી દીધી છે; નિગાહેનાજનાં તીરોથી મારા જિગરને વીંધી નાખ્યું છે અને મારા દિલને પોતાના દિલના જિન્દાનમાં હમેશાને માટે કયદ કરી રાખ્યું છે; છતાં એ સજા જો તને કાફી ન લાગતી હોય, તો ઓ સિતમશઆર! તને વાજિબ લાગતી હોય તે બીજી સજા ફર્માવી દે; પણ હવે આ તાનાબાજીને તો આટલેથી જ અટકાવી દે.' હુમાયૂને પોતાના પરાજયને સ્વીકારીને વિવાદને ટુંકાવવાનો યત્ન કર્યો.

કમરપારાનું નવનીત સમાન મૃદુતમ મન તેના એ શબ્દોથી પીગળી ગયું અને તેથી તે પણ નમ્રતાને દર્શાવતી કહેવા લાગી કે: "મારા સરતાજ! જો આપ મહબ્બતને જન્જીર, નિગાહેનાજને તીર અને દિલને જિન્દાન માનતા હો, તો શું આપે પણ મારા હાથ તથા પગોમાં મહબ્બતની જન્જીર નથી પહેરાવી? નિગાહેનાજથી મારા જિગરને નથી વીંધ્યું અને મારા દિલને પણ પોતાના દિલના કયદખાનામાં કયદ નથી કરી લીધું? ગરજ કે આ સજા હોય, તો આ સજા બન્ને ગુનાહગારોને મળી ચૂકી છે અને આ બન્દીની પાક પરવરદિગારના કદમોમાં એ જ ગુજારિશ છે કે આપણી આ સજાને તે દાદગર તાબકયામત કાયમ રાખે અને આપણું જિન્દાને મહબ્બતમાંથી કદાપિ બહાર નીકળી જ ન શકીએ."

"આમીન, આમીન, આમીન!" હુમાયૂને પણ એ શબ્દના ત્રણવાર ઉચ્ચારથી કમરપારાની પવિત્ર મનોભાવના પ્રતિ પોતાનું અનુમોદન દર્શાવ્યું.

વિવાદનો અંત આવી જતાં કમરપારા હુમાયૂનને સંબોધીને પ્રેમના અતિરેકથી કહેવા લાગી કે: "દિલ્દારેમન્! આજે ઘણા દિવસથી ગીતાર વગાડવાનો અને આપને મારા સંગીતથી રીઝવવાનો મૌકો મને મળી શકયો નથી અને તેથી આજે એક ઔરતની પોતાના શૌહર સાથે તાબકયામત રહેવામાટેની ભાવનાને દર્શાવનારી એક ગજલ ગાઈ સંભળાવવાની મારી ખાહિશ છે, પણ જો હજરત સલામતની રજા હોય તો."

"આ બાબતમાં રજાની શી જુરૂરત છે? કારણ કે, આ તો મારા જ ફાયદાની બાબત છે." હુમાયૂને વિવેકપૂર્વક આજ્ઞા આપી દીધી.

કમરપારા ગીતારના તારોને મેળવીને નીચેની ગજલને પોતાના મધુર કંઠથી ગાવા લાગી:--

**ગજલ**

"ન જિન્દગીમેં કભી હો ફુરકત, તુમ્હારી હમસે હમારી તુમસે;
બને ન મરકે ભી દૂર તુર્બત, તુમ્હારી હમસે હમારી તુમસે-ન૦
ઇધર હય અર્માને દીદ બેહદ, ઉધર હય શૌકે વિસાલ અફજું;
મિટેગી કિસ દિન યે દિલકી હસરત, તુમ્હારી હમસે હમારી તુમસે-ન૦
ન જબ્ત તુમસે હુઈ મહબ્બત, ન હમસે ઉલ્ફત છિપી જહાંમેં;
હુઈ જમાનેમેં ખૂબ શોહરત, તુમ્હારી હમસે હમારી તુમસે"-ન૦

કમરપારા આ ગજલની છેલ્લી પંક્તિ ગાતી હતી એટલામાં અચાનક નાદિરાખાનમ ત્યાં આવી લાગી અને હુમાયૂન તથા કમરપારાને સંબોધીને કહેવા લાગી કે: "ખરેખર! ઔરતની પોતાના સરતાજ શૌહર સાથેની મહબ્બત આવી જ હોવી જોઇએ. આ જિન્દગીમાં તો જો કે મારા શૌહરની અને મારી ફુરકત થઈ ગઈ છે; પણ મરી ગયા પછી મારી તુર્બત મારા અજીજ જન્નતનશીન શૌહરની તુર્બતથી દૂર ન બનવી જોઇએ, એ મારી ખાહિશને પરવરદિગાર પૂરી કરે એ જ મારી તેના કદમોમાં ગુજારિશ છે. શાહજાદા હુમાયૂન અને બેગમ કમરપારા, તમારી શાદીના જલ્સાને જોવામાટે જ હું અહીં રોકાઈ રહી હતી અને હવે ફજલે ખુદાથી તમારી શાદી ખાનાઆબાદી થઈ ગયેલી હોવાથી આવતી કાલે જ મારો દેહલી જવાનો વિચાર છે; કારણ કે, મારી આંખો મારા શૌહરની

તુર્બતની જિયારતની ઉમ્મીદવાર છે, ઉસ્તવાર છે! પરંતુ આઆને છોડ્યા પહેલાં મારે તમારી પાસેથી એક માગણી કરવાની છે, અને તેટલામાટે જ મેં અત્યારે અહીં આવીને તમારી તનહાઇમાં ખલલ પહોંચાડવાની જે ગુસ્તાખી કરેલી છે તે મારી ગુસ્તાખીની હું તમો પાસેથી મોઆફી ચાહું છું. ત્યારે કહો કે મારી તે માગણીને તમો કબૂલ રાખશો?"

નાદિરા તથા હુમાયૂન અને કમરપારા ઈત્યાદિનો નિવાસ એક જ મહાલયમાં હોવાથી જે વેળાયે હુમાયૂન તથા કમરપારા ઉપર વર્ણવ્યા પ્રમાણે પ્રેમવિનોદમાં નિમગ્ન થયેલાં હતાં તે વેળાયે નાદિરા ત્યાં આવી હતી; પરંતુ તેમના રંગને જામેલો જોઇને તેમાં ભંગ ન કરવાના ઉદ્દેશથી દરવાજા બહાર જ ઉભી રહી ગઈ હતી. અંતે જ્યારે કમરપારાની ગજલ તેના સાંભળવામાં આવી એટલે પછી તે પોતાના મનનો સંયમ ન કરી શકી, તેના હૃદયમાં પતિસ્નેહ બળપૂર્વક પ્રકટી નીકળ્યો અને તેથી તત્કાળ તેણે દીવાનખાનામાં પ્રવેશ કરીને જે ઉદ્ગારો કાઢ્યા તે ઉપર જણાવાયલા હોવાથી તેમની પુનરુક્તિની આવશ્યકતા નથી. નાદિરાને અચાનક પોતા સમક્ષ આવીને ઉભી રહેલી જોઈ હુમાયૂન તથા કમરપારા પોતાના આસનપરથી ઉઠીને ઉભાં થઈ ગયાં હતાં એટલે નાદિરાના ભાષણની સમાપ્તિ થતાં હુમાયૂને અત્યંત વિવેકથી તથા મર્યાદાપૂર્વક નાદિરાને ઉદ્દેશીને કહ્યું કે:—

"મેહરબાન હમ્શીરા! અમો આપનાં ખાદિમ છીએ અને ખાદિમ હોવા છતાં આપના હુકમની તામીલ ન કરીએ, એમ આપને ભાસે છે ખરું કે? આપની જે કાંઈ પણ ખાહિશ હોય તે બિલાઉજ, જણાવો, દિલમાં કોઈ પણ જાતના અંદેશાને ન લાવો."

"આ ખાદિમા પણ આપની હમેશાની મમ્નૂન હોવાથી આપની તાબેઁ ફર્માન છે, અને તેથી આપ અત્યારે આ ખાદિમાને ફર્માબર્દારીને બતાવવાનો મોકો આપવા ધારો છો એ આપનો આ ખાદિમાપર મહત એહસાન છે." કમરપારાએ પણ સ્વચ્છ હૃદયથી હુમાયૂન જેવો જ વિવેક દર્શાવ્યો.

"તમારી ઉમ્ર દરાજ થાઓ અને તમો હમેશા આરામમાં રહો!" આ પ્રમાણેનો આશીર્વાદ આપીને નાદિરા એક આસનપર બેસી પોતાની ઇચ્છાને દર્શાવતી કહેવા લાગી કે: "કમરપારા તારી જે મુરાદ હતી તે ખુદાના ફજલો કરમથી બર આવી છે અને તું હિન્દોસ્તાનના હવે પછી થનારા બાદશાહની બેગમ થઇ ચૂકી છે, એટલે તારામાટે તો હવે કાંઇ પણ ફિકર જેવું રહ્યું જ નથી; પરંતુ તારી હમ્દમો હમ્રાજ ગુલંદામની હાલત હજી જેવી હતી તેવી જ રહેલી હોવાથી મારી તારી પાસેથી અને શાહજાદા હુમાયૂન પાસેથી ફકત એટલી જ માગણી કરી લેવાની છે કે ગુલંદામની જિન્દગીને સુધારવાની અને તેને ઠેકાણે પાડી દેવાની જે તમારી ફર્જ છે તે ફર્જને હવે જેમ બને તેમ ઊતાવળથી અદા કરી બતાવજો, અને જ્યારે તેના નિકાહનો બંદોબસ્ત થઇ જાય ત્યારે મને એ વિશેની ખબર આપજો એટલે હું પણ તે મોકાપર અહીં આવીશ અને ગુલંદામ તરફની મારી જે કાંઈ પણ ફર્જ હશે તે ફર્જને અદા કરી બતાવીશ."

હુમાયૂને ગુલંદામનું નામ અત્યારે પ્રથમવાર જ નાદિરાના મુખથી સાંભ-

જેલું હોવાથી તે કાંઇક વિચારમાં પડી ગયો અને આશ્ચર્યદર્શક ભાવથી પૂછવા લાગ્યો કે: "આપ જે ગુલંદામને કમરપારાની હમ્મોહમ્રાજ તરીકે ઓળખાવો છો તે ગુલંદામને મેં મારી નિગાહથી જોઇ તો નથી જ, પણ તેનું નામ પણ કોઇ વાર મારા સાંભળવામાં નથી આવ્યું; છતાં અહીં તો તેને તરત પરણાવી દેવાની વાતો થાય છે એટલે એથી જો મને અજાયબી થાય તો તે કુદરતી જ છે. જે ગુલંદામનું અહીં અત્યારે નામોનિશાન પણ નથી તે ગુલંદામને તરત ઠેકાણે પાડવાનો બંદોબસ્ત કેવી રીતે કરી શકાય વારુ?"

"શાહજાદા સલામત! ગુલંદામ ઘણા વખત સુધી તમારી ખિદમતમાં પણ રહી ચૂકી છે અને અત્યારે પણ તે તમારા મહલમાં જ રહે છે, છતાં તમો તેને નથી જાણતા અને નથી ઓળખતા એ જાણીને મને પણ અજાયબી થાય છે. ખયર; તમો કદાચિત્ તેને ભૂલી ગયા હશો; પણ હમણાં જ તે અહીં આવીને તમારી નિગાહ આગળ ઊભી રહેશે એટલે હું ધારું છું કે તેને તમો તરત ઓળખી શકશો. અહીં આવ્યા પહેલાં હું તેને અહીં આવવામાટે તૈયાર રહેવામાટેની અને આ કમરાના દરવાજા પાસે મારા ઇશારાની વાટ જોઇને ઊભાં રહેવામાટેની સુચના આપતી આવી છું એટલે તે દરવાજા પાસે જ ઊભી હશે." નાદિરાએ હુમાયૂનને વિશેષ આશ્ચર્યમાં નાખી દેનારા શબ્દો સંભળાવીને ગુલંદામને બોલાવતાં "ગુલંદામ!" એ પ્રમાણે આવાહન કર્યું.

નાદિરાના આ આવાહનને સાંભળતાંની સાથે જ ગુલંદામ પોતાના સ્વાભાવિક નારીવેશમાં આવીને નાદિરા, હુમાયૂન તથા કમરપારા સમક્ષ નયનોને નીચાં ઢાળીને મર્યાદાપૂર્વક ઊભી રહી. નાદિરાએ હુમાયૂનને પૂછ્યું કે:–"કેમ શાહજાદા! આ આલમની હસીના ગુલંદામને હવે આપ ઓળખી શકો છો ખરા કે નહિ?"

હુમાયૂન એકાગ્ર દૃષ્ટિથી ગુલંદામના ચંદ્રવદનને જોઈ રહ્યો અને કેટલીક વાર સુધી એવી રીતે તેના મુખમંડળનું અવલોકન કર્યા પછી તેણે કહ્યું કે: "આ પરીપયકર નાજનીનનો ચહેરો કાંઇક જાણીતો જણાય છે; છતાં એને મેં ક્યાં જોઇ છે એ મને બરાબર યાદ નથી આવતું."

"બેગમ સાહબા! શાહજાદા સલામત અત્યારે ગુલંદામને કોઈ પણ રીતે ઓળખી શકે તેમ નથી; કારણ કે, કાબુલમાં હું હમેશાં એમની તહનાતમાં રહેતી હતી છતાં ચાંદખાનના લિબાસમાં મને એઓ ઓળખી શક્યા નહોતા, અને પાછી હું કમરપારાના લિબાસમાં અહીં આવી તોપણ અત્યારે જ એઓ ચાંદખાનને તાતારમાંથી પાછો બોલાવવાની વાતો કરતા હતા." કમરપારાએ નાદિરાખાનમને સંબોધીને ગુલંદામના ભેદને પ્રકાશમાં લાવવાના કાર્યનું મંગળાચરણ કરતાં આ પ્રમાણેના ઉદ્‌ગાર કાઢ્યા.

"ત્યારે શું આ ગુલંદામ પણ એવા જ કોઈ ભેદના પડદામાં છુપાયલી હતી?" હુમાયૂને આતુરતાથી પૂછ્યું.

"જી હા; જેવી રીતે કમરપારા ચાંદખાનના મર્દાના લિબાસમાં છુપાયલી હતી તેવી જ રીતે ગુલંદામ નજીરુદ્દીનના બનાવટી સાયામાં લપાયલી હતી!" નાદિરાખાનમે ગુલંદામના ભેદનું ભંજન કરી નાખ્યું.

"આ ચાલાક ઔરતોએ તો મને બરાબર બેવકૂફ બનાવ્યો; કારણ કે, એમનો ભેદ છેવટ સૂધી મારા જાણવામાં ન આવ્યો." હુમાયૂને એવી રીતે પોતાની બુદ્ધિમંદતાનો પ્રાંજલતાથી સ્વીકાર કરીને પછી કહેવા માંડ્યું કે: "ખયર; આ ઔરતો જીતી અને હું હાર્યો; પરંતુ આ ગુલંદામના પણ મારાપર ઘણા એહસાનો હોવાથી એની જિન્દગીના આરામનો બંદોબસ્ત કરવો એ મારી ફર્જ છે, અને મારી તે ફર્જને અદા કરી બતાવવાની હું મારાથી બનતી કોશિશ કરીશ. હું ગુલંદામને આજથી મારી એક અજીજ હમ્શીરા માનું છું એટલે હવે વધારે બોલવાની જરૂરત રહેતી જ નથી."

"હું પણ હજરત સલામતને મારા બિરાદર જ માનું છું, અને એક ગરીબ હમ્શીરા તરીકે દુઆ આપું છું કે પરવરદિગાર આપ નામદારની શાહમાનીને તાબકયામત કાયમ રાખે અને આપ નામદારની કિસ્મતનો સિતારો હમેશા ચમકતો રહે." ગુલંદામે શુભ ભાવના દર્શાવી.

"આમીન!" શબ્દના ઉચ્ચારથી હુમાયૂને ગુલંદામની શુભ ભાવનાઓને શિરોધાર્ય કરી લીધી.

નાદિરા ગુલંદામને ઉપદેશ આપતી કહેવા લાગી કે: "અજીજ ગુલંદામ! હવે આ શાહી જનાનખાનામાં તું બેખૌફ તથા બાઅમનો અમાન હોવાથી તેમ જ જોજિયત–પત્નીપદ–ની ખાસ્તગાર હોવાથી તારા કુદરતી જનાના લિબાસમાં જ રહેજે અને શાહજાદા સલામત તથા તારી બાવફા હમ્દમ કમરપારાની સલાહ મુજબ વર્તજે એટલે એથી તારું સારું જ થશે. તું તજરૂબાકાર, જહીન તથા સમજદાર હોવાથી તને વધારે નસીહત આપવાની જરૂરત હોય એમ મારું માનવું નથી."

"હું આપ મેહરબાન બાનોની નસીહત પ્રમાણે જ વર્તીશ." ગુલંદામે નાદિરાખાનમના ઉપદેશને માનપૂર્વક સ્વીકારી લીધો.

"પરંતુ મેં તો હવે શાહજાદા સલામતને એક ઘડીભર પણ વીલા ન મૂકવાનો મારા દિલમાં કસ્દે મુસમ્મમ્ (દૃઢ નિશ્ચય) કરી લીધેલો હોવાથી જ્યારે પણ શાહજાદા સલામત મયદાને જંગમાં જવામાટે અહીંથી નીકળશે ત્યારે મર્દાના લિબાસમાં ચાંદખાન તરીકે હું તો એમની સાથે જ રહીશ અને એમની બાજૂમાં ઊભી રહીને એમની હિફાજત રાખી દુશ્મનોને હંફાવીશ." કમરપારાએ પોતાના એક વિલક્ષણ નિશ્ચયને વ્યક્ત કરી બતાવ્યો.

"જો કમરપારા પાછી મયદાને જંગમાં ચાંદખાન તરીકે રજૂ થશે; તો આ ગુલંદામ પણ મયદાને જંગમાં નજીરૂદ્દીન તરીકે રજૂ થવાને તૈયાર છે; કારણ કે, હું ઔરત હોવા છતાં મારી નસોમાં વહેતું ખૂન કુદરતી રીતે જ જોશદાર છે." ગુલંદામે પણ પોતાની તેવી જ ઇચ્છા દર્શાવી.

"મર્હબા, આફરીન! આવી બે મુહાફિજો મારી હિફાજત કરનાર છે; તો પછી દુશ્મનોની મને શી દરકાર છે?" હુમાયૂને કમરપારા તથા ગુલંદામની માર્મિક પ્રશંસા કરી સંભળાવી અને તે સાથે જણાવ્યું કે: "હજી તો મુગલિયા શાહનશાહતની જડને હિન્દોસ્તાનની જમીનમાં જમાવી દેવામાટે ઘણી લડાઇઓ લડવી પડશે અને તેથી આપણી બહાદુરીને બતાવવાના આપણને ઘણા મૌકા

મળશે; કારણ કે, મેવાડના રાજપૂતો ઉશ્કેરાયલા છે એમ સંભળાય છે, અને તેથી મોડાં કે વહેલાં પણ આપણાં માથાંપર લડાઇનાં વાદળાં ઝઝૂમી રહેલાં જ દેખાય છે.''

‘‘પરવરદિગાર એ સઘળાં વાદળાંને વિખેરી નાખશે અને છેવટે હિન્દોસ્તાનના આસમાનમાં મુગલિયા ખાન્દાનનો આફતાબે એનજ (ગૌરવરવિ) ચમકતો દેખાશે.'' આ પ્રમાણેનો આશીર્વાદ આપીને નાદિરાએ ગુલંદામને કહ્યું કે: ‘‘ત્યારે ગુલંદામ, હવે ચાલો આપણે જઇએ; કારણ કે, આવતી કાલે મારે દેહલી જવામાટે રવાના થવાનું છે અને સામાને સફર હજી તો મારે તૈયાર કરાવવાનો છે.''

‘‘ભલે પધારો!'' ગુલંદામે અનુમતિ દર્શાવી.

નાદિરા તથા ગુલંદામના જવા પછી હુમાયૂને ગુલંદામના સંબંધમાં કમરપારાને કેટલાક પ્રશ્નો પૂછતાં કમરપારાએ તે પ્રશ્નોના ઉત્તરમાં ગુલંદામનો અથથી ઇતિ પર્યન્ત સમસ્ત વૃત્તાન્ત હુમાયૂનને કહી સંભળાવ્યો, અને તે વૃત્તાન્તને સાંભળતાં હુમાયૂનના મનમાં ગુલંદામ વિશે આગળ કરતાં પણ વધારે માનની લાગણીઓ ઉદ્‌ભવેલી દેખાવા લાગી. બીજે દિવસે નાદિરાખાનમ પોતાના મુસાહિબો સાદિક તથા યાસીન તેમ જ પોતાની કેટલીક બાંદીઓને લઇને દેહલી જવામાટે રવાના થઈ ગઈ. બાદશાહ બાબરે દેહલીમાં નાદિરાખાનમ બેગમની શાનથી રહી શકે એટલામાટે ત્યાંના શાહી મહલમાં તેના નિવાસમાટેની વ્યવસ્થા કરાવી રાખી હતી, અને ત્યાંના ખજાનચીને નાદિરાખાનમને માસિક એક હજાર અશરફી કાયમ આપવા ઉપરાંત જો કોઈ વાર તે વધારે નાણાંની માગણી કરે તો તેની માગણી પ્રમાણેનાં નાણાં તરત આપવામાટેનો હુકમ પણ ફર્માવી દીધો હતો. એટલે દેહલીમાં નાદિરાને કોઈ પણ પ્રકારનું કષ્ટ થાય એવો સંભવ હતો જ નહિ.

* * * * *

નાદિરાના દેહલીનિવાસની ઘટનાને ચારેક માસ જેટલો સમય વીત્યા પછી હુમાયૂન તથા કમરપારા તેને મળવામાટે દેહલીમાં આવ્યાં હતાં અને ગુલંદામ પણ તેમની સાથે જ હતી. ત્યાં એક દિવસ એવી ઘટના બની કે ગુલંદામ શાહી મહલના બગીચામાં સંધ્યા સમયે મનોરંજનમાટે એકલી ભ્રમણ કરતી હતી એટલામાં શાહજાદા હુમાયૂન પાસે કાંઈ કાર્ય પ્રસંગે આવેલા ત્યાંના લશ્કરના શૌકતજંગ નામના એક કુલીન, તરુણ અને સુંદર વીર પુરુષની તેનાપર દૃષ્ટિ પડી ગઈ અને ગુલંદામે તે તરુણને સારી રીતે જોઈ લીધો. બન્નેની ચાર આંખો થતાં જ કોઈ અજ્ઞેય આકર્ષણના યોગે તેમનાં હૃદયો એકબીજા તરફ ખેંચાવા લાગ્યાં અને તેથી તેમની વચ્ચે પરિચય પૂરતો સાધારણ વાર્તાલાપ પણ થયો. ગુલંદામે આ વાર્તા કમરપારાને જણાવી દીધી અને કમરપારાએ હુમાયૂનદ્વારા શૌકતજંગના મનોભાવને જાણી લીધા પછી બે દિવસમાં જ બધી તૈયારી કરાવીને શૌકતજંગ સાથે ગુલંદામનો શરીરસંબંધ કરાવી દીધો. દેહલીમાં જ આ લગ્નસમારંભ થવાથી નાદિરાને આગ્રા જવાનું કારણ રહ્યું નહિ. હુમાયૂન તથા કમરપારા પાછાં આગ્રા જવાને વિદાય થયાં અને ગુલંદામ પોતાના શૌહર સાથે દેહલીમાં જ રહેવા લાગી.

* * * * *

બાદશાહ બાબરે હિન્દોસ્તાની પદ્ધતિથી પકાવેલાં નાના પ્રકારનાં ભોજનોનો આસ્વાદ આગળ ન લીધેલો હોવાથી ઇ. સ. ૧૫૨૬ ના સપ્ટેમ્બર કે ઑક્ટોબર માસમાં મર્હૂમ સુલ્તાન ઇબ્રાહીમ લોદીના ૫૦ કે ૬૦ બાવર્ચી–બબર્ચી–ઓમાંથી ચાર હોશિયાર બાવર્ચીઓને ચૂંટીને પોતાની પાસે નોકરીમાં રાખી લીધા હતા. મર્હૂમ ઇબ્રાહીમ લોદીની માતા અથવા સુલ્તાના વાલિદા કે જેને બાબરે પોતાની માતા પ્રમાણે જ રાખી હતી તેણે જ્યારે એ વાર્ત્તા સાંભળી કે: 'બાબર હિન્દોસ્તાની બાવર્ચીઓના હાથનાં પકાવેલાં ખાનાં પણ ખાય છે;' એટલે તે પ્રતિહિંસાના પાવકથી બળતી સુલ્તાના વાલિદાએ અમુક સૂચના સહિત એક તોલા જેટલું વિષ એક લૌંડીને આપ્યું અને તે લૌંડીએ અહમદ નામના એક હિન્દોસ્તાની બાવર્ચી સાથ ચાર પ્રગણાં આપવાનો કરાર કરીને તેને તે વિષ સોંપી દીધું અને તે વિષના પ્રયોગથી બાદશાહ બાબરને મારી નાખવાની આજ્ઞા આપી દીધી. ત્યાર પછી સુલ્તાના વાલિદાએ તે વિષ બાબરને ખવડાવી દેવામાં આવ્યું છે કે નહિ એની તપાસમાટે બાબરના મહાલયમાં એક બીજી લૌંડીને મોકલી દીધી અને તેથી તે અમુક નિમિત્ત બતાવીને ત્યાં જ રહેવા લાગી.

ઇ. સ. ૧૫૨૬ ના ડિસેમ્બર માસની ૩૧ મી તારીખે તે બીજી લૌંડી તથા અહમદ બાવર્ચીએ બાદશાહના બીજા બાવર્ચીઓને ગાફિલ તેમ જ બેખબર જોઇને તે વિષને બાદશાહના ભોજનમાં મેળવી દીધું. તે દિવસ શુક્રવારનો હોવાથી જુમાની નમાજ પછી બાદશાહ બાબર ભોજન લેવામાટે બેઠો અને સર્વ પદાર્થોમાંથી તેણે થોડું થોડું ખાધું એટલામાં તેનો જીવ બગડવા લાગ્યો અને તેને ઉલ્ટીઓ થવા લાગી. તરત તે દસ્તરખાનપરથી ઊઠીને મોરી આગળ ગયો અને ત્યાં તેને ઘણી ઉલ્ટીઓ થઈ. બાબરની પ્રકૃતિ એવી તો દૃઢ હતી કે ખાધા પછી તો શું પણ અતિશય મદિરા પીધા પછી પણ તેને કોઈ વાર ઉલ્ટી થતી નહોતી એટલે આ ઘટનાથી સ્વાભાવિક જ તેના મનમાં બળવતી શંકાનો આવિર્ભાવ થયો, અને તેથી તેણે સઘળા બાવર્ચીઓને કયદ કરાવીને પોતાના થાળમાંનું ભોજન કૂતરાને ખવડાવ્યું. તે ભોજન પેટમાં જતાંની સાથે જ કૂતરાનું પેટ ફૂલી ગયું તેમ જ બે ત્રણ ખિદમતગારોએ પણ તે ભોજન ખાધેલું હોવાથી તેમને પણ ઉલ્ટીઓ થવા લાગી. બાદશાહે સુલ્તાન મહમ્મદ બખ્શીને બાવર્ચી પાસેથી આ ભેદને કઢાવવાનો હુકમ ફર્માવ્યો, અને તેથી સુલ્તાના વાલિદાના પ્રપંચનો સમસ્ત ભેદ તેના જાણવામાં આવી ગયો.

સોમવારને દિવસે બાદશાહે એક દરબાર ભરીને તેમાં સર્વ અમીરો, વજીરો તથા શહેરના ઇજ્જતદાર રઇસોને બોલાવ્યા અને તેમના દેખતાં અહમદ બાવર્ચી, ચાશનીગીર (ભોજનને ચાખી જોનાર) તથા સુલ્તાના વાલિદાની બન્ને લૌંડીઓની જબાની લીધી એટલે તેમણે જે વાત હતી તે ચોખ્ખેચોખ્ખી જણાવી દીધી. તેમની કબૂલાત લીધા પછી બાદશાહે ચાશનીગીરના શરીરના ટુકડા કરાવી નાખ્યા; અહમદ બાવર્ચીની જીવતાં જ ચામડી ઊતરાવી નાખી; એક લૌંડીને હાથીના પગતળે ચગદાવીને મારી નખાવી અને બીજી લૌંડીને બંદૂકની ગોળીથી વીંધાવી નાખી. અપરાધીઓને તેમના અપરાધની આવી રીતે યોગ્ય શિક્ષા આપ્યા પછી કેટલાક દિવસ સુધી બાબર ઔષધોના સેવનથી પોતાની પ્રકૃતિને

સુધારવાના કાર્યમાં નિમગ્ન રહ્યો. તે વેળાયે બાબરની સ્થિતિ ભયાનક હોવાથી અનેક વાર તેના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળતા હતા કે: "અત્યાર સુધી ઇન્સાનને જાન કેવી અને કેટલી પ્યારી હોય છે એ હું જાણતો નહોતો; પરંતુ મોત આવીને જ્યારે મારા માથાપર ઊભું રહેલું મને દેખાવા લાગ્યું ત્યારે જ જાનની કીમત મારા જાણવામાં આવી. ખરેખર જે મોતના પંજામાં સપડાય છે તે જ જિન્દગીની કદ્ર કરી શકે છે."

આ અપરાધની મૂળ ઉત્પાદિકા મર્હૂમ ઇબ્રાહીમની માતા હોવાથી બાદશાહે તેને કયદ કરીને તેની પાસેથી તેનાં ધન, માલ, લૌંડી, ગુલામ આદિ સઘળું છીનવી લીધું અને ઇબ્રાહીમના જે પૌત્રો તથા દૌહિત્રોને માન મર્તબાથી રાખવામાં આવ્યા હતા તેમનામાંથી પણ તેનો ભરોંસો ઊડી ગયો. આ કારણથી કદાચિત્ ભવિષ્યમાં આવા ખાન્દાનનો નબીરો ભયંકર ન થઇ પડે એટલામાટે ઇબ્રાહીમ લોદીના શાહજાદાને બાબરે ઇ. સ. ૧૫૨૭ ના જાન્યુઆરી માસની ત્રીજી તારીખે ચોકીપહેરાના બંદોબસ્તથી કાબુલમાં કામરાન પાસે પહોંચાડવાને રવાના કરી દીધો અને તેને ત્યાં નજરકયદીની હાલતમાં રાખવામાટેનો રુક્કો લખીને હુકમ ફર્માવી દીધો.

એ જ વખતે મેવાડના રાણા સંગ્રામસિંહની યુદ્ધમાટે ચાલતી તૈયારીઓના બાબરને સમાચાર મળ્યા અને તેથી તે કાંઇક વિચાર તથા ચિન્તામાં પડી ગયો; કારણ કે, રાણો સંગ્રામસિંહ એક બળવાન્ શત્રુ હતો અને તેથી બાબર સાથેના તેના યુદ્ધને વર્ણવવા પૂર્વે જો આપણે રાણા સંગ્રામસિંહનો પરિચય કરી લઇશું તો તે યોગ્ય જ ગણાશે.



## પ્રકરણ ૨૨ મું
## મેવાડનો મહારાણો સંગ્રામસિંહ

સંસ્કૃત ભાષામાં એક એવી કિંવદન્તી પ્રચલિત છે કે: " समानव्यसनशीलेषु सख्यम् " એટલે કે " જે મનુષ્યો વ્યસનશીલતામાં સમાન હોય છે તેમનો જ બહુધા પરસ્પર મૈત્રીસંબંધ બંધાય છે !" આ નિયમ જો કે બહુ અંશે સત્ય છે; તથાપિ અનેક વાર આ વિલક્ષણ સંસારમાં એમ પણ જોવામાં આવ્યા કરે છે કે જેમ સમાનવ્યસનશીલતા કેટલીક વાર મૈત્રીની ઉત્પાદિકા થાય છે તેમ જ કેટલીક વાર સમાનવ્યસનશીલતા પરસ્પર પ્રચંડ પ્રતિસ્પર્ધા તથા વિઘાતક વૈરભાવની ઉત્પાદિકા પણ થઈ પડે છે અને તેટલામાટે ઉપર્યુક્ત કિંવદન્તીમાંના 'सख्यम्' શબ્દના સ્થાનમાં 'वैरम्' શબ્દને સ્થાપીને જો " समानव्यसनशीलेषु वैरम् " એટલે કે: "જે મનુષ્યો વ્યસનશીલતામાં સમાન હોય છે તેમનો બહુધા પરસ્પર વૈરભાવ પણ બંધાય છે !" એવા અર્થને દર્શાવનારી એક નવીન કિંવદન્તીને પ્રચલિત કરવામાં આવે, તો એ નવીન કિંવદન્તી અવશ્ય વિદ્વજ્જનસમાજ તેમ જ સર્વ સાધારણ જનસમાજના આદરને પાત્ર થઇને વિશ્વવ્યાપિની થઈ જાય એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, જેવી રીતે મદિરાપાન, વ્યભિચાર, ચૌરકર્મ તથા એવા જ અન્યાન્ય દુર્ગુણોના વ્યસનજાળમાં સમાનતાથી

લપટાયલા મનુષ્યો વચ્ચે ઘણીક વાર પ્રતિસ્પર્ધા તથા વૈરભાવનો અગ્નિ પ્રચંડતાથી પ્રજળેલો આપણા જોવામાં આવે છે; તેવી જ રીતે શૂરતા, વીરતા, દાનશીલતા અને ત્યાગ આદિ ઉત્કૃષ્ટ આચારોમાં જે પુરુષો સમાન હોય છે તેમની વચ્ચે પણ ઘણીક વાર અસૂયાજન્ય પ્રતિસ્પર્ધા તથા વૈરભાવ ઉદ્ભવેલા દૃષ્ટિગોચર થઈ શકે છે, એ એક નિત્યના પરિચયની અને સર્વથા સામાન્ય ઘટના હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. માનવસ્વભાવમાં પરોત્કર્ષાસહિષ્ણુતાનો અનાદિકાળથી નિવાસ હોવાથી એક મહાત્મા પુરુષ પણ અન્ય મહાત્માની અતિશય કીર્ત્તિ તથા પ્રશંસાને સાંભળીને તે અન્ય મહાત્માની નિન્દા કરવાને તેમ જ તેના ગૌરવના દુર્ગને તોડી પાડવાને તૈયાર થઈ જાય છે; તો પછી સાંસારિક જનો પોતાની એ નૈસર્ગિક અસહિષ્ણુતાને સર્વથા ત્યાગી શકે એ કદાપિ શકય માની શકાય ખરું કે? બાદશાહ બાબર તથા મેવાડના મહારાણા સંગ્રામસિંહ વચ્ચે જે વૈરભાવજન્ય વિગ્રહવહ્નિ પ્રજળી ઊઠવાનો પ્રસંગ આવી લાગ્યો હતો તેનું કારણ પણ સમાનવ્યસનશીલતામાં જ સમાયલું હતું; કારણ કે, બાદશાહ બાબર પ્રમાણે જ મેવાડનો મહારાણો સંગ્રામસિંહ અથવા લોકો જે વીર પુરુષને 'રાણા સાંગા'ના સંક્ષિપ્ત નામથી ઓળખતા હતા તે રાણો સાંગો વીરતા, ધીરતા, ગંભીરતા, સાહસ, મહત્ત્વાકાંક્ષા તથા એવા જ અન્યાન્ય ગુણોમાં જેમ બાદશાહ બાબરની પ્રતિમૂર્ત્તિ જેવો હતો તેમ જ બાબર પ્રમાણે જ બાલ્યાવસ્થાથી જ અનેક પ્રકારની આપત્તિઓમાં જ ઉછરીને મોટો થયેલો હોવાથી એક રાજા અથવા સમ્રાટ્માં જે ઉત્કૃષ્ટ ગુણો હોવા જોઇએ તે સર્વ ગુણોનો તેનામાં સંપૂર્ણ નિવાસ હતો. એ સત્યને જેમ ઇતિહાસકારોએ સ્વીકારેલું છે તેમ જ રાણો સાંગો બાબરનો શત્રુ હોવા છતાં બાબરે પોતે પણ તેની યોગ્યતાની પોતાના આત્મચરિત્રમાં મુક્તકંઠે પ્રશંસા કરેલી છે, અને તે માટે ઉદાર બાબરને આપણે જેટલો પણ ધન્યવાદ આપીએ તેટલો થોડો જ છે. રાણા સાંગાની યોગ્યતા આવા પ્રકારની હોવાથી બાદશાહ બાબરનો જેવી રીતે અમોએ પૂર્વે પરિચય કરાવ્યો છે તેવી જ રીતે તેના એ પ્રચંડ પ્રતિસ્પર્ધી પૃથ્વીપતિનો અમો અહીં અમારાં પાઠક તથા પાઠિકાઓને જો કિંચિત્ પરિચય કરાવીશું તો તે સર્વથા પ્રાસંગિક તથા યોગ્ય જ ગણાશે.

સંગ્રામસિંહ રાણા રાયમલ્લનો જ્યેષ્ઠ પુત્ર હોવાથી મેવાડના સિંહાસનનો ઉત્તરાધિકારી હતો; પરંતુ રાણા રાયમલ્લના પૃથ્વીરાજ તથા જયમલ્લ નામના બીજા પણ બે પુત્ર હતા એટલે કે બધા મળીને રાયમલ્લના ત્રણ પુત્ર હતા. સંગ્રામસિંહ તથા પૃથ્વીરાજ ઝાલાવાડના ઠાકોરની કન્યા અર્થાત્ ઝાલી રાણીના કુમારો હોવાથી સહોદર ભ્રાતા હતા અને જયમલ્લ બીજી રાણીનો કુમાર હોવાથી તેમનો ઓરમાન ભાઇ હતો. રાજ્યાધિકારના સંબંધમાં એ બંધુઓ વચ્ચે વિગ્રહ થવાથી રાણા સંગ્રામસિંહને પોતાના પિતાના જીવનકાળમાં જ દીર્ઘ સમય પર્યન્ત અજ્ઞાત વાસમાં રહેવું પડ્યું હતું; તથાપિ અંતે રાણા રાયમલ્લનો ઇ. સ. ૧૫૦૯ માં સ્વર્ગવાસ થતાં સંગ્રામસિંહ અજ્ઞાતવાસને ત્યાગી ચિત્તોડમાં પાછો આવીને સિંહાસનારૂઢ થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકયો હતો અને ત્યારથી તે પોતાના અનેકાનેક સદ્ગુણોના પ્રભાવથી મેવાડના આદર્શ મહારાણા તરીકે સર્વત્ર ઓળ-

ખાવા લાગ્યો હતો; કારણ કે, મેવાડની ઉન્નતિનું મંગલાચરણ રાણા સાંગાના અધિકાર કાળમાં જ થયું હતું અને તેથી મેવાડની વંશાવલીમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ અત્યારે પણ આપણા જોવામાં આવી શકે છે કે: "રાણો સાંગો મેવાડની કીર્તિના શિખરપર કલશ સમાન હતો,' કારણ કે, સાંગાના સ્વર્ગવાસ પછી મેવાડની કીર્તિનો સૂર્ય આથમવા લાગ્યો હતો. દિલ્હીનું સિંહાસન પાંડવવંશીય તોમર રાજાઓ પછી પૃથ્વીરાજ ચહુઆણના અધિકારમાં ગયું હતું અને તેની પાસેથી તે સિંહાસન તથા રાજ્ય શહાબુદ્દીન ગોરીએ છીનવી લીધા પછી અનુક્રમે ગોરીવંશ, ખિલજીવંશ, સૈયદવંશ તથા લોદીવંશના મુસલ્માન બાદશાહો દિલ્હીના સિંહાસનપર બેઠા હતા. રાણા સાંગાના સમયમાં દિલ્હીના સિંહાસન તથા રાજમુકુટનો અધિકારી ઇબ્રાહીમ લોદી હતો અને તેની સત્તાના સમયમાં દિલ્હી રાજ્યના અનેક ખંડો થતાં તેમાંથી અનેક નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો બની ગયાં હતાં કે જેમાંનાં દિલ્હી, બયાના, કાલ્પી તથા જોનપુર મુખ્ય હતાં. તે સમયમાં એવો જ પ્રકાર ચાલી રહ્યો હતો કે એક બાદશાહને મારીને બીજો બાદશાહ તખ્તોતાજનો માલિક બની જતો હતો અને જે બલિષ્ઠ હોય તેના જ બે બાગ રહેતા હતા એટલે એવી અરાજકતામયી તથા નામ માત્રની દિલ્હીની બાદશાહીથી મેવાડને ભયભીત થવાનું કશું પણ કારણ નહોતું, અને તેથી જ માળવા તથા ગુજરાતના સુલ્તાન જ્યારે પણ મેવાડપર ચઢી આવતા હતા ત્યારે તેઓ ત્યાં પોતાનો કોઈ પણ પ્રકારનો પ્રભાવ જમાવી શકતા નહોતા. જ્યારે રાણો સાંગો યુદ્ધમાટે ચિત્તોડમાંથી નીકળતો હતો ત્યારે તેની સાથે ૮૦ હજાર અશ્વારોહી સૈનિકો, સાત મોટા રાજાઓ, નવ રાવ, એક સો ને ચાર રાવળ તથા રાવત સર્દારો તેમ જ પાંચ સો હાથી તેની સેનામાં નીકળતા હતા. મારવાડ તથા અંબરના રાજાઓ રાણાજીને પોતાનો અધિષ્ઠાતા માનતા હતા તેમ જ ગ્વાલિયર, અજમેર, સીકરી, રાયસેન, કાલ્પી, ચન્દેરી, બૂંદી, ગાગરોન તથા રામપુરાના રાજાઓ અને આબૂના રાવ પણ તેના આજ્ઞાધારક થઇને પોતપોતાની સેનાસહિત યુદ્ધના સમયમાં રાણાજીના અનુગામી થવાને તૈયાર રહેતા હતા.

જે જે સજ્જનોએ સાંગાને તેના આપત્તિકાળમાં આશ્રય આપ્યો હતો તેમને સંપત્તિના સમયમાં તે ભૂલી ગયો નહોતો. શ્રીનગરના રાજા કર્મસિંહે તેને આપત્તિના સમયમાં આશ્રય આપેલો હોવાથી રાણાએ સિંહાસનારૂઢ થયા પછી તેને અજમેરની જાગીર આપી હતી અને ચન્દેરીને જીતી લેવાના કાર્યમાં કર્મસિંહના પુત્ર જગમલ્લે જે સહાયતા આપી હતી તેના બદલામાં જગમલ્લને તેણે 'રાવ'ની પદવીથી વિભૂષિત કર્યો હતો.

પોતાના કુટુમ્બમાં પરસ્પર વિરોધના કારણથી જે કેટલીક અવ્યવસ્થા થઈ ગઈ હતી તે અવ્યવસ્થાને રાણા સાંગાએ અલ્પ કાળમાં જ દૂર કરી દીધી. સાંગાએ જે કારણથી પોતાના સ્વત્વ તથા પદને કેટલાક કાળપર્યન્ત પોતાના બંધુના હસ્તમાં સોંપી દઇને પોતે અજ્ઞાતવાસને સ્વીકારી લીધો હતો તે કારણનો યદિ વિચાર કરવામાં આવે, તો તેથી એમ જ જણાય છે કે કેવળ સ્વદેશપ્રીતિ તથા શાંતિ રક્ષાના ઉદ્દેશથી જ બુદ્ધિપૂર્વક તેણે અજ્ઞાતવાસ સ્વીકાર્યો હતો;

કારણ કે, તે વેળાયે જો તે એમ ન કરત, તો મેવાડ દેશ અધોગતિની ગહનતમ ગર્ત્તામાં જઈ પડ્યો હોત તેમ જ તેના કુટુંબની પણ ભયાનક દુર્દશા થવાનો સંભવ હતો. સિંહાસનારૂઢ થયા પછી રાણા સાંગાએ જે જે પરાક્રમો કરી બતાવ્યાં હતાં તેમને જોતાં સ્પષ્ટ દેખાઈ આવે છે કે પોતાના સ્વત્વને ત્યાગતી વેળાયે પણ એ પરાક્રમો તેનામાં વર્ત્તમાન હતાં અને તેથી તેણે પોતાના અધિકારને અવિચારશીળતાથી ત્યાગ્યો હતો એમ તો કદાપિ કહી શકાય તેમ છે જ નહિ. સાંગાજીએ ધીમે ધીમે પોતાની સેનાને સુધારી લીધી અને પછી તે જ સેનાની સહાયતાથી તે વારંવાર રણક્ષેત્રમાં વિજયને મેળવવા લાગ્યો.

સાંગો રાણો હજી તો પોતાના રાજ્યનો પ્રબન્ધ કરી રહ્યો હતો એટલામાં તેને મુસલ્માનો સાથેના યુદ્ધમાં પ્રવૃત્ત થવું પડ્યું. ઉપર જણાવ્યા પ્રમાણે તે સમયમાં દિલ્લીમાં ઇબ્રાહીમ લોદી રાજ્ય કરતો હતો અને સંપૂર્ણ રાજસ્થાનમાં સાંગાજીના અતિશય પ્રાબલ્યના કારણથી તથા રાજપૂતોના બળને સાંગા સાથે એકત્રિત જોઇને તે સાંગા રાણાથી ભયભીત થવા લાગ્યો હતો. અને તેથી સાંગાના બળને તોડી નાખવાની ઇચ્છાથી તે યુદ્ધની તૈયારી કરવા મંડી ગયો. સૈયદવંશીય બાદશાહોના સમયમાં દિલ્લીની બાદશાહી કાંઇક નિર્બળ થઇ ગયેલી હોવાથી કેટલાંક ભિન્ન ભિન્ન મુસલ્માની રાજ્યો સ્વતંત્ર થઇ ગયાં હતાં; પરંતુ લોદીવંશના બાદશાહોએ દિલ્લીના અધ:પાતને અટકાવી દીધો હતો. ઇબ્રાહીમના પિતા તથા પિતામહે દિલ્લીની આસપાસનાં કેટલાંક સ્વતંત્ર રાજ્યોને પોતાના રાજ્યમાં જોડી દઇને પોતાની બાદશાહીના પાયાને મજબૂત કરી લીધો હતો. આ કારણથી જ્યારે ઇબ્રાહીમ લોદી સાંગા રાણા સાથે લઢવાની તૈયારી કરવા લાગ્યો તે વેળાયે દિલ્લીની બાદશાહી પ્રબળ હોવાથી ઇબ્રાહીમ સાંગા રાણાના મુકાબલામાં ઊભી રાખવામાટે એક સારી અને મોટી બળવતી સેનાને એકત્ર કરી શક્યો હતો, અને તે સેનાને તેણે મેવાડના રાણાને હરાવવામાટે મોકલી આપી. સાંગો પણ પોતાને જેટલો સમય મળી શક્યો તેટલા સમયમાં અતિશય શીઘ્રતાથી પોતાના દલને એકત્ર કરીને મુસલ્માનોના સમાચાર લેવામાટે ચિત્તોડમાંથી રવાના થયો એટલે મુસલ્માનો હજી તો રાજસ્થાનની ભૂમિમાં પ્રવેશ્યા પણ નહોતા એટલામાં તો રાજપૂતો તેમની સામા જઈ પહોંચ્યા. મુસલ્માનો પોતાના મજહબી જોશથી ભરેલા હતા અને તે સમયમાં પણ તેઓ રાજપૂતોને પોતાના ધર્મશત્રુ જ માનતા હતા. યુદ્ધનો આરંભ થયો; પરંતુ યુદ્ધનો અંત રાજપૂતોના વિજય તથા મુસલ્માનોના પરાજયમાં આવવાથી ઇબ્રાહીમના પરાભૂત સૈનિકો રણભૂમિમાંથી પલાયન કરી ગયા અને સીધા દિલ્લી પહોંચી ગયા.

આ પરાજયના યોગે ઇબ્રાહીમ લોદી પ્રથમ કરતાં પણ વિશેષ ભયભીત થયો. જો તે વેળાયે રાણો સાંગો પોતાના સૈન્યસહિત સીધો દિલ્લીપર ચઢી ગયો હોત, તો ભારતવર્ષના ઇતિહાસમાં કાંઇક નવીન પરિવર્ત્તન થવાનો સોળેસોળ આના સંભવ હતો; પરંતુ તેની સેનામાં કેટલાક નવીન સૈનિકોની આવશ્યકતા હોવાથી તેને દિલ્લીપર ચઢી જવાનો વિચાર ન–છૂટકે માંડી વાળવો પડ્યો હતો. એક પછી એક અનેક યુદ્ધો થતાં રહેવાથી વિજયની પ્રાપ્તિ થવા છતાં પણ સાંગા રાણાની કાંઈ જેવી તેવી હાનિ થઈ નહોતી, અને તે હાનિની

ગર્ત્તાને નવીન સૈન્ય બળવડે ભરી લીધા વિના આવું કુસાહસ કરવું એ સાંગાને કોઈ પણ પ્રકારે યોગ્ય ભાસ્યું નહોતું. આ કારણથી મુસલ્માનોપર પૂર્ણ વિજય મેળવીને તે પાછો ચિત્તોડમાં આવવા લાગ્યો. પરંતુ ચિત્તોડમાં તેને વિશ્રાંતિના ઉપભોગમાટે વિશેષ સમય ન મળી શક્યો; કારણ કે, મુસલ્માની સૈન્ય હારીને જેવું પાછું દિલ્હીમાં આવ્યું એટલે તરત જ ઇબ્રાહીમ લોદી બીજી વારના યુદ્ધની તૈયારીઓ કરવા લાગ્યો, અને પોતાની સમસ્ત સલ્તનતમાંની પ્રચંડ સેનાને એકત્ર કરીને તેણે રાજપૂતોને સદાને માટે દબાવી દેવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. આ વેળાયે ઇબ્રાહીમ પોતે પણ રણભૂમિમાં જવાને તૈયાર થઇ રહ્યો હતો. પોતાના બાદશાહને લડાઇના મેદાનમાં આવવામાટે તૈયાર થયેલો જોઇને મુસલ્માનોનાં હૃદયમાં બમણા ઉત્સાહનો ઉદ્ભવ થયો. તેમણે હિન્દુઓ સમક્ષ ધર્મના ઝુંડાને ઊભા કરી દીધો અને પૂરા જોશથી રણક્ષેત્રમાં આવીને તેઓ ઊભા રહ્યા. એ જ પ્રમાણે બીજી બાજૂ રાજપૂતો પણ રાણા સાંગાના આધિપત્ય તળે ધર્મયુદ્ધ કરવામાટે મુસલ્માનોપર ચઢી આવ્યા.

બાકરોલ આગળ રાજપૂતો તથા મુસલ્માનોના યુદ્ધનો આરંભ થયો. રાજપૂતોએ પહેલા જ ધસારામાં મુસલ્માનોની હારાવલીને તોડી નાખી અને મુસલ્માન સિપાહો પાછા સાવધાન થઈ શકે તેની પહેલાં તો રાજપૂતો નાગી તલ્વારો લઇને અશ્વોને કુદાવતા એવા વેગથી તેમનાપર આગળ વધતા ગયા કે અંતે તેમના પગો ઊખડી ગયા. ઇબ્રાહીમે પોતાના યોદ્ધાઓના ઉત્સાહને વધારવાના અને તેમને રણભૂમિમાં સ્થિર રાખવાના બહુ બહુ પ્રયત્નો કર્યા; પરંતુ તેનું કાંઇ પણ પરિણામ ન થયું, મુસલ્માન સિપાહો ભાગતા જ રહ્યા, અને તેથી અંતે ઇબ્રાહીમ પોતે પણ જીવ બચાવવામાટે ભાગી છૂટ્યો. ત્યાર પછી ઘાટીલી નામક સ્થાનમાં જઇને મુસલ્માનોની ફોજ પાછી એકઠી થઇ. રાજપૂતો પણ બાકરોલના સંગ્રામમાં વીરગતિને પામેલા યોદ્ધાઓનાં શબોને ચિતાદાહ આપીને તરત પાછા શત્રુઓની પાછળ પડ્યા હતા એટલે તેઓ અચાનક જઇને મુસલ્માનોના માથાપર ઊભા રહ્યા. રાજપૂતોને એકત્ર બળથી વળી પાછા આવી પહોંચેલા જોઇને મુસલ્માનો બિલ્કુલ હિમ્મત હારી ગયા. કેટલાક સૈનિકો પોતાના બાદશાહના બાજૂમાં રહીને શત્રુ સાથે લડવાને તૈયાર થયા; પરંતુ ઘણા સૈનિકોના પ્રાણ તો શુષ્ક જ થઇ ગયા; કારણ કે, રાજપૂતો આટલી શીઘ્રતાથી પાછા લડવામાટે આવી લાગશે એવો તેમને સ્વપ્નમાં પણ ભાસ થયો નહોતો. સારાંશ કે, મુસલ્માનો હજી તો યુદ્ધમાટે સજ્જ પણ થઈ શક્યા નહોતા તેટલામાં તો રાજપૂતોના ભાલા અને રાજપૂતોની તલ્વારો આદિ ચાલવા મંડી ગયાં. મુસલ્માનો ગર્બગળિત થઇને આમતેમ ભાગવા લાગ્યા અને ભાગતા મુસલ્માનોને પકડી પકડીને રાજપૂતો કાપવા લાગ્યા. જે મુસલ્માનો શસ્ત્રાસ્ત્રને ત્યાગી આધીન થયા અને જેઓ કોઈ પણ પ્રકારે લપાઇ છુપાઇને ભાગી શક્યા તેમના પ્રાણ બચ્યા અને બાકીના બધા મુસલ્માનો રાજપૂતોની તલ્વારોથી કપાઇ ગયા. લાચાર થઇને ઇબ્રાહીમ પોતાના કેટલાક ઘોડેસવાર સિપાહો સાથે ત્યાંથી ભાગી છૂટ્યો અને જેમ તેમ કરીને દિલ્હી ભેળો થઇ ગયો. એ યુદ્ધમાં એટલા બધા મુસલ્માન સૈનિકો માર્યા ગયા હતા કે ઇબ્રાહીમ દશ વર્ષ પૂર્વે એવા યુદ્ધની પુનઃ તૈયારી કરી શકે એ સર્વથા અશક્ય હતું.

ઇબ્રાહીમનો એક સંબંધી ભાગતાં ભાગતાં રાજપૂતોના હાથમાં સપડાયો હતો છતાં સાંગા રાણાએ તેને મારી નાખવાને બદલે જીવનદાન આપ્યું હતું. તારુણ્યમાં બંધુ સાથેના દ્વંદ્વ યુદ્ધમાં સાંગાની એક આંખ ફૂટી જવાથી તે કાણો થયો હતો અને ધાટીલીના આ યુદ્ધમાં તેનો એક હાથ કપાઇ જવાથી તે ઠૂંઠો પણ થઇ ગયો.

આવી રીતે ઇબ્રાહીમ લોદીના સૈન્યની દુર્દશા કરીને વિજયના મદમાં જ સાંગો રાણો પોતાની સેનાને લઇને રણથંભોરના અજેય દુર્ગને જીતી લેવામાટે ત્યાંથી રવાના થઈ ગયો. રણથંભોરનો કિલ્લો પ્રથમ રાજપૂતોનો જ હતો; પરંતુ પછીથી તે અલાઉદ્દીન ખીલજીએ જીતવાથી મુસલ્માનોના હાથમાં જઇ પડ્યો હતો. એ સમયમાં ત્યાંનો અધિકારી અલી નામનો એક સૂબેદાર હતો અને તેણે ઇબ્રાહીમના સહાયક થઇને યુદ્ધમાં સાંગા રાણાને બહુ જ પરિશ્રમ આપેલો હોવાથી રાણાએ તે વૈરનો બદલો ચક્રવર્તી વ્યાજ સહિત તેની પાસેથી ચૂકાવી લેવાનો પોતાના અંતઃકરણમાં દૃઢ સંકલ્પ કરી લીધો હતો. પોતાની બળવતી સેનાને લઇને સાંગો રણથંભોરની સીમામાં જઈ પહોંચ્યો તે વેળાયે તેના જાણવામાં આવ્યું કે અલી કિલ્લાને બંધ કરીને અંદર બેસી રહ્યો હતો, તેણે દુર્ગની રક્ષામાટે પોતાની એક દૃઢ સેનાને નિયત કરી દીધી હતી અને અનાજ આદિની સામગ્રીને પ્રથમથી જ એકત્ર કરી રાખી હતી; કારણ કે, ઈબ્રાહીમ તથા તેની સેનાના પરાજયના સમાચાર યથાસમય તેને મળી ગયા હતા અને તેથી તે સમાચાર મળતાંની સાથે જ તે ગઢને દૃઢ કરવાની ચેષ્ટામાં લાગી ગયો હતો. અલી એક બહાદુર જવાંમર્દ તેમ જ બાદશાહનો એક નમકહલાલ નોકર હોવાથી રણથંભોરના ગઢને જીતી લેવાનું કાર્ય કાંઈ સરળ નહોતું. અતઃપૂર્વ મોટા મોટા પ્રબળ શત્રુઓએ એ ગઢને જીતી લેવાના અનેક વાર પ્રયત્નો કર્યા હતા; પરંતુ તે સર્વ નિરાશ થઈ માથાં પટકીને પાછા ચાલ્યા ગયા હતા. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ જેનું નામ રાણો સાંગો હતું તે પુરુષ નિરાશાને પોતાના હૃદયમાં સ્થાન આપે, એ સર્વથા અશક્ય હતું; કારણ કે, તે વીર, ધીર અને બુદ્ધિમાન્ હોવા સાથે ઉતાવળિયા સ્વભાવનો નહોતો; યુદ્ધવિદ્યામાં તે સમયના ભારતવર્ષના સર્વ રાજ્યકર્ત્તાઓ કરતાં વિશેષ ચતુર હતો અને કોઈ પણ ઉપાયે રણથંભોરને જીતી લેવાનો નિશ્ચય કરી લીધા પછી જ તે રણથંભોર સમક્ષ આવ્યો હતો. રણથંભોરનો કિલ્લો ઉંચો, સીધો અને ચઢવામાં દુર્ગમ હોવાથી સાંગાએ એ અવરોધને દૂર કરવામાટેનો પરાક્રમયુક્ત એક નવીન ઉપાય શોધી કાઢ્યો. ઉપર દર્શાવ્યા પ્રમાણે સાંગો પોતાના સહોદર પૃથ્વીરાજનો બાણ લાગવાથી એક આંખે કાણો થયો હતો અને ઈબ્રાહીમ લોદી સાથેના યુદ્ધમાં તેનો એક હાથ સદાને માટે ચાલ્યો ગયો હતો; તથાપિ 'પૌરુષને બતાવ્યા વિના આ દુર્ગ જીતી શકાય તેમ નથી' એ રહસ્યને તે સારી રીતે સમજી ગયો હતો. આ કારણથી ચોકી પહેરાવાળાની સામે તો તેણે પોતાની છાવણી નખાવી દીધી અને પોતે કેટલાક ચૂંટી કાઢેલા સૈનિકોને પોતાની સાથે લઇને ગઢની ચારે તરફ ભ્રમણ કરવામાટે નીકળી પડયો. દુર્ગના જે જે સ્થાનમાં તેને પ્રસંગ મળ્યો અને ચોકી પહેરાનો પ્રબંધ નબળો દેખાયો તે તે સ્થાનમાં તેણે નિઃસરણી માંડીને દુર્ગપર ચઢવાનો વિચાર કર્યો; પરંતુ ગઢની ઉંચાઈ ઘણી જ વધારે હોવાથી એવી

નિ:સરણીઓ માંડવાથી કાર્યસિદ્ધિનો લેશ માત્ર પણ સંભવ ન દેખાયો. પણ મરવા-માટે તૈયાર થયેલો વીરપુરુષ શું નથી કરી શકતો વારુ? પ્રથમ તેઓ નિ:સરણીઓપર ચઢયા અને તેમનાં શિખરોપર પહોંચીને ઊંચા દંડોપર એક એક વીર ઊભો રહી ગયો; ત્યાર પછી એકના સ્કન્ધપર બીજો ઊભો રહ્યો અને બીજાના સ્કન્ધપર ત્રીજો ઊભો રહ્યો એવી રીતે નટ સમાન ક્રીડા કરતા તે યુદ્ધ દુર્મદ યોદ્ધાઓ કિલ્લાની દીવાલના ઉચ્ચતમ ભાગમાં પહોંચી ગયા. રાણો સાંગો દુર્ગની દીવાલપર સર્વથી પ્રથમ પહોંચી ગયેલો હોવાથી તેણે તલ્વારના એક જ ઝટકાથી પહેરેગીરના પ્રાણ લઇ લીધા. રાણો જેવો પોતાના સૈનિકો સહિત કિલ્લાના અંદરના ભાગમાં ઊતર્યો એટલે અલીના સિપાહીઓ જાગ્યા અને એક પછી એક લડવામાટે તૈયાર થવા લાગ્યા; પરંતુ તેઓ તૈયાર થઇને શસ્ત્રને ચલાવે તે પૂર્વે તો વીર રાજપૂતો કિલ્લામાં ઊતરી આવ્યા, અને તેમનામાંના એક સૈનિકે દ્વાર પાસે પહોંચીને જેવાં દ્વાર ઉઘાડ્યાં કે તત્કાળ બાહ્ય ભાગમાં તૈયાર ઊભેલી રાજપૂત સેના અંદર ઘુસી આવી. એ જ વેળાયે અલી પોતે દુર્ગના દ્વાર પાસે આવી લાગ્યો અને તેનું આખું લશ્કર હિમ્મત રાખીને રાજપૂતો સાથે લડવા લાગ્યું. એક બાજુ 'દીન દીન' અને બીજી બાજુ 'હર હર મહાદેવ'નો ઘોર ધ્વનિ થવા લાગ્યો. હિન્દુ તથા મુસલ્માનો પ્રબળ વેગથી એક બીજા સાથે અથડાઇ ગયા. અલીએ જો કે પોતાના પરાક્રમની સીમા કરી બતાવી, પરન્તુ અંતે તે એ યુદ્ધમાં વીરગતિને પ્રાપ્ત થયો. મુસલ્માનો તેની લાશ આગળ પતંગોની પેઠે એકઠા થઈ ગયા; પરંતુ તેઓ પણ સાંગાની તેમ જ તેના રાજપૂત સૈનિકોની તલ્વારોથી કપાઇને આ લોકનો ત્યાગ કરી ગયા. આવી રીતે રાણો સાંગો અજેય રણથંભોર દુર્ગને જીતી લઇને ત્યાંનો અધિ-પતિ બની ગયો અને અલી પાસેથી વૈરનો બદલો તેણે ચક્રવર્તી વ્યાજસહિત ચૂકાવી લીધો.

બાદશાહ ઇબ્રાહીમની સેનાને બે વાર પરાસ્ત કરવાથી અને રણથંભોરના દુર્જય ગઢને જીતી લેવાથી તેમ જ બાદશાહના બન્ધુને કયદ કરી લેવાથી રાણા સાંગાજીની કીર્ત્તિ સમસ્ત ભારતવર્ષમાં પ્રસરી ગઈ અને ભાટચારણોએ નવીન નવીન કવિતાઓ રચીને તેની એ કીર્ત્તિને ભારતીય કીર્ત્તિના ઉચ્ચતમ શિખરપર ચઢાવી દીધી. સાંગાજી નિ:સંદેહ એ કીર્ત્તિને યોગ્ય જ હતો અને તેથી ભારતવર્ષના સર્વ-દેશીય રાજાઓ મેવાડમણિ રાણાજીને પોતાના શિરોમણિ તરીકે સ્વીકારવા લાગ્યા અને તેના ગૌરવને સ્વીકારવામાં જ પોતાના ગૌરવની વૃદ્ધિ માનવા લાગ્યા. જે માન અદ્યાપિ રાણા હમીર, રાણા લાખા તથા રાણા કુંભા આદિને મળી શક્યું નહોતું તે માન એ વેળાયે રાણા કુંભાના કુળદીપક પૌત્રને મળવા લાગ્યું. સાંગા-જીએ મેવાડના કીર્ત્તિસૂર્યને ગ્રીષ્મકાલિક માધ્યાન્હ સૂર્ય સમાન તેજસ્વી તથા પ્રચંડ બનાવી દીધો. છતાં પણ અદ્યાપિ કેટલાંક અન્ય પરાક્રમો કરી બતાવવાનું કાર્ય સાંગામાટે અવશિષ્ટ હતું; કારણ કે, માલવા દેશનો સુલ્તાન મુઝફ્ફર સાંગાજીની કીર્તિનાં ગાન સાંભળીને પોતાના મનમાં તેનો દ્વેષ કરવા લાગ્યો હતો અને તેના મસ્તિષ્કમાં એ જ વિચાર રમી રહ્યો હતો કે: "મુસલ્માનોના પ્રચંડ દલને એકત્ર કરીને સાંગાના બળને કેવી રીતે તોડી નાખવું અને તેને જડમૂળથી કેવી રીતે ઉખેડી નાખવો." મુઝફ્ફર શાહે ગુજરાતના સુલ્તાનને પણ પોતાની

કુમક બોલાવ્યો હતો. સાંગાજીને આ સમાચાર મળતાંની સાથે જ તે પોતાના કેટલાક ચૂંટી કાઢેલા સૈનિકોને સાથે લઇને તત્કાળ માંડૂ જઇ પહોંચ્યો; પરંતુ ગુજરાતના બાદશાહના આગમનનું ત્યાં કોઇને સ્વપ્ન પણ આવ્યું નહોતું અને મુજફ્ફરશાહ પોતે પણ હજી સઘળી તૈયારી કરી શક્યો નહોતો. સાંગાએ પોતાના સૈનિકો સહિત સંધ્યા સમયે માંડૂગઢમાં પ્રવેશ કર્યો અને રાજમહાલયની દિશામાં ચાલવા માંડ્યું. માંડૂગઢના લોકો સાંગાજીના સૈનિકોને જોઇને આશ્ચર્યચકિત થવા લાગ્યા અને ખરેખર સાંગાજીએ પણ એ એક ભયાનક સાહસ જ કર્યું હતું. જો એ વેળાયે મુસલ્માનો સાવધાન થઈ ગયા હોત અને તેમણે દુર્ગનાં દ્વારોને બંધ કરી દીધાં હોત, તો સાંગાનો તેમ જ તેના સૈનિકોનો ત્યાંથી છુટકારો થવો અશક્ય હતો; પરંતુ રાણો સાંગો આવા પ્રસંગોનો પૂર્ણ અનુભવી અને દીર્ઘદર્શી હોવાથી દ્વારપાળોને ધૂળ ફકાવીને અને પોતાના સૈનિકોને ત્યાં રાખીને જ આગળ વધ્યો હતો. દ્વારપાળોનાં મસ્તકોને કપાતાં જોઇને જ પ્રજાજનો ભયભીત થઈ ગયા હતા, અને રાજપૂતોની સેના કોણ જાણે કેટલીયે મોટી હશે એમ ધારીને મુસલ્માનો પણ ભયથી કંપવા લાગી ગયા હતા. રાજપૂતો સીધા રાજમહાલયમાં જઈ પહોંચ્યા અને ત્યાં પણ દ્વારપાળો સાથેની ઝપાઝપીમાં રાજપૂતોનો જ વિજય થયો. દ્વારપાળોના ધરાશાયી થવાના સમાચાર મળતાં જ મુજફ્ફરશાહ સાંગાને આધીન થઈ ગયો અને રાણો સાંગો તેને પકડીને પાછો વળ્યો. જ્યાં સુધી મુસલ્માનો તેને છોડવવામાટે તૈયાર થાય ત્યાં સુધીમાં તો રાણો પોતાના માર્ગે પડી ગયો હતો. આવી રીતે સાહસપૂર્વક સાંગો માળવાના મુજફ્ફરશાહને બન્દી કરીને ચિત્તોડમાં લઈ આવ્યો. સાંગાના પંજામાંથી મુજફ્ફરશાહને છોડવામાટે ગુજરાતના સુલ્તાને બહુ પ્રયત્નો કર્યા; પરંતુ તેના તે સર્વ પ્રયત્નો સર્વથા નિષ્ફળ થયા અને અંતે સાંગાએ મુજફ્ફરશાહ પાસેથી પોતાને અનુકૂળ થતી પ્રતિજ્ઞા કરાવીને તેને બંધનમુક્ત કરી દીધો.

રાણા સાંગાની સત્તાના સમયમાં મેવાડ રાજ્યની સીમા આ પ્રમાણેની હતી:-ઉત્તરમાં બયાના પાસે પીલાખાર સુધી; પૂર્વમાં તથા દક્ષિણમાં માળવા સુધી તથા પશ્ચિમમાં મેવાડના પર્વત તથા ટેકરીઓ સુધી. અર્થાત્ રાજ્યની આ ચતુઃસીમા સાધારણતઃ વિસ્તીર્ણ હોવાથી અને રાજસ્થાનનો બૃહદ્ ભાગ તેના અધિકારમાં આવી ગયેલો હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ સાંગો પોતાની વીરતાથી જ કીર્ત્તિના શિખરપર ચઢેલો હોવાથી તેમ જ તેના અનેક સદ્ગુણોના યોગે રાજપૂતોનો તેનામાં અતિશય પ્રેમ તથા ભક્તિભાવ હોવાથી જો અચાનક ભારતવર્ષમાં મુગલો ન આવી લાગ્યા હોત, તો ચક્રવર્ત્તી રાજાનો મુકુટ પુનઃ એક વાર એ હિન્દુ રાજાના શિરપર વિરાજવાનો અને સામ્રાજ્યની પતાકા દિલ્લીને બદલે ચિત્તોડમાં ચઢેલી દેખાવાનો પ્રસંગ બહુ જ નિકટમાં આવી લાગ્યો હતો, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. પરંતુ પરમાત્માની એ ઇચ્છા ન હોવાથી અચેતન તથા નિરાશ અવસ્થામાં આવી પડેલી મુસલ્માની બાદશાહીને જાગ્રત કરવામાટે કાબુલમાંથી આપણી નવલકથાના નાયક સુલ્તાન બાબર અચાનક હિન્દુસ્તાનમાં આવી લાગ્યો અને તેણે મેવાડની વૈભવવૃદ્ધિને આગળ વધતી અટકાવી દીધી.

જ્યારે બાદશાહ બાબરે ભારતવર્ષની પ્રાચીન રાજધાની દેહલીને પોતાના અધિકારમાં લઈ લીધી અને ઈબ્રાહીમ લોદી પાણીપતના યુદ્ધમાં કામ આવી ગયો એટલે સર્વત્ર એ વાર્ત્તા વિસ્તરી ગઇ કે 'હિન્દોસ્તાનમાં મુગલ સામ્રાજ્યની સ્થાપના થઈ ચૂકી છે.' મુસલમાની રાજ્યમાં આવા પ્રકારનો વિપ્લવ થયેલો જોઈને સાંગો રાણો આ અવસરથી પણ પોતાના લાભને સાધી લેવામાટે તૈયાર થઈ ગયો. આગળ જણાવ્યા પ્રમાણે બાબર જ્યારે કાબુલમાં હતો ત્યારે સાંગા રાણાએ પોતાના એક વકીલને તેની પાસે મોકલ્યો હતો અને પરસ્પર એવો કરાર કરાયલો હતો કે જ્યારે બાબર દિલ્લીપર ચઢી આવે તે વેળાયે સાંગાએ આગ્રાના કિલ્લાપર આક્રમણ કરવું; પરંતુ રાણા સાંગાએ પોતાના એ વચનનું પાલન કર્યું નહોતું તેનું પ્રથમ કારણ એ હતું કે પ્રથમ તેને ઇબ્રાહીમ લોદી અથવા તો લોદીવંશની સત્તાને ભારતવર્ષમાંથી કાઢી નાખવામાટે બાબરની સહાયતાની આવશ્યકતા જણાઈ હતી; પરંતુ બાબર યથાસમય ભારતવર્ષમાં આવ્યો નહિ અને જ્યારે તેણે આવીને ઇબ્રાહીમ લોદીને પરાસ્ત કરી દિલ્લી તથા આગ્રામાં પોતાનો અધિકાર જમાવી દીધો તે વેળાયે સાંગો રાણો પોતાની એક લાખ જેટલી સેના સહિત મેવાતના યુદ્ધમાં રોકાયલો હતો તેમજ બયાનાની આસપાસ તેણે ઘેરો નાખી દીધો હતો એટલે તેનાથી એ વેળાયે બાબરની કુમકે જઇ શકાય તેમ હતું જ નહિ. આમ હોવા છતાં પણ એ પ્રશ્ન તો અવશિષ્ટ જ રહે છે કે, એ કાર્યથી મુક્ત થવા પછી રાણા સાંગાએ બાબર સાથે મૈત્રીસંબંધ રાખવાને બદલે શત્રુભાવનો આરંભ કરી દીધો તેનું શું કારણ હોવું જોઇએ ? તો એ પ્રશ્નનું ઉત્તર એ છે કે, જ્યારે સાંગાએ બાબર પાસે પોતાના પ્રતિનિધિને મોકલ્યો હતો તે વેળાયે તેની એવી માન્યતા હતી કે ચંગેજખાન તથા તૈમૂરલંગ પ્રમાણે બાબર પણ હિન્દુસ્તાનમાંથી ધન લઇને પાછો ચાલ્યો જશે એટલે તેની સહાયતાથી લોદીવંશનો નાશ થતાં હિન્દુસ્તાનમાં પુનઃ હિન્દુસામ્રાજ્યની સ્થાપના કરી શકાશે; અર્થાત્ બાબર હિન્દુસ્તાનમાં જ સ્થાયી નિવાસ કરીને રહેશે એવી સાંગાને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી એટલે જ્યારે બાબરના ભારતવર્ષમાંના સ્થાયી નિવાસની વાર્ત્તા તેના જાણવામાં આવી ત્યારે તેને તે પોતાનો શત્રુ માનવા લાગ્યો અને તેથી જ તેના નાશમાટેના ઉદ્યોગમાં પ્રવૃત્ત થઈ ગયો. લોદીવંશના લોકો તો મુગલોથી અપ્રસન્ન હતા જ, પરંતુ બીજા પઠાણ સર્દારો પણ મુગલોથી પ્રસન્ન નહોતા; કારણ કે, મુગલોને તેઓ પોતાના પરમ શત્રુ માનતા હતા; છતાં પણ દિલ્લીમાં બાબરનો અધિકાર થઇ જવાથી તેઓ શાન્ત થઇને બેસી રહ્યા હતા. કિન્તુ રાણા સાંગાની મુગલો સાથે લડવામાટેની તૈયારીની વાર્ત્તા તેમના જાણવામાં આવી એટલે તેઓ પણ તેના સહાયક થવાને તૈયાર થઇ ગયા, અને ઇબ્રાહીમ લોદીનો એક પિત્રાઇ ભાઈ કે જે ઇબ્રાહીમના મરણની ઘટના પછી સાંગાના આશ્રયમાં રહ્યો હતો તે પણ બાબર પાસેથી વેરનો બદલો લેવાને તત્પર થઇ ગયો. મેવાતનો સુલ્તાન હસનખાન પોતાની ફૌજને સાથે લઇને રાણાની કુમકમાટે આવી લાગ્યો. જ્યારે મુસલમાનો જ આવીને રાણાના પક્ષમાં મળી જવા લાગ્યા એટલે પછી રાજપૂત રાજાઓ પણ પોતપોતાની સેનાને લઈને સાંગાને સહાયતા આપવામાટે આવી લાગે, એ તો સર્વથા સ્વાભાવિક જ હતું; કારણ કે, રાજપૂતો તો સાંગાજીના

પરાક્રમો તથા વિજયના યોગે પ્રથમથી જ તેના ઉપાસકો થઈ રહ્યા હતા. જે વેળાયે બાબરે દેહલી નગરીને હસ્તગત કરી લીધી તે સમયે રાજસ્થાનમાં સંપૂર્ણ એકતા વ્યાપેલી હોવાથી અને મારવાડ, આંબેર, ગ્વાલિયર, તથા રાયસેનના રાજાઓ સાંગાને પોતાનો અધિપતિ માનતા હોવાથી તેમ જ ચંદેરી, બૂંદી તથા સિરોહીના રાજાઓ તેના માંડલિક હોવાથી રાજસ્થાનના સર્વ રાજપૂત રાજાઓ સાંગાના સહાયક થવામાટે ઊઠીને ઊભા થઈ ગયા. ચુડાવત, સોનગિરિ, પરમાર તથા હાડા આદિ કુળોના જાગીરદારો તેમ જ રાઠોડ, ચહુઆણ તથા તોમર આદિ વંશોના રાજાઓ પોતપોતાના સૈન્યને લઇને સાંગાના શિબિરમાં આવી લાગ્યા.

બાદશાહ બાબરે સુલ્તાન ઇબ્રાહીમ લોદીના કેટલાક નિકટના સંબંધીઓને પોતાના દોસ્ત બનાવી લીધા હતા અને માળવા તથા ગુજરાતના સુલ્તાનો પોતે જ ચાલીચલાવીને યુદ્ધ કરવામાટે આવે એવો સંભવ ન હોવાથી બાબરના હૃદયમાં તેમનો ભય હતો જ નહિ; આથી બાબરના હૃદયમાં જો કોઇની પણ ભીતિ હોય તો તે રાણા સાંગાની જ હતી અને અંતે જ્યારે તેણે પોતાની ભીતિ અથવા શંકાને સત્ય થયેલી જોઈ એટલે તે પણ અલૌકિક વીર પુરુષ હોવાથી પોતાની સત્તાના માર્ગને નિષ્કંટક કરી લેવાના ઉદ્દેશથી રાણા સાંગા તથા તેના સહાયક અન્ય હિન્દુ તથા મુસલ્માન રાજાઓ સાથે રણભૂમિમાં ઝૂંઝીને પોતાના ભાગ્યને નિશ્ચિત કરી નાખવાના નિર્ણયપર આવી લાગ્યો. જ્યારથી સાંગાની યુદ્ધમાટેની તૈયારીઓના સમાચાર તેના સાંભળવામાં આવ્યા હતા ત્યારથી તેણે પણ લડાઈમાટેની તૈયારીઓ કરવા માંડી હતી. એટલે જે દિવસે સાંગો બયાનામાંથી આગ્રા જવામાટે નીકળવાનો હતો તે દિવસ બાબરના જાણવામાં આવી ગયેલો હોવાથી તે દિવસથી બે દિવસ પૂર્વે જ તે પોતાની ફૌજ સાથે આગ્રામાંથી નીકળી ચૂક્યો હતો અને સીક્રી નામક સ્થાનમાં લશ્કરમાટે જોઇતા પાણીની વિપુલતા હોવાથી સીક્રીના વિશાળ તળાવના તીર પ્રાંતમાં પોતાની છાવણી નાખીને રાણા સાંગાના સૈન્યના આગમનના સમાચારની પ્રતીક્ષા કરતો પડ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ પોતાના પંદર સો સૈનિકોની એક ટુકડીને તેણે બયાનાની દિશામાં આગળ વધવાના હુકમ સાથે અને જરૂર પડે તો રાણા સાથે લડવામાટે રવાના કરી દીધી હતી.

બાદશાહ બાબર પોતાના સૈન્યસહિત રણભૂમિમાં સંગ્રામ કરવામાટે આગ્રાથી રવાના થઇ ચૂક્યો હતો એ સમાચાર સાંગા રાણાને માર્ગમાં જ મળતાં તેણે સર્વ રાજપૂત રાજાઓની પોતાના શિબિરમાં એક સભા ભરીને તેમના સમક્ષ ઉભા રહી તેમને ઉદ્દેશીને પ્રસ્તુત યુદ્ધપ્રસંગના વિષયમાં વીરશ્રીયુક્ત ભાષણ કરતાં કહ્યું કે: “વીરતાની સજીવન પ્રતિમાઓ અને રાજસ્થાનના રત્નરૂપ રાજામહારાજાઓ, અત્યાર સુધી આપણે જે જે શત્રુઓ સાથે લડ્યા છીએ તે સર્વ શત્રુઓ કરતાં કાબુલનો સુલ્તાન બાબરશાહ બહુ જ અધિક યોગ્યતાને ધરાવનારો અને ધૈર્યશીલ, અનુભવી તથા ઉત્સાહી શત્રુ હોવાથી એની સાથે બહુ જ વિચારપૂર્વક લડવાની આવશ્યકતા છે, એ આપણામાંના કોઇએ પણ કદાપિ ભૂલી જવાનું નથી. આ યુદ્ધમાં ક્ષાત્રધર્મને અનુસરીને અને

આપણા પૂર્વજોના પરાક્રમોને સ્મરીને જ પ્રત્યેકે વર્તવાનું છે, એવો મારો સ્પષ્ટ ઉપદેશ છે; કારણ કે, વિદેશીય તથા વિધર્મીય વિજેતાનો પરિપૂર્ણ પરિપાત કરી નાખવાનો આ એક માત્ર પ્રસંગ હોવાથી જો આ પ્રસંગે આપણે બાબરનો પરાજય કરી નાખીશું, તો પછી એ મુસલ્માનોને પોતાનાં શિરોને ઉન્નત કરવામાટેનો અન્ય પ્રસંગ ભાગ્યે જ મળી શકશે; કારણ કે, તેમને તેવો પ્રસંગ પ્રાપ્ત થવા પૂર્વે તો સમસ્ત આર્યાવર્ત્તમાં આર્ય ક્ષત્રિય સમ્રાટ્‌ની વિજયવૈજયન્તી આકાશ સાથે વાર્તાલાપ કરતી દેખાશે અને ભારતવર્ષના ગગનમાં આર્યગૌરવ-રવિનો પ્રકાશ વિસ્તરેલો દૃષ્ટિગોચર થશે. મારી મનોદેવતા મને વારંવાર એમ કહ્યા કરે છે કે આ યુદ્ધમાં ભારતવર્ષના ભાવિ સામ્રાજ્યનો અંતિમ નિર્ણય થવાનો હોવાથી જો આપણો આ યુદ્ધમાં પરાજય થાય, તો પછી ભવિષ્યમાં ભારતવર્ષમાં દીર્ઘકાળ પર્યન્ત હિન્દુસામ્રાજ્યની સ્થિતિનો સંભવ નથી અને તેટલામાટે આ યુદ્ધમાં આપણે પ્રાણોને તલ્વારોની અણીપર રાખીને જ લડવાનું છે. પ્રયત્ન આપણો છે અને યશોદાતા પરમાત્મા છે."

જેનું શરીરબંધન મધ્યમ હોવા છતાં બલિષ્ઠ હતું; જેનો વર્ણ ગૌર હતો; જેનાં નેત્રો વિશાળ હતાં; જેની આકૃતિ શૌર્ય તથા પરાક્રમની સજીવન મૂર્તિસમાન હતી; પોતાના બંધુ સાથેના દ્વંદ્વયુદ્ધમાં જેનું એક નેત્ર ફૂટી ગયું હતું; ઈબ્રાહીમ સાથેના યુદ્ધમાં જેનો એક હસ્ત કપાઈ ગયો હતો; બીજા એક યુદ્ધમાં તોપનો ગોળો લાગવાથી જેનો એક પગ લંગડો થયો હતો અને જેના અંગમાં તલ્વારોના અનેક ઘા પડેલા હતા તે રાણા સાંગાના આ ભાષણને સાંભળીને સર્વ રાજાઓએ તેનો જયજયકાર કર્યો અને તે જયનાદનો આકાશમાં પ્રતિનાદ થતો સંભળાવા લાગ્યો. સાંગા પોતાની પ્રચંડ સેનાને લઇને આગળ વધ્યો.



# પ્રકરણ ૨૩ મું

## સિક્રીનું યુદ્ધ અને બાબર 'ગાજી!'

બાબરે પોતાના જે ૧૫૦૦ જંગી જવાનોને રાણા સાંગાની હિલચાલને જોવામાટે પ્રથમથી રવાના કર્યા હતા તે સર્વ જંગી જવાનોનો રાણાના સૈનિકોએ વિધ્વંસ અથવા સંહાર કરી નાખ્યો. પોતાના સૈનિકોના એ વિધ્વંસના સમાચાર મળતાંની સાથે જ બાદશાહે તત્કાળ બીજા કેટલાક સૈનિકોને રવાના કરી દીધા; પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમની પણ તેવી જ દશા થઈ ગઈ અને તેમનામાંના પાંચપચીસ સૈનિકો જ રણભૂમિમાંથી પલાયન કરીને બાબરને એ પરાજયના સમાચાર આપવામાટે જીવતા પાછા આવી શક્યા. આવી રીતે 'પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત' થવાથી મુગલ સૈનિકો સાહસહીન, હતાશ તથા નિરુત્સાહ થઇ ગયા અને બાબરના પોતાના હૃદયમાં પણ કેટલેક અંશે નિરાશા છવાઇ રહી; કારણ કે, તેની સેનામાંના ઘણાખરા સૈનિકો નવીન હોવાથી તેઓ વિશ્વાસપૂર્વક જીવપર ખેલીને લડશે કે કેમ એ વિશે તેના મનમાં સંશય થવા લાગ્યો હતો અને તેથી જયપ્રાપ્તિનો સંપૂર્ણ નિશ્ચય ન થઇ જાય ત્યાંસુધી આગળ વધવાના વિચારને માંડી વાળીને તેણે પોતાની છાવણીની આસપાસ ખાઇ ખોદા-

વીને કેટલાક સમય પર્યન્ત સુરક્ષિત સ્થિતિમાં રહેવામાટેની વ્યવસ્થા કરાવી દીધી. આવી રીતે એક જ સ્થાનમાં સુરક્ષિત રહેવામાટેની વ્યવસ્થા કર્યા છતાં પણ 'હિમ્મતે મર્દા, મદદે ખુદા,' એ તત્ત્વને બાબર સંપૂર્ણતાથી માનનારો હોવાથી વારંવાર તે પોતાની ફોજની ટુકડીઓને રાજપૂતોપર આક્રમણ કરવામાટે મોકલ્યા કરતો હતો; પરંતુ કોઇ પણ ટુકડી રાજપૂતોપર આક્રમણ કરી શકી નહિ અને લડાઇની ચોપટબાજીમાં દરેક વખતે રાજપૂતોના જ પોબારા પડવા લાગ્યા. પોતાના સૈન્યના આવા સતત પરાજયને જોવા છતાં પણ બાબર સર્વથા નિરાશ ન થયો અને એ સમય સુધીમાં આવા અનેક પ્રસંગો તેણે અનુભવેલા હોવાથી અપયશથી લેશ માત્ર પણ ભયભીત થયો નહિ; માત્ર એટલું જ નહિ, પણ જેમ જેમ તેના સૈન્યને પરાજય મળતો ગયો તેમ તેમ યશઃપ્રાપ્તિમાટે જેવી અને જેટલી સાવધતા રાખવાની આવશ્યકતા તેને જણાઇ તેવી અને તેટલી સાવધતા રાખવામાં તેણે પોતાના પ્રયત્નોનો અવધિ જ કરી બતાવ્યો.

બાબર પોતાના લશ્કરમાં ફેલાયલા ગભરાટને દૂર કરવામાટે લડાઇની કેટલીક સંગીન તૈયારીઓ કરવા લાગ્યો અને તે તૈયારીમાં તેનો ૨૫ દિવસ જેટલો સમય વીતી ગયો. એટલામાં કાબુલથી સુલ્તાન હુસેન મીરજાનો દૌહિત્ર કાસિમ હુસેન સુલ્તાન અને અહમદ યૂસુફ આદિ એકંદર ૫૦૦ મનુષ્યો આવી લાગ્યાં અને તેમની સાથે મહમ્મદ શરીફ નુજૂમી જ્યોતિષી—પણ આવી પહોંચ્યો. એ મનુષ્યો કાબુલથી પોતા સાથે શરાબથી ભરેલા ત્રણ ઊંટ પણ લેતા આવ્યા હતા એટલે બાબર યુદ્ધની વ્યવસ્થાના કાર્ય સાથે શરાબનોશી પણ કરવા લાગ્યો અને પોતાના દિલને ખુશીમાં રાખવા લાગ્યો. એ જ વેળાયે બનાવ એવો બન્યો કે કાબુલથી જે મહમ્મદ શરીફ નામક નુજૂમી આવ્યો હતો તે તેને જે કોઇ પણ મળે તેને એમ જ કહેવા લાગ્યો કેઃ "મંગળ પશ્ચિમમાં હોવાથી એટલે કે મંગળની સ્થિતિ મુસલ્માનોની સામે હોવાથી આ યુદ્ધમાં મુસલ્માનો કદાપિ જીતવાના નથી અને તેથી હિન્દુઓ જ મયદાન મારી જશે!" બાબરના સૈનિકોનાં હૃદયોમાં પ્રથમથી જ નિરાશા તો છવાયલી જ હતી તેવામાં મહમ્મદ શરીફ નુજૂમીની આ ભવિષ્યવાણી તેમના સાંભળવામાં આવી એટલે તેમનાં હૃદયો વધારે તૂટવા લાગ્યાં અને તેઓ સર્વથા હતોત્સાહ થઈ ગયા. નુજૂમીની આ ભવિષ્યવાણી બાબરે પણ સાંભળી; છતાં તેણે તેની જરા પણ પરવા ન કરી અને પોતાના સૈનિકોને મજહબી જોશ એટલે કે ધાર્મિક વેગથી ઉત્સાહિત કરવાનો પ્રબન્ધ કરી દીધો. પોતાના અમીરો વજીર તથા ફોજી સિપાહીઓ તેમ જ ફોજી અફસરોને એકત્ર કરી પોતે એક ઉચ્ચ સ્થાનમાં ઊભો રહીને બાબર તેમને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"મારા અમીરો, વજીરો, ફોજી અફસરો તથા ફોજી સિપાહીઓ, રાજપૂતોના હાથથી આપણા લશ્કરની શિકસ્ત થતી જાય છે અને તેથી આપણામાંના ઘણાખરા લોકોનાં દિલ એટલાં અને એવાં તો માયૂસ તેમ જ નાઉમ્મીદ થઇ ગયાં છે કે આ છાવણીને જિન્દા લશ્કરની છાવણી કરતાં જો મુર્દા લશ્કરની છાવણી કહેવામાં આવે તો તે નામ વધારે લાયક ગણી શકાય તેમ છે. કોઇના પણ મોઢામાંથી મર્દાનગીની વાત કે બહાદુરીની સલાહ મારા સાંભળવામાં આવી શકતી નથી. જે વજીરોએ મને સલાહ આપવી જોઇએ તેઓ મોઢામાં ડૂચા મારીને બેસી રહ્યા છે અને

જે અમીરો જાગીરોના ભોગવટા કરનારા છે તેમની વાતો મર્દો જેવી નથી તેમજ તેમની તકરીરો તથા સલાહો હિમ્મતબહાદર મર્દોને ઝાંખ લગાડનારી છે. પરંતુ અહીં સવાલ એ થાય છે કે એક વખતના જંગબહાદુર અને હિમ્મતબહાદુર શેરમર્દો આટલા બધા નાહિમ્મત તેમ જ ડરપોક કેમ બની ગયા છે? આ સવાલનો જવાબ એટલો જ છે કે રાજપૂતોના હાથથી આપણા લશ્કરને જે કેટલીક વાર ઉપરાસાપરી શિકસ્ત મળી છે અને તેથી સઘળા અમીરો, વજીરો, અફસરો તથા સિપાહોનાં દિલ હેચકારાં બની ગયાં છે તેનો સબબ અથવા બાઈસ હું પોતે જ છું; કારણ કે, અત્યાર સુધીમાં આપણા પાક દીને ઈસ્લામના ફર્માનથી ખિલાફ મારામાં જે જે ખરાબ આદતો છે તે આદતોને છોડી દેવાનો ઘણી વાર ઈરાદો કરવા છતાં મારાથી તે આદતો છોડી શકાઈ નથી અને તેથી પરવરદિગારે મારા તે ગુનાહની મને આ સજા આપવા માંડી છે, એમ જ હું માનતો હોવાથી તમારામાંથી હું કોઇને પણ બદનામ કરતો નથી અને જવાબદાર ગણતો નથી. આજે હું મારા ગુનાહની તોબા કરીને દાઢીને વધારવાના સોગંદ લઉં છું અને તે સાથે મારામાં શરાથી ખિલાફ શરાબખોરીની જે ખરાબમાં ખરાબ આદત છે તેને હમેશાને માટે છોડી દઉં છું; કારણ કે, અત્યાર સુધી:—

"મયઁ તો યે જાનતા થા કે ગમખાર હય શરાબ;
સમઝા નહીં કે બાઇસે આજાર હય શરાબ!
અફસોસ કાટતી હય યે હર કૂઓમકા ગલા;
દેખો અગર્ચે ગુઓરસે તલ્વાર હય શરાબ!
દુશ્મન હો યા હો દોસ્ત મગર છોડતી નહીં;
દોનોંકા ખુન પીનેકો તૈયાર હય શરાબ!
અફસોસ લૂટતી હય યે અપના બનાકે દિલ;
માનો ગજબકી ફાહિશા મક્કાર હય શરાબ!

લાવો; ઓ ગુલામો અને બાંદીઓ! નાપાક શરાબની ભરેલી સોના ચાંદીની જે સુરાહીઓ છે તે સુરાહીઓને તેમ જ સોના ચાંદીના પિયાલા અને મેહફિલે શરાબને સજાવવાનાં બીજાં જે કાંઈ પણ સાધનો હોય તે સઘળાં સાધનોને લાવીને હાજિર કરો; કારણ કે, તે સઘળી ચીજોના ટુકડે ટુકડા કરીને તે ટુકડા હું ગરીબોને વ્હેંચી દેવાનો છું અને તેમની પાસેથી એના બદલામાં ચુસ્ત મુસલ્માન રહેવામાટેની દુવાને ખરીદી લેવાનો છું!"

આજ્ઞા અનુસાર ગુલામો તથા બાંદીઓએ સોના ચાંદીની સુરાહીઓ; સોના ચાંદીના પિયાલા તેમ જ મજલિસને સજાવવાનાં સર્વ સાધનોને ત્યાં લાવીને હાજર કરી દીધાં અને બાદશાહ બાબરે તે સર્વ વસ્તુઓના ટુકડા કરી નાખીને તે ટુકડા ગરીબ ગુરબાને વ્હેંચી દીધા. ત્યાર પછી તેણે પોતાના ગુલામોને આજ્ઞા આપી કે:—

"અત્યારે આપણી છાવણીમાં જેટલી પણ શરાબ મોજૂદ હોય તે શરાબને ઢોળાવી નાખો અને કાબુલથી જે શરાબ આવી છે તેમાં મીઠું નાખીને તેનો ખાટો સરકો બનાવી નાખો; માત્ર એટલું જ નહિ, પણ અત્યારે જે જગ્યામાં શરાબને મેં ઢોળી છે અને સુરાહી તથા પ્યાલાને તોડ્યાં છે તે જગ્યામાં આજના

બનાવની યાદદાસ્તમાટે પત્થરનો એક ચબૂતરો તેમ જ એક ખયરાતખાનું બાંધવામાટેનું મારું ફર્માન આપણા કારીગરોને સંભળાવી દો."

બાબરના આ ભાષણ તથા ધર્માચારનો શ્રોતાઓનાં હૃદયોમાં એવો તો પ્રભાવ પડી ગયો કે તત્કાળ તેના ૩૦૦ અમીરો, મુખ્ય રાજ્યકાર્યભારીઓ, સરદારો તેમ જ સિપાહીઓએ પણ બાબરના નિયમને અનુસરીને વર્તવાની પ્રતિજ્ઞાઓ લઈ લીધી અને તે સાથે તેમનાં હૃદયોમાં એક પ્રકારના નવીન ઉત્સાહનો આવિર્ભાવ પણ થવા લાગ્યો. પોતાના નિર્ધારિત પરિણામને આવતું જોઇને બાબર તેમના ઉત્સાહની વિશેષ વૃદ્ધિ કરવાના ઉદ્દેશથી આગળ વધીને બોલ્યો કેઃ—

"મારા હમ્મજહબ અહલેઇસ્લામ બિરાદરો! આજે તમારી આગળ બીજી બાબત હું એ જાહેર કરું છું કે જો મને રાણા સાંગા સાથેની આ લડાઇમાં પૂરેપૂરી ફતહ મળશે, તો અલ્લારે મુસલ્માનો પાસેથી જે તમગો એટલે કે સાયરની મહસૂલ અથવા સિક્કાનો કર વસૂલ કરવામાં આવે છે તે કર હું હમેશાને માટે માફ કરી દઇશ!"

"બાદશાહની ફતહ થાઓ; બાદશાહની ફતહ થાઓ!" સર્વ સૈનિકો તથા અમીરો ઈત્યાદિએ એકત્ર સ્વરથી બાદશાહનો જયનાદ કર્યો અને તેનો પ્રતિધ્વનિ આકાશમાં પણ થવા લાગ્યો.

તેમના એ ઉત્સાહનો તત્કાળ ઉપયોગ કરી લેવાના હેતુથી ચાણક્ય બાબર એક પળ માત્રનો પણ વિલંબ ન કરતાં ધીરતાદર્શક ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ "મારી ફતહનો આધાર તમારી દિલાવરી પર રહેલો હોવાથી જો તમો મારી ફતહ ચાહતા હો તો દિલાવરીથી મયદાને જંગમાં આગળ વધીને દુશ્મનોને ફિન્નાર કરી નાખો; કારણ કે, આ દુનિયામાં આવનારમાટે એક દિવસ મરી જવાનું તો નક્કી જ થયેલું છે એટલે જ્યારે મૌત તો નક્કી જ છે તો પછી બદનામ થઇને જીવવા કરતાં નેકનામીમાં મરી જવું હજારવાર સારું નથી કે શું? આ જિસ્મ મૌતમાટે છે અને મર્દની જિન્દગી નેકનામીમાટે છે. જિસ્મ ફાની હોવાથી શોહરત સાથે મરી જવાને તૈયાર થાઓ; કારણ કે, જો આપણે લડાઇમાં મરીશું તો આપણું મરણ દીને ઇસ્લામને માટે થવાથી 'શહીદ'* થઇને બિહિસ્તમાં જઇશું અને જો દુશ્મનોને મારીને જીવીશું તો 'ગાજી'† ના ખિતાબથી સરફરાજ થઇને અહીંની બાદશાહત ભોગવીશું! બન્ને

---

* કોઇ પણ અન્યધર્મીય સાથે મુસલ્માનોનું જે ધર્મયુદ્ધ થાય છે, તે યુદ્ધને અરબી ભાષામાં 'જિહાદ' નામ અપાયલું છે. એ 'જિહાદ' માં લડતાં અન્યધર્મીય શત્રુના હસ્તથી જે મુસલ્માન મરાય છે તે 'શહીદ' કહેવાય છે અને 'શહીદ' તત્કાળ સ્વર્ગસુખનો અધિકારી થાય છે, એવી ઇસ્લામધર્મની માન્યતા છે.

† 'ગાજી' શબ્દ પણ અરબી ભાષાનો હોઇને તેનો 'ગિઝા કરનાર' એવો અર્થ થાય છે. 'ગિઝા' શબ્દનો સાધારણ અર્થ તો 'ખાદ્ય' છે; પરંતુ અહીં 'ગિઝા' શબ્દનો 'કોઇ પણ નિરીશ્વરવાદી ધર્મના અનુયાયીનો પરાજય અથવા નાશ' એવા અર્થમાં સ્વીકાર કરાયલો હોવાથી 'જિહાદ'માં જે ઇસ્લામ ધર્મથી ભિન્ન કોઇ પણ ધર્મના લોકોનો પરાજય કિંવા નાશ કરે છે તે મુસલ્માન 'ગાજી' નામથી પોતાને ઓળખાવાનો અધિકારી થાય છે. રાજપૂતોને હરાવ્યા પછી બાદશાહ બાબરે પોતે પણ એ ઉપાધિને ધારણ કરી લીધી હતી અને તેનો એ ઉપાધિ પછીથી મુગલવંશના બાદશાહોમાટે આનુવંશિક થઇ ગયો હતો.

રીતે ફાયદાને હાસિલ કરવાનો આવો અજીબ મૌકો ફજલે ખુદાથી આપણા હાથમાં આવેલો હોવા છતાં બુજદિલ શાને થાઓ છો? આવો; આપણે બધા કુરાનશરીફની કસમ ખાઇને એવો મુસ્તકીમ ઇરાદો કરી લઇએ કે આપણે આ લડાઇમાં પીઠ બતાવીને કદાપિ ભાગીશું નહિ અને જ્યાં સૂધી જિસ્મમાં જાન રહેશે ત્યાં સૂધી બહાદરી તથા દિલાવરીથી દુશ્મનો સાથે લડતા રહીશું!"

બાદશાહ બાબરના એ ઓજસ્વિતાપૂર્ણ ભાષણના શ્રવણથી સર્વ મુગલ સૈનિકોના નિરાશ, ખિન્ન તથા ઉત્સાહહીન અંતઃકરણોમાં નવીન આશા, નવીન પ્રફુલ્લતા તથા નવીન ઉત્સાહનો ચમત્કારિક રીતિથી સંચાર થઇ ગયો અને તેમના હૃદયસમુદ્રમાં વીરરસની મહા પ્રબલ તથા ઉત્તુંગ લહરીઓ ઉછળવા લાગી. અંતઃકરણમાં વીરતાનો આવિર્ભાવ થતાં તેઓ ઉત્સાહમાં આવીને ગગનભેદક ધ્વનિથી બોલ્યા કેઃ "અમો પાકપરવરદિગારની અને કુરાન શરીફની કસમ ખાઇને કહીએ છીએ કે કાં તો અમો દુશ્મનોને મારી ફતહ મેળવીને 'ગાજી' થઇશું અને કાં તો 'શહીદ' થઇને બિહિશ્તમાં જઇશું, પણ મયદાને જંગમાં જિસ્મમાં જાન હશે ત્યાં સૂધી દુશ્મનોને પીઠ તો નહિ બતાવીએ તે નહિ જ બતાવીએ!"

પોતાના સૈનિકોમાં આવી રીતે નવજીવનનો સંચાર થયેલો જોઇને બાબર સંતુષ્ટ થયો; તથાપિ અગિયાર વર્ષની અવસ્થાથી આ વિલક્ષણ સંસારમાં નાના પ્રકારનાં સુખદુઃખ તેમ જ સંપત્તિ વિપત્તિઓનો જે સતત અનુભવ કરતો આવ્યો હતો તે અનુભવી તથા દૂરદર્શી બાબર આવા પ્રકારના કેવળ ધાર્મિક ઉત્સાહપર જ આધાર રાખીને બેસી રહે અને વિજયને મેળવવાનો અન્ય કોઈ પણ ઉપાય ન યોજે એ સર્વથા અશક્ય હોવાથી ચાણક્યનીતિવિશારદ બાબરે એક તરફ પોતાની સેનાના ઉત્સાહને આવી રીતે વધારવાનો ઉદ્યોગ આરંભ્યો હતો અને બીજી તરફ રાયસેનના રાજા સલહદી તોંવરદ્વારા સંધિમાટે રાણા સંગ્રામસિંહ સાથે પત્રવ્યવહાર પણ ચલાવવા માંડ્યો હતો. સંધિમાટેનો એ પત્રવ્યવહાર ચલાવવામાં બાબરનો કેવળ એ જ આશય સમાયલો હતો કે એથી રાણો સંગ્રામસિંહ અચાનક આક્રમણ કરતો અટકી જાય અને તેના યોગે તેને પોતાને પોતાની સુરક્ષિતતા કરી લેવાનો તેમ જ યુદ્ધમાટેની બીજી સર્વ આવશ્યકીય તૈયારીઓ કરી લેવામાટેનો યથેષ્ટ અવકાશ મળી શકે. એ સંધિના નિયમો આ પ્રમાણે ઘડવામાં આવ્યા હતાઃ "બાબર દિલ્લીનો બાદશાહ બન્યો રહે, પણ મેવાડના રાણા સંગ્રામસિંહને વાર્ષિક ખંડણી આપતો રહે અને બાબર તથા રાણાના રાજ્યની સીમા બયાના પાસેની પીલાખાર નામની ભૂમિ નિયત થાય." આ સંધિવિષયક પત્રવ્યવહારમાં એક માસ જેટલો સમય વીતી ગયો અને તેટલા સમયમાં બાબરે તોંવર રાજા સલહદીને પોતાના પક્ષમાં મેળવી લઇને પોતાની સેનાનો પણ યથેષ્ટ પ્રબંધ કરી લીધો.

રાયસેનના તોંવર રાજા સલહદીનું રાણા સાંગા સાથેનું વર્ત્તન પ્રથમથી જ વિશ્વાસઘાતકતાથી ભરેલું હતું અને અત્યારે બાબર જેવા પ્રબળ શત્રુના પક્ષમાં મળી જઇને તેણે પોતાની નીચતા, દુષ્ટતા તથા વિશ્વાસઘાતકતાની પરિસીમા જ કરી બતાવી હતી. તેણે બાબર સાથે એવી ગુપ્ત મંત્રણા કરી હતી કેઃ "હું રાણાને ઉશ્કેરીને આ સંધિના નિયમોનો અસ્વીકાર કરાવીશ અને તેથી રાણો તત્કાળ યુદ્ધ કરવાને કટિબદ્ધ થઇ જશે. જ્યારે ઉભય સૈનાઓ રણભૂમિમાં આવીને

યુદ્ધનો આરંભ કરશે તે વેળાયે અચાનક **હું** મારા સૈન્યસહિત આપના પક્ષમાં આવી મળીશ અને તેથી અવશ્ય રાણાનો પરાજય થતાં વિજયશ્રી આપના કંઠમાં જ જયમાળા આરોપશે!" કર્નલ ટૉડનો એવો અભિપ્રાય છે કે: "રાણા સંગ્રામસિંહે **બાબર** સાથેના યુદ્ધમાં જે આટલો વિલંબ કર્યો, એ તેનો ભયંકર પ્રમાદ થયો હતો; કારણ કે, શત્રુસેના સમક્ષ દીર્ઘ સમય પર્યન્ત રાજપૂત સેના શાંત થઈને જ્યારે જ્યારે પણ પડી રહી છે ત્યારે ત્યારે બહુધા એમ જ બન્યું છે કે રાજપૂત રાજાનો કોઈ પણ એક સર્દાર અથવા માંડલિક શત્રુપક્ષમાં જઈ મળ્યો છે અને રાજપૂતોની અધોગતિનાં કેટલાંક મુખ્ય કારણોમાંનું એક કારણ એ પણ ગણી શકાય તેમ છે."* અર્થાત્ જો એ **તોંવર રાજા બાબરના** પક્ષમાં ન મળી ગયો હોત, તો **બાબરના** હસ્તથી **રાણા સાંગાનો** કદાપિ પરાજય થાત નહિ; પરંતુ **સાંગામાટે** એ જ ભાવિ નિર્માયલું હોવાથી તેને કોઈથી પણ ફેરવી કે ટાળી શકાય તેમ હતું જ નહિ.

**બાદશાહ બાબરે** યુદ્ધમાટેની સર્વ તૈયારીઓ કરી લીધી એટલે રાય-સેનના વિશ્વાસઘાતક રાજાએ રાણાને પોતાના પ્રપંચજાળમાં સપડાવીને સંધિનો તેના મુખથી અસ્વીકાર કરાવ્યો અને એ કારણને અગ્રેસર કરીને **બાબર** પણ લડવામાટે તૈયાર થઈ આગળ વધવા લાગ્યો. ઇ. સ. ૧૫૨૭ ના માર્ચ માસની ૧૯ મી તારીખે રાજપૂતોએ **મુગલ** સેનાના દક્ષિણ પાર્શ્વ તથા મધ્ય ભાગપર બળપૂર્વક આક્રમણ કર્યું અને દિવસના પ્રથમ પ્રહરના અંતમાં આરંભાયલું એ ભીષણ યુદ્ધ બે પ્રહર પર્યન્ત ચાલતું રહ્યું. આ સમરના અવસરમાં રાજપૂત સૈનિકોએ એવી તો અલૌકિક રાજભક્તિ તથા વીરતાનું દર્શન કરાવ્યું કે **મુગલો** ચકિત જ થઈ ગયા અને મુક્ત કંઠથી રાજપૂતોની રાજભક્તિ તથા વીરતાની પ્રશંસા કરવા લાગ્યા. ઇતિહાસકારો કહે છે કે આવી રાજભક્તિ તથા વીરતાનો સાક્ષાત્કાર રાજપૂતોએ એ પૂર્વે કદાપિ કરાવ્યો હશે કે કેમ એનો સંશય છે. અર્થાત્ બે પ્રહર પર્યન્ત તો વિજય કોના પક્ષમાં જશે અને કોના પક્ષમાં નહિ, એની **બાબર** તથા **રાણા સાંગા** ઉભય વીરનરોના મનમાં શંકા રહ્યા કરતી હતી; કારણ કે, બહાદુર **મુગલ** સૈનિકો પણ જીવપર ખેલીને જ લડતા હતા. અંતે તલ્વાર અને ભાલા તેમ જ બાણ તથા કૃપાણના યુદ્ધમાં રાજપૂતો સામે ટકી શકાય તેમ નથી, એવો **બાબરનો** નિશ્ચય થવાથી **બાબરે** શત્રુને ચારે તરફથી ઘેરી લેવામાટેની પોતાની નિત્યની યુક્તિને યોજવા વિશેની

---

* "The inactivity of Sanga can scarcely escape cesure, however we may incline to palliate it by supposing that he deemed his enemy in the toils, and that every day's delay brought with it increased danger to him. Such reasoning would be valid, if the heterogeneous mass by which the prince of Mewar was surrounded had owned the same patriotic sentiments as himself: but he ought to have known his countrymen, nor over looked the regulating maxim of their ambition, *get land*. Delay was fatal to this last coalition against the foes of his race......."

Tod's Rajasthan, Popular Edition, Vol 1., P. 245.

પોતાની ફોજના અફસરોને આજ્ઞા આપી દીધી. બાબરની આજ્ઞા અનુસાર જે સૈન્યવિભાગને આપત્તિના પ્રસંગમાટે ભિન્ન રાખવામાં આવ્યો હતો તે સૈન્યવિભાગના સૈનિકો રણક્ષેત્રની આસપાસ ચંદ્રની કોર પ્રમાણે ઉભા રહી ગયા અને રાજપૂત વીરો આવેશથી ઉન્મત્ત થઇને જેવા તેમનાપર ધસી આવ્યા એટલે તેમણે બન્ને બાજૂથી આગળ વધીને રાજપૂતોને ઘેરી લીધા અને ત્યાર પછી તત્કાળ બાબરના તોપખાનાએ રાજપૂતોના વિનાશનો આરંભ કરી દીધો. છતાં પણ રાજપૂત સૈનિકોની સંખ્યા બહુ જ વિશાળ હોવાથી જો રાયસેનનો રાજા વિશ્વાસઘાતક ન થયો હોત, તો રાણાનો પરાજય અને બાબરનો વિજય સર્વથા અશક્ય જ હતો; કારણ કે, રાણાની પોતાની તેમ જ તેના સહાયક રાજાઓની સેના લગભગ બે લાખ સૈનિકો—અશ્વારોહી તથા પાદસંચારી—ની હતી અને બાબરની સેનામાં સૈનિકોની સંખ્યા એથી બહુ જ ઓછી હતી.

અર્થાત્ રાયસેનના રાજાએ જ્યારે જોયું કે રાણાના સૈન્યને બાબરની સેના સહજ પરાજિત કરી શકે તેમ નથી એટલે તે ક્ષત્રિયકુલઘાતક અને નિષ્ઠુર સલહદી રાણાની હારાવલીમાંથી નીકળીને બાબરના સૈન્ય સાથે મળી ગયો અને પોતાના ત્રીસ હજાર સૈનિકો સહિત રાણાજીની સેનાપર ભીષણતાથી તૂટી પડયો. એ કુલઘાતક ક્ષત્રિયની સહાયતાથી મુગલ સૈનિકોનો ઉત્સાહ બમણો થયો અને મિત્રને શત્રુના સ્વરૂપમાં ફેરવાયલો જોઇને રાણાનો તેમ જ તેના સૈન્યનો ઉત્સાહ કાંઇક મંદ થવા લાગ્યો; છતાં પણ રાણો સંગ્રામસિંહ એ સંગ્રામમાં સિંહ સમાન નિર્ભયતા તથા વીરતાથી લડયો અને એક જ હસ્ત હોવા છતાં તે એક હસ્તનો શત્રુઓને સદા સ્મરણમાં રહે તેવો ચમત્કાર તેણે બતાવી દીધો. આ યુદ્ધમાં રાણા સાંગાના શરીરમાં અનેક જખ્મો થયા અને તેના અનેક ઉત્તમ સહાયકો વીરગતિને પામ્યા. ડુંગરપુરનો ઉદયસિંહ રાવળ પોતાના બસેં સૈનિકોસહિત રણભૂમિમાં પડયો; સાલુંબ્રાનો રત્નસિંહ ઠાકોર પોતાના ત્રણસેં ચોંડાવત સર્દારોસહિત રણમાં રોળાયો; મારવાડના રાજાનો રાજકુમાર રાયમલ્લ રાઠોડ અને તેની સાથે મેરતનો ખેતસીં તથા રત્નસિંહ આદિ ધરાશાયી થઈ ગયા; સોનગઢનો રાવ રામદાસ પણ કામ આવી ગયો અને તે જ પ્રમાણે ઉત્તમસિંહ ઝાલાનો, ગોકુલદાસ પરમારનો તથા મેવાડના અહુઆણવંશીય માણિક્યચંદ્ર તેમ જ ચંદ્રભાનુનો પણ અંત થયો; માત્ર એટલું જ નહિ, પણ મેવાતનો હુસેનખાન તથા ઇબ્રાહીમ લોદીનો ભાઈ આદિ જે મુસલ્માન રાજાઓ રાણાના પક્ષમાં આવી મળ્યા હતા તેઓ પણ એ યુદ્ધમાં યમરાજના ગ્રાસ થઈ ગયા. સંધ્યાકાળ સુધીમાં તો રાજપૂતોમાટે એવી ભયંકર પરિસ્થિતિ થઈ પડી કે આગળ વધવાનું કાર્ય તેમના માટે દુર્ઘટ થઈ પડયું અને તેથી તેઓ પાછા વળીને મુસલ્માનોના અંગપર ધસીધસીને પલાયન કરવા લાગ્યા. આવી રીતે સર્વત્ર હાનિ તથા નાશને જ મુખ વિકાસીને ભીષણ સ્વરૂપમાં ઊભેલાં જોઈ રાણો સંગ્રામસિંહ પણ હતાશ થઈ ગયો અને સૂર્યના અસ્ત સાથે તેના આશારવિનો પણ અસ્ત થવાથી પરાજયના અપયશને મસ્તકપર ધારણ કરીને "બીજી વારના યુદ્ધમાં બાબરનો પરાજય કર્યા વિના ચિત્તોડ નગરમાં હું પ્રવેશ કરવાનો નથી!" એવી માનસિક દૃઢ પ્રતિજ્ઞાસહિત રણભૂમિમાંથી ચાલતો થઈ ગયો.

રાજપૂતોના આ પરાજયથી એટલું તો સ્પષ્ટ દેખાઈ આવે છે કે પ્રત્યેક વિષયમાં રાજપૂતોનો પક્ષ પ્રબળ હોવા છતાં સમરાંગણમાં સૈન્યની હીલચાલને નિશ્ચિત કરવાની એટલે કે સેનાધ્યક્ષની બુદ્ધિમત્તા અથવા કળાના વિષયમાં રાણા સંગ્રામસિંહ કરતાં બાબર બહુ જ દક્ષ હતો અને તેથી જ તે રાણાને આટલી સીમાપર્યન્ત પરાજિત કરી શક્યો હતો. છતાં બાબર એકનિષ્ઠ ઈશ્વરવાદી હોવાથી વિજયદાતા ઈશ્વરને જ માનતો હતો અને ખરેખર તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં તેની એ જ માન્યતા સત્ય હતી.

યુદ્ધની સમાપ્તિ પછી રાત્રિનો સમય વિશ્રાંતિમાં વીતાડીને બીજે દિવસે રાજપૂતોમાંના જે વીરનરો મૃત તથા આહત અવસ્થામાં પડેલા હતા તે સર્વ વીરનરોનાં મસ્તકોને કપાવીને બાદશાહ બાબરે તે મસ્તકોનો એક પ્રચંડ રાશિ ખડકાવ્યો અને તે જ વેળાયે એ વિજયના દ્યોતક તરીકે 'ગાઝી' ઉપાધિને ધારણ કરી લીધો.

સર્દારો તથા સૈનિકોનો અતિશય આગ્રહ હોવા છતાં બાબરે રાણાની પાછળ પડવાનો અને તેને પકડવાનો પ્રયત્ન ન કર્યો તેનું કારણ એ હતું કે રાણાની પરાક્રમશીલતાને તે સારી રીતે જાણતો હતો અને તેથી 'પરવરદિગારના ફજલો કરમથી એક વાર ફતહ મળી છે; પણ એવી જ ફતહ બીજી વાર પણ રાજપૂતો સાથેની લડાઇમાં મળશે કે કેમ, એ શકભરેલી વાત છે" એ પ્રમાણે તેના મનમાં શંકા રહેતી હોવાથી હવે પછી બનતાં સુધી રાજપૂતો સાથે વૈરભાવને ન વધારવાનો જ તેણે નિશ્ચય કરી લીધો હતો અને તેની એ દક્ષતામાટે તેને જેટલા પણ ધન્યવાદો અપાય તેટલા અલ્પ થવાનો જ સંભવ છે; કારણ કે, અતિ લોભ તે પાપનું મૂળ હોવાથી અતિ લોભના જાળમાં બાબર ન સપડાયો અને તેથી જ તે મુગલસામ્રાજ્યને ભારતવર્ષમાં દૃઢતાથી સ્થાપી શક્યો, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

જે દિવસે સિક્રીના યુદ્ધમાં બાબરને સંપૂર્ણ વિજય મળ્યો તે દિવસે મહુમ્મદ શરીફ નામના જે જુનૂમીએ બાબરના પરાજયની ભવિષ્યવાણી કરી હતી તે જુનૂમી બહુ જ ઝંખવાણો પડી ગયો અને બીજે દિવસે બાબર પાસે આવીને તેણે મેળવેલા વિજયમાટે તેને મુબારકબાદ એટલે કે ધન્યવાદ આપવા લાગ્યો. જો બાબરના સ્થાને બીજો કોઇ બાદશાહ હોત, તો તેણે તે જુનૂમીનો અવશ્ય વધ જ કરાવી નાંખ્યો હોત અથવા તો કાળું મોઢું કરાવી ગધેડાપર બેસાડીને કઢાવી મૂક્યો હોત; પરંતુ બાબર એક રહમદિલ બાદશાહ હોવાથી તેણે તે જુનૂમીને એટલું જ કહ્યું કે:-

"મહુમ્મદ શરીફ! તેં જે ખોટું ભવિષ્ય ભાખીને પયગંબરીનો દાવો કર્યો હતો અને મારા સિપાહીઓને ભડકાવી દીધા હતા તે ગુનાહની કત્લ વગર બીજી કોઈ સજા જ નથી; છતાં પણ તું અમારા ખાન્દાનનો એક જૂનો નોકર હોવાથી તારા એ ગુનાહની સજા આપવાને બદલે હું મોઆફી જ આપું છું; માત્ર એટલું જ નહિ, પણ તું પૈસા કમાવવામાટે આટલા દૂરના મુલ્કમાં આવેલો હોવાથી તને રૂપિયા સાત હજાર આપું છું તે લઇને પાછો તરત જ હિન્દોસ્તાનમાંથી ચાલતો થઈ જા અને જ્યાં હતો ત્યાં જ પહોંચી જા. જો મારા આ ફર્મા-

નથી ખિલાફ થઇને તું હિન્દોસ્તાનમાં રહીશ, તો પછી તારી જાનની ખયર નથી, એ નક્કી જાણી રાખજે. નાદાન ઈન્સાન! તારી બેવકૂફી એવી હતી કે જો મારા સિપાહીઓ તારી પેશીનગોઇના ચક્કરમાં આવી ગયા હોત, તો આજે આ બાબર 'ગાઝી' થઈ શકત નહિ અને હિન્દોસ્તાનમાંથી ઇસ્લામી ઝંડો નાબૂદ થઈ જાત; પણ પરવરદિગારના ફજલો કરમથી તે વક્ત નથી આવ્યો અને તેથી જ તને પણ હું જીવતો જવા દઉં છું. ખુદાને ખાતિર આઇન્દા આવી બેવકૂફી કદાપિ કરીશ નહિ."

મહમ્મદ શરીફ ખુદાનો તેમ જ બાબરનો ઉપકાર માનતો રૂપિયા સાત હજાર લઇને તે જ દિવસે ત્યાંથી કાબુલ જવામાટે રવાના થયો અને બાબર ત્યાંથી છાવણી ઊઠાવી મેવાડના સૂબાને પોતાના અધિકારમાં કરી લઇને તેના જે જે સર્દારોએ રાણા સાથેના યુદ્ધમાં વીરતા દર્શાવી હતી તે સર્દારોને કેટલાક નગરો તથા દુર્ગોમાં સત્તા ચલાવવાના અધિકારો આપી દીધા અને ત્યાર પછી ત્યાંથી રવાના થઈ ઇ. સ. ૧૫૨૭ના એપ્રિલ માસની ૨૫મી તારીખે તે આગ્રામાં આવી લાગ્યો. આગ્રામાં આવ્યા પછી હુમાયૂનની સર્દારી તળેના ઘણાખરા સિપાહોની પોતાની જન્મભૂમિમાં જવાની પ્રબળ ઇચ્છા હોવાથી તે સિપાહોને બાબરે જવાની આજ્ઞા આપી દીધી અને સાથે શાહજાદા હુમાયૂનને પણ બદખ્શાનનો સૂબેદાર બનાવીને બદખ્શાનમાં રહેવામાટેની સૂચના સહિત કાબુલ તરફ રવાના કરી દીધો. હવે કાબુલ અને બદખ્શાન આદિ પ્રાંતો હિન્દોસ્તાનમાંની મુગલિયાશાહનશાતના સૂબા એટલે કે વિભાગ થયા, એ અહીં વિશિષ્ટતાથી લક્ષમાં રાખવાનું છે.

સિક્રીના યુદ્ધમાં શાહજાદા હુમાયૂને બહુ જ સારી વીરતા તથા દક્ષતા દર્શાવી હતી અને તેથી જ બદખ્શાનની સત્તા તેના હસ્તમાં સોંપાઇ હતી. સાંગા સાથેના સંગ્રામમાં કમરપારા તથા ગુલંદામની પણ પોતાની વીરતાના ચમત્કારને વ્યક્ત કરવાની બહુ જ પ્રબળ ઇચ્છા હતી; પરંતુ બાબરે તેમને મર્દાના લિબાસ ન પહેરવાની અને બેપર્દા ન થવાની કઠિન આજ્ઞા આપવાથી તેમની એ ઇચ્છા પૂર્ણ થઇ શકી નહોતી અને તેથી પોતપોતાના શૌહરના ઉત્સાહને વધારવાના અને તંબૂમાં બેસીને યુદ્ધના સમાચાર સાંભળવાના કર્તવ્યના પાલનથી જ તેમને સંતોષ માનવો પડ્યો હતો. યુદ્ધની સમાપ્તિ પછી ગુલંદામ પોતાના શૌહર સાથે દિલ્લી ચાલી ગઇ હતી અને કમરપારા આગ્રામાં આવી હતી અને તે વેળાયે તે હમિલા—ગર્ભવતી—હોવાથી હુમાયૂન બદખ્શાન જવાને વિદાય થવા છતાં બાબરની આજ્ઞાથી તેને આગ્રામાં જ રહેવું પડ્યું હતું; કારણ કે, હુમાયૂનને બાબરે કાબુલ પહોંચતાંની સાથે જ પોતાના સમસ્ત કુટુંબને હિન્દોસ્તાનમાં મોકલી આપવાની સૂચના આપેલી હોવાથી હામિલા કમરપારાને અત્યારે ત્યાં ન મોકલવામાં જ તેનું હિત સમાયલું હતું.

*　　*　　*　　*　　*

ઉપર જણાવ્યા પ્રમાણે બાબરને પરાજિત કર્યા વિના મેવાડની રાજધાનીમાં પ્રવેશ ન કરવાની સાંગા રાણાએ ભીષ્મપ્રતિજ્ઞા કરેલી હોવાથી સિક્રીની રણભૂમિમાંથી પલાયન કરીને તે મેવાડના પર્વતપ્રદેશમાં ચાલ્યો ગયો અને ત્યાં જ અજ્ઞાતવાસમાં રહેવા લાગ્યો. સાંગા રાણાની આ પ્રતિજ્ઞા સર્વ પ્રકારે યોગ્ય જ

હતી; કારણ કે, સમરાંગણમાં શત્રુને પરાસ્ત કર્યાં વિના પાછા ગૃહમાં ન આવવું, એ ક્ષત્રિયોનો પરાપૂર્વથી ચાલતો આવેલો ધર્મ હોવાથી સાંગાએ તે ક્ષાત્રધર્મનું જ અવલંબન કર્યું હતું. તે કાળમાં વીરતાની મહત્તા એટલી સીમાપર્યન્ત પહોંચેલી હતી કે શત્રુના હસ્તથી પરાભૂત થઇને કૃષ્ણ મુખથી પાછા આવનાર વીરને તેનાં માતાપિતા તથા તેની પત્ની આદિ કોઇ પણ આપ્તજનો પોતાની પાસે આવવા દેતાં નહોતાં તેમ જ તેની સાથે ભાષણ માત્રનો પણ સંબંધ રાખતાં નહોતાં. અર્થાત્ આવા પ્રકારની લજ્જા તથા અવમાનનાને સહન કરવામાટે પરાભૂત થયા પછી સજીવન ઘેર જવાનું કોઈ પણ ક્ષત્રિય કિંવા રાજપૂત સાહસ કરી શકતો નહોતો. ક્ષત્રિય વીર અથવા રાજપૂત રણધીર આવા અપમાનનો ભોક્તા થવા કરતાં રણભૂમિમાં મૃત્યુનો ભક્ષ થઇ જવામાં જ અધિક આનંદ માનતો હતો. ભારતીય યુદ્ધમાં અર્જુનના વીર્યપરાક્રમનાં વર્ણનો સ્થળે સ્થળે અપાયલાં હોવા સાથે પરાજયના પ્રસંગે તે અગ્નિકાષ્ટ ભક્ષવાને ઉદ્યુક્ત થવાનું પણ દર્શાવેલું છે અને છેલ્લા અઢાર દિવસના યુદ્ધમાં ભીષ્મ પરાભૂત થવાથી સમરમાં જ શરપંજરમાં મૃત્યુની પ્રતીક્ષા કરતો પડયો હતો, એ ઘટનાઓને જોતાં ક્ષત્રિયોમાટે પરાજયની પ્રતિમા કેવી અને કેટલી ભીષણ હતી એની સહજ કલ્પના કરી શકાય છે. સાંગામાં પણ અર્જુન તથા ભીષ્મની એ ભાવના કેટલેક અંશે જાગ્રત હોવાથી તેણે પણ અજ્ઞાતવાસનો સ્વીકાર કરી લીધો હતો અને જો તેના આયુષ્યનો અલ્પ સમયમાં જ અંત ન થયો હોત, તો તે પોતાના કૃતનિશ્ચયને અવશ્ય પૂર્ણ કરી બતાવત, એવી બહુધા સર્વ ઇતિહાસકારોની માન્યતા છે; પરંતુ તેના આયુષ્યની શૃંખલા તૂટી ગઈ અને જે વર્ષમાં તેનો પરાજય થયો હતો તે જ વર્ષમાં મેવાડ રાજ્યની સીમામાં આવેલા બસવા નામક સ્થાનમાં તે વીરશિરોમણિનો દેહાન્ત થઈ ગયો અને તેના દેહાન્ત સાથે રાજપૂતોના તાત્કાલિક ઉત્કર્ષની આશાનો પણ અન્ત થયો. સાંગાના મૃત્યુ વિશે એમ પણ કહેવામાં આવે છે કે તેણે બાબરને પરાજિત કર્યા વિના ચિત્તોડમાં પ્રવેશ ન કરવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે તેની પ્રતિજ્ઞા તેના કોઈ એક સર્દારને યોગ્ય ન લાગવાથી તેણે સાંગાને વિષપ્રયોગથી મારી નાખ્યો હતો. એક ઇતિહાસકાર લખે છે કે; "રાણાને પોતાની પ્રતિજ્ઞાને પૂરી કરવાના કાર્યમાં તત્પર તથા દૃઢ જોઇને તેના સાથીઓમાંના કોઇએ અરણ્યનિવાસનાં કષ્ટોને દૂર કરવાના તેમ જ સુખમાં પોતાના આયુષ્યને વીતાડવાના ઉદ્દેશથી આ નીચ કૃત્ય કરી નાખ્યું હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી." રાજપૂતોમાં રાજાઓનાં મરણ બહુધા વિષપ્રયોગથી થતાં હોવાની વાર્ત્તા અદ્યાપિ સંભળાયા કરે છે એટલે એમાં તથ્ય તો અવશ્ય રહેલું જ છે. અર્થાત્ રાજપૂતોમાં રાજહત્યાનું કૃત્ય જાણે એક સાધારણ કૃત્ય હોયની! એમ જ દેખાય છે અને રાજપૂતોની એકંદર પરાક્રમશીલતા તથા કર્ત્તવ્યનિષ્ઠાને જોતાં તેમના ચારિત્ર્યમાં એ કૃત્ય એક ભયાનક કાલિમા સમાન છે, એ તો કોઈ પણ કહી શકે તેમ છે. અસ્તુ: રાણા સાંગાના હૃદયમાં મૃત્યુની વેળાયે પોતાનો નિશ્ચય અપૂર્ણ રહેવાથી બહુ જ અસ્વસ્થતા થવા લાગી અને તેથી તેણે પોતાના પ્રધાન આદિ હિતૈષીઓને પોતા પાસે બોલાવીને અત્યંત અશાંતિદર્શક ભાવથી ખેદ દર્શાવતાં જણાવ્યું કે:--

"મારા હિતૈષી મિત્રો અને સજ્જનો! બાદશાહ બાબરને પરાજિત કરી તેની પાસેથી વૈરનો બદલો લેવામાટેની મારી પ્રતિજ્ઞા મારા જીવનકાળમાં પૂરી થઈ શકી નથી તેથી મારા આત્માને બહુ કષ્ટ થાય છે અને મૃત્યુના સમયમાં પણ મારો જીવ આ શરીરમાંથી નથી નીકળતો. જ્યાં સુધી મારી એ પ્રતિજ્ઞાની પૂર્તિનું કોઇ મને અભિવચન નહિ આપે ત્યાં સુધી મારો આત્મા કષ્ટાયા કરશે અને કદાચિત્ યમરાજ બળાત્કારે મારા જીવ તથા આત્માને આ શરીરથી ભિન્ન કરી દેશે, તો પણ મને સ્વર્ગમાં પણ શાંતિ મળી શકશે નહિ"

સાંગાના એ મરણસમયના કષ્ટને નિવારવામાટે તેના પ્રધાન આદિ જનોએ આશ્વાસન આપ્યું કે: "ધર્મમૂર્ત્તિ રાણાજી! આપની પવિત્ર પ્રતિજ્ઞાને અમો અવશ્ય પૂર્ણ કરીશું; માટે આપ આ ખેદને ત્યાગી ઈશ્વરના સ્મરણમાં આત્માને સંલગ્ન કરો અને પરલોકના સુખાધિકારને પ્રાપ્ત કરી લ્યો."

આ વચન મળતાં જ નરપુંગવ મેવાડાધીશ સંગ્રામસિંહ રાણો આ નશ્વર સંસારને કૈલાસપતિ શંકરના એકલિંગજી નામક સ્વરૂપના નામસ્મરણ સહિત સદાને માટે ત્યાગી ગયો. તેના શરીરને ચંદનકાષ્ઠની ચિતામાં રાખીને અગ્નિદાહ અપાયો અને અલ્પ સમયમાં જ તે નામશેષ થયો. જે ભૂમિમાં રાણા સાંગાના મૃતદેહનો અગ્નિસંસ્કાર થયો હતો તે સ્થળે એક મોટી છત્રી–સમાધિગૃહ–બંધાવીને તેમાં એક શિલાલેખ પણ તે વેળાયે લખાવીને રાખવામાં આવ્યો હતો કે જે અદ્યાપિ વર્ત્તમાન છે. સાંગો રાણો ધૈર્યશીલ, બુદ્ધિમાન, યુક્તિપરાયણ તથા પરાક્રમી હોવા સાથે દયાળુ પણ હતો. તેણે અસીમ સાહસથી માળવાના બાદશાહને બંદી કરીને પોતાની રાજધાનીમાં રાખ્યો હતો, રણથંભોરનો કિલ્લો અલીનો પરાભવ કરીને જીતી લીધો હતો અને એ તેની પરાક્રમમાલિકામાંની એક વિશિષ્ટ ઘટના હતી. તેણે મેવાડ રાજ્યની ઉત્તર સીમા અથવા મર્યાદાના ચિન્હ તરીકે કાનુવા નામક સીમાપ્રાન્તમાં એક રાજમંદિર પણ બંધાવ્યું હતું. સારાંશ કે, જો તેની પછીથી કોઇ તેના જેવો જ દૂરદર્શી, ન્યાયવર્ત્તી તથા પરાક્રમી રાણો ચિત્તોડના સિંહાસનપર વિરાજ્યો હોત, તો બાબરના મરણ પછી તેના વંશજોનું આધિપત્ય હિન્દોસ્તાનમાં રહ્યું હોત કે કેમ એ શંકાસ્પદ છે; પરંતુ તેમ તત્કાળ ન થયું અને તેથી ઈશ્વરની ઇચ્છાનુસાર મુગલ શહનશાહતની ઇમારતનો પાયો હિન્દોસ્તાનની જમીનમાં મજબૂત થઇ ગયો.

રાણા સાંગાના મરણની વાર્ત્તા જ્યારે બાદશાહ બાબરના સાંભળવામાં આવી ત્યારે તે સાંગાનો ગુણગ્રાહક તથા ઉદાર શત્રુ હોવાથી તેના હૃદયમાં એક મિત્રના હૃદયમાં થવો જોઇએ તેના કરતાં પણ વિશેષ શોક થવા લાગ્યો અને તેના મુખમાંથી એવા ઉદ્ગારો નીકળી ગયા કે: "જે દુશ્મનના હાથથી શિકસ્ત મેળવવામાં પણ ગુરૂર માની શકાય તેવો દુશ્મન સાંગો રાણો જ હતો અને તે દુશ્મન જન્નતનશીન થતાં મારા દિલમાં ખુશીને બદલે ગમ થાય, તો તે કુદરતી જ છે. પરવરદિગાર તેને જન્નત બખ્શે અને જો કોઇને દુશ્મન મળે તો રાણા સાંગા જેવો જ લાયક દુશ્મન મળે!"

સાંગાના મરણ પછી તેની એક રાણીએ એક પ્રધાનની મંત્રણાથી બાબરને એવો સંદેશ કહેવડાવ્યો હતો કે: "રાણાના પાંચ પુત્રોમાંના મારા પુત્રનો પક્ષ

લઇને જો આપ તેને ચિત્તોડના સિંહાસનપર બેસાડી દ્યો, તો આપના એ ઉપકારના બદલામાં હું આપને રણથંભોર આદિ કેટલાક મહાલો આપવાને તૈયાર છું; તેમ જ આ કાર્ય આપના હસ્તથી સિદ્ધ થતાં આગળના યુદ્ધમાં આપનાં જે ઝુંડાનિશાન, હથિયારો તથા નગારાં વગેરે અમારી પાસે આવ્યાં છે તે પણ આપને હું પાછાં આપીશ!" પરંતુ બાબરના મનમાં સાંગા રાણા વિશે અતિશય માન વસી રહેલું હોવાથી મેવાડ રાજ્યના અસ્તિત્વને મટાડી દેવાની બાબરની ઇચ્છા હતી જ નહિ અને તેથી તેણે રાણીના એ પ્રસ્તાવનો સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કરી દીધો. ખરેખર બાદશાહ બાબરની આ ઉદારતા એવી તો અલૌકિક હતી કે એ એક જ ઉદારતાના કારણથી પણ જો તેને 'નુરે ઈસ્લામ'ના ઉપાધિથી વિભૂષિત કરવામાં આવે, તો તે ઉપાધિને તે સર્વ પ્રકારે યોગ્ય હતો. અસ્તુ: આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના સંવિધાનક સાથે મેવાડ રાજ્યનો અને મેવાડના રાણાઓનો હવે પછી કાંઈ વિશેષ સંબંધ ન હોવાથી મેવાડના વિષયની આટલેથી જ પરિસમાપ્તિ કરીને જો આપણે બાદશાહ બાબરની જીવનઘટનાઓના નિરૂપણમાં જ પ્રવૃત્ત થઇશું તો તે અધિક પ્રાસંગિક તથા ઉચિત ગણાશે.

ત્યારે શું સિક્રીના યુદ્ધમાં સાંગા રાણાને પરાજિત કર્યા પછી અને હુમાયૂનને બદક્શાનમાં મોકલ્યા પછી બાદશાહ બાબરને સ્વસ્થતા તથા શાંતિનો ઉપભોગ મળ્યો હતો? નહિ; કારણ કે, તેના ભાગ્યમાં એવી સ્વસ્થતાનો ઉપભોગ લખાયલો જ નહોતો અને તે હવે પછીના પ્રકરણમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થઈ શકશે.

# પ્રકરણ ૨૪ મું

## પુત્રવાત્સલ્યની પરિસીમા!

સાંગા રાણાના પરાજય સાથે બહુધા સમસ્ત રાજપૂતોનો જ પરાજય થયેલો હોવાથી રાજપૂતોમાં જો કે તાત્કાલિક પુનરુત્થાનની શક્તિ રહી નહોતી; તો પણ બાબરે સ્થળે સ્થળે પોતાનાં થાણાં બેસાડીને પોતાની સત્તાની રક્ષાનો પ્રબંધ કરી દીધો હતો. ત્યાર પછી બાદશાહે કેટલોક સમય પોતાના રાજ્યમાં સ્વસ્થતાને સ્થાપવાના કાર્યમાં વીતાવ્યો; પરંતુ તે વેળાયે પણ આસપાસના પ્રાંતોમાં યુદ્ધના પ્રસંગોનો સર્વથા અંત થયો નહોતો. માળવા તથા બુન્દેલખંડની સીમા જે સ્થાનમાં મળતી હતી તે સ્થાનમાંનો ચન્દેરી નામનો કિલ્લો મેદિનીરાય નામક એક રાજપૂત સરદારના અધિકારમાં હતો અને તે મેદિનીરાય સ્વર્ગીય રાણા સંગ્રામસિંહનો જીવશ્ચકંઠશ્ચ મિત્ર હોવાથી તેણે બાબરના વર્ચસ્વને સ્વીકાર્યું નહોતું. આ કારણથી ઇ. સ. ૧૫૨૮ના જાન્યુઆરીની ૨૦ મી તારીખે બાદશાહ બાબર તેનાપર ચઢી ગયો અને તેના પરિણામે ભયાનક યુદ્ધ થયું. એ ચન્દેરીના યુદ્ધમાં રાજપૂતો અપૂર્વ શૌર્યથી પ્રાણોપર ઉદાર થઇને રણમાં ઝૂઝયા અને અન્તે જ્યારે એમ જ તેમના જોવામાં આવ્યું કે: 'હવે આપણાથી મુસલ્માનો સમક્ષ કોઇ પણ રીતે ટકી શકાય તેમ નથી!' એટલે તેઓ પોતાના હસ્તથી જ પોતાની સ્ત્રીઓ તથા પોતાનાં અર્ભક સંતાનોનો સંહાર કરી એટલે

કે 'જોહાર' કરીને કેસરિયાં કરી રણયજ્ઞમાં બલિદાન થવાને નીકળી પડ્યા. રાજપૂતોનો પરાજય થતાં ચન્દેરીનો કિલ્લો બાબરના હાથમાં આવ્યો. એ વેળાયે જીવતા બચેલા થોડાક રાજપૂતો મેદિનીરાયના મહાલયમાં એકત્ર થયા, તેમનામાંનો એક મનુષ્ય તલ્વારને આડી પકડીને ઊભો રહ્યો અને અન્ય સર્વ જનોએ તે તલ્વાર સામા દોડીને પોતે જ પોતાનો શિરચ્છેદ કરી લીધો. આવી રીતે પ્રાણોની પરવા ન રાખતાં પ્રતિષ્ઠામાટે રાજપૂતોને પોતાના હસ્તથી જ પોતાની હત્યા કરતા જોઇને બાબરના આશ્ચર્યનો અવધિ થયો અને રાજપૂતોને તે બહુ જ માનની દૃષ્ટિથી જોવા લાગ્યો. ચન્દેરીનું આ યુદ્ધ ઇતિહાસમાં ચન્દેરીના ઘેરાના નામથી વિખ્યાત છે અને એટલાથી જ એ યુદ્ધની મહત્તા સ્પષ્ટ જણાઇ આવે છે. આ યુદ્ધમાં વિજય મળવાથી રાજપૂતોના ભયથી મુગલવંશ દીર્ઘકાળને માટે નિર્ભય થઈ ગયો.

રાજપૂતોનો આવી રીતે સર્વથા પરિપાત થવા છતાં પણ બાબરને સ્વસ્થતા તથા શાંતિનો ઉપભોગ પ્રાપ્ત થઇ શક્યો નહિ; કારણ કે, અફગાન લોકો હિન્દોસ્તાનમાં સ્થળે સ્થળે જમાવ કરીને પડ્યા હતા અને મુગલોનો અમલ તેમને પસન્દ ન હોવાથી એક કે બીજી હરકતો કર્યા જ કરતા હતા. બાબરને જો કે દિલ્હીનાં તખ્ત અને તાજ મળી ચૂક્યાં હતાં છતાં પણ 'આપણે ધારીશું તો બાબરને ચુટકી બજાવતાંમાં હિન્દોસ્તાનમાંથી હાંકી કાઢીશું;' એવી આશા તેમના હૃદયમાં વસી રહી હતી. ઇ. સ. ૧૫૨૮ માં ચન્દેરીના ઘેરામાં વિજય મેળવીને જે વેળાયે બાબર આગ્રામાં આવ્યો તે વેળાયે કાબુલથી તેના જનાનખાનાની સર્વ સ્ત્રીઓ તેમ જ તેની પુત્રીઓ આદિ આગ્રામાં આવી ગઇ હતી અને કુમરપારાએ એક પુત્રને જન્મ આપ્યો હતો. બાદશાહ બાબરે હુમાયૂનના એ પુત્રનું નામ અલ-અમાન રાખ્યું અને તેના જન્મથી થયેલા આનન્દને દર્શાવવામાટે આગ્રામાં એક મહોત્સવ કરીને એક ખાસ રુક્કો અથવા ખત લખીને હુમાયૂનને ખુશ ખબરી સાથે મુબારકબાદ આપવામાટે એક કાસિદને બદખ્શાન તરફ રવાના કરી દીધો. બાબર પોતાના આપ્તજનોને દીર્ઘ સમય પછી મળેલો હોવાથી અને વળી કુમરપારા અથવા હાજી બેગમે પુત્રને જન્મ આપેલો હોવાથી ઇ. સ. ૧૫૨૮ માં અફગાનોની હીલચાલને જોતો સ્વસ્થતાથી આગ્રામાં જ બેસી રહ્યો; પરંતુ ડિસેંબર મહિનામાં જ્યારે તેને એવા સમાચાર મળ્યા કે: 'ઇબ્રાહીમ લોદીનો એક પિત્રાઇ ભાઇ મહમૂદ બહાર પ્રાંતને કબ્જે કરીને લડાઇના ઇરાદાથી કાશી પર્યન્ત આગળ વધી આવ્યો છે;' તેમ જ ઇ. સ. ૧૫૨૯ ના જાન્યુઆરી માસમાં ધોલાપુર મુકામે 'જોનપુરનો કબ્જો મહમૂદ લોદીએ પોતાના હાથમાં કરી લીધો છે;' એ સમાચાર મળતાં જ બાબરે આગ્રામાં આવીને અફગાનોપર ચઢાઇ કરવામાટેની તૈયારી કરી દીધી. બાબર પોતે ગંગા નદીના દક્ષિણતીરપ્રાંતમાં અને તેનો શાહજાદો અસ્કરી ગંગા નદીના વામતીરપ્રાંતમાં આગળ વધતા વધતા અલાહાબાદ, ચૂનાર, બનારસ તથા ગાઝીપુર ઉપર થતા બકસાર પર્યન્ત પહોંચી ગયા. જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ અફગાનો ભાગવા લાગ્યા અને તેમના ઘણાખરા સર્દારો બાબરના શરણાગત થઇ ગયા. મહમૂદ લોદી બંગાળામાં જઇને ત્યાંના સુલ્તાન નુસરતશાહને મળ્યો અને ત્યાર પછી તે બન્નેએ

ફોજોને એકઠી કરીને બાબર સાથે લઢવામાટેની તૈયારીઓ કરવા માંડી. આ કારણથી નુસરતશાહપર ચઢી જઇને બંગાળાને અધિકૃત કરી લેવાનો ભાર બાબરના શિરપર આવી પડ્યો. નુસરતશાહ તથા મહમૂદ લોદી સાથે બાબરનો ગોગ્રા તથા ભાગીરથી નદીઓના સંગમસ્થાનમાં સંગ્રામ થયો. આ યુદ્ધમાં બાબરના તોપખાનાએ બહુ જ ઉત્તમ કાર્ય કરી બતાવ્યું; કારણ કે, તેના તોપખાનાનો સર્દાર ઉસ્તાદઅલી બાબરનો જૂનો ગોલંદાજ હોવાથી કસાયલો અને અનુભવી હતો. ઇ. સ. ૧૫૨૯ના મે મહિનામાં બાબરની સેનાએ ભાગીરથીને ઓળંગીને ગોગ્રા નદીના તીરપ્રાંતમાં પડાવ કર્યો અને ત્યાર પછી અલ્પ સમયમાં જ બાબર તથા અસ્કરીએ બંગાળાની ફોજને ફનાફાતિયા કરીને ઉડાવી દીધી એટલે નુસરતશાહે બાબરની પનાહમાં આવીને તેની સાથે સુલહ કરવાની ઇચ્છા દર્શાવી. બાબરે તેની પ્રાર્થનાને સ્વીકારીને તેની સાથે સંધિ કરી લીધો અને તેને સહીસલામત પાછો જવા દીધો. હિન્દોસ્તાનમાં જે યુદ્ધોમાં બાબર પોતે ઉપસ્થિત થયો હતો તે યુદ્ધોમાંનું આ અંતિમ યુદ્ધ હતું; કારણ કે, એ પછી બાબરની પ્રકૃતિ અસ્વસ્થ રહેવાથી તેનાથી અન્ય કોઈ પણ યુદ્ધમાં ઉપસ્થિત થઈ શકાયું નહોતું અને વાસ્તવિકતાથી જોતાં ઇ. સ. ૧૫૩૦ના અંતમાં તેનો સ્વર્ગવાસ થતાં સુધી યુદ્ધનો એવો કોઈ પ્રસંગ આવ્યો પણ નહોતો કે જેમાં તેની પોતાની ઉપસ્થિતિની અનિવાર્ય આવશ્યકતા આવી પડવાનો સંભવ હોય.

બાબરે જ્યારથી હિન્દુસ્તાનમાં પ્રવેશ કર્યો હતો ત્યારથી વારંવાર તેને જ્વરની બાધા થયા કરતી હતી અને તે સાથે યુદ્ધનો વ્યવસાય પણ અખંડ ચાલતો રહેવાથી તેની પ્રકૃતિ ધીમે ધીમે ક્ષીણ થવા લાગી હતી. વિશ્રાંતિના ઉપભોગમાટે તેને બહુ જ અલ્પ સમય મળી શકતો હતો અને પ્રવાસમાં તેમ જ રણાંગણમાં તેને વિશેષ સમય વીતતો હતો. છતાં પણ તે એટલો બધો હિમ્મત બહાદર તથા શક્તિસંપન્ન હતો કે ઈ. સ. ૧૫૨૯ના માર્ચ માસમાં અંતિમ યુદ્ધના પ્રસંગે ગંગા નદીના પ્રવાહમાં પડી એક તીરથી બીજા તીર પર્યન્ત માત્ર એક જ વાર કિંચિત્ શ્વાસ લઇને તેંત્રીસ હાથ તરી ગયો હતો. સમરકંદથી લઇને હિન્દુસ્તાન સુધીના માર્ગમાંની તેમ જ હિન્દુસ્તાનમાંની જેટલી નદીઓ તેના માર્ગમાં આવી હતી તે સર્વ નદીઓને તેણે તરીને પાર કરી હતી; માત્ર ગંગા નદી રહી હતી તેમાં પણ તે એ વેળાયે તરી ગયો. કેટલીક વાર તો તેનો દિવસ તથા રાત્રિનો સમસ્ત સમય ઘોડાની પીઠપર જ વીતી જતો હતો અને ઘણીક વાર પ્રતિદિવસ તે ચાળીસ ચાળીસ ગાઉની મંજલ મારતો હતો એટલે આ સર્વ કારણોથી જો તેની પ્રકૃતિ અસ્વસ્થ થાય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું.

બાબરે પોતાના જનાનખાનાની બેગમોને, પોતાનાં પુત્ર પુત્રી આદિ સંતાનોને તેમ જ પોતાની સંબંધિની અન્ય સ્ત્રીઓને આગ્રામાં બોલાવી મંગાવ્યાં હતાં એ તો ઉપર જણાવેલું જ છે; અર્થાત્ બાબરના જનાનખાનામાં તેની સાથે ભિન્ન ભિન્ન સંબંધ ધરાવનારી સ્ત્રીઓની સંખ્યા ૯૬ ની હતી. બાબરની બેગમો જો કે અનેક હતી, તથાપિ તેની મુખ્ય બેગમ અને હુમાયૂનની જન્મદાત્રી માતા મહામ બેગમમાં તેનો અતિશય અનુરાગ હતો. બાબરની ગુલરંગ બેગમ, ગુલચહેર બેગમ તથા ગુલબદન બેગમ નામની ત્રણ પુત્રીઓ તેમ જ તેના

અબુનાસિર મહમ્મદ અથવા હિન્દાલ નામક પુત્રની જનની દિલ્દાર આગાચા બેગમ હતી. દિલ્દાર આગાચા બેગમ એક અત્યંત બુદ્ધિમતી તથા નમ્ર સ્વભાવની ઓરત હોવા સાથે ચાર સંતાનોની માતા હોવાથી માત્ર બાબરનો જ નહિ, પણ તેની સપત્ની મહામ બેગમનો પણ તેનામાં એટલો બધો પ્રેમ હતો કે તેનાં સંતાનોને મહામ બેગમે જ ઉછેરીને મોટાં કર્યાં હતાં. બાબરના શાહજાદાઓ કામરાન તથા અસ્કરીની માતા ગુલરૂખ બેગમ હતી. બાબરની સાત ફુઇઓ પણ આગ્રામાં આવી હતી અને પ્રકૃતિ ગમે તેવી તથા ગમે તેટલી અસ્વસ્થ હોય તેમ જ શીતલતા, ઉષ્ણતા કે જલવૃષ્ટિ અસહ્ય હોય તો પણ પ્રતિ શુક્રવારને દિવસે બાબર પોતે તેમને મળવામાટે તેમની પાસે જતો હતો અને તેમને સર્વ પ્રકારે સુખશાંતિ તથા આનન્દમાં રાખવાના પોતાથી બનતા પ્રયત્નો કરતો હતો. એક દિવસ શુક્રવારે ગીષ્મકાળ હોવાથી અત્યંત ઉષ્ણ વાયુ વાતો હતો એટલે મહામ બેગમે બાબરને કહ્યું કે: "બાદશાહ સલામત આજની હવા ઘણી જ ગર્મ હોવાથી જો આજે આપ ફુઇજી પાસે નહિ જાઓ, તો તેમને જરા પણ માઠું લાગે તેમ નથી." પરંતુ બાબરે તેના એ કથનનો પ્રતિવાદ કરીને કહ્યું કે: "મહામ! તારું આવું બોલવું સાંભળીને મને અજાયબી થાય છે; કારણ કે, પિદર તથા બિરાદરોને હમેશાને માટે ખોઇ બેઠેલી અબુસૈયદ સુલ્તાન મીરજાની અજીજ દુખ્તરો તથા મારી ફુઇઓને જો અત્યારે આરામ તથા ખુશીમાં રાખવાની હું કોશિશ નહિ કરું; તો પછી મારા વિના તેમને તેમની માયૂસીમાં દિલાસો આપનાર કોણ છે વારુ?" બાબરના આ ઉદ્દગારોમાં એક ઉત્તમ ગૃહસ્થની કુલીનતા તથા કુટુંબપ્રીતિનું પ્રત્યક્ષ દર્શન નથી થતું કે શું? એ ઉપરાંત તેનામાં સંતાનસ્નેહ કેટલો અને કેવો અલૌકિક હતો તે હવે પછી આપણે જોઇશું.

ઈ૦ સ૦ ૧૫૨૯ના ડિસેમ્બર મહિનામાં બાદશાહ બાબરે એક મોટો બાગી જલ્સો–ગાર્ડન્ પાર્ટી–કર્યો હતો અને તે જલ્સામાં સમરકન્દથી લઇને બંગાળા સુધીના અનેક મોટા મોટા સર્દારોએ પોતાની હાજરી આપી હતી. તે સર્દારો જે સારાં સારાં નજરાણાં લઈ આવ્યા હતા તે સર્વ નજરાણાંને સ્વીકારીને તથા તેમને બદલામાં મોટાં મોટાં ઇનામો આપીને બાદશાહ બાબરે સઘળા મહેમાનોનો સારામાં સારો સત્કાર કર્યો અને તેની જન્મભૂમિ અંદીજાનમાંના જે અનેક જનો તેની બાલ્યાવસ્થાથી અનેક સંકટોના સમયમાં પણ તેને વળગી રહ્યા હતા તે સર્વને ઉત્તમ પ્રકારની બખ્શીશો આપીને બાષ્પરુદ્ધ કંઠથી તેમના ઉપકારોનું તેણે સર્વના દેખતાં પ્રાંજલતાથી સ્મરણ કરી બતાવ્યું. એ ઉત્સવના પ્રસંગે મલ્લયુદ્ધ, ગજયુદ્ધ, મહીષયુદ્ધ તેમ જ કેટલાક ભિન્ન ભિન્ન પ્રકારના ખેલો તથા ગણિકાનાં નૃત્યગાન આદિનો અતિથિઓના મનોરંજનમાટે પ્રબંધ કરાયલો હતો. જ્યારે બાબર તથા તેના અતિથિઓ બગીચામાં ભોજનને ન્યાય આપતા બેઠા હતા તે વેળાયે ગારોડી તથા જાદૂગરો પોતાના નજરબંદી અથવા જાદૂના ખેલો કરતા હતા અને તે ખેલોને જોઇને બાબર તથા તેના અતિથિઓ અતિશય પ્રસન્ન થયા હતા. અતઃપૂર્વ આવા ખેલો બાદશાહ બાબરે કદાપિ જોયા નહોતા. આ જલ્સો આગ્રામાં જ થયો હતો અને ત્રણ વર્ષના અવધિમાં આગ્રા નગરનું સ્વરૂપ એવું બદલાઈ ગયું હતું કે જ્યાં જુઓ ત્યાં મોટી

મોટી ઇમારતો, બગીચા અને કૂવા દૃષ્ટિગોચર થયાં કરતાં હતાં. આગ્રા નગરને નવીન અપૂર્વ શોભાની પ્રાપ્તિ થવાથી તેમ જ પ્રજાપરના કરભારને બાબરે બહુ જ ઘટાડી દીધેલો હોવાથી આગ્રામાં વ્યાપારીઓ વિશેષ સંખ્યામાં આવીને વસતાં વ્યાપારના વિષયમાં પણ આગ્રા વિદ્યુદ્ગતિથી આગળ વધવા લાગ્યું હતું.

અસ્તુ: સમરકન્દના રાજ્યને અધિકૃત કરી લેવાના ઉદ્દેશથી હુમાયૂન મધ્ય એશિયામાં રહ્યો હતો, પરંતુ તે હેતુ સિદ્ધ થવાનો સંભવ ન રહ્યો અને એટલામાં તેને તેની બેગમ કુમરપારાનું બાદશાહ બાબરની રુગ્ણતાના સમાચારને દર્શાવનારું પત્ર મળ્યું એટલે તત્કાળ તે બદખ્શાનને ત્યાગીને પોતાના પિતાને મળવાના વિચારથી હિન્દુસ્તાન ભણી આવવાને નીકળ્યો; પરંતુ એ વિશેની તેણે બાબરને આગળથી કશી પણ ખબર આપી નહિ; કારણ કે, 'મારા બદખ્શાનને છોડીને નીકળવાની મારા પિદરને આગળથી ખબર મળી જશે અને જો તેઓ મને પાછા ફરવાનું ફર્માન મોકલશે, તો મારાથી આગ્રામાં પગ નહિ મૂકી શકાય' આવા પ્રકારની તેના મનમાં શંકા હતી અને તેથી તેણે અચાનક જ આગ્રામાં પહોંચવાનો નિશ્ચય કર્યો હતો. હુમાયૂન નિર્વિઘ્ન આગ્રામાં આવ્યો અને બાબર 'ચહાર બાગ'માંના મહાલયમાં મહામ બેગમ સાથે વાર્તાલાપ કરતો બેઠો હતો તેવામાં અચાનક હુમાયૂન પોતાનાં માતાપિતા સમક્ષ આવીને ઉભો રહ્યો. હુમાયૂનને આમ એકાએક આવેલો જોઇને બાબર તથા મહામ બેગમને જે આનન્દ થયો તે સર્વથા અવર્ણનીય હતો. હુમાયૂનના આગમનથી થયેલા આનન્દને દર્શાવવામાટે બાબરે કેટલીક મેજબાની કરી અને શાહજાદાનો બહુ જ મમતાપૂર્વક આદરસત્કાર કર્યો. બાબરનો હુમાયૂનમાં જે આટલો પ્રેમ હતો તેનું કારણ એ હતું કે હુમાયૂનનું સંભાષણ અતિશય વિનયપૂર્ણ, મધુર તથા મોહક હતું અને તેનું વર્તન પણ એક ઉત્કૃષ્ટ ગૃહસ્થને શોભાવે તેવું જ હતું. બાબરનો તેનામાં કેવો અસીમ પ્રેમ હતો એ રહસ્ય હુમાયૂનની માંદગી તથા બાબરના પોતાના મરણના સમયમાં પ્રત્યક્ષ સર્વના જાણવામાં આવી શક્યું. અસ્તુ: હુમાયૂને આગ્રામાં આવીને બે ત્રણ મહિનાનો સમય પોતાનાં માતા-પિતાના વાત્સલ્યને અનુભવવામાં તેમ જ પોતાની બેગમ કુમરપારાના સમાગમ સુખમાં વીતાડયો અને ત્યાર પછી પિતાની આજ્ઞાથી તે દિલ્લીના હાકિમ–ગવર્નર–તરીકે ત્યાં દિલ્લીમાં રહેવામાટે ચાલ્યો ગયો. પરંતુ એકાદ માસમાં જ દિલ્લીથી એવા સમાચાર આવ્યા કે: "શાહજાદા સલામત બહુ જ માંદા થઈ ગયા છે અને તેથી જો તેમને આગ્રામાં લઈ જઇને ત્યાં તેમનો ઇલાજ કરવામાં આવે તો વધારે સારું. અહીં સઘળા ઇલાજો નાકામયાબ થયા છે." આ સમાચાર સાંભળતાં જ બાબરશાહ તથા મહામ બેગમના હૃદયમાં નિરાશાનો ભયાનક આઘાત થયો અને તેઓ પોતે તત્કાળ દિલ્લી જઇને રુગ્ણ હુમાયૂનને ઘણી જ સારી સંભાળથી આગ્રામાં લઈ આવ્યાં. હુમાયૂનની ભયંકર સ્થિતિએ કુમરપારાને ઉન્માદિની બનાવી દીધેલી હોવાથી તેને આશ્વાસનો આપીને શાંત રાખવામાટે તેની મૈત્રિણી ગુલંદામ તેમ જ વિરાગિણી નાદિરાખાનમ પણ તેની સાથે આગ્રામાં આવી હતી.

* * * * *

રુગ્ણ હુમાયૂનને આગ્રામાં આવ્યાને આજે ચાર દિવસ થયા હતા અને અનેક આયુર્વેદવિશારદ વૈદ્યરાજો તથા યૂનાની હકીમોના ઉપચારો તથા ઇલાજો ચાલૂ હોવા છતાં હુમાયૂન દિવસાનુદિવસ અધિકાધિક અશકત થતો જતો હતો અને અત્યંત અશક્તિના પરિણામે વારંવાર તેને મૂર્ચ્છા પણ આવી જતી હતી. અત્યારે તેની પોતાની માતા, વિમાતાઓ, ભગિનીઓ તેમ જ અન્ય આપ્ત સ્ત્રીઓ અને ઠમરપારા, ગુલંદામ તથા નાદિરાખાનમ આદિ તેની શય્યાની આસપાસ તેને ઘેરીને બેઠી હતી અને તેના મુખમાંથી નીકળતા વચનને ઝીલી લેવામાટે જેમ કેટલીક બાંદીઓ તૈયાર થઇને ઊભી હતી તેમ જ કેટલીક બાંદીઓ વીજનવતી વાયુ ઢોળતી તેની શય્યાના પશ્ચાદ્‌ભાગમાં ઉભી હતી. હુમાયૂન મૂર્ચ્છામાંથી શુદ્ધિમાં આવતાં પોતાની ભગિનીઓને સંબોધીને કહેવા લાગ્યો કે:-

"મારી હમ્શીરાઓ! આવો તમો મારી પાસે આવો; આવો, આપણે એક બીજાને આલિંગીએ; કારણ કે, હું તમને કદાપિ ભેટ્યો નથી."

હુમાયૂન ઉપરાસાપરી ત્રણ વાર મૂર્ચ્છાગત થયો અને ત્રણ વાર શુદ્ધિમાં આવતાં તેની રત્ન વર્ષાવનારી જિવ્હામાંથી એનાં એ જ શબ્દરત્નો વર્ષતાં દેખાયાં.

એટલામાં બાબર પોતે ત્યાં આવી લાગ્યો અને હુમાયૂનની નિરાશાજનક સ્થિતિને જોતાં તેના તેજસ્વી મુખમંડળમાં તત્કાળ નિરાશાજન્ય કાલિમા તથા દયાજનક વિષાદની છાયા છવાઈ ગઈ; કારણ કે, હુમાયૂનના શરીરમાં ક્ષણે ક્ષણે મરણનાં ચિન્હો વધારે અને વધારે સ્પષ્ટ થવા લાગ્યાં હતાં. અંતે બાબર રડવા લાગ્યો અને તેને આવી રીતે રડતો જોઇને જે મહામ બેગમે આટલાં વર્ષોમાં કદાપિ બાબરને ઉપાલંભના બાણથી વીંધ્યો નહોતો તે શાંત મહામ બેગમ બાબરના રોદનને ઔપચારિક રોદન માનીને ઉપાલંભના બાણથી વીંધતી કહેવા લાગી કે: "શહનશાહસલામત! મારા નૂરેનજ઼રમાટે આપ નામદાર આટલો બધો ગમ શામાટે કરો છો? કારણ કે, આપ બાદશાહ હોવાથી આપને કશી પણ પીડા થાય તેમ નથી. આપ નામદારના તો બીજા બે શાહજાદા પણ મૌજૂદ છે; મારો બીજો પિસર ન હોવાથી મારું નસીબ ફૂટી જવાની અણીપર આવી લાગ્યું છે અને તેથી હું જેટલો પણ ગમ તથા માતમ કરું તેટલો થોડો જ છે. ખુદાને ખાતિર આ રોવું બંધ કરો અને મારા નૂરેચશ્મને બચાવવાની બની શકે તેટલી કોશિશ કરો!"

બાબર જેવો સંસારનો એક અદ્વિતીય અનુભવી તથા વિદ્વાન્ બાદશાહ પોતાની બેગમના આવા માર્મિક ભાષણના આશયને ન સમઝી શકે એમ તો કદાપિ બને જ નહિ; અર્થાત્ મહામનાં આ કટાક્ષમય અથવા ઉપાલંભાત્મક વચનોને સાંભળીને આશ્ચર્યથી પાષાણપ્રતિમાસમાન તે થોડી વારને માટે નિશ્ચેષ્ટ તથા નિસ્તબ્ધ થઇને ઉભો રહ્યો અને ત્યાર પછી ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "મહામ! હુમાયૂનમાટે મારા દિલમાં પિદર તરીકેની જેટલી મહબ્બત વસી રહી છે તેટલી મહબ્બત બીજા શાહજાદાઓમાટે મારા દિલમાં નથી એ તો તું પોતે પણ સારી રીતે જાણે છે અને હુમાયૂનમાટે મારા દિલમાં એટલી બધી મહબ્બત હોવાનું કારણ એ છે કે હુમાયૂન જેને હું મારી જાનોજિગર તથા આરામે જિન્દગી માનું છું તે મારી સર્વથી પ્યારી બેગમનો એટલે કે તારો પોતાનો પિસર છે. અરે,

મારી સલ્તનત તથા મારાં તખ્તોતાજના વારિસ તરીકે પણ મેં હુમાયૂનને જ મુકર્રર કરેલો છે, એ પણ તારાથી અજાણ્યું તો નથી જ અને એટલામાટે હુમાયૂનની જિન્દગીને બચાવવાને હું ન કરું એવી આ જહાનમાં કોઇ પણ કોશિશ નથી. હુમાયૂનની જિન્દગીને બચાવવામાટે હું મારાથી જે કાંઇ પણ બની શકશે તે સઘળું કરીશ એટલામાટે શાંત થા અને ખુદાપર ભરોસો રાખ."

પરંતુ મહામના અંતઃકરણમાં શોકની એવી તો ભયાનક જ્વાળા પ્રજળી રહી હતી કે તે જ્વાળાએ તેનાં નેત્રોમાંના અશ્રુઓને પણ સૂકવી નાખ્યાં હતાં એટલે તેણે અશ્રુહીન તથા શાંતગંભીર મુખમંડળથી કહ્યું કે: "બાદશાહ સલામત! હવે આવા ખોટા દિલાસા આપવાની કાંઇ પણ જરૂરત નથી: કારણ કે, આપ નામદારથી મારા નૂરેનજરની જિન્દગીને બચાવવામાટે હવે કશી પણ કોશિશ કરી શકાય તેમ નથી એ હું સારી રીતે જાણું છું. મરજીએ મૌલા!"

"નહિ; મહામ! આમ માની લેવામાં તારી મોટી ભૂલ થાય છે; કારણ કે, હજી તો હુમાયૂનની જિન્દગીને બચાવવામાટેના ઘણા ઇલાજો કરી શકાય તેમ છે. જો મારી પોતાની જાનનો સદકો આપવો પડશે તો તે પણ હું આપીશ; પરંતુ છેલ્લી ઘડી સુધી હું હુમાયૂનની જાનને બચાવવાની કોશિશ કરીશ. હજી બધી આશાઓને છોડી દેવાનો પ્રસંગ નથી આવ્યો; કેમકે, જ્યાંસુધી જિસ્મમાં જાન હોય છે ત્યાંસુધી જિન્દગીને બચાવવાની પ્રબળ આશા રાખી શકાય છે. હિમ્મત રાખ અને માયૂસ ન થા!" આવી રીતે મહામ બેગમને દિલાસો આપીને બાબરે ત્યાં બેઠેલી સર્વ સ્ત્રીઓને સંબોધીને કહ્યું કે: "હવે થોડી વારને માટે તમો અંદરના કમરામાં જાઓ; કારણ કે, હું હકીમોને બોલાવીને તેમની છેલ્લી રાયને જાણી લેવા માગું છું."

બાબરની આ આજ્ઞા સાંભળતાં જ સર્વ સ્ત્રીઓ અંદરના કમરામાં ચાલી ગઈ એટલે બાબરે બાહ્ય ખંડમાં બેઠેલા હકીમો, ધંધાધારી બંદગી કરનારા, નુજૂમીઓ, રમ્માલો અને માંત્રિકો આદિને અંદર બોલાવ્યા; તેમને હુમાયૂનની હાલત બતાવી અને ત્યાર પછી તેમની સાથે બાહ્ય ખંડમાં જઇને તે તેમને પૂછવા લાગ્યો કે: "હુમાયૂનની હાલતને તમો સઘળા જોઈ ચૂકયા છો, તો હવે જણાવો કે મૌતના પંજામાંથી એને બચાવવાનો કોઈ પણ ઇલાજ બાકી છે કે કેમ?"

હકીમો, બંદગી કરનારા અને નુજૂમીઓ ઇત્યાદિ આ સવાલનો જવાબ ન મળી શકવાથી કાંઇક ગભરાટમાં પડી ગયા અને એક બીજાનાં મોઢાં જોવા લાગ્યા. કેટલીક વાર સુધી તેમના તરફથી કાંઈ પણ જવાબ ન મળ્યો એટલે બાબર પાછો અધીરતાથી કહેવા લાગ્યો કે: "કેમ, તમો કાંઈ પણ જવાબ શામાટે નથી આપતા? શું આ દુનિયામાં એવી કોઈ પણ ચીજ નથી કે જેના બદલામાં મારા શાહજાદાની જિન્દગી ખરીદી શકાય? શું એવી કોઇ પણ બંદગી નથી કે જે બંદગીને સાંભળવામાટે રહીમ પરવરદિગારને મજબૂર કરી શકાય? શું ખુદાતાલાના સખ્ત દિલને મોમ બનાવવાનો કોઇ પણ ઇલાજ નથી? બારિશે રહમતને વર્ષાવનારો કરીમે કારસાજનો મિજાજ નથી? બોલો, બોલો; કાંઇક તો તમારી જબાનોને ખોલો!!"

જેઓ ધંધાધારી બંદગી કરનારા, નુજૂમીઓ તથા માંત્રિકો હતા તેમને

હુમાયૂન જીવે કે મરી જાય એની કશી પણ દરકાર નહોતી; પરંતુ આ પ્રસંગે જો બની શકે તો પોતાના લાભને સાધી લેવાની તેમના મનમાં વિશેષ ચિન્તા હતી; કારણ કે, બાબરની ઉદારતા તથા કલંદર સમાન પ્રકૃતિને તેઓ સારી રીતે જાણતા હતા. આ કારણથી તેઓ થોડી વાર પોતપોતામાં કાનાફૂસી કરવા રહ્યા અને ત્યાર પછી બંદગી કરનારામાંના મોટા મુલ્લાએ બાબરને સંબોધીને કહ્યું કે: "જહાંપનાહ, જો આપ નામદારને વાજિબ જણાય તો શાહજાદા સલામતની જિન્દગીને બચાવવાનો એક ઇલાજ છે."

"બતાવો, બતાવો; તે ઇલાજ ફોરનથી પણ પેસ્તર બતાવો!" બાદશાહે તે ઇલાજને જાણવામાટે અતિશય આતુરતા દર્શાવી.

"કિતાબોમાં એમ લખ્યું છે અને તે રાસ્ત છે કે આવા મોકાપર અલ્લાહોતાલાને જો કોઇ સારામાં સારી ચીજનો સદકો અપાય, તો તેથી ઘણો જ ફાયદો થાય છે અને મરવાની અણીપર આવેલો ઇન્સાન મોતના પંજામાંથી છટકી જાય છે." મોટા મુલ્લાએ ઉપાય દર્શાવ્યો.

"પણ એ કદાપિ ભૂલી જવાનું નથી કે તે સદકો સારામાં સારી અને બહુ જ કીમતી ચીજનો જ હોવો જોઇએ; કારણ કે, મામૂલી ચીજના સદકાથી આવા મોકાપર કાંઈ પણ ફાયદો થઇ શકતો નથી." એક પૈસાના પૂજારી અને ખડબચડા મોઢાવાળા નુજૂમીએ વચ્ચે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"ખરી વાત છે; જે ચીજ મોટામાં મોટી કીમતની તેમ જ અજીજથી પણ અજીજ હોય તેનો જ સદકો અપાવો જોઇએ;" એક માંત્રિકે તે નુજૂમીના અભિપ્રાયને પુષ્ટિ આપતાં કહેવા માંડ્યું: "અને મને તો એમ જ લાગે છે કે જો અત્યારે સદકા તરીકે.........."

બાબર હવે ધૈર્યને ધારી ન શક્યો અને તેથી અંગુલિનિર્દેશથી તે માંત્રિકને મૌન ધારવાની સૂચના આપીને તત્કાળ બોલી ઉઠ્યો કે: "જો એમ જ હોય, તો મારા હુમાયૂનની જાનને બચાવવામાટે હું મારી પોતાની જાનનો સદકો આપવાને તૈયાર છું; કારણ કે, આ જહાનમાં જાન જેવી કોઈ પણ બીજી કીમતી તથા અજીજ ચીજ છે જ નહિ!"

બાબરના આ ઉદ્દગારને સાંભળીને મુલ્લા, નુજૂમી તથા માંત્રિકો આદિ મૌનમુગ્ધ થઇ ગયા. તેમનામાંના કેટલાકોનાં મુખમંડળોમાં નિરાશાની અને કેટલાકોની મુખમુદ્રાઓમાં શોકની છાયા પ્રસરેલી દેખાવા લાગી. કારણ કે, બાબર જો પોતાના પ્રાણનું બલિદાન આપે, તો તેથી તેમને કશો પણ લાભ થવાનો સંભવ નહોતો.

પરંતુ બાબરના સ્વામિનિષ્ઠ વજીરના અંતઃકરણમાં બાબરના આ નિશ્ચયથી વાસ્તવિક શોક થયો અને તેથી તેણે કહ્યું કે: "આલા હજરત! આપ અમારા શાહનશાહ હોવાથી આપ નામદારની જાન એટલી બધી કીમતી છે કે એ જાનનો સદકો કોઇ પણ કારણથી આપી શકાય જ નહિ."

લક્ષ્મીને મેળવવાના અવસરને પોતાના હસ્તમાંથી સરી જતો જોઇને નિરાશ થયેલા એક મુલ્લાએ તત્કાળ વજીરના એ અભિપ્રાયને અનુમોદન આપતાં જણાવ્યું કે: "વજીર સાહબની વાત ખરી છે; કારણ કે, જાન કરતાં કાંઇક ઊતરતી પણ બીજી મામૂલી ચીજો કરતાં બહુ જ ચઢતી અને કીમતી ચીજ ન મળી શકે તેમ

તો નથી જ. વારુ શાહજાદા સલામતને પેલો કીમતી હીરો આપવામાં આવ્યો હતો કે નહિ? તે હીરાનો સદકો અપાશે, તો તેથી જરૂર આપણી મુરાદ બર આવશે, એમ હું માનું છું."

"નહિ; મારા નૂરેનજરની જિન્દગી સાથે જેને કાંટામાં તોળી શકાય તેવી ચીજ તે કીમતી પત્થર નથી અને તેટલામાટે હું મારી જિન્દગી આપીને મારા નૂરેચશ્મની જિન્દગી બચાવવા માગું છું." બાબરે હીરાની તુચ્છતા દર્શાવીને પોતાના દૃઢ નિશ્ચયને વ્યક્ત કરી બતાવ્યો.

"પણ એ સદકા તરીકે અપાતી ચીજ સદકા આપનારને તેમ જ જેના ભલામાટે સદકો અપાતો હોય તે બન્નેને એકસરખી પ્યારી હોવી જોઇએ, એવો એક કાયદો છે અને એવી જો કાંઇ પણ ચીજ હોય તો તે એ હીરો જ છે; કારણ કે, આખી દુનિયાના એક દિવસના ખર્ચ જેટલી એ હીરાની કીમત હોવાથી એ હીરો જેમ આપ નામદારને પ્યારો છે તેમ જ આપ નામદારે એ હીરો શાહજાદા સલામતને બખ્શીશ તરીકે આપેલો હોવાથી તેમને પણ એટલો જ વ્હાલો છે." એક માંત્રિકે હીરાને કઢાવવામાટેની મુલ્લાની વાતને યુક્તિથી પુષ્ટિ આપવાનો પ્રયત્ન કરતાં આ પ્રમાણેનો બુદ્ધિવાદ કરી બતાવ્યો.

પરંતુ બાબરને તેનો આ વાદ યુક્તિહીન તથા બુદ્ધિવિરુદ્ધ લાગવાથી તે પોતાના તિરસ્કારને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે: "મારા દોસ્ત, તું હજી મહબ્બતના કરિશ્માને જાણતો જ નથી! મારો શાહજાદો મારી જાનને એવા હજારો હીરા કરતાં પણ વધારે કીમતી તથા અજીજ માનનારો છે, એ તું જાણે છે ખરો કે? જો અત્યારે મારા તે નૂરેચશ્મની જબાનમાં બોલવાની તાકત હોત, તો આનો જવાબ તે એવો જ આપત કે: 'મારા મેહરબાન પિદરની જિન્દગી તે જ મારી આખી દુનિયા હોવાથી મારા પિદરની જાન સાથે સરખાવતાં મારી જિન્દગી કાંઇ પણ બિસાતમાં નથી!' પણ અત્યારે તેનામાં બોલવાની તાકત નથી અને તે મૌતના પંજામાં સપડાયલો છે એટલે તેના આ અલ્ફાજ મેં તમને બોલી બતાવ્યા છે."

બાબરના આ જવાબને સાંભળ્યા પછી કોઇની કાંઈપણ બોલવાની હિંમત ચાલી નહિ અને તેથી થોડી વારમાં જ બાબરે આજ્ઞાના સ્વરૂપમાં કહ્યું કે: "આવો; તમો બધા મારી સાથે બીમારના બિછાના પાસે આવો; કારણ કે, વખત ઘણો જ કીમતી હોવાથી અને તેમાં પણ અત્યારનો વખત ઘણો જ બારીક હોવાથી એ વખતને ખોઈ નાખવો અને પછી પશેમાન થવું તે નાદાની છે. આવો અને જાનનો સદકો કેવી રીતે અપાય છે તે નજરો નજર જોઇ લ્યો."

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ જે ખંડમાં હુમાયૂન શય્યામાં પડયો હતો તે ખંડમાં જવાને બાબર ચાલતો થયો અને મુલ્લા, હકીમો તથા નુજૂમી વગયરા પણ તેની આજ્ઞા અનુસાર તેની પાછળ પાછળ તે ખંડમાં પહોંચી ગયા.

વિશાળ દીવાનખાનાના મધ્યમાં એક નીચા ઘાટના પલંગની મૃદુ શય્યામાં શાહજાદો હુમાયૂન સર્વથા નિશ્ચેષ્ટ અવસ્થામાં પડયો હતો અને શય્યાની પાસે જ એક બાજઠપર એક હકીમ હુમાયૂનની જીવન તથા મરણ વચ્ચે ચાલી રહેલા યુદ્ધને દર્શાવનારી નાડીને પોતાના હસ્તમાં રાખીને તપાસતો બેઠો હતો. શય્યાની બીજી બાજૂએ હુમાયૂનની દુઃખિની માતા માહામ બેગમ અશ્રુપૂર્ણ નયનોથી

પોતાના મરવાની અણીપર આવી પહોંચેલા પુત્રના મુખચન્દ્રને જોતી બેઠી હતી; કારણ કે, હુમાયૂનના જીવનની હવે આશા ન હોવાથી હકીમે તેને ત્યાં બેસવાની સૂચના આપી દીધી હતી. મહામે અત્યારે પોતાની પર્દાનશીનીને પણ ત્યાગી દીધી હતી; કારણ કે, અત્યારે પોતાના પુત્રના જીવનના વિચાર વિના તેના સર્વ વિચારોનો લોપ થયો હતો. મહામની પાસે જ બાબરની બીજી બેગમ મુબારિકા તેને આશ્વાસન આપતી બેઠી હતી અને ત્યાં શોકના સામ્રાજ્યનો સંપૂર્ણ અધિકાર દેખાતો હતો. એવામાં અચાનક બાબર ત્યાં આવી લાગ્યો: પરંતુ તેનું ધ્યાન કેવળ હુમાયૂનમાં એકાગ્ર થયેલું હોવાથી તે મહામ બેગમ તેમ જ મુબારિકા બેગમ એ બેમાંથી કોઇને પણ જોઈ શક્યો નહિ. તે ધીમાં પગલાંથી ચાલીને હુમાયૂનના મસ્તક આગળ ઊભો રહ્યો અને મરણોન્મુખ શાહજાદાના ચન્દ્રમુખને એકાગ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો. શાહજાદાની સ્થિતિને જોતાં જાણે તે બહુ જ મોડો આવ્યો હોય અને શાહજાદાનો જીવનદીપક બુઝાઈ ગયો હોય એવો જ તેને ભાસ અથવા ભ્રમ થવા લાગ્યો. થોડી વાર પછી પોતાનાં નેત્રોને આકાશાભિમુખ ખુલ્લાં રાખીને અને પોતાના હાથોને ઊંચા કરીને તે પાકપરવરદિગારની બંદગી કરવા લાગ્યો.

બારેહક્તાલાની બંદગી કરતો તે કહેવા લાગ્યો કે: "કરીમા, રહીમા! લોકો કહે છે કે એક જાનના સદકાથી બીજી જાન બચી શકે છે અને એ વાત જો ખરી હોય તો હું બાબર, તારો એક કમ્તરીન બંદો, મારા નૂરેનજર હુમાયૂનની જિન્દગીના બદલામાં મારી પોતાની જાનનો સદકો આપું છું તો તે સદકાને તું કુબૂલ કરી લે અને મારી બલિષ્ઠતા હુમાયૂનને આપીને હુમાયૂનની નિર્બળતા મારામાં ભરી દે!"

પોતાના અજીજ શૌહરની આ બંદગીને સાંભળીને મહામ બેગમ પોતાની ચિન્તાનિદ્રામાંથી અચાનક જાગ્રત થઈ ગઈ અને તે તેને એ સાહસના માર્ગમાં આગળ ન વધવાનો ઉપદેશ આપતી કહેવા લાગી કે: "મારા સરતાજ! આ શું કરો છો? પરવરદિગાર આપ નામદારની ઉમ્ર દરાજ કરે! શાહજાદાની જિન્દગી કરતાં આપ સરતાજની જિન્દગી વધારે કીમતી છે અને સર્વને વધારે અજીજ છે! ન કરો, ન કરો; આ સાહસ ન કરો અને હાથે કરીને પોતાની આટલી બેગમોને એક સાથે બે........"

મહામ આગળ બોલવા જતી હતી, પણ તેને વચ્ચે જ બોલતી અટકાવીને મુબારિકા બેગમ કહેવા લાગી કે: "ખુદાને જે કાંઇ પણ મંજૂર હોય તે થવા દે અને ખુદાની મર્જીને ફેરવવાની કોશિશ ન કર. અત્યારે તારા બે અજીજો—એક શૌહર અને એક પિસર—તખ્તે હિન્દોસ્તાનની સામા ઊભેલા છે એટલે એ તખ્તપર વિરાજવાનો યોગ કોની કિસ્મતમાં લખાયલો છે એનો નિવેડો પરવરદિગારના હાથથી જ થવા દે અને જે કાંઇ થાય તે જોયા કર!"

મહામ બેગમ કાંઇ પણ બોલી શકી નહિ અને એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને શોકના અતિરેકથી મૂર્છાગત થઇને મુબારિકા બેગમના શરીરપર જઇ પડી, પરંતુ મુબારિકાએ તેને પોતાના બાહુમાં ઝીલી લીધી; પરંતુ આ ઘટનાનું બાબરને કશું પણ જ્ઞાન કે ભાન હતું જ નહિ. હવે બાબરે હુમાયૂનની શય્યાની આસ-

પાસ ફરીને પ્રદક્ષિણા કરવા માંડી અને એવી રીતે આઠ પ્રદક્ષિણાઓ કર્યા પછી શય્યાની પાસે દોઝાનૂ થઇને તે પરમેશ્વરની પ્રાર્થના કરતો સદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યો કે:–

"યા મુર્તજા અલી કરીમુલ્લાહ! મારા આ નૂરેનજરની બધી અલાબલાને તું મારા માથાપર નાખી દે અને મારી બધી તાકત મારા આ પિસરને આપી દે! આનું શરીર મારા શરીરમાંથી જ એક વાર પયદા થયું છે તો અત્યારે મારી જિન્દગીનો સદકો લઇને મારા પિસરની જિન્દગીને તું બચાવી લે!"

પરમેશ્વરનાં પાદપંકજમાં આ પ્રમાણેની પ્રાર્થના કરીને વળી પણ બાદશાહ બાબર હુમાયૂનની શય્યાની આસપાસ પ્રદક્ષિણા કરવા લાગ્યો. જેમ જેમ તેની પ્રદક્ષિણાઓની સંખ્યા વધતી ગઇ અને સમય વીતવા લાગ્યો તેમ તેમ તેના શરીરમાં નિર્બળતાનો આવિર્ભાવ થતાં તેનાં નેત્રોમાંનો ચમકાટ ઓછો થતો દેખાયો અને અંતે તેનાં ચરણો પણ લથડવા લાગ્યાં. વળી પાછો તે ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે આવેગથી બોલવા લાગ્યો કે: "મારા પ્યારા પિસરની બધી પીડા તથા અલાબલા મારા જિસ્મમાં આવી પડો અને મારા નૂરેનજર શાહજાદાની જિન્દગીનો ચિરાગ રોશન થાઓ!" બાબરના મુખમાંથી આ શબ્દો નીકળતાંની સાથે જ જાણે તે દીવાનખાનામાં એક ફરિશ્તાનું આગમન થયું હોય અને તે બાબરને એમ કહેતો હોય કે: 'બાબર! દરબારે હકમાં તારી માગણી કબૂલ થઇ છે અને તેથી તારા શાહજાદાની જિન્દગી તારી જિન્દગીના સદકાથી બચી ગઇ છે!' એવો બાબરને ભાસ થવા લાગ્યો અને તેથી તેણે હર્ષદર્શક પોકાર કર્યો કે: "પરવરદિગારે હુમાયૂનને બચાવ્યો છે અને તેનો કાળ મારા માથાપર આવ્યો છે! આહ, ખુશી, ખુશી, બસ ખુશી!!!" એ પછી તેનામાં બોલવાની કે ચાલવાની લેશ માત્ર પણ શક્તિ ન રહેવાથી તે લથડિયાં ખાવા લાગ્યો અને અચાનક મૂર્છિત થઇને પૃથ્વીપર પછડાઇ પડવાની તૈયારીમાં હતો; પણ તેની પાસે જ ઊભેલા તાર્દીબેગ નામના તેના એક વફાદાર સર્દારે તેને પોતાની છાતીપર ઝીલી લીધો અને તેથી તે પૃથ્વીપર પછડાતો અટકી ગયો.

ત્યાં જે પુરુષો તથા સ્ત્રીઓનો સમુદાય હતો તે બાબરની આવી સ્થિતિને જોઇને ભયભીત થઇ ગયા અને તે સર્વના મુખમાંથી અચાનક એવો જ ઉદ્ગાર નીકળી ગયો કે: "થઇ ચૂક્યું; ખુદાએ બાદશાહની જાનના સદકાને કબૂલ કરવાથી બાદશાહ સલામત આ ફાની જહાનને છોડી ગયા છે!"

વસ્તુતઃ બાબરની અવસ્થા જો કે મૃતતુલ્ય જ થયેલી હતી અને તેથી જો સર્વના મનમાં તેના મરણનો ભ્રમ થયો હોય તો તે સ્વાભાવિક જ હતો છતાં પણ અત્યારે તો તેમનો તે ભ્રમ જ હતો, કારણ કે, બાબરનો આત્મા તેના શરીરને ત્યાગી ગયો નહોતો અને તેથી ભયાનક મૂર્છામાં હોવા છતાં તે સજીવન જ હતો. તેના જીવનનો નિશ્ચય થતાં તાર્દીબેગ કહેવા લાગ્યો કે: "નહિ; બાદશાહ સલામત જિન્દા છે; ફક્ત એમને મૂર્છા આવી ગઇ છે અને તેટલામાટે એમને ખુલ્લી હવામાં લઇ જવાની જરૂરત છે. ગુલામો! આમ આવો અને શહનશાહ સલામતને એમના પોતાના ખાસ કમરામાં લઈ જાઓ." ગુલામોને આ પ્રમાણેનો હુકમ ફર્માવીને તાર્દીબેગે બેગમોને આશ્વાસન આપતાં કહ્યું કે: "બેગમ સાહબા! આપ કોઈ કાંઈ પણ ફિક્ર કરશો

નહિ અને શાહજાદા સલામતની બરાબર સંભાળ રાખજો; કારણ કે, શાહજાદા સલામત હોશમાં આવતા જાય છે એટલે વળી ક્યાંક ઊઠવાની કોશિશ ન કરે અને વળી પાછા મૂર્ચ્છિત ન થઈ જાય! હું બાદશાહ સલામતની સારવારમાટે તેમની પાસે જાઉં છું."

પરંતુ મુબારિકા બેગમ તરત ઊઠીને ઊભી થઈ ગઈ અને કહેવા લાગી કે: "હું પણ બાદશાહ સલામતની ખિદમતમાં હાજિર રહેવામાટે આવું છું: કારણ કે, હુમાયૂનની સારવારમાટે અહીં ઘણી ઓરતો મોજૂદ છે; પણ શાહનશાહ પાસે અત્યારે કોઈ પણ ઓરત નથી.' આમ કહીને તેણે મહામ બેગમને કહ્યું કે: "અઝીજ હમ્શીરા! બાદશાહ સલામતને સાધારણ મૂર્ચ્છા જ આવી ગઈ છે એટલે એથી બીવાનું કાંઈ પણ કારણ નથી. આ તેમની વધારે પડતી ચિન્તાશીલતાનું જ પરિણામ છે એટલે હુમાયૂનની શફાની ખબર સાંભળીને આનંદમાં આવતાં જ તેઓ પાછા ટટાર થઈ જશે. હું પાછી અહીં આવું એટલે તું જઈને બાદશાહ સલામત પાસે બેસજે.''

તાર્દીબેગ અને મુબારિકા બેગમ એ પછી તત્કાળ બાદશાહ પાસે જવાને અને તેની ખિદમતમાં હાજિર થવાને ચાલતાં થઈ ગયાં.

જેમ જેમ સમય વધારે અને વધારે વીતતો ગયો તેમ તેમ શાહજાદો હુમાયૂન વિશેષ અને વિશેષ પરિમાણમાં શુદ્ધિમાં આવવા લાગ્યો. તેને આવી રીતે મૃત્યુના પાશમાંથી મુક્ત થતો જોઇને તેની માતા મહામ બેગમ તેમ જ અન્ય બેગમોના મનમાં જે આનંદ થયો તે અવર્ણનીય હતો અને શાહજાદાને નવીન જીવન આપવામાટે તે બારેહક્તાલાનો વારંવાર અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યા કરતી હતી.

હવે અહીં જે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે હુમાયૂનને જે નવજીવનની પ્રાપ્તિ થઈ હતી તે બાબરના જીવનસમર્પણનું પરિણામ હતું કે કેમ? તો એના ઉત્તરમાં જણાવવાની આવશ્યકતા છે કે ઇરાનમાં એવી રીતે મરણના મુખમાં આવી પડેલા મનુષ્યની શય્યાની આસપાસ પ્રદક્ષિણાઓ કરીને પોતાના જીવનના બલિદાનથી તેના જીવનને બચાવવાનો વિધિ અદ્યાપિ પ્રચલિત જોવામાં આવે છે અને તેથી એ ધાર્મિક વિધિના ફળ તરીકે હુમાયૂનને અવશ્ય નવજીવનની પ્રાપ્તિ થશે જ, એવો જો બાબરનો દૃઢ વિશ્વાસ બંધાયલો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી અને દૃઢ વિશ્વાસ કિંવા શ્રદ્ધાનું બહુધા ઇચ્છિત પરિણામ થયા વિના રહેતું નથી એ માન્યતા પ્રત્યેક ધર્મમાં સમાન હોવાથી અમો તો એમ જ માનીએ છીએ કે બાબરના જીવનબલિથી જ હુમાયૂન નવજીવનનો અધિકારી થયો હતો અને તે સમયના આગ્રાના સર્વ લોકોની પણ એ જ માન્યતા હતી કે જેનો ઇતિહાસમાં પણ સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે. પ્રાણવિનિમયનો આ પ્રકાર યોગશાસ્ત્રમાં વર્ણવાયલો છે અને અત્યંત પ્રબળ ઇચ્છાશક્તિવડે પ્રાણવિનિમય સહજ કરી શકાય તેમ હોવાથી આમાં અશક્ય કિંવા અસંભવનીય જેવું કાંઈ છે જ નહિ. આ ઘટનાની સત્યતાને જો કેટલાક જડવાદીઓ અથવા અશ્રદ્ધાલુજનો ન સ્વીકારે તો તે એક ભિન્ન વાર્તા છે; બાકી

ચૈતન્યવાદી તથા શ્રદ્ધાળુજનો તો આ ઘટનાના સત્યાંશને સર્વાંશે સ્વીકારી લેશે, એ સર્વથા નિર્વિવાદ છે.

પ્રસ્તુત પ્રકરણમાં બાબરની જે મુબારિકા બેગમ નામક બેગમનો પાઠક તથા પાઠિકાઓને સાક્ષાત્કાર થયો છે તે શાહ મન્સૂર યુસુફ્જાઇની દુહિતર હતી અને ઈ. સ. ૧૫૧૯ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે બાબર સાથે તેનો લગ્નસંબંધ થયો હતો. બાબર સાથેના વૈરભાવને મટાડવામાટે તથા સ્નેહભાવને વધારવામાટે જ મુબારિકાને બાબર કરતાં વયમાં તે નાની હોવા છતાં બાબર સાથે પરણાવવામાં આવી હતી અને ત્યાર પછી એ દંપતીનો પરસ્પર સારો પ્રેમભાવ એટલા કારણથી રહ્યાં કરતો હતો કે મુબારિકામાં દ્વેષભાવનો સર્વથા અભાવ હોવાથી તે મહામ બેગમ તથા દિલ્દાર બેગમ આદિ બેગમો સાથે પ્રેમભાવથી વર્ત્તતી હતી તેમ જ તેને પોતાને પરમેશ્વરે સંતાનસુખથી વંચિતા રાખેલી હોવાથી અન્ય બેગમો એટલે કે પોતાની સપત્નીઓનાં સંતાનોને પોતાનાં સંતાનોથી પણ અધિક પ્રિય માનતી હતી. તે જેવી સૌન્દર્યવતી હતી તેવી જ સદ્ગુણવતી હતી અને રુગ્ણ મનુષ્યની પરિચર્યામાં તે અતિશય દક્ષ હોવાથી જ્યારે પણ બાબર બીમાર થતો હતો ત્યારે પરિચારિકા તરીકે તો મુબારિકા જ તેની પાસે રહેતી હતી. તેને લોકો મુબારિકા બેગમ, મુબારિકા બીબી તેમ જ અફગાની આગાચા, એ પ્રમાણે ત્રણ ભિન્ન ભિન્ન નામોથી ઓળખતા હતા. મુબારિકા એક બેગમ કરતાં એક ફિરિશ્તન્ થવાની અધિક યોગ્યતા ધરાવતી હતી એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. અસ્તુ: હવે આપણે બાદશાહ બાબરની પોતાની પરિવર્તિત પરિસ્થિતિનું અવલોકન કરીશું.

# પ્રકરણ ૨૫ મું

## બાબરનો અન્તકાળ!

ગત પ્રકરણમાં જીવન તથા મરણ વચ્ચે ચાલતા ભયાનક યુદ્ધને દર્શાવનારી જે દશામાં આપણે શાહજાદા હુમાયૂનને જોયો હતો તેવી જ દશામાં અત્યારે બાબર પોતાની પર્યંકશય્યામાં પડ્યો હતો. હુમાયૂનની અને બાબરની દશામાં જે ભેદ હતો તે માત્ર એટલો જ કે હુમાયૂન મૃતતુલ્ય થઈ જતાં તેની વાચાશક્તિ તથા શ્રવણશક્તિનો પણ લોપ થયો હતો અને બાબરની વાચાશક્તિ તથા શ્રવણશક્તિ પૂર્વવત્ અવિચળ રહેલી હતી; માત્ર તેનું શરીર અત્યંત અશક્ત તથા નિર્બળ થઈ ગયું હતું. હુમાયૂનના ખંડમાંથી મૂર્છિતાવસ્થામાં તેને ગુલામોએ ઉપાડી લાવીને શય્યામાં સુવાડ્યા પછી યોગ્ય ઉપચારોના પરિણામે અલ્પ સમયમાં જ તે શુદ્ધિમાં આવવા લાગ્યો અને શુદ્ધિમાં આવતાંની સાથે જ શય્યા પાસે ઊભેલી મુબારિકા બેગમને તેણે જે પ્રથમ પ્રશ્ન પૂછ્યો તે એ હતો કે: "મારા નૂરેનજર હુમાયૂનની તબીયત કેમ છે?"

"શાહજાદા સલામતની તબીયત આગળ કરતાં ઘણી જ સારી છે; બુખાર

બિલ્કુલ ઉતરી ગયો છે અને હકીમો કહે છે કે એક બે દિવસમાં તે ચાલતો ફરતો થઈ જશે." મુબારિકા બેગમે બાબરના અંતઃકરણમાં આનન્દને ઉપજાવવામાટે આશ્વાસન આપ્યું અને તે આશ્વાસન બહુધા સત્ય પણ હતું.

મુબારિકા બેગમના મુખથી આ વાર્ત્તા સાંભળીને બાબર પોતાના આનન્દને દર્શાવતો બોલ્યો કેઃ "હજારો હજાર એસાન તે કરીમે કારસાજના કે જેણે મારા ગરીબના ચિરાગને રોશન રાખ્યો છે. હવે જો મારો ઇન્તકાલ થઇ જાય તો તેની મને જરા પણ ફિક્ર નથી!"

"પરવરદિગાર આપ નામદારને પણ શફા બક્ષશે અને અમારી દુવાને કબૂલ કરશે; માટે માયૂસ ન થાઓ અને રહમતે યજદાનમાં યકીન રાખો." મુબારિકાએ શુભ ભાવના દર્શાવી.

"મુબારિકા! હવે મારા દિલમાં જીવવાની ખ્વાહિશ છે જ નહિ અને તે એટલે સુધી કે જો પરવરદિગાર મને જિન્દગી બક્ષવાને તૈયાર હોય તો પણ હું તે લેવાની ના પાડું છું; કારણ કે, હુમાયૂનની જિન્દગીના બદલામાં હું મારી જાનનો સદકો આપી ચૂકયો છું અને તેથી જો હું જીવતો રહીશ તો વળી પાછી મારા શાહજાદાની જિન્દગી વબાલમાં આવી પડશે. એવો મારા દિલમાં ખોફ રહ્યા કરે છે; એટલામાટે હવે તો મારી જિન્દગીનો ચિરાગ જલ્દી બુઝાઈ જાય અને મારા શાહજાદાની હયાતીને આંચ ન આવે, એ જ વધારે સારું છે.

મૃત્યુને મુખ વિકાસીને પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલું જોવા છતાં બહાદુર બાબર લેશ માત્ર પણ ભયભીત થયો નહોતો અને તેણે પોતાના વિનોદી સ્વભાવને પૂર્વ સ્વરૂપમાં જ જાળવી રાખ્યો હતો; કારણ કે, જીવ માત્રને માટે મૃત્યુ અનિવાર્ય છે અને જે મૃત્યુને ટાળવાનો કોઇ ઉપાય છે જ નહિ તે મૃત્યુના આગમનથી ભયભીત થવું એ માનવ હૃદયની નિત્ય નિર્બળતા છે. એ ત્રિકાલાબાધ્ય તાત્ત્વિક સત્યને તે પોતે વિદ્વાન્ તથા કવિ હોવાથી સારી રીતે જાણતો હતો. છતાં પણ સર્વ મનુષ્યોનાં હૃદય એવાં દૃઢ તથા સબળ નથી હોતાં એ તત્ત્વ પણ તે જાણતો હોવાથી તેની સેવામાં દિવસ અને રાત્રિ નિરંતર અને અવિશ્રાંત ઉપસ્થિત તાર્દીબેગ તથા મુબારિકા બેગમ વિના કોઇ પણ તૃતીય વ્યક્તિને તે પોતાના નિકટમાં આવેલા અંતકાળની વાર્ત્તા કહેતો નહોતો. ત્રણ ચાર દિવસમાં હુમાયૂન રોગમુક્ત થતાં શય્યામાંથી ઊઠીને ચાલતો ફરતો થઈ ગયો અને તે પોતાના બીમાર પિદર પાસે પણ આવીને બેસવા લાગ્યો. હુમાયૂનને આવી રીતે પુનઃ આરોગ્યમંડિત તથા સશક્ત થયેલો જોઇને બાબરના હૃદયનો આનન્દ ઉભરાઇ જવા લાગ્યો અને અનન્યભાવથી તે પરમેશ્વરનો વારંવાર ઉપકાર માનવા લાગ્યો. પ્રથમ બાબરનાં શરીરમાં મૃત્યુનાં ચિન્હો સ્પષ્ટ દેખાવા માંડ્યાં હતાં પરંતુ ત્રણ ચાર દિવસ પછી તેની પ્રકૃતિ કાંઈક સુધરતી દેખાઇ અને તેથી તેના જીવનની આશા બંધાવા લાગી પરંતુ વાસ્તવિકતાથી એ પ્રકૃતિની સુધારણા નહિ પણ બુઝાઇ જવાની અણીપર આવેલા દીપકની બમણા બળથી ભડકતી શિખા અથવા જ્વાળા જ હતી; અર્થાત્ ધીમે ધીમે તેના શરીરને ક્ષીણ કરવામાટે તેની બીમારી લંબાતી

આવી હતી; પરંતુ એ ભેદ સારા સારા અનુભવી વૈદ્યો તથા હકીમોના જાણવામાં પણ ન આવી શકયો. બાબરની પ્રકૃતિને સુધરતી જોઇને હુમાયૂન એક અગત્યના કાર્યમાટે કાલિંજર જવાને રવાના થયો; પરંતુ પંદર દિવસમાં જ તેને બાદશાહની બીમારી ઘણી જ વધી જવાના સમાચાર મળતાં તે અવિશ્રાંત પ્રવાસ કરીને પાછો આગ્રામાં આવી પહોંચ્યો.

હુમાયૂને આવતાંની સાથે જ હકીમોને બાદશાહ સલામતની બીમારીને દૂર કરવામાટેના સારામાં સારા ઈલાજો કરવાનો હુકમ ફર્માવ્યો; પરંતુ બાદશાહ બાબરે હુમાયૂનને પોતાની પાસે બોલાવીને કહ્યું કે: “ હુમાયૂન ! હવે આ હકીમો મારી બીમારીને દૂર કરીને મારી તબીયતને સુધારી શકવાના નથી; કારણ કે, હવે આ ફાની જહાનને છોડી જવાનો વક્ત મારામાટે નજદીક આવેલો છે અને તેથી દવાદારૂ બેકાર છે; મારો તબીબ પરવરદિગાર છે અને મારી આરામગાહ દારૂલ્કરાર–કબ્ર–છે ! હવે હું આ જહાનમાં ચન્દરોજનો મેહમાન હોવાથી અને મારા ઇન્તકાલ પછી તું શહનશાહે હિન્દોસ્તાન હોવાથી મારું તને એ જ ફર્માન છે કે, ફજલે ખુદાથી તારી શાદી થઈ ગઈ છે અને તને બેગમ પણ બહુ જ લાયક મળી ગઈ છે તેમ જ તું એક ફર્જન્દનો પિદર પણ થઈ ચૂકયો છે એટલે મારી ગયરહાજરીમાં તારી હમ્શીરાઓને લાયક મર્દો સાથે પરણાવવાનું કામ હું તને સોંપું છું અને ઉમ્મીદ રાખું છું કે મારી ખોટને તું દેખાવા નહિ દે ! તારી પોતાની માદર અથવા તારી સુલ્તાના વાલિદા મહામ બેગમ તેમ જ તારી બીજી માદરોને પણ હમેશા ઇજ્જત આપતો રહેજે, તેમને કોઇ પણ રીતે ઓછું આવવા દઇશ નહિ અને તારી ફુઇઓ વગયરાને પણ હમેશા શાદમાન રાખવાની કોશિશ કર્યા કરજે. બીજી તને ખાસ ભલામણ એ આપવાની છે કે શાહી ખાન્દાનોમાં જે એક અત્યંત વિઘાતક દોષ જોવામાં આવે છે તે એ છે કે, બાદશાહનો ઇન્તકાલ થતાંની સાથે જ બાદશાહ થવામાટે ભાઇઓ વચ્ચે ઝગડો જાગે છે અને તેમાં જે જોરાવર હોય છે તે ફાવી જતાં બીજા ભાઇઓને કાંતો ઠાર કરાવે છે અને કાંતો તેમની આંખો ફોડાવીને, તેમને જિન્દગીની છેલ્લી ઘડી સૂધી જિન્દાનમાં રખાવીને, તેમને દારૂ કે અફીણના વ્યસનમાં ચડાવીને અથવા તો મક્કાની યાત્રાયે મોકલાવીને તેમના પર જુલ્મોનો અખંડ વર્ષાદ વર્ષાવે છે; પણ તું એ રિવાજનો ગુલામ થઇશ નહિ, પોતાના ભાઇઓ સાથે મહબ્બતથી વર્તજે અને તેમના લોહીથી તારા હાથોને રંગવાનો ખાબમાં પણ ગુનાહ કરીશ નહિ. કુટુમ્બકલેશનું મહા ભયાનક હાનિકારક પરિણામ થાય છે એટલામાટે પોતાના સ્વાર્થનો ભોગ આપીને પણ કુટુમ્બકલેશને ટાળવાની કોશિશ કરજે અને જે પરવરદિગારે તને શહનશાહ બનાવ્યો છે તે પરવરદિગારનો હમેશા ખરા દિલથી એહસાન માનતો રહેજે. ગુરૂર ફિરિસ્તાને શયતાન બનાવનાર હોવાથી કદાપિ મગરૂર થઇશ નહિ અને ખાકસારીને ભૂલીશ નહિ ! !”

“કિબ્લગાહ, આપનો આ ખાકસાર પિસર આપની આ નસીહતોથી ખિલાફ વર્તવાનો નથી અને જીવ જતાં પણ નાફર્માન થવાનો નથી, એ વિશે ખાતિરજમા રાખશો અને જે કાંઈ પણ ફિક્ર રહેલી હોય તેને દૂર કરી

દેશો." હુમાયૂને બાબરના ઉપદેશને શિરસાવંદ્ય કરીને આ પ્રમાણેનું અભિવચન આપ્યું.

હુમાયૂનના આ અભિવચનથી સંતુષ્ટ થઇને બાબરે પોતાના સર્વ વજીર, અમીર, સર્દારો તથા ફોજી અફસરોને પોતા પાસે બોલાવ્યા અને તેમને સંબોધીને તે ગંભીર ભાવ તથા ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યો કે: "મારા નમકહલાલ અને મારી સલ્તનતના સિતૂન વજીરો, અમીરો, સર્દારો તથા ફોજી અફસરો! આજે ઘણા દિવસથી મારા શાહજાદા હુમાયૂન મીરજાને* તખ્તનશીન કરી સલ્તનતને ચલાવવાનો ભાર તેના સરપર નાખીને 'બાગે જર અફશાન'માં રહી એકાન્તવાસમાં જિન્દગીને વીતાડવાનો ઇરાદો મારા દિલમાં થયા કરતો હતો; પરંતુ ફજલેહકથી મારી બીજી બધી ખાહિશો પૂરી થવા છતાં આ સખ્ત બીમારી આવી પડતાં એ એક જ ખાહિશ પૂરી થઈ શકી નથી. ગરજ કે, આ બીમારીએ જ્યારે મને મોતના દરવાજાપર લાવીને ઊભો રાખી દીધો છે, તો હવે તમોને મારું એ જ ફર્માન છે કે આજથી જ તમો મારી જગ્યાયે હુમાયૂન મીરજાને તમારા બાદશાહ તરીકે માની લ્યો અને મારા દેખતાં જ તમારા એ નવા શહનશાહના ખયરખાહ, વફાદાર તથા જાંનિસાર બન્દયે ફર્માન થઈ રહેવાના સોગંદ લ્યો. જીવ જતાં પણ હુમાયૂનને છોડશો નહિ અને બેવફા થશો નહિ."

વજીર, અમીર, સર્દારો તથા ફોજી અફસરોએ બાબરની આજ્ઞા અનુસાર હુમાયૂન સાથે વફાદારીથી વર્તવાના સૌગંદ લીધા અને એ સોગંદ લેતાં તેમના નેત્રોમાંથી અશ્રુની બળવતી ધારાઓ વહી નીકળી.

થોડી વાર સુધી ત્યાં મૌનનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું અને ત્યાર પછી વળી પાછો બાદશાહ બાબર હુમાયૂનને સંબોધીને કહેવા લાગ્યો કે: "હુમાયૂન! હવે તને મારે એક જ નસીહત આપવાની છે અને તે એ કે જો પ્રજાના નાયકો બલાઢ્ય હોય છે અથવા તો તેમના ધર્મમાં, આચારવિચારમાં, તેમની રૂઢિઓમાં તથા તેમની જીવિકાનાં સાધનોમાં પરિવર્તન કરી નાખવાની ચેષ્ટા કરાય છે; તો તેથી પરિણામે મહા ભયાનક અનર્થોનો ઉદ્દ્ભવ થાય છે એટલામાટે આ હિન્દોસ્તાનમાં ભિન્ન ભિન્ન લોકોનાં ભિન્ન ભિન્ન ધર્મ, આચાર, વિચાર, રૂઢિ તથા વ્યાપાર આદિમાં તું કદાપિ હસ્તક્ષેપ કરીશ નહિ તેમ જ તારા અધિકારીઓને પણ એવો હસ્તક્ષેપ કરવા દઇશ નહિ; કારણ કે, હિન્દોસ્તાનમાં અફગાનો સર્વને અપ્રિય થઈ પડ્યા છે તેનું કારણ એ જ છે કે અફગાનોએ ધર્મના નામથી હિન્દોસ્તાનની રૈયતપર જાતજાતના જુલ્મો ગુજારવામાં કશી પણ કચાશ રાખી નથી;

* 'મીરજા' શબ્દ ફારસી ભાષાનો હોઇને રાજકુમારના અર્થને દર્શાવનાર હોવાથી જ્યાં સુધી કોઇ પણ શાહજાદો તખ્તનશીન નથી થતો ત્યાં સુધી તેને 'મીરજા' કહેવામાં આવે છે અને ત્યાર પછી તેના નામની પૂર્વે 'સુલ્તાન' અથવા 'બાદશાહ' શબ્દ ઉમેરાય છે; જેમકે, સુલ્તાન મહમ્મદ મીરજા અથવા 'બાદશાહ બાબર' ઇત્યાદિ. એ જ અર્થને દર્શાવનાર અરબી ભાષામાં 'અમીર' તથા તુર્કી ભાષામાં 'ખાન' શબ્દ છે. 'ખાન' કરતાં કિંચિત્ ન્યૂન પદવીને દર્શાવનાર શબ્દ 'બેગ' છે.

સારાંશ કે, જો તું ધાર્મિક અત્યાચારને તિલાંજલિ આપી દઇશ અને રૈયતના માથાપર અસહ્ય કરભાર નાખવાના કુવિચારથી દૂર રહીશ, તો પછી તારું સામ્રાજ્ય સર્વથા નિષ્કંટક તથા નિર્ભય છે એમ જ તારે માનવાનું છે. એ જ પ્રમાણે આ વજીરો, અમીરો, સર્દારો તથા ફોજી અફસરો તેમ જ ફોજી સિપાહોને પણ હમેશા પોતાના સંબંધી પ્રમાણે ગણીને એમની સાથે પ્રેમભાવથી વર્ત્તતો રહેજે એટલે આપત્તિના સમયમાં એઓ તારામાટે આનન્દથી પોતાના પ્રાણ અર્પવાને તત્પર રહ્યા કરશે. મારી નસીહતનો સાર એટલામાં જ સમાઈ જાય છે કે તું પોતે પણ એક ઇન્સાન છે એ કદાપિ ભૂલીશ નહિ તેમ જ તું સર્વ સત્તાધીશ પરવરદિગારનો એક પ્રતિનિધિ છે એ પણ નિરંતર સ્મરણમાં રાખતો રહેજે. જે રાજા અથવા બાદશાહ 'હું પણ એક મનુષ્ય જ છું' એ વાર્ત્તાને ભૂલી જતો નથી તે રાજા અથવા બાદશાહ પોતાના અધિકારનો કદાપિ દુરુપયોગ કરતો નથી અને જે રાજા અથવા બાદશાહ પોતાને પરવરદિગારનો એક પ્રતિનિધિ જ માનતો રહે છે તે રાજા અથવા બાદશાહ પોતાના મનને કદાપિ ઉચ્છૃંખલ થવા દેતો નથી. રાજા અથવા બાદશાહ જ્યાં પોતાના અધિકારનો દુરુપયોગ કરતો અટકી જાય છે અને પોતાના મનને ઉચ્છૃંખલ થવા દેતાં અચકાય છે તેનામાં પ્રજાવાત્સલ્યનો સ્વાભાવિક ઉદય થવાથી તેનું પોતાનું તેમ જ તેની પ્રજાનું સર્વ પ્રકારે કલ્યાણ અને કલ્યાણ જ થાય છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા છે જ નહિ."

"આપ નામદારનો આ ખાકસાર પિસર આપ નામદારની આ નસીહત મુજબ વર્ત્તવાની કોશિશ કરશે, એમાટે જરા પણ શક રાખશો નહિ. કરીમે કારસાજ મારાપર કરમ કરે અને આ નસીહત મુજબ વર્ત્તવાની મને સદ્બુદ્ધિ આપે એ જ મારી તે કરીમે કારસાજના કદમ મુબારિકમાં એક માત્ર ગુજારિશ છે!"

"આમીન!" બાદશાહ બાબરે આશીર્વાદ આપ્યો અને વિશેષ ઉપદેશ આપતાં જણાવ્યું કે: "પરંતુ હુમાયૂન! રૈયતપર કાયદાનો સખ્ત અમલ કરવાથી રૈયત ઉશ્કેરાઇને ઘણીક વાર બાગી બની જાય છે તેમ જ કાયદાના અમલમાં હદથી વધારે ઢીલાપણું રાખવાથી રૈયત બાદશાહનું અપમાન કરવાને પણ તેયાર થાય છે, એટલામાટે તું એટલો કડવો ન થઇશ કે જેથી લોકો તને જહર સમજીને થૂકી નાખે તેમ જ એટલો મીઠો પણ ન થઇશ કે જેથી લોકો તને હલવો જાણીને ખાઈ જાય! અર્થાત્ આવશ્યકતા અનુસાર યથાપ્રસંગ ઉગ્રતા તેમ જ મૃદુતાને સમાન પરિણામમાં દર્શાવતો રહેજે અને પોતાનાં સર્વ કર્ત્તવ્યોનું પાલન કરીને પ્રજાનું પરિપાલન કરતો રહેજે એટલે રૈયત તારાથી હમેશા ખુશ રહેશે અને તને પોતાના પિતા પ્રમાણે પૂજ્ય ગણીને તારી આજ્ઞાને આધીન રહ્યા કરશે!"

"આ નસીહત આપવામાટે હું કિબ્લગાહનો નેહાયત એહસાનમંદ છું." હુમાયૂને કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

વિશેષ બોલવાથી બાદશાહના શરીરમાં પુનઃ અશક્તિ કિંવા નિર્બળતાનો આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી વજીર, અમીર, સર્દારો તથા ફોજી અફસરોને ત્યાંથી વિદાય થવાની સૂચના આપીને તેમના જવા પછી મુબારિકા બેગમને પોતા પાસે બોલાવી લીધી. મુબારિકાની સાથે માહામ બેગમ તથા દિલ્દાર બેગમ

પણ આવી લાગી અને તેઓ બાદશાહની શુશ્રૂષામાં પ્રવૃત્ત થઈ ગઈ. એક પ્રહર વિશ્રાંતિમાં વીત્યા પછી પુનઃ બાબરના શરીરમાં કિંચિત્ શક્તિનો આવિર્ભાવ થયો એટલે તે પોતાની બેગમોને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "મારા ઇન્તકાલના વકતમાં મારાં ઘણાં ખરાં આપ્ત અને આત્મીય જનો મારી પાસે છે એટલામાટે હું મને પોતાને બખ્તાવર માનું છું; પણ મારા નૂરેનજર કામરાન તેમ જ હિન્દાલ અત્યારે મારી પાસે નથી એમાટે મારા દિલમાં ગમ પણ તેટલો જ થાય છે. કામરાન તો હવે કાબુલથી અહીં આવી શકે તેમ નથી જ; પરંતુ જે હિન્દાલના કાબુલથી નીકળવાના સમાચાર ઘણા દિવસથી આવી ગયા છે અને અત્યાર સુધીમાં જેના આવી જવાની આપણે ઉમ્મીદ રાખતા હતા તે હિન્દાલ, મારો સર્વથી નાનો અને લાડકો માસૂમ શાહજાદો હિન્દાલ પણ હજી સુધી નથી આવ્યો તેનો શો સબબ છે? મારું દિલ તેના ચાંદ જેવા મુખડાને જોવામાટે બહુ જ તરસી રહ્યું છે અને તેથી તેના આવવામાં જેમ વધારે વિલંબ થતો જાય છે તેમ તેમ મારું દિલ માયૂસ તથા ગમગીન થતું દેખાય છે. તેની ખબર કઢાવો; તેને જલ્દ અહીં લાવવામાટે માણસોને સામા મોકલાવો!"

જે વેળાયે બાબર કાબુલમાંથી હિન્દોસ્તાનમાં આવવામાટે નીકળ્યો હતો તે વેળાયે તે પોતાના સર્વથી નાના શાહજાદા હિન્દાલને તેના મુહાફિજ અને શિક્ષક મીર ખુર્દ પાસે રાખી આવ્યો હતો કે જેથી તેના શિક્ષણમાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય ન થાય. જ્યારે તેના જનાનખાનાની બેગમો હિન્દુસ્તાનમાં આવવાને રવાના થઈ હતી ત્યારે તેઓ પણ હિન્દાલને પોતાની સાથે લાવી નહોતી. ત્યાર પછી બાબરનો તેને હિન્દોસ્તાનમાં બોલાવી લેવાનો વિચાર થવાથી તેણે હિન્દાલ તથા તેના શિક્ષક મીર ખુર્દપર હિન્દોસ્તાનમાં આવવામાટેનું ફર્માન મોકલી આપ્યું હતું અને તે ફર્માન મુજબ હિન્દાલ કાબુલમાંથી રવાના થઈ ચૂક્યો હતો; પરંતુ વચ્ચે મીર ખુર્દને ત્યાં શાદીના જલ્સામાં કેટલાક દિવસ રોકાઈ રહેવાથી તેના આગમનમાં અચિંત્ય વિલંબ થઇ ગયો હતો અને તે વિલંબ પુત્રવત્સલ બાબરની ચિન્તાનો વિષય થઈ પડ્યો હતો. હિન્દાલનો જન્મ ઇ. સ. ૧૫૧૯ માં થયેલો હોવાથી જ્યારે બાબર ઇ. સ. ૧૫૨૫ માં કાબુલમાંથી હિન્દોસ્તાનમાં આવવાને નીકળ્યો તે વેળાયે તેની અવસ્થા લગભગ છ વર્ષની હતી અને અત્યારે ઇ. સ. ૧૫૩૦ નું વર્ષ ચાલતું હોવાથી તેની અવસ્થા અગિયાર વર્ષની થવા આવી હતી. બાબરનો તે સર્વથી નાનો શાહજાદો હોવાથી જેમ બાબરનો પ્રેમ વિશેષ હતો તેમ જ તેની માતા દિલ્દાર બેગમનો પણ તે લાડકવાયો હોવાથી તે પણ તેને જોવામાટે અત્યંત આતુર થઈ રહી હતી. ઉપર જણાવ્યા પ્રમાણે હિન્દાલના આગમનમાટે બાબર અતિશય આતુરતા દર્શાવી રહ્યો હતો એટલામાં એક બાંદીએ આવીને એવા સમાચાર આપ્યા કેઃ-

"મીર ખુર્દ બેગના સાહબજાદા મીર બાકી બેગ આવી લાગ્યા છે અને તેઓ અહીં આવવામાટે આલમપનાહના ફર્માનની રાહ જોતા દરે દોલતપર ઊભા છે."

"બોલાવો, બોલાવો; તેને એકદમ અહીં બોલાવો." બાદશાહે હુકમ ફર્માવ્યો.

મીર બાર્દી બેગ પણ હિન્દાલનો સમવયસ્ક હતો અને તે સાથે તે હિન્દાલનો સહાધ્યાયી હોવાથી હિન્દાલની સાથે હિન્દોસ્તાનમાં આવ્યો હતો એટલે તેને આવેલો જોઇને બાદશાહે અધીરતાથી તેને પૂછ્યું કે: "મારો હિન્દાલ ક્યાં છે? તે અહીં ક્યારે આવવાનો છે? તેના વખતસર ન આવવાથી મારા દિલમાં કેટલી બધી ચિન્તા થયા કરે છે, એની તેને અથવા તને શી કલ્પના હોય વારુ?"

"ગેતીપનાહ! બખ્તાવર શાહજાદા સાહબની સવારી દેહલીમાં આવી પહોંચી છે અને તેઓ બહુધા આજે જ અથવા મોડામાં મોડા આવતી કાલે આપ નામદારની ખિદમતમાં હાજિર થઈ જશે, એમ હું માનું છું." મીર બાર્દીએ બાબરના હૃદયને શાંત કરનારું ઉત્તર આપ્યું.

"કમ્નસીબ છોકરા! મારા સાંભળવામાં આવ્યું છે કે તારાં માદર પિદરે તારી હમ્શીરાની કાબુલમાં શાદી કરી છે અને તને લાહોરમાં પરણાવ્યો છે એટલે તમારી એ શાદીઓના જલ્સામાં હિન્દાલને બેસબબ રોકી રાખીને તેના આગમનમાં વિલંબ કરી તમે જ મારી ચિન્તામાં વધારો કર્યો છે. પણ ખયર; જે થવાનું હતું તે થઈ ગયું છે અને તે આજે કે કાલે આવવાનો છે તો પછી તકરાર બેજા છે." આ પ્રમાણે મીર બાર્દીને નરમ ઠપકો આપીને બાદશાહે તેને પૂછ્યું કે: "એ તો ઠીક; પણ મારો હિન્દાલ પાંચ સાલમાં કેટલોક લાંબો વધ્યો છે અને તે કેવો દેખાય છે?"

એ વેળાયે મીર બાર્દીએ હિન્દાલ મીરજાનો સાયો પહેરેલો હોવાથી તે સાયાને બતાવતાં તે બોલ્યો કે: "શાહનશાહ સલામત! આ સાયો આ ફિદવીને હિન્દાલ મીરજાએ આપેલો હોવાથી આ સાયાની લંબાઈ અથવા ઉંચાઇથી આપ નામદાર જાણી શકશો કે અત્યારે શાહજાદા સલાનતની ઊંચાઈ કેટલી હોવી જોઇએ."

"મારી આંખોની રોશની ઓછી થયેલી હોવાથી હું દૂરથી એ સાયાને બરાબર જોઇ શકતો નથી એટલામાટે મારી પાસે આવ કે જેથી હાથ ફેરવીને મારાથી સાયાને જોઈ શકાય અને તેના યોગે હિન્દાલની ઉંચાઇનો ક્યાસ કરી શકાય." બાદશાહે મીર બાર્દી બેગને નિકટમાં આવવાનો હુકમ ફર્માવ્યો.

મીર બાર્દી નિકટમાં આવતાં બાદશાહે તે જરીયાન સાયાને બરાબર તપાસી જોયો અને મીર બાર્દીની ઉંચાઇથી હિન્દાલની ઉંચાઇનું અનુમાન કરી લીધા પછી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું કે: "આ તો ઠીક; પણ જો હિન્દાલ મારી જિન્દગીનો ચિરાગ ગુલ થઈ જવા પહેલાં જ આવી લાગ્યો હોત, મેં તેને મારી આંખોથી જોઇ લીધો હોત અને મારા હાથે જ તે અમાનતને તેની માદરના હાથમાં સોંપી દીધી હોત, તો મારે આટલી ચિન્તા ભોગવવી ન પડત! હવે તો જો તેના આવતાં સુધી પરવરદિગાર મારી હયાતીને કાયમ રાખે, તો જ મારાથી તેને જોઇ શકાય અને મારી આંખોને ઠારી શકાય!"

પરંતુ શાહજાદા હિન્દાલને જોવાનો અને તેને આગોશમાં લઇને ચૂમવાનો યોગ બાબરના ભાગ્યમાં લખાયલો ન હોવાથી હિન્દાલ દિલ્લીમાં રોકાઇ

ગયો અને તે દિવસ તથા બીજો દિવસ વીતી જવા ઉપરાંત બીજા પણ ચાર દિવસ વીતી ગયા, તો પણ તે આરામમાં ન આવ્યો. બાબરની સ્થિતિ પળે પળે વિશેષ અને વિશેષ નિરાશાજનક તથા ભયંકર થતી જતી હતી અને તેથી અંતે તેણે હિન્દાલના દીદારની આશાને ત્યાગીને પોતાના મનને પરવરદિગારમાં સંલગ્ન કરી દીધું અને સાંસારિક મોહમાંથી ચિત્તને સર્વથા વિરક્ત કરી દીધું. ઇ. સ. ૧૫૩૦ના ડિસેમ્બર માસની ૨૯ મી તારીખના પ્રભાતમાં પોતાનાં શાહજાદા, શાહજાદીઓ, બેગમો તથા અન્ય આપ્ત જનોના મધ્યમાં ઘેરાયલો અને મુખમાંથી વારંવાર 'કલામુલ્લાહ'ના પવિત્ર જપને ઉચ્ચારતો પોતાની લાશને કાબુલમાં દફનાવવાની સૂચના આપીને હિન્દોસ્તાનનો પ્રથમ મુગલ બાદશાહ જહીરુદ્દીન મહમ્મદ અથવા બાબર ગાજી આ અસાર સંસારમાંની પોતાની વિજયમંડિતા જીવનયાત્રાની સમાપ્તિ કરીને અને પોતાપાછળ વિશાળ કુટુંબ, વિશાળ સામ્રાજ્ય તથા વિશાળ યશસ્વિતા કિંવા કીર્ત્તિને મૂકીને અનંત સુખમય સ્વર્ગધામમાં શાશ્વત નિવાસ કરવાને ચાલ્યો ગયો. બાદશાહ બાબરના સ્વર્ગવાસથી તેના આત્મીય જનો તથા સ્વદેશ બાંધવોના હૃદયોમાં શોક થાય એ તો સ્વાભાવિક હતું; પરંતુ ભારતવર્ષમાં વીતેલા તેના પાંચ વર્ષના જીવનમાં જ તે એટલો બધો પ્રજાપ્રિય થઈ પડ્યો હતો કે તેના મરણથી ભારતવર્ષની હિન્દુપ્રજાનો શોક પણ અનિવાર્ય થયો હતો અને હિન્દુ તથા મુસલ્માનો સમાન શોકથી તેની પાછળ અશ્રુપાત કરતાં દેખાતાં હતાં.

જે વેળાયે બાદશાહ બાબરનો જનાજો શાહીમહલમાંથી કાઢવામાં આવ્યો તે વેળાયે અચાનક આકાશ અભ્રાચ્છાદિત થવાથી જાણે નિસર્ગદેવીએ પણ એ મહાપુરુષના મરણના શોકને દર્શાવવામાટે મલિનતાને ધારી લીધી હોયની ! એવો જ સર્વને ભાસ થવા લાગ્યો. બાબરના મૃતદેહને સુગંધિત જળથી સ્નાન કરાવીને ઉત્તમ કફનથી આવૃત્ત કરી જનાજામાં રાખવામાં આવ્યો હતો અને જનાજાપર હીરામોતી તથા જરીથી ભરેલું મૂલ્યવાન્ આચ્છાદન નખાયલું હતું. જનાજાના અગ્રભાગમાં ચાલતા મૌલવીઓ તથા મુલ્લાઓ એ શોકકારક પ્રસંગને અનુકૂલ ઇસલામ ધર્મનાં વાક્યોને ગંભીરતાથી ઉચ્ચારતા હતા અને 'કલામે શહાદત !'નો ધ્વનિ વારંવાર સંભળાતો હતો. મુસલ્માનો એક પછી એક જનાજાને સ્કંધ આપતા જતા હતા અને હિન્દુ પ્રજાજનો શોકદર્શક શ્વેત વસ્ત્રો તથા શ્વેત ટોપીઓ કે ફેંટા બાંધીને ગંભીર મૌનનું અવલંબન કરી નિમ્ન દૃષ્ટિથી પાછળ પાછળ ચાલ્યા જતા હતા. શહનશાહ હુમાયૂન તથા તેનો ભ્રાતા શાહજાદો અસ્કરી પોતે પણ જનાજાની સાથે સાથે બે બાજૂએ ધીમે ધીમે ચાલતા જોવામાં આવતા હતા. અન્તે જનાજાને અત્યારે જે સ્થાનમાં 'તાજમહાલ' શોભી રહ્યો છે તે સ્થાનમાં યમુનાના તીરપ્રાંતમાં લાવીને એક નૌકામાં મૂકવામાં આવ્યો અને નૌકામાં રાખીને બાદશાહની લાશને સામા તીરપ્રાંતમાંના 'રામબાગ' અથવા 'આરામ બાગ' નામના બગીચામાં પહોંચાડવામાં આવી. ગોરકનોએ ત્યાં કબ્ર ખોદીને તૈયાર રાખેલી હોવાથી બાબરની લાશને અંતિમ ધાર્મિક વિધિસહિત કબ્રમાં મૂકીને ઉપરથી માટી વાળી દીધા પછી ત્યાં જે પાંચસો મનુષ્યો ગયા હતા તેઓ

પાછા આ તીરે આવી લાગ્યા અને બીજા દિવસથી હુમાયૂનની તખ્તનશીની-માટેની તૈયારીઓ થવા લાગી.*

તાજપોશીનો જલ્સો પૂરો થતાં હુમાયૂને પોતાના અમીરો તથા સર્દારો આદિને સંબોધીને કહ્યું કે: "કેટલાક હાકિમો અને શહનશાહો તખ્તનશીન થતાંની સાથે જ કેટલાક ચાલાક તથા મતલબી મુસદ્દીઓના હાથનાં રમકડાં થઇને જૂના વફાદાર તથા તજરૂબાકાર અફસરોને કાઢી મૂકે છે અને નવાના તજરૂબાકાર તથા નકામા જેવા અફસરોની ભરતી કરીને પોતાના નુકસાન સાથે રૈયતનું પણ નુકસાન કરી નાખે છે એ હું સારી રીતે જાણું છું અને તેથી એવો કાંઇ પણ ફેરફાર કરવાની મારી ખાહિશ ન હોવાથી અત્યારે જે અફસરો જે ઓહદાપર છે તે જ ઓહદાપર હું તેમને કાયમ રાખું છું તેમ જ જાગીરદારોને મળેલી જાગીરો તેમ જ બીજા જે કાંઈ પણ હક્કો જેમને મળ્યા હોય તેમાં પણ હું દખલ કરતો નથી. વખત આવતાં હું મારા વફાદાર અમીરો, વજીરો તથા સર્દારોને બીજા લાભો પણ આપીશ અને તેથી હું આશા રાખું છું કે જેવી રીતે આપ મારા ફિરદૌસ મકાની કિબ્લગાહ **બાદશાહ બાબર** સાથે વફાદારી તથા જાંનિસારીથી વર્ત્તતા હતા તેવી જ વફાદારી તથા જાંનિસારીથી મારી સાથે પણ વર્ત્તશો અને મારી રૈયતને હમેશા શાદમાન રાખવાની તમારાથી બની શકે તેટલી કોશિશ કરતા રહેશો."

સર્વ સભાસદોએ ત્રણવાર હુમાયૂનના નામનો જયજયકાર કર્યો અને ત્યાર પછી સભાનું વિસર્જન કરવામાં આવ્યું. દરબારમાંથી ઊઠીને પોતાની માતાઓ તથા બહેનોને તેમ જ અન્ય આત્મીય અબળાઓને મળવામાટે તે મહલમાં ગયો અને ત્યાં તેમની સાથે મધુર ભાષણ કરીને તેમની તબીયતની ખબર પૂછવા સાથે હમ્દર્દી પણ દેખાડવા લાગ્યો. માતાઓ તથા બહેનોએ તેના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી અને અંતઃકરણપૂર્વક તેના કલ્યાણની ભાવનાઓ દર્શાવી.

* બાબરની લાશને તત્કાળ એ **'આરામ બાગ'**માં દફનાવવામાં આવી હતી ખરી, પરંતુ બાબરની પોતાની તેની લાશને કાબુલમાં દફનાવવામાટેની હુમાયૂનને આજ્ઞા મળેલી હોવાથી પછીથી **'આરામ બાગ'**માંની કબ્રમાંથી તે લાશને કાઢીને કાબુલ લઈ જવામાં આવી હતી કે જ્યાં શહરની પાસેની એક ટેકરીપર એક બગીચાના મધ્યમાં અદ્યાપિ તેની તુર્બત કાયમ છે અને ત્યાંના કેટલાક લોકો તેની જિયારતમાટે આવ્યા કરે છે. તે તુર્બતપર એવા આશયનો એક લેખ છે કે: "**બાદશાહ બાબર**નું શાશ્વત નિવાસસ્થાન સ્વર્ગ છે!"

**બાબરના મરણ પછી ચોથે દિવસે એટલે કે ઇ. સ. ૧૫૩૦ના ડિસેમ્બર માસની ૩૦મી તારીખ અને શુક્રવારે વલીઅહદ હુમાયૂન શહનશાહ તરીકે તખ્તનશીન થયો અને સર્વજનોએ તેનો શહનશાહ તરીકે સ્વીકાર કરીને તેને આશીર્વાદ આપ્યો કે: "શહનશાહ હુમાયૂનની ઉમ્ર સો સાલની થાઓ, તેની હમેશા તરક્કી થતી રહો અને તેની શહનશાહતમાં બકરી તથા વાઘ એક આરે પાણી પીતાં થઈ જાઓ કે જેથી રૈયત આરામમાં તથા ફુરસતમાં રહી શકે અને શહનશાહને દુવા આપતી રહે!"**

એ જ દિવસે સંધ્યાસમયે શાહજાદો હિન્દાલ દિલ્હીથી આગ્રામાં આવી લાગ્યો અને તેણે હુમાયૂનને બાદશાહ તરીકે ઉચિત માન આપ્યું. હુમાયૂને પણ હિન્દાલનો યોગ્ય સત્કાર કર્યો અને તેના પ્રતિ અતિશય મમતા, સ્નેહાર્દ્રતા તથા માયાળુતા દર્શાવીને રાજકોષમાંથી અનેક મૂલ્યવાન્ વસ્તુઓ આપીને તેને સંતોષ્યો. અસ્તુઃ હુમાયૂનની એ પછીની કાર્યકીર્તિ સાથે આપણી પ્રસ્તુત નવલકથાનો વિશેષ સંબંધ ન હોવાથી હુમાયૂનના વૃત્તાન્તની તે આપણે આટલેથી જ સમાપ્તિ કરીશું તો તે યોગ્ય જ કહેવાશે. તેના સંબંધમાં માત્ર એટલું જ કથન સંપૂર્ણ છે કે પોતાના સ્વર્ગીય પિતાની આજ્ઞા અનુસાર વર્ત્તનારો એક આજ્ઞાધારક પુત્ર તરીકે તેણે પોતાથી કરી શકાય તેટલો પ્રયત્ન કર્યો હતો અને તેથી કેટલીક આપત્તિઓમાંથી પસાર થવા છતાં અંતે તે હિન્દોસ્તાનનો એક આદિલ બાદશાહ થવાની નામનાને મેળવીને મહાન્ અકબર જેવા પ્રાતઃસ્મરણીય તથા કીર્તિમાન્ પુત્રના પિતાની પદવીથી મંડિત થવાના સૌભાગ્યનો પણ અધિકારી થયો હતો.

# પ્રકરણ ૨૬ મું

## બાબરની યોગ્યતા

મુગલવંશનો પ્રથમ બાદશાહ બાબર હિન્દુસ્તાન તથા એશિયાને એક બીજા સાથે જોડનારી સાંકળમાંની એક મધ્યવર્ત્તિની કડી સમાન હતો. ચંગેજખાન અને તૈમૂરલંગના સંબંધથી મુગલ તથા તુર્ક જાતિના સંમિશ્રિત ગુણો બાબરમાં ઊતરેલા હતા. અર્થાત્ મુગલોની નૈસર્ગિક દૃઢતા તથા તુર્કોની સ્વાભાવિક સાહસિકતા સાથે તેણે હિન્દુઓ એટલે કે રાજપૂતોની નિશ્ચિન્તતાને પણ મેળવી દીધી હતી. બાબર બાર વર્ષની અવસ્થાનો હતો તે વેળાયે તેના પિતાનો સ્વર્ગવાસ થયેલો હોવાથી તેણે એકંદર છત્રીસ વર્ષ પર્યન્ત રાજ્ય કર્યું. હતું એ છત્રીસ વર્ષના દીર્ઘ અવધિમાં વચ્ચે વચ્ચે અનેક વાર તેના હસ્તમાંથી રાજ્યાધિકાર નીકળી ગયો હતો; પરંતુ ભાગ્યની પ્રબળતાએ અંતે તેને ભારતવર્ષનો સમ્રાટ્ બનાવી દીધો હતો. બાબરની ભારતવર્ષમાંની એક સમ્રાટ્ તરીકેની કાર્યકીર્ત્તિ બહુ જ અલ્પ એટલે કે પાંચ વર્ષની જ હોવા છતાં અને તેનો એ પાંચ વર્ષનો કાળ પણ બહુધા યુદ્ધોમાં તેમ જ સામ્રાજ્યની વ્યવસ્થાની ચિન્તામાં વીતેલો હોવા છતાં પણ તે એક આદર્શ સમ્રાટ્ તરીકે પોતાની કીર્ત્તિને અજરામર કરી શક્યો હતો એ તેની સામાન્ય કિંવા સાધારણ યોગ્યતા તો ન જ કહી શકાય.

બાબર જ્યારે સમરકન્દમાં હતો તે વેળાયે તેણે કાવ્યરચનાનો અભ્યાસ કર્યો હતો. તે વેળાયે ઉત્તમ પાઠશક્તિને વિદ્વત્તાનું એક મુખ્ય ચિન્હ માનવાનો પરિપાઠ હોવાથી હિલાલી કવિ ત્રીસથી ચાળીસ હજાર કવિતાઓ અસ્ખલિત પ્રવાહથી બોલી જતો હતો અને તેથી બાબરે પણ પોતાની પાઠશક્તિને બહુ જ સારા સ્વરૂપમાં વધારવાનો પ્રયત્ન કરીને તે પ્રયત્નમાં વિજય પણ મેળવ્યો હતો. બાબરે એક નવીન લિપિ નિર્માણ કરીને તેનો પ્રચાર કર્યો હતો અને તે પોતાની કવિતા તથા ઇતર સાહિત્યકૃતિઓ એ નવીન લિપિમાં જ લખતો હતો. કાવ્યરચનામાં તે અતિશય કુશળ તથા નિપુણ હતો. શાહજાદો હુમાયૂન કાબુ-

લમાં હતો ત્યારે તેણે કેટલીક કવિતાઓ કરીને બાબરને બતાવી હતી અને તે વાંચીને બાબરે, તારામાં કવિતાની બે પંક્તિઓ પણ રસિકતાથી રચવાની શક્તિ નથી! એમ કહીને તેની નિર્ભર્ત્સના કરી હતી. તેને કવિતાની એટલી બધી મોહની લાગી ગઈ હતી કે સંકટના સમયમાં પણ તેણે કાવ્યરચનાના નાદને ત્યાગ્યો નહોતો. એ વિશે તે પોતે જ એક સ્થળે લખે છે કે: "હું નિત્ય સરાસરી બાવન કવિતાઓ રચતો હતો." વિદ્વાનો તથા સાધુ પુરુષોનો તે પૂર્ણ ઉપાસક તથા પુરસ્કર્તા હતો. તે લખે છે કે: "હિરાત નગરમાં એવા અસંખ્ય વિદ્વાનોનો નિવાસ છે કે તેમના જેવા વિદ્વાનો આ પૃથ્વીપટપરના અન્ય કોઈ પણ નગરમાં મળી શકે તેમ નથી. મૌલાના અબ્દુર રહમાન જામી એક મહાન્ વિદ્વાન્ તથા આદર્શ સાધુ પુરુષ છે અને તે એટલી સીમા પર્યન્ત કે તે મહાપુરુષના ગુણોને યથાર્થ સ્વરૂપમાં વર્ણવવાની શક્તિ મારામાં નથી!" ઇ. સ. ૧૫૦૭ માં હિરાત નગરમાં જે જે નામાંકિત કવિજનો તથા શિલ્પશાસ્ત્રીઓ—કારીગરો છે-તેમનું વર્ણન પ્રસિદ્ધ પાશ્ચાત્ય વિદ્વાન્ વાંબેરીએ આપેલું છે અને તેમાં તેણે તેમની એટલી બધી પ્રશંસા કરેલી છે કે આપણને તે અતિશયોક્તિ સમાન દેખાવાનો સંભવ હોવા છતાં બાબરના આ ઉદ્‌ગારથી તે પ્રશંસાને સત્ય માનવી જ પડે છે.

પ્રસ્તુત નવલકથામાં બાબરના સ્વભાવ તથા ચારિત્ર્યનું જે દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે તેથી એ તો સ્પષ્ટતાથી પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવી શકે તેમ છે કે બાદશાહ બાબર એક આદર્શ વીર નર તથા આદર્શ સભ્ય ગૃહસ્થ તેમ જ રસિકતાનો ભોક્તા કવિરાજ હતો. એમાં લેશ માત્ર પણ સંશય નથી. એક સમ્રાટ્ તરીકેની મહત્તાને શોભાવનારા બહુધા સર્વ સદ્‌ગુણોનો તેનામાં સંપૂર્ણ નિવાસ હતો. ધૂર્તતા, વિદ્વત્તા, પરિશ્રમશીલતા, સહનશક્તિ, મહત્ત્વાકાંક્ષા, ઉદારતા, પ્રજાપાલકતા તથા બંધુવત્સલતા આદિ નાનાવિધ ગુણોવડે તે મંડિત હતો. બાબરના આત્મચરિત્રનો આંગ્લ અનુવાદક મિ. આર્સ્કિન્ કહે છે કે: "એશિયાના સામાન્ય રાજપુરુષોથી બાબર સર્વથા ભિન્ન પ્રકારનો પુરુષ હતો અને તેનો જો કોઈ પણ વિશિષ્ટ ગુણ હોય તો તેની એ ભિન્નતા જ છે. માનવી પ્રાણીમાં જે કાંઈ પણ નૈસર્ગિક હોવું જોઇએ તે સર્વ તેનામાં હતું. તે ચાણક્ય, મમતાળુ તથા સાદો હતો અને અત્યંત મહાન્ અધિકાર હસ્તમાં આવી ગયા પછી પણ તેના એ ગુણોનો લોપ થયો નહોતો. કલ્પકતા તથા બહુગુણસંપન્નતાના વિષયમાં તો બાબરની સ્પર્ધા કિંવા સમાનતા કરી શકે તેવા રાજપુરુષો સ્વલ્પ સંખ્યામાં જ મળવાનો સંભવ છે. અકબરે ઉદાર રાજ્યપદ્ધતિનો પ્રચાર કર્યો હતો તેથી અકબરને અત્યારે ઉદાર સમ્રાટ્ તરીકે પ્રથમ પંક્તિમાં મૂકવામાં આવે છે અને કાપટ્યનીતિમાં ઔરંગજેબની કીર્તિ વિશેષ છે તેમ જ ચંગેજખાન તથા તૈમૂરલંગે બાબરના જીતેલા દેશો કરતાં શતાવધિ વાર વિશેષ દેશો જીતેલા હોવાથી વિજેતા તરીકે તેમની કીર્તિ પણ ચિરસ્મરણીય થયેલી છે; પરંતુ મનની ચપળતા તેમ જ સુખ તથા દુઃખ ઉભય પરિસ્થિતિઓમાં ધૈર્યને ન ત્યાગતાં આનન્દમયી તથા શાંત વૃત્તિને જાળવી રાખવાની દૃઢતા, માત્ર એટલું જ નહી, પણ રાજપુરુષોમાં સહસા જેમનો અભાવ જ હોય છે તે મિલનશીલતા, ધીરતા, વિદ્યાભિ-

રુચિ તથા તેમાં મેળવાયલી સિદ્ધિ આદિ ગુણોમાં તો જેને બાબર કરતાં ઉચ્ચ પંક્તિમાં તો શું પણ તેની સમાન પંક્તિમાં બેસાડી શકાય એવો બીજો કોઇ પણ એશિયાટિક બાદશાહ મળી શકે તેમ છે જ નહિ."

સામાન્યત: બાબરનો સ્વભાવ પરોપકારી તથા મધુર હતો; તથાપિ અનેક પ્રસંગે તેનામાં રહેલા તુર્ક સ્વભાવની ક્રૂરતાનો રંગ પણ તેનામાં અવશ્ય દેખાતો હતો. અફગાન સરહદપર એક વાર બળવાખોરોને ક્રૂરતાથી કત્લ કરાવી નાખ્યા હતા; ત્રણ હજાર અફગાનોનાં મસ્તકો કપાવીને તેમના સર્દારોનાં માથાં કાબુલ મોકલાવ્યાં હતાં અને બળવો થયો હતો તે સ્થાનમાં તે શત્રુનાં કપાયલાં મસ્તકોનો એક મીનાર રચાવ્યો હતો. હિન્દુસ્તાનમાં જ્યારે તેને વિષપ્રયોગથી મારી નાખવામાટેનો પ્રયત્ન કરાયો હતો ત્યારે પણ તેણે એવી જ ક્રૂરતાનો પરિચય કરાવ્યો હતો; છતાં પણ અનેક પ્રસંગે તેણે જે દયા, અનુકમ્પા તથા મનુષ્યત્વનો સાક્ષાત્કાર કરાવ્યો હતો તે સર્વથા અદ્વિતીય હતો અને એ કથનની સત્યતા તેના ઇબ્રાહીમ લોદીના કુટુંબ સાથેના તેમ જ નાદિરાખાનમ સાથેના સદ્વર્ત્તનથી તત્કાળ આપણા જાણવામાં આવી જાય તેમ છે. પોતાના પુત્રો સાથે તે એટલી બધી મમતાથી વર્તતો હતો કે કદાચિત્ તેની એ મમતાને કદાચિત્ વિઘાતિની મમતા પણ કહી શકાય; કારણ કે, બાબરની એ મમતા હુમાયૂનમાટે પછીથી દુર્દશાને લાવનારી જ થઈ પડી હતી; છતાં પણ એથી તેની મમતાના મહત્ત્વમાં ન્યૂનતા થવાનો સંભવ નથી. મન:સંયમ, મનોદૃઢતા તથા આત્મબળના વિષયમાં બાબર કેટલી સીમાપર્યન્ત અદ્વિતીય હતો એ તેના મદિરાત્યાગ તથા પુત્રના જીવનમાટે આપેલા પોતાના પ્રાણના બલિદાનથી જ જાણી શકાય તેમ હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા રહેતી જ નથી.

બાબરે પોતાના લખેલા આત્મચરિત્રમાં વારંવાર બે નિયમોનો ઉલ્લેખ કરેલો છે અને તે બે નિયમોને નિત્ય પોતાનાં નેત્રો સમક્ષ સજીવન મૂર્ત્તિ સમાન ઉપસ્થિત રાખીને તદનુસાર જ તે વર્તતો હતો. તે લખે છે કે: "વિજયને મેળવવો અને રાજ્યની વૃદ્ધિ કરવી, એ જ પ્રથમથી મારો ઉદ્દેશ હોવાથી એક વાર કે બે ચાર વાર પરાભવ થતાં હું ધૈર્યને ત્યાગીને સ્વસ્થ થઈ બેસી રહેતો નહોતો;" અને અન્ય "મૃત્યુ પછી પોતાની કીર્ત્તિમાં જેના યોગે કલંક લાગવાનો સંભવ હોય એવું વર્ત્તન બુદ્ધિમાન્ મનુષ્યે કદાપિ કરવાનું નથી." બાદશાહ બાબરના દર્શાવેલા આ બન્ને નિયમો પ્રત્યેક મનુષ્યે લક્ષમાં રાખવા યોગ્ય નથી કે શું? સારાંશ કે, તાત્કાલિક પરિસ્થિતિ તથા કાળના મહદન્તરના યોગે થતાં પરિવર્ત્તનોના વિચારને ત્યાગી દેવામાં આવે, તો રણધુરંધર, રાજનીતિપટુ અને વિદ્યાસંપન્ન બાબરની જુલિયસ્ સીઝર સાથે કોઈ પણ પ્રકારના પ્રતિવાદની શંકા વિના તુલના કરી શકાય તેમ છે; માત્ર એટલું જ નહિ, પણ બાબરની યોગ્યતા જુલિયસ્ સીઝરની યોગ્યતા કરતાં પણ અધિક અભિમાનોત્પાદક છે, એવી જ અમારી માન્યતા છે. બાબર ભારતવર્ષમાં મુગલ સામ્રાજ્યનો સંસ્થાપક હોવાથી જ નહિ, કિન્તુ તેના પોતાના સમસ્ત ચારિત્ર્યક્રમથી પણ હિન્દુસ્તાનના તેની પછી થયેલા સર્વ મુગલ બાદશાહોમાં નિ:સંશય અને નિર્વિવાદ સર્વથી વિશેષ પ્રશંસનીય તથા સન્માનનીય છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા છે જ નહિ.

જે વેળાયે બાદશાહ બાબર જન્નતનશીન થયો તે વેળાયે તેના રાજ્યનો કિંવા સામ્રાજ્યનો વિસ્તાર પશ્ચિમમાં મધ્યએશિયામાંની આમૂદરિયા નામક નદીથી પૂર્વમાં આસામ પર્યન્ત અને ઉત્તરમાં સિયાલકોટથી આરંભીને દક્ષિણમાં રણથંભોર પર્યન્ત હોઇને તેના સામ્રાજ્યની ઉપજ વાર્ષિક રૂપિયા સાડા છ કરોડની હતી. ( Talbot's Memoirs of Baber )

બાબરના હસ્તથી મુગલ સામ્રાજ્યની સ્થાપના થવાથી ઇતિહાસમાં તેનું નામ ચિરસ્મરણીય થઈ રહ્યું છે, એ સત્ય છે પરંતુ તેના પોતાના લખેલા આત્મચરિત્રના યોગે તેનું નામ વાઙ્મય અથવા સાહિત્યના ઇતિહાસમાં પણ અજરામર થયેલું છે, એ પણ અવશ્ય લક્ષમાં રાખવાનું છે. તે પોતે સુસંસ્કૃત હોવાથી અનેક મનુષ્યોના ગુણદોષોની તેણે માર્મિક ટીકા કરેલી છે અને પોતાના લેખો તથા કાવ્યો અનેક સંકટોના પ્રસંગોમાં તેમજ યુદ્ધકોલાહલના મધ્યમાં રહીને લખેલાં છે. તેના લેખમાં માર્મિકતા તથા સુરસતા ઓતપ્રોત ભરેલી છે; કારણ કે, કેવળ યુદ્ધો તથા આક્રમણોના શુષ્ક તથા નીરસ વૃત્તાન્તોમાં જ તેના આત્મચરિત્રની સમાપ્તિ થઈ નથી; કિન્તુ સંસારના અનેક નાનાવિધ પ્રસંગોમાં સંપૂર્ણ કસાયલો અનુભવી વિદ્વાન્ તથા બહુશ્રુત ગૃહસ્થ જેવા પ્રકારની ટીકાઓ કરી શકે છે, એવા જ પ્રકારની બાબરની ટીકાપદ્ધતિ છે. બાબર પોતે લખે છે કે: "જો શત્રુ શરણે આવ્યો હોય, તો તે શત્રુને પણ હું મારા કૌટુંબિક અથવા આત્મીયજન પ્રમાણે માનું છું અને તેની સાથે તેવું જ વર્તન રાખું છું........આમ લખીને આત્મશ્લાઘા કરવાનો મારો ઉદ્દેશ નથી: કારણ કે, આત્મશ્લાઘાના દોષને વ્હોરી લેવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા છે જ નહિ. જે જે ઘટનાઓ બનેલી છે તે સત્ય ઘટનાઓનો જ મેં મારા ગ્રંથમાં ઉલ્લેખ કરેલો છે. આ જ પર્યન્તના મારા આટલા લેખમાં સત્ય ન હોય એવો એક પણ અક્ષર મેં લખ્યો નથી. પિતા હોય કે ભ્રાતા હોય, છતાં કોઇનો પણ પક્ષ ન કરીને કેવળ નિષ્પક્ષપાત બુદ્ધિથી જ જે સત્ય છે તે જ મારી લેખિનીએ લખી દેખાડ્યું છે. સ્નેહી હોય કે શત્રુ હોય છતાં પ્રત્યેકના ગુણાવગુણોનો મેં અતિશય તટસ્થ બુદ્ધિથી જ પ્રકાશ કરેલો છે અને તેથી મારી સ્પષ્ટોક્તિમાટે મારાપર કોઇએ પણ રોષ કરવાનો નથી." આ ઉક્તિથી બાબરની સત્યપ્રિયતા, નિષ્કપટ ભાવના તથા સ્પષ્ટોક્તિ આદિ સદ્ગુણપરંપરાનો આપણને બહુ જ સારો પરિચય મળી શકે છે, એ નિ:સંશય છે.

બાબરને ભારતવર્ષમાં આટલી સીમાપર્યન્ત વિજય પ્રાપ્ત થયો હતો તેનું કારણ એ હતું કે તેણે પોતાના સૈનિકોને ઉત્તમ પ્રકારનું યુદ્ધશિક્ષણ આપીને સૈન્યમાં આદર્શ વ્યવસ્થા તથા નિયમશીલતા રાખી હતી અને તેના સૈનિકો પાસે ધનુષ્ય બાણ, ભાલા, ખંજર, ગદા, તથા બંદૂકો આદિ નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો હતાં. જો કે તે સમયની તોપો બહુ જ અપૂર્ણ અવસ્થામાં હતી, છતાં ભારતવર્ષના રાજાઓ તથા બાદશાહ પાસે તેમનો અભાવ હતો અને બાબર પાસે તે સમયના પરિમાણમાં તોપોનું સાધન પણ સારું હતું એટલે તોપોએ પણ તેના શત્રુઓને પરાજિત કરવામાં બહુ જ ઉત્તમ સહાયતા આપી હતી. ઉસ્તાદ અલી કુલી નામક એક ગોલંદાજ તેના તોપખાનાનો ઉપરી હતો અને તેના વિશે બા-

બરે લખ્યું છે કે ગંગા નદીના સેતુને ઓળંગતી વેળાયે ઉસ્તાદ અલી કુલીએ તોપોનો ઘણો જ સારો મારો કર્યો હતો. પ્રથમ દિવસે તેણે આઠ ગોળા છોડ્યા હતા અને ત્યાર પછી તે પ્રતિદિવસ પ્રભાતથી સંધ્યાકાળ પર્યન્ત સોળ સોળ ગોળા છોડવા લાગ્યો હતો." બાદશાહ બાબર રાજધર્મનો તથા રાજકર્ત્તવ્યનો કેટલી સીમાપર્યન્ત વ્યાવહારિક જ્ઞાતા હતો એ તેના હુમાયૂનપર લખેલાં જે બે પત્રો ઉપલબ્ધ થયેલાં છે તે પત્રોના વાચનથી સ્પષ્ટ દેખાઈ આવે છે. તેમાંનું પ્રથમ પત્ર આ પ્રમાણે છેઃ—

"વિઘ્નોનો વિચાર ન રાખતાં સંકટોમાં યાહોમ કરી પડવાના અને શસ્ત્રાસ્ત્રોવડે પરાક્રમને ગજાવવાના આ તારા દિવસો છે. ગમે તેવી અડચણ આવી પડે તો પણ તું પોતાના પ્રયત્નની પરાકાષ્ઠા કરી બતાવજે અને હિમ્મતને હારીશ નહિ; કારણ કે, આલસ્ય તથા આશંકાઓના અવલંબનથી રાજ્ય ટકી શકતું નથી. તારી સાથે મારો જે એક બીજો વાદ છે તે એ કે, 'આજે બે ત્રણ વર્ષથી તારા તરફનું કોઇ પણ માણસ મારી પાસે આવતું નથી. મેં અહીંથી જે લોકોને મોકલ્યા છે તેઓ પણ એક વર્ષ થવા છતાં પાછા આવ્યા નથી.' સ્નેહિમંડળને ત્યાગીને મારાથી આવી શકાતું નથી; એમ તું વારંવાર પોતાનાં પત્રોમાં લખ્યા કરે છે; પરંતુ એ સારી રીતે લક્ષમાં રાખી લેજે કે બાદશાહ અથવા હાકિમ થવા જેવું બીજું કોઈ પણ કયદખાનું છે જ નહિ અને તેથી 'સ્નેહિમંડળને ત્યાગીને મારાથી આવી શકાતું નથી;' આ શબ્દો તારા મુખને શોભાવતા નથી.

"મારા આગ્રહથી તું મારાપર પત્રો લખે છે ખરો; પરંતુ તે પત્રોને તું બીજી વાર કદાપિ વાંચી જોતો નથી; કારણ કે, જો તે પત્રોને જો તું બીજી વાર વાંચતો હોત, તો આવાં પત્રો લખીને મારાપર મોકલવાની તારી હિમ્મત થાત જ નહિ. તારા અંતિમ પત્રને વાંચતાં મારે કેટલો બધો પરિશ્રમ વેઠવો પડ્યો છે એની તને કલ્પના પણ થવી અશક્ય છે; કારણ કે, તે પત્ર સર્વથા અસ્પષ્ટ તથા અશુદ્ધ હતું. તને શુદ્ધ લખતાં આવડે છે છતાં પણ તારા હસ્તથી ઘણી ભૂલો થઈ જ જાય છે. પત્રમાં આટલી બધી દુર્બોધ્યતા શામાટે હોવી જોઇએ વારુ? તારા શબ્દોનો સંદર્ભ જોઇએ તેવો મળી શકતો નથી અને તેથી તારા લખવાનો આશય પણ તત્કાળ ધ્યાનમાં આવી શકતો નથી. તું પત્રમાં પોતાની વિદ્વત્તાને દર્શાવવાનો ડોળ કરે છે અને તેથી જ બધો ગોટાળો થઈ જાય છે. હવે પછી પત્ર સ્પષ્ટ લખજે અને સંદિગ્ધતાને રહેવા દઇશ નહિ. સરળ શબ્દોનો ઉપયોગ કરજે; કારણ કે, એથી લખનારને પણ ત્રાસ નથી થતો અને વાંચનારનો ત્રાસ પણ ઓછો થાય છે. અસ્તુ: સૈન્યની નિયમશીલતા તથા વ્યવસ્થાને જાળવવામાં સદા ચિન્તાશીલ રહેજે. તારા કલ્યાણને વારંવાર ચિન્તીને હું આ પત્રની સમાપ્તિ કરું છું. ગુરુવાર તા૰ ૧૩ મી રબી."

બીજું એક પત્ર ઇ. સ. ૧૫૨૮ ના નવેમ્બર માસની ૧૩ મી તારીખનું લખેલું છે અને તેમાં આગ્રામાં હાજી બેગમ અથવા કમરપાશાએ પુત્રને જન્મ આપ્યો હતો તેમાટે હુમાયૂનનું અભિનંદન કરીને બાબરે સમરકન્દ રાજ્યને મેળવવામાટેનો હુમાયૂનને અતિશય આગ્રહ કરેલો છે; કારણ કે, સમરકન્દથી આરંભીને બંગાલ પર્યન્તના અત્યંત વિશાળ પ્રદેશમાં પોતાની રાજસત્તા હોવી

જોઇએ એવી તેની તીવ્ર મનીષા હતી. તેણે એ પત્રમાં લખ્યું છે કે: "સંકટોની જરા પણ પરવા રાખીશ નહિ. ગમે તેવો પ્રસંગ આવી પડે તો પણ હિમ્મતને કાયમ રાખીને તેમાંથી પોતાના માર્ગને કાઢતો રહેજે; કારણ કે, આલસ્ય તથા વૈભવવિલાસ–અયશો આરામ–થી રાજ્ય અથવા બાદશાહીનો ટકાવ થઈ શકતો નથી. તારો ભ્રાતા કામરાન કાબુલનો સૂબેદાર છે તેની સાથે પ્રેમથી વર્ત્તીને તું આટલા દૂર અંતરપર એકલો છે એ વિશે શોક કરતો રહીશ નહિ. નિત્ય બે વાર દરબાર ભરીને સર્વની મુલાકાત લેતો રહેજે; સલાહકારોની મસ્લહત સાંભળીને તદનુસાર વર્ત્તજે અને સૈન્યનો યોગ્ય પ્રબંધ રાખવામાં કદાપિ પ્રમાદ કરીશ નહિ." આ પત્રોથી બાદશાહ બાબરની દીર્ઘદૃષ્ટિ, દક્ષતા તથા બુદ્ધિમત્તાનો કેટલી સીમાપર્યન્ત સાક્ષાત્કાર થાય છે એ સ્પષ્ટ હોવાથી એના વિશેષ સ્પષ્ટીકરણની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી

સારાંશ કે, બાદશાહ બાબરના આદર્શ ચરિત્રનું જેમ જેમ આપણે વિશેષ અને વિશેષ પરિશીલન કરીએ છીએ તેમ તેમ તેની નિર્ભીકતા, પ્રેમાળુતા, ઉત્સાહિતા, ધીરતા, વીરતા, નિશ્ચયશીલતા, આશાવાદિતા તથા ઉલ્લાસપૂર્ણતા સહિત અદ્વિતીય ધર્મપ્રિયતા તથા ઈશ્વરનિષ્ઠા આદિ સદ્ગુણપરંપરાના યોગે તેના વિશે આપણા હૃદયમાં અધિકાધિક આદરબુદ્ધિનો આવિર્ભાવ થાય છે: બાબરમાં જે એક મોટામાં મોટો અને અલૌકિક સદ્ગુણ તો વળી એ છે કે, તેણે પોતાના આત્મચરિત્રમાં પોતાના દુર્ગુણોને છુપાવવાનો લેશ માત્ર પણ પ્રયત્ન કર્યો નથી અને તેથી તેનાં ચરિત્ર ન વાંચતાં સત્યનું સજીવન ચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ આવીને ઊભું રહે છે. આ સર્વ કારણોનો એકત્ર વિચાર કરતાં બાબર બાદશાહ હોવા છતાં પણ એક આદર્શ સાધુ પુરુષ હતો એમ કહેતાં અમને યત્કિંચિત્ પણ સંકોચ નથી થતો. બાબરનું મૂળ નામ જહીરુદ્દીન હતું; 'જહીર' એટલે સહાયક, સંગી અથવા મિત્ર અને 'દીન' એટલે ધર્મ; અર્થાત્ જહીરુદ્દીન એટલે ધર્મસહાયક, ધર્મસંગી અથવા ધર્મમિત્ર એવા શબ્દના અર્થો થાય છે અને બાબરના સદ્ગુણોને જોતાં 'યથા નામા તથા ગુણાઃ' એ ઉક્તિ બાબરના નામમાં સાર્થક થયેલી દેખાય છે. એટલે કે, તે ધર્મસહાયક હતો, ધર્મસંગી હતો અને ધર્મમિત્ર પણ હતો; યુદ્ધમાં બાબર એટલે કે સિંહ હતો અને અમો તો આગળ વધીને એટલે સુધી બોલવાનું સાહસ કરીએ છીએ કે તે ઇસ્લામ ધર્મનો ઝળહળતો પ્રકાશ–'નૂરે ઇસ્લામ!'–હતો અને એ કારણથી જ પ્રસ્તુત નવલકથાનું 'બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ!' એવું શુભ નામાભિધાન રાખવામાં આવ્યું છે. અસ્તુ: બાદશાહ બાબરની જીવનયાત્રાની સમાપ્તિને આજે લગભગ ૪૦૦ વર્ષ જેટલો કાલાવધિ થઈ ગયો છે; મુગલિયા બાદશાહીનો અંત થયો છે; મધ્ય એશિયામાં પણ ત્યાંના તુર્કો રશિયાના તાબામાં ગયેલા હોવાથી મુગલોના નામનો ધ્વનિ સંભળાતો બંધ થયો છે અને બાબરના વંશનો પણ વિનાશ થઈ ગયો છે; છતાં બાબરનો ચરિત્રગ્રંથ તથા બાબરનો કીર્ત્તિદુર્ગ અદ્યાપિ

અવિચળ છે અને પ્રલયકાળપર્યન્ત અવિચળ રહેશે એવો સંભવ છે. કોઈ એક કવિએ સત્ય જ કહ્યું છે કેઃ—

"બાબર હુમાયૂં ના રહે ખુશકામ રહ ગયા;
મર્દોંકા આસમાંકે તલે નામ રહ ગયા!"

—

# પ્રકરણ ૨૭ મું

## ઉપસંહાર

બાદશાહ બાબરના મૃત્યુની તથા હુમાયૂનના રાજ્યારોહણની ઘટના પછી કમરપારાએ ઇ. સ. ૧૫૩૧માં એક પુત્રીને જન્મ આપ્યો હતો અને તેની તે શાહજાદીનું નામ અકીકા રાખવામાં આવ્યું હતું. એ જ સમયમાં ગુલંદામ પણ એક કન્યાની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી હતી અને તે પોતાના પ્રેમી શૌહર સાથે દિલ્લીમાં આનન્દમય જીવન વીતાડતી હતી. નાદિરાખાનમ પણ દિલ્લીમાં પોતાના જન્નતનશીન શૌહર આલમખાનના આત્માનું કલ્યાણ ઇચ્છી તેની તુર્બતપર નિત્ય પુષ્પો ચઢાવીને પરમેશ્વરના નામસ્મરણમાં એક સાધ્વી અને વિરક્તા યોગિની પ્રમાણે પોતાનું જીવન વીતાડી રહી હતી. બાબરના મૃત્યુની ઘટનાને લગભગ અઢી વર્ષ જેટલો સમય વીતી જવા આવ્યો હતો એવામાં આગ્રામાં અચાનક શાહી ખાન્દાનમાં બે શોકકારક ઘટનાઓ થોડા થોડા વખતના અંતરે બની ગઇ અને તે એ કે પ્રથમ તો બાબરની માનીતી બેગમ તથા હુમાયૂનની જન્મદાત્રી માતાનો સ્વર્ગવાસ થયો અને ત્યાર પછી એક માસમાં જ હાજી બેગમ અથવા કમરપારાના શાહજાદા અલ્અમાનના જીવનનો દીપક બુઝાઈ ગયો. પુત્રમરણનો શોક અનિવાર્ય થવાથી અને આગ્રાનો નિવાસ કાંઇક શોકવર્ધક લાગવાથી હુમાયૂન તથા હાજી બેગમ એટલે કે કમરપારા પોતાની શાહજાદી અકીકાને લઇને આગ્રાથી નીકળીને અમુક સમય પર્યન્ત દિલ્લીમાં રહેવાના ઉદ્દેશથી દિલ્લીમાં આવ્યાં. દિલ્લીના શાહીમહાલમાં તેઓ સંધ્યાકાળે પહોંચ્યાં અને ત્યાં તેમણે નાદિરાખાનમની પૃચ્છા કરતાં નાદિરાની એક બાંદીએ જણાવ્યું કેઃ "અત્યારે જનાબા નાદિરાખાનમ શાહી મકબિરામાં તેમના જન્નતનશીન શૌહરની કબ્રપર ફૂલ ચઢાવવાને ગયાં છે અને તેઓ હજી મોડાં આવશે. આજે કેટલાક દિવસથી નાદિરાખાનમની તબીયત લથડી ગઇ છે અને ખોરાક પણ બહુ જ થોડો લઇ શકાય છે; છતાં તેઓ હકીમને બોલાવી બીમારીને દૂર કરવાનો ઇલાજ કરાવતાં નથી અને ચાલવાની તાકત ન હોવા છતાં પણ બે વાર મકબિરામાં જવાથી બાજ આવતાં નથી. હવે તો આપ નામદાર તેમને સમજાવો અને તેઓ માને તો કાંઇ ઇલાજનો બંદોબસ્ત કરી શકાય."

નાદિરાખાનમ વિષયક આવા નિરાશાજનક સમાચાર સાંભળીને કમરપારાએ હુમાયૂનને મકબિરામાં ચાલવામાટેનો આગ્રહ કર્યો અને તેથી તેઓ બન્ને નાદિરાખાનમને જોવા તથા મળવામાટે મકબિરાની દિશામાં જવાને રવાના થયાં. અકીકા પણ તેમની સાથે જ હતી. તેઓ જ્યારે મકબિરાના દરવાજાપર આવી લાગ્યાં,

તે વેળાયે રાત્રિનો આરંભ થઈ ચૂકયો હતો અને અંધકારે વિશ્વમાં પોતાના અધિકારને વિસ્તારવા માંડયો હતો. મકબિરાના આંતરિક ભાગમાં આલમખાનની કબ્ર પાસે બેઠેલી નાદિરા કબ્રપર ફૂલ ચઢાવતી હતી અને તેની પાસે ગુલંદામ ગંભીરતાથી મૌન ધારીને બેઠી હતી એમ કબ્રપર બળતા દીપકના પ્રકાશમાં હુમાયૂન તથા કમરપારાના જોવામાં આવ્યું. નાદિરાના પવિત્ર કાર્યમાં તત્કાળ વિઘ્ન ન નાખવાના ઉદ્દેશથી હુમાયૂન તથા કમરપારા બહાર જ ઉભાં રહ્યાં. થોડી વારમાં જ ગુલંદામના ગીતારના તારોનો ઝણકાર અને તે સાથે નાદિરાના મધુર કંઠમાંથી નીકળતા નિમ્ન લિખિત પવિત્ર સંગીતનો ધ્વનિ તેમના શ્રવણોમાં પ્રવેશવા લાગ્યો:—

ગઝલ

"જો હયઁ તેરી રહમતકે ચમનમેં અય ખુદા ફૂલ;
સરતાજ ગૌહરકા મેરે વો હોવેં અતા ફૂલ.
શબ્બૂ, રહયાન, સમન ગુલ—જો હયઁ
જો બાગબાં થા બાગે મહબ્બતકા બાવફા;
વો સલબસા અબયે રહે કયા અયસા ખિલા ફૂલ?—જો હયઁ
તારાજ નાદિરાકા ઉમ્મીદે ચમન હુવા;
શબ્બૂ, રહયાન, સમનગુલ!
ગુલ્ચીંને ચમનમેં ન કોઇ બાકી રખા ફૂલ"—જો હયઁ

ગંભીરતાની પ્રતિમા સમાન મકબિરા અથવા સમાધિગૃહમાં આ ગંભીર સંગીતથી એક પ્રકારની વિલક્ષણ શોકોત્પાદક ગંભીરતાની છાયા છવાઇ ગઈ અને હુમાયૂન તથા કમરપારાનાં અંતઃકરણોમાં મહામ બેગમ તથા આલૂઅમાનજનના મરણનો શોક સજીવન હોવાથી તેમનાં નેત્રોમાંથી અશ્રુની અવિરલ ધારાનું પતન થવા લાગ્યું.

નાદિરાના ગંભીર સંગીતની સમાપ્તિ થતાં ગુલંદામે નાદિરાને સંબોધીને કહ્યું કે: "અસ્મતપનાહ નાદિરા બેગમ હવે આપણે મહલમાં ચાલીએ તો ઠીક; કારણ કે, આજની રાબ તે શબે તારીક છે અને મોડું પણ થઇ ગયું છે."

"ગુલંદામ, આજે કોણ જાણે શા સબબથી અહીંથી ઊઠવાની અને મહલમાં જવાની મારી ખાહિશ જ થતી નથી અને તે દિવસે કમરપારાએ આગ્રામાં જે ગઝલ ગાઈ હતી તેનું મને અત્યારે વારંવાર સ્મરણ થયા કરે છે. નાદિરા ખાનમે પોતાની મનોભાવનાને વ્યક્ત કરી બતાવી."

"તે કઈ ગઝલ, બેગમ સાહબા? ગુલંદામે પોતાને તે ગઝલનું સ્મરણ ન હોવાથી પુછયું.

નાદિરાએ તેના એ પ્રશ્નના ઉત્તરમાં તે ગઝલની નીચે લખેલી બે પંક્તિઓ ગાઈ સંભળાવી:—

"ન જિન્દગીમેં કભી હો ફુરકત, તુમ્હારી હમસે હમારી તુમસે;"
"બને નમસ્કે ભી દૂર તુર્બત, તુમ્હારી હમસે હમારી તુમસે!"

"પણ તેથી મહલમાં ન આવવાનું કાંઈ કારણ?" ગુલંદામે નાદિરાના શોકને ઘટાડવાના આશયથી કહ્યું.

"કારણ એજ કે આજે મારી રૂહ આ જિન્દાને જિસ્મમાંથી નીકળીને આજાદ થવાની છે; આ નાદિરા આજે આ ફાની જહાનને હમેશાને માટે છોડી જવાની છે અને આ નાદિરાની તુર્બત આ તુર્બતની પાસે જ બંધાવાની છે!" નાદિરાએ મહાલયમાં ન જવાનું કારણ દર્શાવ્યું.

"બેગમ સાહબા! આપ આ શું બોલો છો? આપની તબીયત નર્મ છે ખરી; પણ આટલા બધા ખૌફનો બાઇસ મને તો દેખાતો નથી. ચાલો; મહલમાં ચાલો અને બેચેની દેખાતી હોય તો હકીમને બોલાવીને દવા લઈ લ્યો. હું પણ આજે આપની પાસે જ રહીશ." ગુલંદામે આશ્વાસન આપ્યું.

"નહિ, ગુલંદામ! નહિ; હવે હકીમને બોલાવવાની અને દવા દારૂની કાંઇ પણ જરૂરત નથી; કારણ કે, મારી બીમારીને અને મારી બેચેનીને હકીમોના હકીમ પાકપરવરદિગારની મૌત નામની દવા વગર બીજી કોઇ પણ દવા દૂર કરી શકે તેમ નથી અને મને શફા આપી શકે તેમ નથી. વગાડ, તારા ગીતારને વગાડ અને છેલ્લી વાર મારા અરમાનોને જબાનથી જાહિર કરવાની મારી તમન્નાને જીવ ભરીને પૂરી કરી લેવા દે; કારણ કે, મારા જિસ્મમાં મૌતના આસાર ખુલ્લા દેખાવા માંડ્યા છે અને તેથી મહલમાં જઇને મરવા કરતાં અહીં મારા શૌહરના કદમોમાં જ મરી જવું, એમાં જ મારી રાહતે જિન્દગાની છે, એથી જ મારા દિલની હસરત હમેશાને માટે મટી જવાની છે!!" નાદિરાએ પોતાની માન્યતામાં દૃઢ રહીને આ ઉદ્‌ગારો કાઢ્યા.

ગુલંદામ નાદિરાના આ ઉદ્‌ગારોને વિક્ષિપ્તતા અથવા ઉન્માદના પરિણામ રૂપ માનવા લાગી અને તેથી તત્કાળ તેને સમજાવવાનો પ્રયત્ન ન કરતાં તેની આજ્ઞા અનુસાર તેણે ગીતારને વગાડવાનો આરંભ કરી દીધો. નાદિરા ગીતારના તારસ્વર સાથે પોતાના મધુર સ્વરને મેળવીને કમરપારાની ગજલની અંતિમ પંક્તિઓમાં કિંચિત્ પરિવર્તન કરી ગાવા લાગી કે:—

"હુવા હય અરમાને દીદ બેહદ, હુવા હય શૌકે વિસાલ અફ્‌જૂં;
મિટેગી અબ આજ દિલકી હસરત, તુમ્હારી હમસે હમારી તુમસે;
ન જબ્ત હમસે હુઈ મહબ્બત, ન જિન્દગાનીમેં લુત્ફ આયા;
ખુલેગી તુર્બતમેં રાહે રાહત, તુમ્હારી હમસે હમારી તુમસે!"

ગજલનો અંત જેમ જેમ નિકટમાં આવતો જતો હતો તેમ તેમ નાદિરાનો કંઠ મંદ તથા ક્ષીણ થતો જતો હતો અને તેથી ગુલંદામના હૃદયમાં ભીતિ પણ વધવા લાગી હતી. ગુલંબદામે ભયભીત સ્વરથી બાંદીઓને બહારથી અંદર આવવાનું કહ્યું; પરંતુ બાંદીઓને અંદર જતી અટકાવીને પ્રથમ કમરપારા અકી-

કાને એક બાંદીની ગોદમાં બેસાડીને અંદર ગઇ અને ત્યાર પછી હુમાયૂન પણ અંદર જઈ પહોંચ્યો. નાદિરા તથા ગુલંદામ તે રાજદંપતીને અચાનક આણીને વખતે આવી પહોંચેલા જોઇને આશ્ચર્યચકિત થવા સાથે પ્રસન્ન પણ થઈ અને નાદિરાએ તે રાજદંપતીને સંબોધીને ક્ષીણ સ્વરથી કહ્યું કે:—

"શહનશાહ સલામત અને બાદશાહ બેગમ! મારી જિન્દગીની આ છેલ્લી ઘડીયે આપ અહીં આવી લાગ્યાં છો એટલે આપની આ આમદને હું આસારે બખ્તાવરી માનું છું. હવે આપના કદમોમાં મારી એટલી જ ગુજારિશ છે કે મારી રૂહ પરવાજ કરી જાય એટલે પછી મારી લાશને આ મકબિરામાં અને અત્યારે હું બેઠી છું તે જ જગ્યામાં દફનાવીને તુર્બત બંધાવી મારા શૌહરની તુર્બત તથા મારી પોતાની તુર્બતપર સરેશામ રોજ ચિરાગ બાળવાની તેમ જ ફૂલ ચઢાવવાની વ્યવસ્થા કરાવજો તેમ જ મારી કબ્રપર હલ્મા પાસે કલા મુલ્લાહ વંચાવજો. બસ, મારી એટલી જ આખિરી તમન્ના છે અને આપ મારી એ તમન્નાને પૂરી કરશો એવી મારી ખાતિર જમા હોવાથી પરવરદિગાર આપને હમેશા શાદમાન રાખે એવી દુવા આપીને હું હવે પાકપરવરદિગારની બંદગીમાં મશગૂલ થાઉં છું અને આ ફાની જહાનને થોડા જ વક્તમાં છોડી જાઉં છું!"

નાદિરાના મુખમાંથી નીચે પ્રમાણે પરમેશ્વરનાં નામોનો ઉચ્ચાર સંભળાવા લાગ્યો:—

"અલ્-રહીમ, અલ્-બાઇસો, અલ્-કરીમ ગફ્ફાર;
અલ્-વદૂદ, અલ્-ગાફિરો, અલ્-હાકિમ દાદાર!
તોબા આજ કુબૂલ હો, અલ્-ગફૂર તવ્વાબ;
જેથી મારી રૂહને, થાય ન કાંઈ અજાબ!
યા અલ્લાહો, અલ્ વકીલ્, તું જ હિમાયતદાર;
તારો છે બસ આસરો, તું ઉતારજે પાર!"

જ્યાં સુધી જિવ્હામાં ચેતનશક્તિ હતી ત્યાં સુધી નાદિરાએ પ્રભુનામસ્મરણના વ્યવસાયને ચાલૂ રાખ્યો અને ત્યાર પછી કમરપાશાની ગોદમાં મસ્તક મૂકીને તે મનોગત નામસ્મરણ કરવા લાગી. હુમાયૂને કેટલાક ગુલામો તથા કેટલીક બાંદીઓને બોલાવીને બહાર ઊભાં રહેવાની આજ્ઞા આપી દીધી. નાદિરાએ જીવન તથા મરણ વચ્ચેની સ્થિતિમાં બહુધા સમસ્ત રાત્રિ વીતાડી દીધી અને જ્યારે ભૂમિ મોતી તથા ચાંદીની થઈ જાય તો પણ જેની આગળ તેનો કશો હિસાબ નથી હોતો એવો 'સલાતુલ ફજર' એટલે કે સવારની નમાજનો સમય થયો અને મસ્જિદના મીનારપરથી મુઅજ્જિનના મુખમાંથી નીકળેલો "અલ્લાહો અકબર! લાઇલાહા, ઇલ્લિલ્લાહ!" એ પ્રમાણેનો પવિત્ર નાદ સંભળાયો તેજ વેળાયે અચાનક નવીન ચેતન આવતાં નાદિરાએ પણ પોતાની જિહ્વાથી એ પવિત્ર શબ્દોને ત્રણ વાર ઉચ્ચાર્યા અને તે ઉચ્ચારતાંની સાથે જ તે જન્નતની હૂર જન્નતનશીન થઈ ગઈ.

પ્રથમ નાદિરાની લાશને મહાલયમાં લઈ જવામાં આવી અને ત્યાં ધાર્મિક વિધિ કર્યા પછી હુમાયૂને તે લાશને જનાજામાં પધરાવી ઇજ્જતો શાનથી તેજ મકબિરામાં પહોંચાડી ત્યાં જ દફનાવી અને ત્યાં એક સારી સુશોભિત કબ્ર ચણાવી દીધી. હુમાયૂને કરેલા પ્રબંધ અનુસાર ઈ. સ. ૧૮૫૭માં મુગલિયા શાહનશાહતનો અંત થયો ત્યાં સુધી આલમખાન તથા નાદિરાખાનમની તુર્બતોપર સંધ્યાકાલે ચિરાગ પ્રકટાવીને પુષ્પ ચઢાવવામાં આવતાં હતાં. નાદિરાની તુર્બતપર હુમાયૂને જે લેખ કોતરાવ્યો હતો તેનો આશય આ હતો:–

"તસ્વીરે રૌનક જિન્દાથી જો મેહરો માહકી;
યે કબ્ર હય ઉસ નાદિરા અસ્મત પનાહકી!"





## પેટંટ રાસકોપ સિસ્ટમ વોચ.

આ ઘડીઆલ ખીસામાં રાખવાનું ઘણું મજબુત છે. ૨૦ વરસ સુધી ચાલે છે. એમાં ૬ જુવેલ નંગ જડ્યા છે. એકવાર ચાવી દીધાથી ૩૬ કલાક ચાલે છે. કીં ૪-૦-૦ વીકલી એક વખત ચાવી લગાડવાથી આઠ દીવસ ચાલે છે ગેરંટી વરસ ૬ કીં રૂ ૯ અને રૂ ૧૨ મહારાજા વોચ આ ઘડીઆલ ફેન્સી ડાયલની બહુ ખુબસુરત અને મજબુત છે. ગેરંટી વરસ ૬ કીં. રૂ ૬-૮-૦ મહારાનો વાચ ઘડીઆલ બહુ ખુબસુરત અને મજબુત છે અને ૬ જુવેલ લાગેલા ફેન્સી ડાયલન છે ગેરંટી વરસ ૬ કીં રૂ. ૬ રીસ્ટ વોચ આ ઘડીઆલ હાથની કલાઇપર બાંધવાની છે. ગેરંટી વરસ ૪ કીં. રૂ. ૬ અને રૂ. ૮.

## અંધારા ઘરના ઉજેલા રેડીયમ વાચ.

આ ઘડીઆલ જોવામાં સુંદર મજબુત ટકાઉ અને એક એવી કારીગરી કરેલી કે જેથી અંધારામાં પણ ટાઇમ સાફ માલુમ થઇ જાય. ગેરંટી ૩ વરસની કીં. ૬-૮-૦ રિસ્ત વાચ આવોજ કીં. રૂ. ૬-૮-૦.

## ભગવતદર્શનની વીંટી.

આ વીંટીમાં રાધાકૃષ્ણ, ચીરલીલા, માખણચોરી લીલા, મહાદેવ પાર્વતી, રામ, લક્ષ્મણ, સીતા સહીત નાગલીલા, યમુનાજી, શ્રીનાથજી, ચાર ધામ-બદ્રીનારાયણ, જગન્નાથ, દ્વારકાનાથ ઇત્યાદિ જુદી જુદી વીંટીમાં દર્શન આપે છે. ૧૨ વીંટી જરમન સીલવરની કીમત ૧-૧૨-૦ પીતલની ૧૨ વીંટી રૂ. ૧-૮-૦ તાર શીખવાની ડેમી થોડી ઇંગ્રેજી પઢેલા માણુસ આનાથી તારમાસ્તર તુરત થઇ જાય છે. કીં. રૂ. ૨-૮-૦

## શીશુપાલથી દ્વેશ અને શ્રીકૃષ્ણથી હેત.

એમાં એક ડાબલાના અંદર રૂકમણીજીનું ચીત્ર હાથ જોડેલું છે. અને એક વીતરના મંદીરમાં એક તરફ શ્રીકૃષ્ણની મૂર્ત્તિ અને બીજી તરફ શિશુપાલની તસવીર છે, જ્યારે તમે શ્રીકૃષ્ણચંદ્રનું ચિત્ર રૂકમણીની મૂર્ત્તિને સામે કરશો તો તેજ વખત રૂકમણીજી હાથ જોડીને સામે ઉભા રહેશે. અને જ્યારે શિશુપાલની તસવીર સામી કરશો તો તેજ વખત મુખારવિંદ ફીરાવી લેશે. એ આશ્ચર્ય દેખીને વધારે આશ્ચર્ય માને છે. કીં. રૂ, ૨.

## વાસુદેવ પ્યાલા પિતળના.

એ પ્યાલામાં વાસુદેવજી શ્રીકૃષ્ણને ખોળામાં લીધા છે. એ પ્યાલામાં પાણી ભરવાથી જ્યાં સુધી શ્રીકૃષ્ણના ચરણને નહી લાગે ત્યાં સુધી એક ટીપું પણ નહી નીકળે અને જ્યાં ચરણ સ્પર્શ થયું કે એક ટીપું પણ પાણી પ્યાલામાં રહેશે નહિ, ન જાણે કઇ તરફથી નીકળે છે. જોનારને વિસ્મય થાય છે. કીં. રૂ. ૧ાા. જો માલ પસંદ ન આવે તો ચાર દીવસમાં પાછો વાપીશ કરી દેઓ.

**ગનેશ ટ્રેડીંગ કંપની ગોલપાડા-મથુરા.**

## મહાત્મા પાસેથી મળેલી અનુભવ સિદ્ધ દવાઓ.

**મફત! વીર્ય દીપીકા. મફત!!**

નીચે બતાવેલાં કોઈ પણ કારણથી ઓછું થયેલું અગર બીલકુલ ગુમાવેલું પુરૂશાતન પાછું આવે છેઃ—

૧ પેશાબ કરતી વખતે, પહેલાં અગર પછીથી ધાતુ જવાથી. ૨ સંસારસુખમાં ઘણું લુબ્ધ રહેવાથી. ૩ નાદાન ઉંમરમાં કુટેવથી. ૪ ઉંમરના પ્રમાણમાં વધારે ઓછી શક્તી નરમ પડે છે.

પરંતુ ઉપરની દવા વાપર્યાથી ધાતુનું પાતળાપણું, જાગ્રુમાં અગર સ્વપ્નામાં ધાતુનું ખલીત થવું, મગજમાં ચક્કર આવવાં, આંખે અંધારાં આવવાં, યાદદાસ્તનું કમી થવું, આંખોનું તેજ કમી થવું, હાથપગ તથા કમરમાં કળતર થવું, ભુખ નહી લાગવી, ઝાડો સાફ ઉતરવો નહી, શરીરનું સુકાવું. કવખતનું ઘડપણ અને છેવટમાં થતો ક્ષય, વાઈ, આંચકા તથા દીવાનાપણું વીગેરે મટી જાય છે.

અમોને રૂબરૂમાં મળવાથી ગરીબોને મફત આપવામાં આવશે અને બીજાઓને પંદર દિવસની દવાના (ખાવાની અને માલીસ કરવાની) રૂ. ૩) અને માસ ૧ ના રૂ. ૫) આપવા પડશે. એક માસ વાપર્યાથી જીંદગી સુધી આરામ રહેશે. ફી. રૂ. ૫ પોસ્ટેજ જુદું.

જો વિશ્વાસ ન આવે તો અમારી રૂબરૂમાં દવા વાપરી ખાત્રી કરી આપીશું. આ દવામાં રસાયણ નથી, જેથી ફુટી નીકળવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી. રૂબરૂમાં સરટીફીકેટો જોવા ખુલ્લાં છે.

જવાબ માટે ટીકીટ બીડવી.

**શા. વાડીલાલ મોતીલાલ પાલખીવાળા, એલ. ટી. એમ.**
૬૦ લુણસાવાડે **અમદાવાદ.**

ના સુંઘવાથી ઝામરના સણકા, આધાશીશી, પીનસ, શરદી કે ગરમીથી દુખતું મસ્તક, નાકના છેડ, દાઢનું કળતર એકંદરે કંઠથી મસ્તક સુધીના થતાં દરદો તરતજ મટાડે છે.

**કીંમત શીશી ૧ ના ૭ આના. ડજનના રૂ. ૩।।.**

**સુવાસીત તમ્બાકુની ગોળીઓ**—પેટનો અપચો, વાયુનો ગોળો, દમ, ખાંસી ઉપર અકસીર ઇલાજ છે. કીંમત પેકેટ ૪૮૦ ગોળીનાનો રૂ. ૧, ડજનના રૂ. ૧૦.

**ત્રિવેદીના સ્ટોકમાં બનતી ઓડીનરી**—છીકણીના ડાબાના એક રતલના ભાવ—સાદી માંગલોરી, રૂ. ૫). સુગંધી મદ્રાસી, રૂ. ૫). કસ્તુરીની લાલ, રૂ. ૩।. સાદી મદ્રાસી, રૂ. ૨।. કાળી ગુલાબની, રૂ. ૨।. લાલ ગુલાબની, રૂ. ૨।।. પીળી કેવડાની, રૂ. ૧।।. કાળી ધુરેલી રૂ. ૧।।. પીળી દળેલી, રૂ. ૧) તથા ખાવાનો સુવાસીત તમ્બાકુનો દાણો રતલ ૧ ના રૂ. ૫) થી ૨।। થી ૧।। સુધીનો દરેકનું પોસ્ટેજ જુદું. વધારે માહિતી પત્રથી પૂછવી.

**એ. એન. ત્રિવેદી છીકણીવાળા.**

**હેડ આફીસ** અમદાવાદ માંડવીની પોળ

**બ્રાંચ આફીસ,** સુરત ચઉટા પુલ.

# સુપ્રસિદ્ધ "સૂર્ય છાપ" કેસર.



આજકાલ દેવપૂજન અથવા અન્ય કામો માટે અસલ શુદ્ધ કેસર મેળવવું મહા કઠિન છે એટલા માટે સમસ્ત ધાર્મિક લોક અને અસલ ઉત્તમ ચીજ ચાહનારાઓ અમારા કેસરનો ઉપયોગ કરે છે. સર્વ સજ્જનોને નિવેદન છે કે.

# અશુદ્ધ નકલી કેસરથી બચો.

જો તમારે અસલી શુદ્ધ કેસર જોઈતું હોય તો અમારે ત્યાંથી મંગાવો. એકવાર કામ પાડવાથી અમારા કેસરની ઉત્તમતાનો પરિચય તમને થશે. અમને પ્રશંસા કરવાની કંઈ જરૂર નથી, કારણ કે.

સૂર્ય છાપનું કેસર—દેવમંદિરોમાં ઉત્સવો ઉપર અને રાજામહારાજાઓના દરબારમાં તથા લોકોના મોટા મેળાવડાઓમાં આજ પોણોસો વરસથી વપરાય છે.

**અડધો ઔંસ કેસર છુટક મળશે. બહારગામવાળાને વી. પી.થી મોકલવામાં આવશે.**

**મળવાનું ઠેકાણું:—એસ. નારાયણની કંપની,**

**૨૧, હમમ સ્ટ્રીટ કોટ—મુંબઈ.**

# સુખસંચારક કંપની ( મથુરાંની )

# અજબ વસ્તુઓ.

## સુધાસિન્ધુ

આ એક એવી ઔષધિ છે, કે જેની ૧ શીશી તો પ્રત્યેક ગૃહસ્થે મંગાવીને ઘરમાં રાખીજ મૂકવી જોઇએ. આ દવાની પરીક્ષા ૩૦ વર્ષોથી થઈ ગઈ છે અને સરકારમાં તે રજીસ્ટર થયેલી છે. પીવામાં આ દવા સ્વાદિષ્ટ હોવાથી સ્ત્રીઓ અને બાળકો પણ તે ખુશીથી પીએ છે, ભારતવર્ષનાં અગ્રેસર છાપાંએ અને જાણીતા વૈદ્ય ડાકટરોએ પણ એ દવાનાં વખાણ કર્યાં છે. આ એકજ દવાથી—કફ, ખાંસી, ઝાડો દમ, શૂલ, સંગ્રહણી, અતિસાર, અમુંઝણ, શરદીનો તાવ, ઈન્ફ્લ્યુઅંઝા, બાળકોને થતા પીળા ઝાડા, દૂધ પાછું કાઢવાની પીડા વગેરે રોગો કશા અનુપાન વિના દૂર થાય છે. શીશી એકના ૮ આના ટપાલ ખર્ચ ૧ થી ર સુધી ૩ આના.

## દદ્રુગજ કેસરી

અથવા ૨૪ કલાકમાં દાદરને હઠાવનારી દવા કશી વેદના કે તકલીફ વિના દાદરને જડમૂળથી દૂર કરનારી આ દવા છે. કીંમત ૧ શીશીના ૪ આના, ટપાલ ખર્ચ જુદું. બાર બાટલી લેનારને રા રૂ. ટપાલ ખર્ચ માફ.

## બાળસુધા

દુર્બળ અને કમતાકત બાળકોને માટે સર્વોત્તમ શીશીના આના ૧૨ ટપાલ ખર્ચ ०।=

**દેવનાં દર્શનની વીંટીઓ**—આ વીંટીઓમાં શ્રીરામ પંચાયતન, શિવપંચાયતન, શ્રીરાધાકૃષ્ણ, શ્રીનાથજી, શ્રીદત્ત આદિ દેવોનાં દર્શન કરી શકાય છે. કીંમત ડઝનનો રૂ. ૧॥ અડધો ડઝનથી ઓછી વીંટીઓ મોકલવામાં આવશે નહિ.

**શ્રીવાસુદેવ પ્યાલા**—આ પ્યાલામાં એક અપૂર્વ કરામત

છે. શ્રીકૃષ્ણને જ્યારે વાસુદેવ મથુરાંથી ગોકુળ લઈ જાય છે, ત્યારનો આ દેખાવ છે. જ્યાં સુધી પ્યાલામાં પાણી રેડતાં, એ પાણી શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ ન કરે, ત્યાં સુધી એક ટીપું પણ પાણી પડતું નથી, પણ જ્યાં એ પાણીને શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ થયો કે તુરતજ બધું પાણી પ્યાલામાંથી બહાર નીકળી જાય છે. કીં૦ રૂ. ૧

**કૃષ્ણ-રૂકમિણી**—આ પણ મથુરાંની એક બીજી કરામત છે. આમાં કૃષ્ણ અને શિશુપાળનાં ચિત્રો છે જ્યારે શ્રીકૃષ્ણનું ચિત્ર સામું ધરો, ત્યારે રૂકમિણી હાથ જોડીને સામે ઉભાં રહેશે અને જ્યારે શિશુપાળનું ચિત્ર સામું ધરો, ત્યારે રૂકિમણીજી મોઢું ફેરવી લેશે. કીંમત રૂ. ૧॥

**રામ-સીતા**—આ પણ ઉપર જણાવેલીજ કરામતનું અનુકરણ છે તેમાં રામ રાવણ અને સીતાજીનાં ચિત્રો છે. કીં. રૂ. ૧॥

**ચંદનનું હોલ્ડર**—અસલ ચંદનનું સ્વદેશી બનાવટનું આ હોલ્ડર છે. લખવાના કામ સાથે સુખડની મધુરી ફોરમ બહેકી રહે છે. કીંમત ડઝનના રૂ. ૩, ત્રણથી ઓછાં મોકલવામાં આવતાં નથી.

**રમકડાં**—બાળકોને રમવાનાં ૩૨ રમકડાં પીત્તળનાં બનાવેલાં છે એટલે તે ભાંગી જવાની બીક નથી રહેતી. કીંમત નાની સાઈઝ રૂ. ૨ મોટી સાઈઝ રૂ. ૪

## વિગતને માટે મોટું સૂચિપત્ર મફત.

જો કોઇને મથુરાંથી કોઇ ચીજ મંગાવવી હોય તો અમારે ત્યાંથી મંગાવજો. જો આપ કે આપના મિત્ર મથૂરાં આવો, તો અમારા કારખાનામાં અવશ્ય પધારો. કારખાનું મથુરાંજીના પ્રસિદ્ધ વિશ્રાંતઘાટના પાસેજ છે અને અમારા કારખાનામાંજ સુખસંચારક નામની ટપાલ ઓફિસ છે. નામ ઠામ ચોખ્ખા અક્ષરે લખો.

**સુખસંચારક કંપની મથુરા.**

**એક સાથે રૂ. ૧૦ ની ખરીદી કરનારને રૂ. ૨) નાં નોવેલો ભેટ.**

| | | | |
|---|---|---|---|
| રતન સોડજનું રમખાન ... | ૨-૮ | જીગર કે ડીગર ... ... | ૨-૦ |
| મુશ્કીન આશાન... ... | ૨-૮ | મનોરમા સચિત્ર... ... | ૧-૮ |
| નીમક હરામ ... ... | ૨-૦ | દુઃખી દીના ... ... | ૨-૮ |
| શેહેશ નહિ મેહેશ... ... | ૨-૦ | કોહડભેક સચિત્ર ... ... | ૩-૦ |
| ટોચકા સંગ્રહ ... ... | ૨-૦ | મેડોજ ટેલર બળવા વખતનું. | ૧-૮ |
| એક પથરના પ્રતાપ ... | ૨-૮ | બસ તારેજ ખાતર ... | ૨-૦ |
| વીસલાખનો વારસો સચિત્ર... | ૨-૮ | રાજના રીપુ ભા. ૧-૨ ... | ૪-૦ |
| લફંગો લવજી ... ... | ૨-૮ | ડીટેકટીવ દેવેન્દ્ર ... ... | ૧-૪ |
| ઘેલાઘાચીનું કુટુમ્બ ... | ૨-૦ | સ્નેહલતા ... ... | ૧-૦ |
| બેચેન દુનીયા ... ... | ૨-૦ | નલીનીકાન્ત ... ... | ૧-૪ |
| દુનીયા કે દોજખ ... | ૨-૮ | વિશ્વરંગ (ઠકુર ના. વી. ક.)... | ૧-૦ |
| નુરજહાન ... ... | ૧-૦ | શ્વેતભાનુ ... ... | ૧-૮ |
| ભુંડાનો ભેદ ... ... | ૨-૦ | પ્રભાત ઐતિહાસીક | ૧-૮ |
| મેચીમકારો ... ... | ૨-૦ | અલકાનો પ્રવાસ ... | ૧-૮ |
| સોનારણ ... ... | ૩-૦ | ભદ્રમભદ્ર સચિત્ર ... | ૧-૮ |
| રૌનક મહાલ ... ... | ૨-૮ | અનુપ કુમારી ... ... | ૧-૮ |
| સુલતાના ... ... | ૪-૦ | બ્રહ્મચારિણી ... ... | ૧-૮ |
| દુઃખી દાદીબા સચિત્ર ... | ૫-૦ | આનંદ મંદીર ... ... | ૧-૮ |
| ધર્મવિજય અદભુત નોવેલ ... | ૭-૦ | સહેનશાહ જહાંગીર ... | ૧-૦ |
| કુસુમ કળા રસીક નોવેલ ... | ૩-૮ | મહારાસ્ટ્રી કથાકુંજ ... | ૧-૦ |
| ડુબતું વહાણ (રવીન્દ્રનાથ)... | ૩-૦ | ઉમાજી નાયક ... ... | ૧-૦ |
| ગુલઝાર... ... ... | ૨-૦ | સતી ત્રિવેણી ... ... | ૧-૮ |
| મહેરે અલ્લા ... ... | ૨-૦ | જાપાનીસ જાસુસ ... | ૧-૮ |
| ઝેહરે કાતીલ ... ... | ૧-૮ | સુધરેલી સીતા ... ... | ૧-૮ |
| દોલતે દુનીયા ... ... | ૨-૦ | ચાંદબીબી સચિત્ર ... | ૧-૮ |
| હકદારનો હક ... ... | ૧-૮ | જનાનખાનાની બીબીયો ... | ૧-૮ |
| સ્નેહમાં સંકટ ... ... | ૧-૮ | રજીયા બેગમ ... ... | ૧-૦ |
| તકલીદી તાજ (મસરેક) ... | ૩-૦ | ચક્રવતી બાપા રાવળ ... | ૧-૦ |
| ખુબસુરત પાદશા બેગમો ... | ૧-૮ | પદ્માખ્યાન ... ... | ૧-૦ |
| તકદીરની તકલીફ (મસરેક)... | ૨-૮ | ગુલઝારે શ્રી ચરિત્ર ... | ૧-૪ |
| એક અબળાનો કીનો ... | ૧-૮ | કીસમત ને કીસ્તી ... | ૧-૮ |
| જગતનો ફાસો ... ... | ૨-૦ | યાત્રી ઉરમીલા ... ... | ૧-૮ |
| કુદરતનો કહેર ... ... | ૨-૦ | સશિબાળા યાને ભયંકર મઠ. | ૧-૦ |
| સીતમગર ... ... | ૨-૦ | પદ્મલતા કંટકમાં ગુલાબ ... | ૧-૧૨ |
| હમસીર કે સમસીર ... | ૨-૦ | ખુખ્યુ ખંજર ... ... | ૧-૦ |
| સુંદરી (એક સીરોમણી સતિ) | ૧-૦ | તલવારની ધાર ... ... | ૧-૦ |
| જયા સંસારીક કથા ... | ૧-૦ | નુરે નજર ... ... | ૧-૦ |
| મણી અને માધવ ... | ૧-૦ | આચાર દર્શન ... ... | ૧-૪ |
| કરંલાલના કારત્રા ... | ૧-૦ | પુત્રધર્મ ... ... | ૦-૧૨ |
| ભાગ્યહીન કુસુમ... ... | ૧-૪ | કન્યા વિક્રય ... ... | ૧-૪ |
| મોહીની ઉત્તમ નવલ કથા ... | ૧-૦ | સદ વિદ્યાના ફળ... ... | ૦-૧૨ |
| સત્યધર્મ જ્ઞાન શીક્ષા ... | ૧-૮ | વાર્તા વિહાર ... ... | ૧-૦ |
| ટોડ રાજસ્થાન બન્ને ભાગ... | ૧૦-૦ | આંતર ધ્વની ... ... | ૧-૪ |
| શાન્તિદા ઘણીજ બોધક ... | ૦-૧૨ | સંસાર યાને સુધા ... | ૧-૦ |
| ગુજરાત સર્વ સંગ્રહ ... | ૨-૦ | નીતિલતા કુંજ ... ... | ૧-૦ |

**એલ. એમ. ઠક્કર કાલકાદેવી રોડ-મુંબઈ.**

# ભીખા કલ્યાણજીની કંપની

## મુલ્ક મશહુર દવાઓ.

**રેડબામેકા સાર્સાપરિલા**—(આયોડાઇઝડ) પોટાશ આઇડીન મેળવેલી—બગડી ગયેલા લોહીને સુધારવાનો ચોક્કસ ઇલાજ નાની બાટલી રૂ. ૧—૮—૦ મોટી બાટલી રૂ. ૨—૮—૦

**ગાંડીવ એન્ટી રૂમેટીક બામ**—દરેક જાતના માથાના દુખાવા ઉપર તેમજ સંધિવા માટે ઉત્તમ ઉપાય. બાટલી ૧ નો રૂ. ૦—૮—૦.

**બકાલ ઑઇન્ટમેન્ટ**—દાદરને માટે ખાસ મલમ દરેક જાતની દાદરને માટે અકસીર ઇલાજ. બાટલી ૧ ના રૂ. ૦—૪—૦

**ફીવર મીક્ષ્ચર**—ગમે તે જાતના તાવને માટે અકસીર મીક્ષ્ચર ફક્ત ત્રણ ડોઝ લેવાથી આરામ થાય છે. બાટલી ૧ ના રૂ. ૦—૧૨—૦.

**સંજીવન મીક્ષ્ચર**—ઝાડા ઉલટી કોલેરા અજીર્ણ વાયુનો ગોળો વગેરે માટે અકસીર ઇલાજ. બાટલી ૧ રૂ. ૦—૧૦—૦.

**તાવની ગોળીઓ**—દરેક જાતના તાવને માટે અકસીર ઇલાજ. બાટલી ૧ નો રૂ. ૧—૪—૦.

**જુલાબની ગોળીઓ**—ફક્ત બે ગોળીથી દસ્તનો ખુલાસો થાય છે. બાટલી ૧ નો રૂ. ૦—૮—૦.

**બાલજીવન સોરપ**—બચ્ચાંનાં તમામ દર્દો માટે ખાસ અનુભવસિદ્ધ ઇલાજ. બાટલી ૧ રૂ. ૦—૧૨—૦.

**કફપીલ્સ**—દરેક જાતની ખાંસીને માટે ઉત્તમ ગો. બા. ૧ રૂ. ૦—૪—૦

**વીંછીની દવા**—વીંછીના ડંખ ઉપર તાત્કાલિક અસર કરે છે. બાટલી ૧ રૂ. ૦—૮—૦.

**ગાનોરીઆ ગ્રેન્યુલ્સ**—ગરમી તથા પ્રમેહને માટે અકસીર ઇલાજ. બાટલી ૧ રૂ, ૧—૦—૦.

**વેજીટેબલ હેર ટૉનીક**—બાળને વધારનાર તેમજ મગજને પુષ્ટિ આપનાર શુદ્ધ વનસ્પતિના અર્કનું બનાવેલ તેલ. બા. ૧ રૂ. ૦—૧૨—૦.

**ડુપીલેટરી પાવડર**—નકામા બાલ નાબુદ કરનાર ચમત્કારિક પાવડર. બા. ૧ રૂ. ૦—૪—૦,

**દાંતની દવા**—દાઢ તેમ જ પેઢાના દુખાવા માટે અકસીર ઇલાજ. બા. ૧ રૂ. ૦—૮—૦.

**ભીખા કલ્યાણજીની કં૦**

જથાબંધ તથા પરચુરણ દવાના વેપારી.

બાહારકોટ ગણેશવાડી મુંબઈ.

**રાજા હેરીહાસ**—અથવા **રમણીની રણભુમિ**–જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મહોન્મત્ત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું મૂલ્ય રૂ. ૨–૮–૦.

**રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપ લીલા**–ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨–૦–૦.

**સંતાપ શયતાન**—અથવા કામાંધનાં કાળાં કામ–ભા. ૧–૨–૩ કામથી અંધ થએલાં મનુષ્યો આ જગત્માં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? ખાંમાં રા : બગલમાં છુરી લઇ ફરનારા, મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનુ આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. દરેક ભાગની મત રૂ. ૧–૧૨–૦ મુજબ કુલ રૂ. ૫–૪–૦.

**કલંદરની કટાર**—અથવા સંસાર ખાંડાની ધાર–ભાગ ૧–૨–૩ શયતાની ચક્કર, ભોંયરામાંના ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સવ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગનું મૂલ્ય ૬—૧૨—૦

**મણી મોહન**—ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલા વાર્તાનાં પુસ્તકોમાં મણીમોહન પહેલા વર્ગમાં મુકવામાં આવે છે. ટુંકામાં જો મનનો પુરો આનંદ મેળવવો હોયતો મણીમોહન જરૂર વાંચો. પાકું પુઠું કિં. રૂ. ૨॥

**સ્નેહમયી અને વિજયમયી**—બે યુવતીઓની આ નવલકથા વાંચવા લાયક છે પાકું પુઠું કીં. રૂ. ૨

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્ભુત બનાવોથી ભરપુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું કીં. રૂ. ૨

**અલ્લાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપુત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાંચ ચિત્રો છે પાકું પુઠું કિંમત રૂ. ૨

**કુતરો કે કાળ ?**—આ નવલકથામાં ડિટેક્ટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ બહાદુરાઇ અને કુશળતા વાપરે છે, તેની ખુબી ઓરજ છે. પાકું પુઠું મૂલ રૂ. ૨॥

**ખુન કે જાદુ ?** આ ડિટેક્ટીવ નવલકથા એટલી અદ્ભુત છે કે વાચક તેના પ્રવાહમાં ખેંચાતા સમજી શકશે નહિ કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદુનો કોઇ પ્રયોગ હશે ? ચિત્રો સાથે પાકું પુઠું કિંમત રૂ. ૧

